# અનુવાદકના બે બોલ

પુનાના રા. રા. શિ. લ. કરંદીકરે મરાઠીમાં સને ૧૯૪૩માં લખેલ સાવરકર ચરિત્ર ગ્રંથ વાંચતાં જ આ ગ્રંથનો ગુજરાતીમાં અનુવાદ કરી તે સમસ્ત ગુજરાતી જનતા આગળ મૂકવાનો સંકલ્પ કરેલો અને તે પ્રમાણે પ્રયત્નો પણ શરૂ કર્યા. બ્રિટિશ સરકારની અવકૃપાથી મરાઠી ગ્રંથ જપ્તીમાં લેવામાં આવ્યો તેથી અનુવાદ કરવાનું કામ ખોરંભે પડેલું પણ મુંબઇ હાયકોર્ટે જપ્તી ઉઠાવ્યાથી અનુવાદ કરવાનું કામ હાથ ઉપર લઇ પુરૂં કરી તે ગુજરાતી જનતા આગળ મુકતાં મને ઘણો આનંદ થાય છે. અત્યારની કાગળો, છાપકામ, બંધામણ વગેરે અનેક પ્રકારની મુશ્કેલીઓના કારણે પ્રકાશન કરવાનું કામ અત્યંત મુશ્કેલ થયેલું પરંતુ પ્રભુકૃપાથી તમામ અડચણો દૂર થઇ આ અનુવાદ ગુજરાતી જનતા આગળ મુકતાં મને આનંદ થાય છે.

હાલના રાજકારણમાં અનેક પક્ષો અને મતમતાંતરો છે અને રાજકારણના અભ્યાસીઓને રાજકારણ વિષયક અભ્યાસ કરવા માટે તમામ પક્ષોની પૂરી 'માહિતી હોવી' જોઇએ એમ મારૂં માનવું છે અને અભ્યાસના સાધન તરીકે ચરિત્રનાયક બે. સાવરકરજીના અલૌકિક જીવનમાંથી યુવાનોને કંઇક શીખવાનું મળશે એવી આશાથી આ અનુવાદ કરવા હું પ્રેરાયો હતો.

અનુવાદ કરતી વખતે મારા અનેક યુવાન ગુજરાતી મિત્રોએ મને અનેક પ્રકારની મદદ કરી છે તે સર્વનો હું ઘણો જ આભારી છું. ગુજરાતના પ્રસિદ્ધ નવલકથાકાર રા. રા. રમણલાલ વસંતલાલ દેસાઇ ( સરસુબા સાહેબ, વડોદરા રાજ્ય ), રા. રા. પ્રાણલાલ ઠાકોરલાલ મુનશી ( નાયબ દિવાન સાહેબ, વડોદરા રાજ્ય ), અમદાવાદના પ્રોફેસર રામચંદ્ર બળવંત આઠવલે, તથા રા. રા. દાજી નાગેશ આપટે ( વડોદરા પ્રાન્ત ન્યાયાધિશીના સરકારી વકીલ ) વગેરે

સદ્‌ગૃહસ્થોએ મારી વિનંતીને માન આપી અનુવાદ ગ્રંથ પૈકી કેટલાંક પ્રકરણો વાંચી પોતાના કિંમતી અભિપ્રાયો દર્શાવ્યા છે તે માટે આ તમામ સદ્‌ગૃહસ્થોનો પણ હું આભારી છું. શ્રીમંત સરકાર તરફથી સદર ગ્રંથ પ્રસિદ્ધ કરવા ખાસ પરવાનગી આપવામાં આવેલી છે તે માટે શ્રીમંત સરકારનો પણ હું સદૈવ આભારી રહીશ. મારી માતૃભાષા ગુજરાતી ન હોવાથી જે કંઇ ભાષા દોષ વગેરે રહ્યા હોય તે સહૃદય ગુજરાતી વાંચકો અપનાવી લેશે એવી હું આશા રાખું છું. ગુજરાતના પ્રખર વ્યાયામવીર અને આદ્ય-વ્યાયામ પ્રવર્તક દેશભક્ત રા. રા. છોટુભાઈ બાલકૃષ્ણ પુરાણીએ સદર ચરિત્ર ગ્રંથ તેમને અર્પણ કરવા પરવાનગી આપી તે માટે તેમનો આભાર માની વિરમું છું.

તા. ૧૫-૫-૪૭
દાંડીયા બજાર, વડોદરા.

અનંત ગોવિંદ ભાગવત

---

## આ ગ્રંથને પ્રાપ્ત થએલા કેટલીક નામાંકીત વ્યક્તિઓના અભિપ્રાયો

### અમદાવાદના પ્રોફેસર આર. બી. આઠવલે, એમ. એ.નો અભિપ્રાય

શ્રી.

મહારાષ્ટ્ર સોસાયટી, અમદાવાદ.
તા. ૨૨-૧૨-૪૬

શ્રીમાન અનંતરાવ ભાગવત, બી. એ. એલ. એલ બી. વકીલ, વડોદરા.

એમણે સાવરકર ચરિત્ર-મૂળ મરાઠીમાં લખનાર શ્રી. શિ. લ. કરંદીકર-નો ગુજરાતીમાં અનુવાદ કરેલો, તેમાંથી કેટલાક પ્રકરણો હું લક્ષપૂર્વક વાંચી ગયો છું. મૂળ મરાઠી ગ્રંથ મરાઠી સાહિત્યમા એક ઉત્કૃષ્ટ ચરિત્રગ્રંથ તરીકે પ્રખ્યાત છે. તેની

સુરમ્ય ભાષાશૈલી, તેની અંદર આવેલા લખાણનું પ્રમાણિકપણું, ચરિત્રનાયકની જીવન કથાની અદ્ભુત રમ્યતા....આ બધાનો રસ અનુવાદકે ગુજરાતીમાં જેવો ને તેવો સાચવી રાખ્યો છે એને માટે અનુવાદકને અભિનંદન ઘટે છે. અનુવાદક મરાઠી તથા ગુજરાતી આ બન્ને ભાષાઓ ઉપર બહુજ સારો કાબુ ધરાવે છે, તેથી આ અનુવાદનું સ્વતંત્ર ગ્રંથ જેવું રસગ્રહણ ગુર્જર વાચકો કરી શકશે એમાં મને શંકા નથી.

ગુર્જર સાહિત્યને આવો સરસ ગ્રંથ આપીને શ્રી. ભાગવતે ગુર્જર માતાનુ ઋણ સારી રીતે અદા કર્યું છે એમ કહેતાં મને ઘણો આનંદ થાય છે.

રા. બ. આઠવલે.
સંસ્કૃત પ્રાધ્યાપક,
એલ. ડી. આર્ટસ કૉલેજ, અમદાવાદ.

---

વડોદરા રાજ્યના નાયબ દિવાન શ્રી. પ્રાણલાલ ઠાકોરલાલ મુનશી, બી. એ. એલ. એલ. બી. નો અભિપ્રાય

શ્રી

રા. ભાઇ ભાગવત.

આપના તરફથી શ્રી સાવરકરના જીવનવૃત્તાંતનું પુસ્તક તૈયાર થયું છે તેમાંનું થિંગ્રા પ્રકરણ મેં વાંચ્યું; તે મને ઘણું પસંદ પડયું છે. તમારી ભાષા સરળ અને સુંદર છે. તમે ગુજરાતમાં માત્ર રહેતા નથી પણ ગુજરાતી ભાષા ઉપર પણ સારો કાબુ મેળવી શકયા છો એ જાણી મને સંતોષ થયો છે. સામાન્ય રીતે આપનું આખું પુસ્તક જોયું. વીર સાવરકરનુ ચરિત્ર રસમય હોવુ જ જોઇએ. ગુજરાતી આલમનો મોટો ભાગ કદાચ વીર સાવરકરના અભિપ્રાયો સાથે મળતો નહી થતો હોય તો પણ શ્રી સાવરકરના દેશાભિમાન માટે તો બધાને માન છે જ.

પ્રતાપગંજ, વડોદરા,
તા. ૭-૧૧-૪૫

પ્રાણલાલ મુનશીના વંદન

### ગુજરાતી સાહિત્યના પ્રસિદ્ધ નવલકથાકાર શ્રીયુત રમણલાલ વસંતલાલ દેસાઇ, એમ. એ. નો અભિપ્રાય.

શ્રી. વડોદરા,

તા ૧૬ જાન્યુઆરી ૧૯૪૭

બેરીસ્ટર સાવરકર ચરિત્રના ગુજરાતી અનુવાદ પૈકી મદનલાલ ધિંગ્રા નામનું પ્રકરણ જે ભાઇ ભાગવતે મને અવલોકન માટે આપેલું તે પ્રકરણ હુ જોઇ ગયો છુ. શુદ્ધ, સરળ છતાં જોરદાર ગુજરાતી ભાષા વપરાયલી છે એવી મને ખાત્રી થઇ છે.

રમણલાલ વ. દેસાઇ.

---

### वडोदरा प्रांत न्यायाधीशीना सरकारी वकील श्री दाजी नागेश आपटे, बी. ए. एलएल बी नो अभिप्राय.

श्री.

श्रीयुत शि. ल करंदीकर मु. पुणें यांसी कृ. सा. न. वि वि आपण केलेल्या रा रा वि. दा. सावरकर यांच्या चरित्रांचे माझे मित्र रा. रा. अनंत गोविंद भागवत, बी ए. एलएल. बी यांनी गुजराती भाषेंत केले आहे ते त्यांनी मला दाखविलें. भाषांतर चांगले झालें आहे रा. भागवत हे स्वतः सुमारें पंचवीस वर्षें गुजराथेंत राहत असल्यामुळें ते स्वतः तर ती भाषा चांगली जाणतातच, परंतु त्या शिवाय त्यांनी त्या भाषेंचे वाक्प्रचार, भाषासंप्रदाय वगैरेंच्या बाबतींत त्यांनी तज्ज्ञ लोकांचा सल्लाह घेतला आहे एकंदरींत भाषांतर चांगले झालें आहे असें मी स्वानुभवानें म्हणू शकतो. या पुस्तकांतील मदनलाल धिंग्रा संबंधींचा भाग त्यांनीं मला खास वांचण्यास दिला होता. ते भाषांतर आपल्या लिखाणाला साजेल असे झाले आहे.

कळावे लोभ असावा ही विनंती. पुष्कळ दिवसांत आपल्याकडील हकीकत कळली नाहीं तरी पत्रोत्तर अवश्य यावे, कळावे, लो. अ ही. वि.

आपला,

दा. ना आपटे.

# અનુક્રમણિકા

## પ્રથમ ખંડ



## દ્વિતીય ખંડ

# ચિત્ર સૂચી

## ખંડ ૧ લો.



## — અર્પણપત્રિકા —

ગુજરાતની વ્યાયામપ્રવૃત્તિના આદ્યપ્રવર્તક તરીકે આપે સમસ્ત ગુજરાતને વ્યાયામમાં રસ લેતું કરી તે સેવાકાર્યથી પ્રેરાઈને આ ચરિત્રગ્રંથ આપશ્રીને અર્પણ કરું છું.



શ્રી. છોટુભાઈ બાલકૃષ્ણ પુરાણી, એમ. એ.



શહીદ વાસુદેવ બલવંત ફડકે
રહેવાસી પુના

# સાહિત્યસમ્રાટ્ દેશભક્ત નરસિંહ ચિંતામણ કેળકર
## (બી. એ., એલ. એલ. બી.) એમણે મરાઠી ગ્રંથની લખેલી
# પ્રસ્તાવના.

કાવ્યપ્રતિભા અને દેશભક્તિનો સંગમ જ્યાં જણાઈ આવે એવા અનેક પ્રસંગો સાવરકરના વાઙ્મયમાં બતાવી શકાશે. પછી તે ગદ્ય હોય કે પદ્ય હોય. શ્રી. સાવરકરના વાઙ્મયમાંથી આવું કોઈ સ્થળ બતાવવા જો કોઇ મને કહે તો હું તુરત કહીશ કે સાવરકરે બ્રિક્સ્ટન જેલમાંથી પોતાના મિત્રોને ઉદ્દેશીને " અમારા છેલ્લા રામરામ " આ નામથી જે કાગળો લખ્યા છે તે દરેક વાંચકે જરૂર બારિકાઇથી વાંચવા.

" [ મિત્રો,

પરમેશ્વરે પોતપોતાની ભૂમિકા દરાવી નાખી છે. દરેક પોતાની ભૂમિકા ( ભજવવાને ) સારી રીતે ભજવી શકે તેથી આપણે આજે છુટા પડીએ છીએ. ઈશ્વરનિર્મિત ભૂમિકા ભજવવાનાં વખતે બળતા ખડકો સાથે બંધ ઈ જઈ શેકાઈ જવાનો પણ પ્રસંગ આવે; ( કેટલીક વખતે કીર્તિથી ) કોઈ વખતે કીર્તિના ઉછળતા મોજાના શિખર ઉપર સવાર પણ થઇ શકાય, કોઈ વખત આપણે લોકોને દેખી શકીશું, કોઇ વખતે અદ્રશ્ય રહીશું, કેટલીક વખત અવનત દશામાં તો કેટલીક વખત ઉન્નત દશામાં આપણે હોઇશું. જગન્નિયંતા પ્રભુએ આપણને જે સ્થિતિમાં રાખ્યા હોય તે સ્થિતિ સર્વોત્તમ છે એવું માની પોતાનું જીવન કાર્ય દરેકે પોતે જ પાર પાડવું જોઇએ. એકાદ પૌર્વાત્ય નાટકમાં અંતના અંકમાં મરી ગયેલા તેમજ જીવતા સર્વ નટો ભેગા થાય છે. તેવીજ રીતે ઇતિહાસના અફાટ રંગમંદિરમાંના આપણે અસંખ્ય નટો છીએ. આપણી કૃતિની પ્રશંસા કરનાર માનવજાતિ રૂપી પ્રેક્ષકો તાળીઓ વગાડવા માટે આપણી સામે બેઠેલા હોય છે. એ પ્રેક્ષકો કૃતજ્ઞતાથી અને આનંદથી પૂરા જોસમાં તાળીઓ પાડશે તે વખતે તે અવાજ હરકોઇ દિશા તરફ જઈ પહોંચશે. વ્હાલા પ્રેમાળ ભાઇઓ, તે ક્ષણ આવતા સુધી રામ રામ. ]

" [ મારો મૃતદેહ અને અસ્થિ તથા રાખ ક્યાં પડશે તેનું ઠેકાણું નથી. અંદામાનનું વાતાવરણ નિર્જન અને ભયભરેલું છે. ત્યાં વહેનાર નદી નાળાં-

ઓનો અવાજ નિસર્ગસિદ્ધ ભયાનક શક્તિ વધારે ભયાનક બનાવે છે. મારાં અસ્થિ અને રાખ આ એકાકી નદી કે નાળાં પાસે પડી રહેશે. તે વખતે એવું પણ બને કે તે પવિત્ર ગંગાજળના સ્ફટિક શુદ્ધ જળમાં પણ વિલીન થઇ જાય. તે ગમે ત્યાં પડે. શ્રી રામચંદ્રજીએ પોતાનો પક્ષ વિજયી છે એમ ઠરાવ્યું છે. શત્રુ પક્ષને હઠાવી પરાભૂત કર્યા છે. આપણું આ ભારતવર્ષ વૈભવમાં ઉભો છે. માનવજાતિનુ માર્ગદર્શન કરનાર દીપસ્તંભ તરીકે હવે પછી તે તેજસ્વિતાથી ઝળકતો રહેશે એવો પોકાર થાય એટલે જે સંગ્રામમાં તમો લડયા તે સંગ્રામ યશસ્વી થયો ગણાશે. માટે ઉઠો! એવી ગર્જના થતાં પડી રહેલા અસ્થિ અને રાખમાં ફરીથી જાણે ચૈતન્ય પૂરાશે.

ત્યાં સુધી પ્રિય ભાઇઓ, રામ રામ ]"

રાજેશ્રી વિનાયકરાવ સાવરકર તા. ૨૮ મે ના રોજ તેઓને સાઠ વર્ષ પૂરા થઈ એકસઠમા વર્ષમાં પ્રવેશ કરે છે. અને તેથી તેમને અભિનંદન આપવુ ઘટે છે. આ અભિનંદનના અનેક પ્રકાર હોઇ શકે. પણ તેમનો ચરિત્રગ્રંથ લખી પ્રસિદ્ધ કરવો એ એક અત્યંત ઉપયુક્ત પ્રકાર છે અને તેજ હેતુથી રા. શિવરામપંત કરંદીકરે આ કાર્ય હાથમાં લઈ યશસ્વી રીતે પૂરૂં કર્યું તે માટે રા. કરંદીકરને હુ પ્રથમ અભિનંદન આપુ છુ.

તેવું કરવાને મારાં કારણો નીચે મુજબ છે :

સાવરકરને ૬૧ મુ વર્ષ બેઠું. તે કારણે ઘણી સભાઓ થશે, અને તેમાં વિનાયકરાવને લેખી માનપત્રો અપાશે, ગુણવર્ણન ઉપર ભાષણો પણ થશે, પણ ભાષણો, માનપત્રો તથા તે વખતે કરવામા આવેલા ભાષણો કેવા સ્વરૂપનાં હોઇ શકે તે બાબત દરેક જણ કલ્પી શકે છે. સ્તુતિસુમનો તથા તેમાં વાપરેલા તેના તેજ શબ્દો વાપરેલા જણાશે પણ તેમાથી શ્રી સાવરકરના જીવનચરિત્રની સુસંગત અને આધારભૂત માહિતી ન મળી શકે. ચિકિત્સા પદ્ધતિથી ગુણગ્રહણ કરવાની ઇચ્છા રાખનારનુ સમાધાન કેવળ ભાવનામય ઉદ્‌ગારોથી ન જ થાય. આ ભાવનાઓ શુદ્ધ હોય તો પણ તેની સાથે ચિકિત્સાનો સુમેળ હોય તો તે ચિરસ્થાયી અને બળવાન થઇ શકે છે. વ્યાકરણ સમજ્યા સિવાય પણ શુદ્ધ ભાષા બોલી શકાય. પણ શુદ્ધ ભાષા બોલી શકાય તેની સાથે જ જો આ શુદ્ધીની ખાતરી આપનાર વ્યાકરણ પણ જો અવગત હોય તો તે વધારે

સારું ન કહેવાય ? શુદ્ધ ખરૂં; પણ તે શુદ્ધ શા કારણે છે એ પ્રશ્નનો જવાબ આપનાર શખ્સ તેનો જવાબ આપવાને અસમર્થ શખ્સ કરતા વધારે આત્મપ્રતીતી કરે છે

ભાષા અને વ્યાકરણનો દાખલો લઇને જ બોલવું હોય તો હું એવું કહીશ કે શ્રી. સાવરકર મોટા દેશભક્ત અને સ્વાતંત્ર્યવીર છે, એવું કહેનાર શખ્સ કરતા તે દેશભક્ત અને સ્વાતંત્ર્યવીર શા કારણે હતા તે મનમાં સમજી લઇ તે બીજાને સમજાવી શકે તેવો શખ્સ મને વધારે સંતોષ આપી શકે અને રા. કરંદીકરે લખેલ આ ગ્રંથ તે કાર્ય ઉત્તમ રીતે કરી શકશે એવું હુ માનુ છું.

સાવરકરની એંશીમી વર્ષગાંઠ વખતે તેમનું ચરિત્ર લખી તે છપાવી તેમના મિત્રો તથા ચાહનાઓને સાદર કરવાની યોજના માટે રા. કરંદીકરને અભિનંદન આપતી વખતે આ બાબત પણ લક્ષમા રાખવી જોઇએ કે આ ચરિત્ર લેખનનું કાર્ય અન્ય ચરિત્રગ્રંથના લેખન જેટલુ સહેલુ ન હોતુ. ચરિત્રના સાધનરૂપ અનેક કાગળ પત્રો અને તેમની કાળક્રમથી કરેલી ગોઠવણી પોતાની પાસે હતી છતા તે બાબતનો તમામ પરિશ્રમ વૃથા ગયો-તેનો નાશ થયો અને ચરિત્ર લેખન અપૂર્ણ રહ્યુ એવા અનેક બનાવો આપ સૌ નથી જાણતા ? માટે સાવરકર ચરિત્રના સાધનો અત્યંત દુષ્પ્રાપ્ય છતા તે મેળવી આટલુ મોટુ આધારભૂત અને સુસંગત જીવનચરિત્ર નિશ્ચિત વખતમા વાચકોને સાદર કરવાનું કામ કેટલુ બધુ કંટાળા ભરેલું અને પરિશ્રમવાળું હશે તેની યોગ્ય કલ્પના તજ્જ્ઞ માણસોને જરૂર હશે જ શ્રી સાવરકરે લખી રાખેલા તથા પ્રસિદ્ધ કરેલા લેખોનો પણ સમાવેશ ઉપરના સાધનોમા આવી જાય છે. તો પણ આ લેખો પૈકી કયા લેખો જપ્ત કરવામા આવેલા છે, કયા લેખોની જપ્તી થયેલી નથી તે બાબતની માહિતી મેળવી તે વંચાણમાં લઈ તેમાના તત્ત્વો બારિકાઇથી વીણી કાઢવાનું કામ ખરેખર ઘણુજ કષ્ટપ્રદ થયુ હશે ! શ્રી. સાવરકર પોતે જીવતા છતા તેમણે લખેલો કોઇ પણ ગ્રંથ જપ્તીમાં લેવો હાસ્યાસ્પદ ઠરે છે. આ ઉપરાંત તમામ રાષ્ટ્રોની ચળવળના ઇતિહાસો ઉપલબ્ધ છે, એટલુ જ નહિ પણ તે તમામ પુસ્તકાલયોમાં આદરપૂર્વક રાખવામા આવેલા છતા શ્રી સાવરકરના અદ્ભુત ચરિત્ર વિષયક વાઙ્મયનો નાશ કરવો એ વાતને અંગ્રેજો સમજી શકે એવું "Vandalism" જ હુ કહીશ આવા કૃત્રિમ ઉપાયોથી રાજકીય આકાંક્ષાઓ દાબી ન શકાય એ વાત સરકારે ખાસ લક્ષમા રાખવી જોઇએ

આ પ્રસ્તાવનામાં શ્રી. સાવરકરનો ઉલ્લેખ શરૂઆતમાં મેં કેવળ 'રાજેશ્રી' આ શબ્દોથી જ કરેલો છે તે માટે કાંઇક કારણ છે. "ટિલક ચરિત્ર" ગ્રંથમાં મેં મારા વિચારો નીચે પ્રમાણે પ્રદર્શિત કર્યાં છેઃ– વિશેષણો વાપરતી વખતે યોગ્ય તે કાળજી રાખવામાં આવતી નથી. આથી બમણી હાની થાય છે. અપાત્ર વ્યક્તિઓને આવાં વિશેષણો લગાડવાથી તે નિરર્થક બને છે, અને સુપાત્ર એવી વ્યક્તિઓ માટે ભાષણ કરતી વખતે જે એવાં વિશેષણોનો ઉપયોગ નિષ્કારણ વારંવાર કરવામાં આવે તો પુનરુક્તિનો દોષ આવે છે, અને તે કંટાળો ઉપજાવે છે તેમજ હાસ્યપાત્ર બને છે. દેશભક્ત ( દે. ભ ) એ શબ્દનો ઉપયોગ હાલ એટલો બધો વગર વિચાર્યે કરવામાં આવે છે કે આ શબ્દો સાંભળતાં જ તેનો કંઇ પણ અર્થબોધ થતો નથી. ટિલક માટે બોલતી વખતે પણ 'લોકમાન્ય' આ શબ્દનો પણ આવો જ દુરુપયોગ થયો છે અને તે નિદાન આ પુસ્તકમાં ( ટિલક ચરિત્રમાં ) તો તે ટાળવો એવી કાળજી મેં રાખી છે.—માનદર્શક વિશેષણનો ઉપયોગ જો અટક પ્રમાણે થાય તો તેમાં કંઇ મઝા રહેતી નથી. માનચાંદના પદકો અને ચલણી નાણા વચ્ચેનો ફેર સચવાવો જ જોઇએ. ગમે તે મહાન પુરૂષનું મોટાપણું, તેમજ દેશભક્તની દેશભક્તિ તેમના ચારિત્ર્યના અને પ્રત્યક્ષ કૃતિઓના વર્ણન ઉપરથીજ કહી શકાય, અને તે જ ખરૂં મોટાપણું અને તે જ ખરી દેશભક્તિ.

ગણિતશાસ્ત્રમાં દાખલાઓ પ્રત્યક્ષ આંકડાઓથી ગણવાથી ઉપપત્તિ ખરી ઠરે છે. માણસને દેવ, ભગવાન, મહાત્મા વગેરે વિશેષણો પણ ઇચ્છા હોય તો લગાડવાં. આંખો મીંચી અવાજ ઓળખનારનો હાથ કોણ પકડી શકે ? પણ આ વિશેષણોનો ઉપયોગ શા કારણે કરવામાં આવેલો છે તે જો વિવેચકની દૃષ્ટિથી કહી શકે તો જ તે વિશેષણોનું ખરૂં મહત્વ રહે.

સાવરકરનું ચરિત્ર લખતી વખતે રા. કરંદીકરે આ જ ભૂમિકા સ્વીકારેલી જોઇ મને આનંદ થયો, તે શરૂઆતમાં જ પાન ૩ ઉપર લખે છે કેઃ–"અવતારી વિભૂતિના જીવન ઉપર અદ્ભુતતા અને અતિમાનુષીય આવરણ મૂકી સાવરકરનું ચરિત્ર લખવું ક્ષમ્ય અને સ્વાભાવિક ઠરત પણ પ્રસ્તુત લેખકને ચરિત્ર-લેખનની આ પ્રવૃત્તિ તત્વતઃ સંમત નથી. "અવતાર" કલ્પના ગમે તે રીતે નીકળી હોય પણ તે ઉપર અવલંબી રહેલ હિંદુ સમાજે પોતાનું અપરિમિત નુકસાન કરી લીધું છે એવું પ્રસ્તુત લેખક માને છે. અને અમારા કમતાકાતં-પણાને લીધે સ્વાર્થી પ્રવૃત્તિથી કિંવા વિવેકભ્રષ્ટતાથી ધર્મની ગ્લાનિ થવા

દેવી અને અધર્મનું વાતાવરણ ઉત્પન્ન થવા દેવું અગર પોતાનો આત્મઘાત પોતે કરી લીધાથી ભગવાને "અવતાર" રૂપે પ્રગટ થઈ અમારું સંરક્ષણ કરવું તેમ પોતાનાં જ કૃત્યોથી જાણી જોઈને પોતાની અવનતિ કરાવી લેનારનો ઉદ્ધાર પરમેશ્વર કરે છે, એવું પરમેશ્વરનું વિકૃત સ્વરૂપ દેખાડવા ઇચ્છતા નથી. હિંદુ સમાજનું કાયમનું કલ્યાણ થાય એવું જેમને ખરેખર લાગતું હોય તેવાઓએ આ "અવતાર" કલ્પનાનો સમૂળગો નાશ કરવો જોઈએ, એવી પ્રસ્તુત લેખકની કલ્પના હોવાથી જે મોટી વ્યક્તિઓ અસ્તિત્વમાં છે તેમાંની કોઈ પણ વ્યક્તિના ચરિત્રને "દૈવીકરણ" નું સ્વરૂપ આપવા અમે તૈયાર નથી. સાવરકર પોતે જે "બુદ્ધિવાદ" માને છે, તે "બુદ્ધિવાદ" થી વંચિત ન થવાનું હોય તો સાવરકરના અદ્ભુત અને અસામાન્ય ચરિત્રનું માનવસ્વરૂપ કાયમ રાખવું જ જોઈએ.

દૈવીકરણ ન કરીએ તો પણ સાવરકરનું ચરિત્ર "અસાધારણ, અસામાન્ય, અલૌકિક, લોકવિલક્ષણ, અદ્ભુત આ વિશેષણોનો ઉપયોગ યૌગિક અર્થે કરી શકાય. 'દેશભક્ત', 'સ્વાતંત્ર્ય વીર' એવાં વિશેષણોનો ઉપયોગ જરાક સાચવીને જો સાવરકર માટે કરવામાં આવે તો તે દીપી આવશે એમાં શંકા નથી. મને તે માન્ય છે. પણ આ વિશેષણોનો ઉપયોગ વારંવાર કરવો એ માત્ર મને પસંદ નથી. સાલ કે કીનખાબવાળા બેસ જેવાં કીમતી વસ્ત્રો ખાસ પ્રસંગે જ વપરાય, અને તો જ તેની કીમત અને મહત્વ વધે પણ રોજ આ કીંમતી વસ્ત્રો વપરાય તો તે મહાવસ્ત્ર રહે નહિ. આ પ્રસ્તાવનામાં સાવરકરના ચરિત્રમાંની કેટલીક હકીકતનો પ્રથમ ઉલ્લેખ કરી તે બાબત લોકોની ખાત્રી કરી શકું તો જ તેમને લગાડવામાં આવેલાં વિશેષણો સાર્થક ઠરશે માટે આ વિશેષણોનો ઉપયોગ કરવાનું હું છેવટ સુધી બાકી રાખું છું.

હા ! હું કહું છું જ કે સાવરકરનું ચરિત્ર "અસામાન્ય" છે અને તે સિદ્ધ કરવા માટે વાંચકોને એવું પૂછીશ કે જે કેટલીક બાબતો આ ચરિત્રમાંથી હું નમૂદ કરનાર છું તે કેટલા હિંદી જનોમાં ( પછી તે અનુયાયી હોય કે આગેવાન હોય ) જણાઈ આવશે ?

સાવરકર જેવા સારા કુટુંબમાં જન્મેલા ઘણા માણસો મળી શકે. આપણા પૈકી ઘણા જણના વડવાઓ મરાઠી સામ્રાજ્યના નાશ વખતે કે સને ૧૮૫૭ ના બળવા વખતે હાજર હતા ! અને તેમની તે વખતની ભાવનાઓ કેવી હશે તે

બાબત આપણાથી કલ્પી પણ શકાય ! પણ તેમનું શ્રેય આપણને હાથ ન મળી શકે. નાની ઉમરમાંના સુખદુઃખેથી સાવરકરનું મોટાપણુ સિદ્ધ થતું નથી. કારણ તેવા અનુભવો ઘણાને થાય છે. સાવરકરે ' ગોમાંતક ' કાવ્ય લખ્યું. તેમાનું કુટુંબવર્ણન અને વિશેષતઃ બાળલીલા યથાર્થ આત્મચરિત્રવર્ણન કરનારી છે એવો મારો મત નથી. આ એક કાવ્ય છે. સાવરકરના બાળપણમાંના ગુણદોષ સાધારણ બાળકો પ્રમાણેજ હતા. હાલની દષ્ટિથી તેમના તરફ જોવાનું કારણ નથી સાવરકરે બાલ્યાવસ્થામાં સમોવડિયા સાથે તોફાન કર્યું કે તેમને માર માર્યો અગર તેમણે જે તોફાન કર્યું તે માટે તેમને જે શિક્ષા સહન કરવી પડેલી તે બાબતનું નિષ્કારણ કૌતુક કરવામાં શી મઝા છે ? બાળપણમાંજ સાવરકર સત્યવ્રત હતા, એવું માની લઈ ચરિત્રમ થકારોએ તેમની તુલના મોહનલાલ ગાંધી સાથે કરી તેમાં સાવરકર શ્રેષ્ટ હતા અને ગાંધીજી કનિષ્ટ હતા એવું જ ઠરાવવામાં આવ્યું છે તે યોગ્ય છે એવું હું માનતો નથી કારણ પોતે " સત્યપ્રતિજ્ઞ છે " એવું સાવરકર માને છે કે નહિ તે બાબત પણ શંકાસ્પદ ગણાય. સાવરકર જેવી ક્ષાત્રવૃત્તિ એટલે તોફાની વૃત્તિવાળા ઘણા બાળકો મળી આવે છે. નાનપણમાં ચપ્પુ વગેરે શસ્ત્રોથી જેમણે ઇજાઓ કરી ન લીધી હોય એવા કેટલા બાળકો મળી આવશે ? નાનપણમા સાવરકર પોતાના બ્રાહ્મણેતર જ્ઞાતિના મિત્રોને ઘેર જમ્યા હોય એ વાતને પણ વિશેષ મહત્વ ન અપાય. પણ હાલ અસ્પૃશ્યતાની ચળવળના એક અંગ તરીકે જે પચાસ વર્ષ વીતી ગયેલાં તે સમયમાં એમના જેવા એક હિંદુ આગેવાને ઢેડ ભંગી વગેરેની પંગતમાં બેસી ભોજન કરવું એ વાતને વિશેષ મહત્વ હોઈ શકે.

સામાન્ય બાબતોમાં સાવરકરનુ બાળપણ, તરુણાવસ્થા અને પ્રૌઢાવસ્થામા કાંઇ વિશેષ ન હતું. કારણ સાવરકર પણ એક મનુષ્ય છે. માણસનું સામાન્યત્વ કે અસામાન્યત્વ આવી બાબતો પરથી ન ઠરાવતાં તે કોઇ અન્ય વિશેષ બાબતો પર ઠરાવવુ પડે છે. એવી બાબતો ઓછી પણ મહત્વની હોય છે અને સાવરકરમા એવી કયી બાબતો અસામાન્ય હતી તેનું જરાક વિવેચન કરીએઃ—

સાવરકરનું વક્તૃત્વ, લેખન અને કાવ્ય આ બધું જ અસામાન્ય કોટીનું છે. બેરિસ્ટર સાવરકરના લેખ અને વક્તૃત્વનો પ્રારંભ આશરે ચાળીસ બેતાળીસ વર્ષ પૂર્વે થયો એવું હું માનું છું પ્રથમ તેમનું વ્યાખ્યાન મેં સાર્વજનિક સભાના દિવાનખાનામાં સાંભળ્યું અને આ જન્મસિદ્ધ વક્તા છે એવી મારી ખાતરી થઈ. કૈલાસવાસી શિવરામ પરાંજપે અને બેરિસ્ટર સાવરકર

બન્ને સરખા પ્રમાણમાં દેશાભિમાની હતા અને બેરિસ્ટર સાવરકર તેમને ગુરૂ સ્થાને માનતા છતાં આ ગુરૂ શિષ્યની લેખનશૈલી તથા ભાષણશૈલીમાં આસમાન જમીનનું અંતર હતું. બન્નેની કલ્પનાશક્તિ વિશાળ હતી પણ શિવરામપંતની લેખનકલામાં ઘાતક મૃદુતા હતી. પણ તેમના ચેલાની કલમમાં અને વાણીમાં કઠોર નિર્ભયતા અને તીક્ષ્ણવૃત્તિ જણાઈ આવતી. શિવરામપંતની ટીકા સૌમ્ય સ્વરૂપની હતી,—પણ સાવરકરની સામા પક્ષ ઉપરની ટીકા અત્યંત ઉગ્ર સ્વરૂપની હતી વાચકો અને શ્રોતાઓને આપણે હસાવ્યા એવું જોઈ પોતાનો પ્રયત્ન યશસ્વી થયો એવું કે શિવરામપંત માનતા. આથી ઉલટું પોતાના ભાષણમાં, લેખમાં ભૂલથી નર્મ વિનોદ થવાના કારણે લોકો હસે છે એવું જણાઈ આવતાં જ " તમો કેમ હસો છો ? હસતાની ખરેખર તમોને શરમ આવવી જોઈએ, અને તમારી વૃત્તિ એવી બનાવવા માટે જો હું કારણભૂત થયેલો હોઉં તો હું જ અધમ ગણાઉં છું " એવું કહી સાવરકર પોતાને જ દોષિત માની તે માટે પોતાનો ખેદ વ્યક્ત કર્યો હોત શિવરામપંતની કલાનો હેતુ ખાસ કરીને પોતાના શત્રુ માટે દ્વેષ ઉત્પન્ન કરવાનો હતો પણ સાવરકરનો હેતુ તેમને માટે જાલીમ ક્રોધ ઉત્પન્ન કરવાનો હતો. શિવરામપંત હમેશ સંપૂર્ણ, સુયોગ્ય અને વ્યાકરણશુદ્ધ એવાજ વાક્યો બોલતા પણ તેમાં સ્પષ્ટ કથન ન હોતું પરંતુ સાવરકરનું લેખન તથા ભાષણ અત્યંત સ્પષ્ટ સ્વરૂપનું અને જોરદાર રહેતું.

કાવ્ય સ્ફુરણા અને કાવ્ય શક્તિ એ બાબતો સાવરકરમાં બાલ્યવયથીજ અસામાન્ય જણાતી, એ વાત નિશ્ચિત કહેવાય એટલી નાની વયમાં તેમણે જે પ્રકારની કવિતા લખી છે તે પ્રકારની કવિતા લખનાર કેટલા બાળકો જણાઈ આવશે ? તેમના કાવ્યમાં જ્યારે પ્રતિભા જાગૃત થવા લાગી ત્યારે તેમની ઉંમર આશરે બાર ચૌદ જેટલી હતી આ પ્રતિભા તેમણે અનુકરણથી મેળવી હોય એવું પણ કહી શકાય નહિ, કારણ તે ઉંમરમાં તેમણે વધારે કવિતાઓ વાંચી પણ ન હોય. આ ઉપરાંત કવિતાઓમાં મહારાષ્ટ્ર ભક્તિની જે ચમક જણાઈ આવે છે તે તો નિદાન તેમને બીજાના અનુકરણથી મળેલી ન હતી એ વાત નિશ્ચિત કહેવાય

સાવરકરની મનોરથના આપણે જોઈએ તો તેમાં પવિત્ર, સ્વાતંત્ર્ય અને દેશભક્તિ આ બધી બાબતોનું મિશ્રણ જણાઈ આવે છે તેમની દેશભક્તિની

ભાવના કાવ્યસ્વરૂપમા પ્રગટ થાય છે, અને કાવ્યમા સ્વાત ય પ્રેમ કોઇને કોઇ રૂપમાણે પણ ઝળક્યા સિવાય રહેતો નથી અકસ્માત છ સનમા એમણે કેવી અને કેવી કાવ્યરચના કરી તે જોઇને કૌતુક ઉત્પન્ન થાય છે શ્રી માયદેવ જે " સાવરકર કાવ્ય સગ્રહ " નામથી પ્રસિદ્ધ કરનાના છે તેમાં સાવરકરની કાવ્યશક્તિનુ સ્વરૂપ જોના મળશે જ પણ તે કાવ્યો કેવા કઠીન પ્રસંગોમા લખેલા તેનો પૂરો ખ્યાલ માત્ર કાવ્યવાંચનથી આવી શકે તેમ નથી તેમજ આ સકટો ના કારણેજ તેમના બધા ન પે હાલ ઉપલબ્ધ નથી કારાવાસમા લેખન સાહિત્ય કેટલુ મળે ? આ ઉપરાત આ સાહિત્યથી લખેલા કવિતાના વિષયો પણ એવા રાજકીય સ્વરૂપના હતા કે તે કવિતા જેલના સગીઆમાથી બહાર પાડવાને પણ પ્રતિબધ હોય, અને તેથીજ કેટલીક કવિતાઓ તેમણે મોઢે કરી રાખેલી અને બીજી કેટલીક કવિતાઓ ત્યાના કેટલાક રાજકીય કેદીઓ પાસેથી મોઢે કરાવી બહાર મોકલાવવી પડેલી લેખન સાહિત્ય ભરપૂર મળી શકત, અને કવિતા રચવા માટેના વિષય જો કાંઇક કમી પ્રકારના રાજકીય સ્વરૂપના હોત તો સાવરકરે જરૂર એકાદ બે મહાકાવ્યો લખ્યા હોત " કલમો ભાગી નાખી સાહિત્યકારોએ તલવારો હાથમા લેવી જોઇએ ' એવુ જે સાવરકરે એક વ્યાખ્યાનમા કહેલુ તેનો ખરો મર્મ ન સમજાયાના કારણે તેમના ઉપર કેટલાક આક્ષેપો પણ લીધા છે પણ તે આક્ષેપોમા વિશેષ અર્થ નથી સાવરકરે સાહિત્યકારોને જે આ ઉપદેશ કરેલો તે નૈમિત્તિક સ્વરૂપનો હતો કાયમીસ્વરૂપનો નહોતો સ્વતત્ર જીવનના વખતે દેશભક્તિના પ્રચારકાર્યમાં જેમણે સાહસ કર્યું અને પરતત્રતામા પણ જેણે મનને શાની મેળવી આપી એવી કલમ ઉપર બહિષ્કાર મૂકવા જેટલા તે કૃતઘ્ન નથી એ વાત સૌ કોઇ જાણી શકે મારા ધારવા પ્રમાણે ઉપરનો ઉપદેશ કરતી વખતે સાવરકરની નજર સમક્ષ કોઇક નામાંકિત વીરકવિ કે કવિવીરના દાખલાઓ હોવા જોઇએ એવા દાખલાઓ યુરોપના ઇતિહાસમા અનેક છે ગ્રીક ઇતિહાસમા અનેક એવાજ નામવકાર કવિઓ થયા છે ગયા મહાયુદ્ધમાં યુરોપમા એવા દાખલાઓ મળી આવેલા છે એવા જ દાખલો આપવાનો હોય તો તે ઇટાલિયન કવિ ડી આનનઝિઓનો છે નિત્ય સ્વરૂપમા તે રાષ્ટ્રશાહીર હતો અને જ્યારે ઇટાલીને ફ્યૂમ નામનુ બદર આપવામા નહિ આવેલુ ત્યારે તેમણે ગતકાળના ગેરિબાલ્ડી પ્રમાણે હાથમાં તલવાર ઝાલી સ્વયંસેવકોનુ દળ ઉભુ કરી તે બદર ઉપર હલ્લો કરી તે હસ્તગત કર્યું આજના યુદ્ધનાં સૈન્યમા પ્રવેશ કરનાર હિંદી તરુણોની સ્થિતિ આ પ્રમાણે શોભાસ્પદ નથી એ વાત ખરી છે તો પણ

કલમેનો ત્યાગ કરી તલવાર હાથમાં લેવાનો જે ઉપદેશ કરવામાં આવેલો તેનો મર્મ સ્પષ્ટ થાય છે. કલમમાંથી વીર રસ ભરેલાં કાવ્યોના બોધ બહાર પાડવા એ તલવારથી રક્તપાત કરવા જેવું છે. હળ અને તલવાર તેમાંના પોલાદના કારણે જ પરિવર્તનશીલ હોય છે........................................

ટીકાખોર આક્ષેપકોએ એ વાત ખાસ લક્ષમાં રાખવી જોઇએ કે સાવરકરનો આ ઉપદેશ " પરોપદેશે પાંડિત્યમ્ " આ સ્વરૂપનો ન હોતો અને નથી. તેમણે કાવ્યલીલા પ્રમાણે શસ્ત્રલીલા પણ ચીતરેલી છે. માટે પ્રસંગાનુસાર એકનો ત્યાગ કરી બીજાનો સ્વીકાર કરવો એવો ઉપદેશ કરવાનો હક્ક તેમને દેખીતી રીતે પ્રાપ્ત થાય છે.

ઉત્કટ દેશભક્તિ અને સ્વાતંત્ર્યના ધ્યેયની નિર્ભય ઘોષણા કરવાનું ધૈર્ય સાવરકરમાં અલ્પ વયમાં જ જણાતું હતું. આ તેમનો ખાસ ગુણ મનાય. તેમના કોલેજના જીવનથી જ આ ગુણ તેમનામાં જણાઈ આવે છે. પણ કોલેજ છોડયા પછી વિલાયત જવા માટે તેમણે જે પ્રયત્ન શરૂ કર્યા તેનું જો બારિકાઈથી નિરીક્ષણ કરવામાં આવે તો તેમની જ ઉંમરના અને તેમની માફક જ વિલાયત જનાર તરુણો અને સાવરકર વચ્ચે ઘણો ફેર જણાઈ આવશે. સાવરકર વિલાયત ગયા તે પહેલાની બે પેઢીના બુદ્ધિમાન યુવાનોનું ધ્યેય વિલાયત જઈ આઇ. સી. એસ. ની પરીક્ષા પસાર કરવાનું જ હતું. તેમણે વિલાયત ગયા પછી આઈ સી. એસ. ની પરીક્ષાની તૈયારી કરવા માટે જરૂર તેટલી તીવ્ર બુદ્ધિમત્તા પોતાનામાં હતી તેનો પૂરો ખ્યાલ સાવરકરને હતો અને તે જ ધ્યેય જો તેમની નજર તળે હોત તો જરૂર તેટલી દ્રવ્ય સહાય મેળવવાની ખટપટ તેઓ યશસ્વી રીતે કરી શકત. પણ તેમને સિવિલ સરવન્ટ થવા માટે કે કેવળ બૅરિસ્ટરની પરીક્ષા આપવા માટે વિલાયત જવાનું હતું નહિ. પણ ત્યાં જઈ હિન્દના સ્વાતંત્ર્યના મત પ્રચારનો એક નવો અખાડો યુવાનોમાં નિર્માણ કરવાનો હતો.

અત્રે હું ખાસ લખવા માગું છું કે " સિવિલ સરવન્ટ એટલે દેશદ્રોહી " એવુ માનનારા પૈકીનો હું નથી. સરકારી નોકર તરફ હમેશ હીનતાની દૃષ્ટિયા જોનાર પણ હું નથી. એવું માનવાને મારૂં મંતવ્ય નીચે પ્રમાણે છેઃ- દેશ જ્યારે સ્વતંત્ર થશે ત્યારે રાજ્ય-કારભારમાંના બધા વરિષ્ટ અમલદારો દેખીતી રીતે દેશી જ રહેશે. પણ હાલ આપણા દેશમાં અંગ્રેજી રાજ્ય ચાલુ છતાં જેટલી વધારે વરિષ્ટ જગ્યાઓ આપણા દેશી અમલદારોને મળે તે ન્યાયી થશે

એવી આપણે માગણી કરીએ છીએ અર્થાત્ એવી જગ્યા મેળવવી જેને શક્ય હોય અને જેઓ તે સ્વીકારશે એવો કોઈ પણ ભારતવાસી નીકળવો ન જોઈએ એ કલ્પના દેખીતી રીતે જ હાસ્યાસ્પદ ઠરે છે. આ જગ્યાઓનો સ્વીકાર આપણા પૈકીજ કોઈએ કરવાનો ખરો ને ? તો તેવી જગ્યાનો સ્વીકાર કરનાર બધા સ્વાર્થી, નાદાન, દેશદ્રોહી, દેશને નુકસાન કરનારા એ વર્ગમા જો તેમને આપણે મૂકીએ તો તેમની પરીક્ષા થતી નથી પણ આપણી જ કીમત થશે પરબ બેસાડવી એવુ એક બાજુ કથન કરવુ અને બીજી તરફ પરબના પાણી પીનારને પાપી માનવા એવુ સ થે સાથે કહેવુ એ વિચિત્ર ન ગણાય ? વરિષ્ટ જગ્યાઓનુ હિન્દીકરણ થવુ જોઇએ એવુ એક બાજુ કહેવુ અને બીજી બાજુ કોઇ પણ સજ્જન દેશભક્તે પોતાને જનનિંદાના નરકમા નાખી દેવા માટે તૈયાર થવુ એ ગેરવ્યાજબી ગણાશે કાઉન્સિલર, કમિશનર, ન્યાયાધીશ, વગેરે જગ્યાઓ દેશદ્રોહી નાદાનો માટે જ રાખી લેવી જોઇએ એવુ કહેવુ કે શુ ?

પ્રથમ તો આવી મહત્વની જગ્યા ઉપર સરકાર નાદાન ઇસમોની નિમણુકો શી રીતે કરશે ? અને વખતે કરે તો એવા નાદાનો તે કામ સારી રીતે કેમ કરી શકે ? તેમને સોપેલુ કામ જો અયશસ્વી ઠરે તો દેશને અપાત્રતાનો સિક્કો મળે છે માટે મારો કાયમનો મત એવો છે કે વરિષ્ટ સરકારી નોકરીઓ મેળવનાર ઇસમને આપણે વખતે દેશભક્ત ન સમજીએ તો પણ તેમની ગણતરી દેશપ્રેમીમાં તો કરવી જ માત્ર તે નોકરી કરે ત્યારથી તે પૂરી કરતાં સુધી તે પોતાના દેશ તરફ કેવી રીતે વર્તે છે તે તરફ બારિકાઇથી નજર રાખી તેમની યોગ્યતા પ્રમાણે તેમની ઓછી વત્તી કીમત આકવી તેમણે સરકારની સેવાનો સ્વીકાર કર્યો છે, વધારે શોભાસ્પદ એવુ સ્વતત્ર જીવન સ્વીકારી ન શક્યા એવી જાણથી સરકારી નોકરને જે ત્રાસ થાય છે તે કઈ ઓછુ ન કહેવાય તેમજ સમજુ સરકારી નોકર ‘ હુ એક દેશ-ભક્ત છુ ’ એવી બડાઈ મારતા જણાય આવશે નહિ પણ તે સ્વતત્રવૃત્તિના દેશ સેવકને જ વધારે માન આપશે તેમજ પોતાની સપત્તિ કે પોતાની નોકરીનુ ફળ છે એવુ માની તેનો ઉપયોગ શક્ય તે પ્રમાણમા સ્વદેશ માટે કરશે આથી ઉલટું એવુ પણ પૂછી શકાય કે જે ખરેખર પોતે પોતાની દેશભક્તિના બણગા ફૂકે છે તેમા પણ એવા નાદાન અને સ્વાર્થી લોકો હોય છે કે નહિ ? પણ આ અપ્રિય મુદ્દાનુ વિવરણ આથી હુ વધારતો નથી

પ્રસંગવશાત્ જે લોકોને સરકારી નોકરી સ્વીકારવી પડી હોય તે પૈકી

અનેક લોકસેવાનો માર્ગ સ્વીકારી અન્ય દેશસેવકો જેટલી જ સારી કામગીરી કર્યાના દાખલાઓ બતાવી શકાશે બીજા એવા પણ દાખલાઓ મળી આવશે કે જે પ્રથમ સરકારી નોકરીમા દાખલ થયેલા છતા તે નોકરીનો ત્યાગ કરી ખરી લોકસેવાના કારણે તે દેશભક્ત થયા છે. સરકારી નોકરી તેમણે છોડી હોય કે છોડવી પડી હોય નામદાર ગોખલે એફ સી ઈ ની પરીક્ષા પહેલા વર્ગમાં પસાર કરી સરકારી એન્જીનીઅરની જગ્યા મળવાની અપેક્ષાથી પૂનાની સાયન્સ કોલેજમા દાખલ થયા પણ તે જગ્યા તેમને ટૂંક સમયમા છોડવી પડી દેશબંધુ ચિત્તરંજન દાસ આઈ સી એસ ની પરીક્ષામાં બેઠેલા પણ તે નાપાસ થયા અને અરવિંદ ઘોષ આઈ સી એસ ની પરીક્ષામા પસાર થયા પણ ઘોડા ઉપર બેસવાની પરીક્ષામા નાપાસ થવાથી પહેલી પસાર કરેલી પરીક્ષા નિષ્ફળ ગઈ ગોખલે, દાસ અને ઘોષ એમના દાખલા ઉપરથી એ વાત લક્ષમા રાખવાની છે કે સરકારી મોટી નોકરીમા દાખલ થવાની કલ્પના એક વખત મનમા આવી ગઈ હોય છતા પણ તેવા શખસોના અંતઃકરણમા દેશભક્તિ અને દેશપ્રેમ હોઈ શકે છે તેવી સ્થિતિ જેમણે સરકારી નોકરી અધવચ છોડવી પડી હોય અગર છોડી દીધી હોય કે સરકારી નોકરી પૂરી કર્યા પછી જે દેશસેવામાં દાખલ થયા હોય તેમની હોઈ શકે છે મૂળથી તે ઠેઠ ટોચ સુધી જેને ફૂલ આવે છે તેના ફુલઝાડ ભાગ્યે જ હોય છે. પણ ટોચે લાગેલા ફુલોની મહત્તા મૂળ નજીક લાગેલા ફુલો કરતાં ઓછી અંકાય ખરી ?

નોકરીમા દાખલ ન થયેલા લોકો માટે પણ એવુ જ તારતમ્ય ગણવુ જોઈએ નોકરીમા દાખલ ન થયેલ તરુણ વકીલ, બૅરિસ્ટર કે વેપારી પ્રથમ થીજ કંઈ મોટો દેશભક્ત હોતો નથી મહાત્મા ગાંધી પ્રથમ ધંધાદારી બૅરિસ્ટર જ હતા કે નહિ ? પણ આ બાબત પંડિત મોતીલાલ નેહરુનો દાખલો પૂરતો થશે કારણ દેશસેવામા દાખલ થતા પહેલા પૈસા ભેગા કરવામાં અને ભૌતિક સુખ સરોવરમા ક્રીડા કરવામા ઉમરના ૫૫ વર્ષ સુધી તે રચ્યાપચ્યા રહેલા

સાવરકર માટે કહેવાનુ હોય તો એવુ કહેવાય કે તે આઈ સી એસ પરીક્ષા પાસ થવાના હેતુથી કે કેવળ બૅરિસ્ટર થવાના મુખ્ય હેતુથી જ તે વિલાયત ગયા ન હતા એ તેમની વિશિષ્ટતા હતી વિલાયતના સ્વતંત્ર વાતાવરણનો ફાયદો એટલે જ્યાં ગમે તેવુ ભાષણ કરવામા જોખમ હોતુ નથી એ વાતનો ફાયદો લઇ ગમે તેવી બેછૂટ (બેકાબુ) વાતો કરનારા અનેક યુવાનો વિલાયતમા મળી આવે છે પણ આમા અને સાવરકરમા ઘણોજ ફેર હતો

વિલાયતમાં ગમે તેવી રીતે એકાણુ વાતો કરનાર વિદ્યાર્થીઓનો મુખ્ય હેતુ પરીક્ષા પસાર કરી દ્રવ્યપ્રાપ્તિની તૈયારી કરી સ્વદેશ પાછા ફરવાનો હોય છે. અન્ય વિલાયતી મોજશોખ પ્રમાણે જ એટ્ટ રીતે બોલવાનો શોખ માત્ર તે પૂરો કરી લે છે પણ સાવરકરની વાત જુદી હતી. સાવરકર વિલાયત ગયા તે તો વિલાયતમાં હિંદી સ્વાતંત્ર્યવાદનો ખુલ્લી રીતે પોકાર કરનાર એક ધનિકની શિષ્યવૃત્તિ મેળવી ગયેલા. આ ધનિક દેશભક્ત તે પંડિત શ્યામજી કૃષ્ણવર્મા. તેમણે વિલાયતમાં સ્વાતંત્ર્યવાદી તરુણોનું કેન્દ્ર નિર્માણ કરવાનો પ્રયત્ન આરંભ્યો હતો અને તેને માટે હિંદમાં ટિળકને તેમણે જે માહિતી આપેલી તે બાબતની ખાનગી ખબર મળવાથી જ સાવરકર આ શિષ્યવૃત્તિ લઈ વિલાયત ગયેલા. આ શિષ્યવૃત્તિનું નામ જ " શિવાજી શિષ્યવૃત્તિ " એવું હતું.

સને ૧૯૦૫ માં શ્યામજીએ 'ઇન્ડિયન હોમરૂલ સોસાયટી' આ નામની સંસ્થા કાઢી હતી અને આ સોસાયટીના સભ્યોની રહેવા તથા જમવા માટેની વ્યવસ્થા સારૂ 'ઇન્ડિયા હાઉસ' નામની બોર્ડીંગ કાઢી હતી. પણ આ 'પરતંત્ર' સંસ્થામાં પ્રવેશ કર્યા પછી પોતાની જે સ્વતંત્ર પ્રવૃત્તિઓ સાવરકરે કરી તેમાંજ તેમની વિશિષ્ટતા છે. કારણ વિલાયત જનાર યુવાનોની વૃત્તિનો ઓઘ દેશકાર્ય તરફ ફેરવવો એ કામ સહેલુ નહોતું અને આ બાબત જ ઉપર તેમણે વિશેષ લક્ષ આપ્યું. આ સમય દરમ્યાન સાવરકરે વિલાયતમાં શું શું જોયું અને શું શું કર્યું તેની સારી કલ્પના આવવા માટે " લંડનના બાતમીપત્રો " આ નામથી લખેલો ગ્રંથ ઘણો જ ઉપયોગી થઈ પડશે. તેમણે પોતે કરેલા કામ તથા અન્ય ઇસમોને તેમના કાર્યમાં આપેલી સહકારિતા ઉપરથી તેમના ધ્યેય માટે સંપૂર્ણ કલ્પના આવી શકે. વિલાયત જતા પહેલાં તેમણે સ્વાતંત્ર્યના ધ્યેયની ઘોષણા કરી હતી, પરદેશી કાપડની હોળીઓ કરી હતી, ગુપ્ત મંડળો સ્થાપ્યાં હતાં, સ્વાતંત્ર્યનાં ગાયનો લખ્યાં હતાં. આ શરૂ કરેલુ કાર્ય વિલાયતના સ્વતંત્ર વાતાવરણમાં જ્યારે અનેક દેશોના સ્વાતંત્ર્યવાદી ઇસમોની સાથે તે સહવાસમાં આવ્યા તે વખતે તેમણે તે ચાલુ રાખ્યુ એટલુંજ નહી પણ વધારે જોરદાર અને સુદૃઢ કર્યું એમાં શંકા નથી.

સામ્રાજ્ય સત્તાનો પ્રતિકાર કરવો એ કલ્પનાને સ્વાતંત્ર્યવાદી રાજકારણમાંની સાક્ષરતા કહીએ તો ગાંધીજીના અપ્રત્યક્ષ પ્રતિકારથી માંડી સશસ્ત્ર બળવા રૂપી પ્રતિકાર સુધી બધું કરી તેમણે સાક્ષરતા મેળવી હતી.

પ્રસ્તુત ગ્રંથના પ્રકરણ ૪ તથા ૬ જેમાં સાવરકરની લંડનમાંની પ્રવૃત્તિ વર્ણવેલી છે તે અત્યંત મનોરંજક અને બોધપ્રદ છે. પ્રસ્તાવના નિષ્કારણ લંબાશે તેથી આમાંની હકીકત હું લખતો નથી. તો પણ આ વખતે ( સને ૧૯૦૫ થી ૧૯૦૮ માં ) હિંદને સ્વાતંત્ર્ય નહિ તો નિદાન વસાહતી સ્વરાજ્ય મળવું જોઇએ એવું નિઃસંશય ધ્યેય રાખનારાઓના મનમાં સાધનની દૃષ્ટિથી કેટલી અને કેવી મર્યાદાઓ હતી, મતમતાંતરોના કોલાહલથી કેટલી બધી ગૂંચવણો ઉભી થયેલી છતાં સાવરકરે માત્ર પોતાનું ધ્યેય અને ધોરણ કેવી રીતે નિશ્ચિત રાખ્યું તે પૂરૂં સમજવા માટે તે વખતના તરુણો તથા આગેવાનોના મતોનું જરાક દિગ્દર્શન કરૂં છું.

**ઝિયાઉદ્દીન અહમદઃ**–( મુહરાવર્દીને લખેલો કાગળ ) હિંદને ' હોમરુલ ' મળવું એ વાત અલીગઢના એટલે મુસલમાની સમાજના ધોરણ વિરૂદ્ધ છે. સ્વામીજીના ' હોમરુલ સોસાયટી ' નો ઉપાધ્યક્ષ તું રહીશ નહિ.

**બેરિસ્ટર અસફઅલીઃ**–હું રાષ્ટ્રીય હિંદી લોકો સાથે સંબંધ રાખું એ વાત મારા મુસલમાન મિત્રોને ગમતી નથી તેથી તેમ હું શી રીતે કરી શકું ?

**નામદાર ગોખલેઃ**–વસાહતનું સ્વરાજ્ય એ ધ્યેય અને બંધારણીય ચળવળ એ જ સાધન જેમાં બહિષ્કારથી માંડી કરબંધી સુધી ન્યાય્ય પ્રતિકારનો સમાવેશ થઇ શકે છે, પણ સશસ્ત્ર પ્રતિકાર સર્વથા ત્યાજ્ય માનવો.

**સુરેન્દ્રનાથ બેનરજીઃ**–હું ઇંગ્લેન્ડમાં ' મેઝિનિ ' ઉપર વ્યાખ્યાનો આપતો હતો, પણ તે વખતે ક્રાંતિકારક ધ્યેયનો ત્યાગ કરવો એવું હું જાહેર કરતો હતો. ( પોતાના ઉપર રાજ્યાભિષેક કરી લેનારના આ ઉદ્ગારો ! )

**મોહનદાસ ગાંધીઃ**–હિંદને સ્વાતંત્ર્ય મેળવવું હોય તો તે સ્વાતંત્ર્ય બ્રિટિશ સામ્રાજ્યમાં અને તે સામ્રાજ્યના હાથે જ મળશે. સશસ્ત્ર પ્રતિકાર એ અધાર્મિક અને પાપમય છે.

**દાદાભાઇ નવરોજીઃ**– યુવાવસ્થામાં બંધારણીય ચળવળના પ્રયત્નોમાંથી નિરાશાના એટલા બધા પ્રસંગ મેં અનુભવ્યા છે કે કોઇનું પણ અંતઃકરણ તેથી વિદીર્ણ થશે અને કોઇપણ માણસ ત્રાસી જશે. હું જો તરુણ હોત તો બળવો કરવા માટે પણ તૈયાર થયો હોત.

**પંડિત શ્યામજી કૃષ્ણવર્માઃ**– આક્રમણરૂપી પ્રતિકાર કરવો એટલું ક્ષમ્ય નથી પણ આવશ્યક છે શસ્ત્ર પ્રતિકાર ક્ષમ્ય છે પણ રક્તપાત સિવાય હિંદને સ્વાતંત્ર્ય મળવુ શકય થશે. શકય થશે જ નહિ એવુ કોણ કહી શકે?

**લોકમાન્ય ટિલકઃ**– તમારી સશસ્ત્ર પ્રતિકારની તત્ત્વ પ્રણાલિકામાં કંઇ પણ ભૂલ નથી પણ તૈયારી કેટલાની છે તે કહો નજીવી તૈયારીથી એ થઇ શકશે નહિ. આ બધા પ્રયત્નો અમો કરી પરવારી થાકયા છીએ. અનુભવથી ડાહ્યા થઇ હું તમોને એટલુંજ કહું છું કે જે માર્ગનું તમે અવલંબન કરવાની ઇચ્છા રાખો છો તે વખત હજી આવી પહોંચ્યો નથી. માટે દેશની પૂરી તૈયારી થતા સુધી તમો ધીરજ રાખો અને કાળજીથી ચાલો.

**હાઇંડમનઃ**– રશિયન લોકોની ભાવના જો સમર્થનીય ઠરે તો અગ્રેજોની પારકી લાઇનરૂપ, ઘાતકી, જુલમી સત્તા ફગાવી દેવા માટે હિંદવાસીઓ ગમે તે પ્રયત્ન કરે તો તે વધારે સમર્થનીય છે એવું હું જાહેર કરું છું.

**પ્રૉ. મ. બાપટઃ**– સશસ્ત્ર ક્રાન્તિ સિવાય હિંદને સ્વાતંત્ર્ય મળવું અશક્ય છે. ખાલી ભાષણો કે ઠરાવોથી હિંદ સ્વતંત્ર ન થઇ શકે.

ઉપરના મતોને ક્રમ પ્રમાણે રજુ કરીએ તો એક બાજુ સશસ્ત્ર પ્રતિકાર ધર્મનિષિદ્ધ છે એવુ ઠરાવી તેમા ભાગ લેનારને નરકયાતનાની શિક્ષા ફરમાવનાર મિથ્યાધર્મ તત્ત્વજ્ઞાની પોપ મહારાજ મોહનદાસ ગાંધી અને બીજે છેડે મદનલાલ ધિંગ્રા અને તેનાથી ઉતરતા લોર્ડ મોર્લે અને પાર્લામેન્ટ સભાગૃહમાંના મંત્રીમંડળો ઉપર બોમ્બ ફેંકવા માટે તૈયાર થયેલ સેનાપતિ બાપટ એ પ્રમાણે તે ક્રમ ગોઠવી શકાશે. ખરું કહીએ તો સાવરકરનો નંબર પણ તેમનામા રહેલા સાવધપણાને લીધે તેમના કરતા ઉતરતો ગણાય. કારણ પ્રત્યક્ષ કૃતિનો વખત આવ્યો તે વખતે સાવરકરે બાપટને તે કાર્યમાથી નિવૃત્ત કર્યા. સાવરકરની આ પીછેહઠવૃત્તિનું કાવ્યરૂપમાં સેનાપતિ બાપટે સુંદર વર્ણન કર્યું છે. અને ટિલકે સાવરકર વગેરે નાશિકના તરુણ લોકોને પણ આ પ્રમાણેજ ઉપદેશ કરેલો હતો. સાવરકર વગેરેએ પિક્રિક એસિડથી હાથ પીળા કરી લીધા હોય તો ટિલકે પોતાના હાથમા બૉમ્બ નહિ લેતા પોતાના અનુયાયીઓને બૉમ્બ દૂરથી ફેંકતા જોયા હોય એટલો જ ફેર. આનો અર્થ એ જ કે મત કે યોજના ગમે તેવી હોય, પ્રત્યક્ષ કૃતિની ક્ષણ કંઈ કહીને આવતી નથી અને કહેવાયાં તે

ટાળી પણ શકાતી નથી પણું પૂર્વ તૈયારીઓની કલ્પના દરેકની જુદી જુદી હોય છે. આપણે પોતે તૈયાર થયા એટલે પૂરી તૈયારી થઈ એવું આપટને લાગતું. તેનાથી ઉતરતું પગથિયું સાવરકરનું હતું. તે એવું માનતા કે બૉમ્બ બનાવવાની વિદ્યાનો પ્રચાર હિંદના અનેક પ્રાંતોમાં પ્રથમ થવો જોઈએ અને પછી જ કૃતિનો આરંભ થવો જોઈએ એવું સાવરકરનું મતવ્ય હતું. આથી આગળ વધીને ટિલક કહેતા કે કેવળ બૉમ્બથી કશું થઈ શકશે નહિ કારણ ક્રાન્તિની તૈયારી આથી પણ વધારે સુસજ્જિત અને સામુદાયિક હોવી જોઈએ. સારાંશ કે સશસ્ત્ર પ્રતિકાર એ જો પાપ મનાય તો તે હાથ પ્રમાણે મનથી પણ થતું હોવાના કારણે મોહનદાસ ગાંધીના મત પ્રમાણે ધિંગ્રા, આપટથી માંડીને ટિલક સુધી બધાજ નરકયાતના ભોગવવા યોગ્ય હતા. માત્ર ગાંધીજીની પરીક્ષા કરવાનો વખત પરમેશ્વર લાવવાના હતા અને તે સને ૧૯૪૨ ની સાલમાં બન્યું. સમયે આ બદલો લીધો એમ કહેવાશે ? કારણ ગયા ઑગષ્ટથી દેશમાં ચાલેલા આંદોલનમા સશસ્ત્ર પ્રતિકારનાં સાધનોનો ઉપયોગ સર્વત્ર કરવામાં આવેલો છે અને તે પણ ગાંધીજીએ બળવા માટેની જે યોજના કરી તેને લીધેજ બન્યું એવું સરકાર હજીયે કહે છે.

ગાંધીએ અત્યાર સુધી રાજકારણને ખોટું તત્ત્વજ્ઞાન લગાડી અનત્યાચારીત્વને ફાજલ મહત્વ આપ્યું તે બધું વૃથા ગયું. પણ તેમની આંખો હાલ અશ્રુથી ભીની થઇ ગઇ છે. આ બધી બાબતો ઉપરથી એટલુંજ શીખવાનું છે કે રાજકારણમાં બધાનું સાધ્ય જો કે એક જ હોય તો પણ સાધનના પ્રકાર, તે ઉપયોગમાં લાવવા માટેની યોગ્ય તક એ માટે દરેકના મત જુદા જુદા હોઈ શકે. માટે રાજકારણમાં ટિલક પ્રમાણે સર્વસંગ્રાહક ધોરણ એ જ વ્યાજબી ઠરે છે અને ગાંધીના જેવો એકાંગી પણ અંતે ન ટકનારો અને જરાક અતડો મત ભૂલભરેલો છે એમાં શંકા રહેતી નથી.

* માધવરાવ અણે સાથે ટિલકની એક વખત જે તાત્વિક ચર્ચા થયેલી તે આ ઠેકાણે લક્ષમાં રાખવા જેવી છે. તેમણે કહ્યું પરોપકારવૃત્તિ જુદી જુદી પ્રકૃતિ પ્રમાણે જુદા જુદા રૂપમાં પ્રગટ થાય. પરોપકારીવૃત્તિનો માણસ દેશની હાલની હીન અવસ્થાનો વિચાર કરવાની શરૂઆત કરે તો તેની પ્રકૃતિ પ્રમાણે ત્રણ માર્ગો પૈકી એક માર્ગનો તે સ્વીકાર કરે છે દયા, કરુણા, શ્રધ્ધા વગેરે ગુણ જેમાં નૈસર્ગિક રીતે વિશેષ પ્રમાણમાં હોય છે, અને પ્રાપંચિક સુખ માટે જે સ્વભાવતઃ ઉદાસીન હોય છે, તે સાધુમાર્ગ તરફ વળે છે અને દેશના સંકટના

નિવારણાર્થે પરમેશ્વરની કૃપાની તે યાચના કરે છે. જે સ્વભાવતઃ મૂળથી જ તામસવૃત્તિના હોય છે ક્રોધાદિકનો આવિર્ભાવ જેમનામાં વધારે પ્રમાણમાં હોય છે તે અરાજકતાના માર્ગથી અને અત્યાચારી કૃત્યોથી પોતાનાં કાર્યો સાધવાનો ઉદ્યમ કરે છે. પરંતુ જેમાં બધી જ વૃત્તિઓ કેટલાક પ્રમાણબદ્ધ વ્યવહારસન્મુખ સ્થિતિમાં હોય છે એવા માણસો સદ્યપ્રાપ્ત સાધનોથી જ પ્રસ્તુત સંકટમાંથી પોતાનો માર્ગ કાઢવાનો પ્રયત્ન કરે છે. આ બધાનો હેતુ એક જ હોવાથી આ મધ્યમ માર્ગથી જનાર શખસ ઉપર બન્ને બાજુની પ્રમુખ વ્યક્તિઓ પ્રસંગોપાત્ત રોષે ભરાય છે પણ કાર્યની ગતી જેમ જેમ વેગવંત થાય છે તેમ તેમ બધાનીજ આક્રમણ કક્ષા પણ ઓછી થતી જાય છે અને એક વખત એવો પણ આવી જાય છે કે આ ત્રણે માર્ગના લોકો મધ્યમ માર્ગને પ્રાધાન્ય આપી તેમના જ આશ્રયથી અને આગેવાની નીચે પોતપોતાના ઉદ્યમ તે માર્ગને પોષક થશે એવી રીતે કરવા લાગે છે. ” આ વિવેચનમાં ટિલકના રાજકારણમાના માર્ગનો અને નિત્યનૈમિત્તિક આચરણનો મર્મ છે એવું કહેવા હરકત નથી.

(લો. ટિલક ચરિત્ર, ખંડ ૩ ભાગ ૮, પૃ ૪૬–૪૭)

ટિલકે આપેલી મીમાંસાના દાખલાઓ દરેક રાષ્ટ્રના ઇતિહાસમાં મળી આવે છે. કારણ દરેક આગેવાન જન્મારા સુધી એક જ માર્ગે જઈ શકતો નથી કે બીજાને તે પ્રમાણે જવા માટે ઉપદેશ કરી શકતો પણ નથી. નિત્ય અને નૈમિત્તિક આવો ભેદ કે વિવેક તેમને કરવો પડે છે. આ તારતમ્ય સાચવવું પડે છે. પરંતુ નૈમિત્તિક કે પ્રાસાંગિક ધોરણ ટકાવતી વખતે તેના મનની સ્થિતિ ચલવિચલ થયા સિવાય રહેતી નથી માટે તેમના વર્તનમા આજે એક કહ્યું અને આવતી કાલે બીજું જ કહયું કે આજે એક કર્યું અને બીજા દિવસે બીજું જ કર્યું એવો વિસંગતતાનો સૂક્ષ્મ દોષ બતાવી શકાય છે. માટે આગેવાન મુત્સદ્દીઓના ધોરણને તેમની હયાતીમાં ચોક્કસ વિશેષણો ન લગાડવા તે સારૂ. ‘ દેશભક્ત ’ આ એક જ વિશેષણ તેમને કાયમને માટે લગાડી શકાય. સશસ્ત્ર પ્રતિકારની બાબતમાં ગમે તે દેશના રાષ્ટ્રભક્તોના આગેવાન મુત્સદ્દીઓ તરફ નજર રાખીએ તો એવું જણાશે કે તેમણે સશસ્ત્ર પ્રતિકારનો તાત્ત્વિક વિરોધ કર્યો નથી એટલુંજ નહી પણ તે ધોરણ ન્યાય્યં, ન્યાયનિષ્ઠ અને નીતિમય હતું એવુંજ માન્યું છે.

સાવરકર ચરિત્રના વાંચકના ધ્યાનમાં એક બાબત આવશે કે સાવરકરના રાજકીય મતો આજે લગભગ ચાલીસ વર્ષના દીર્ઘકાલ સુધી સ્થિર છે. આથી વિરૂદ્ધ એટલે ચંચલ મતનો જો દાખલો આપવાનો હોય તો તે લાલા હરદયાલનો આપી શકાય. બન્ને દેશભક્ત, સ્વાર્થત્યાગી, સાહસી, તો પણ બન્નેના મનના દૃષ્ટિબિંદુમાં કેટલો બધો ફેર હતો ! સાવરકર માટે એટલું કહી શકાય કે તેમના અંતિમ ધ્યેયો અટલ હતાપણ તે સાધ્ય કરતી વખતે, દુનિયાદારીના વ્યવહાર પ્રમાણે તેમાં જરાક ફેરફાર કરી મધ્યમ ક્રમ સ્વીકારવાની પણ તૈયારી તેમને પસંદ હતી એટલુંજ નહી પણ રાષ્ટ્ર સ્વાતંત્ર્ય માટે સશસ્ત્ર પ્રતિકારના અંતિમ માર્ગનું સમર્થન તે ગમે તે વખતે સરખા જ આગ્રહથી કરતા હોય તોપણ નિષ્કારણ વ્યક્તિવધ તેમને માન્ય ન હતો. આંદામાનમાં બારી સાહેબ સાથે બોલતી વખતે તેમણે કહ્યું, " અંગ્રેજોના કેટલાક ગુણોને હુ ચાહું છું ........................... હું હત્યાનો પક્ષપતી છું આ વાત તમને કોણે કહી ? "

ગયા મહાયુદ્ધ ( ૧૪ સપ્ટેમ્બર ૧૯૧૪ ) વખતે સાવરકરે આંદામાનથી હિંદ સરકારને એક આવેદન પત્ર મોકલ્યો હતો તેમાં તે કહે છે કે, " હિંદુસ્તાનને સ્વતંત્ર રાષ્ટ્રની પદવીએ પહોંચાડવું એ અમારૂં ધ્યેય હતું અને છે, તો પણ આ ધ્યેયની સિદ્ધિ માટે રક્તપાતના સશસ્ત્ર પ્રતિકારના માર્ગનું જ અવલંબન કરવું એવા અમે કાંઈ સોગંદ ખાધા નથી એટલું જ નહિ પણ જો અન્ય ઉપાય સફળ થવાનો સંભવ હોત તો સશસ્ત્ર પ્રતિકારનું અવલંબન અમે કર્યું જ ન હોત !..." જે વાત સાધનની તે જ સાધ્યોની હતી. તમામ માનવજાતિનું રાજકીય સાત્વિક એકીકરણ કરવું એ જ અમારૂં અંતિમ ધ્યેય છે. તેથી આ અમારી ધ્યેયસિદ્ધિ માટે અનુકુલ એવી તમામ સંસ્થાઓને અમો આ ધ્યેય તરફ જનાર માર્ગ ઉપરનાં વિરામ-સ્થાનો તરીકે ગણીએ છીએ........ આજે જેને બ્રિટિશ સામ્રાજ્ય કહેવાય છે તેમાં હિંદ વગેરે જે દેશોનો સમાવેશ કરવામાં આવેલો છે તે દેશોને જો સ્વસ્વપ્રકૃતિ અને તત્તદ્પરિસ્થિતિ પ્રમાણે સ્વાતંત્ર્ય ઉપભોગ કરવાની તક અપાય તો તે સામ્રાજ્યને એકનિષ્ઠ રહેવું એ જ અમે અમારૂં કર્તવ્ય સમજીશું. એવી રીતે આયર્લેંડથી માંડી હિન્દ સુધી બધા દેશોને એક સૂત્રમાં સંકલિત કરી કાર્ય કરનારૂં આ સામ્રાજ્ય " બ્રિટિશ સામ્રાજ્ય "—આ નામ પણ ત્યાજ્ય છે.— અન્ય નામ પ્રાપ્ત થતાં સુધી તે સામ્રાજ્યને ' આર્ય સામ્રાજ્ય ' એવું કહીએ તો ચાલે.

"આ સામ્રાજ્યના પ્રસ્તુત ચાનકોમા જો તેવુ જ સાત્વિક સાહસ કરનારૂ ધૈર્ય હોય તો, તેમા અતર્ગત રહેનાર હિન્દુસ્તાનના વિસ્તૃત અને પ્રમુખ રાષ્ટ્રને તો નિદાન તે સ્વાતન્ત્ર્યનો ઉપભોગ કરી શકાય એવા અધિકાર ત્વરિત આપવા જોઇએ યુદ્ધની ધમાલમા અન્ય કાંઈ કરી ન શકાય તો પણ ઔપનિવેશિક સ્વાતન્ત્ર્ય (Colonial Self-Goverment) જો હિન્દને અપાય અને વરિષ્ટ વિધિમડળમાં હિન્દી પ્રતિનિધિઓનો નિરપવાદ બહુમત સ્થપાય તો અમે અને અમારા મતના ક્રાંતિકારો અમારો સશસ્ત્ર પ્રતિકારનો માર્ગ સ્થગિત કરી આ યુદ્ધમા ઈંગ્લેડનો પક્ષ મન પૂર્વક અને એકનિષ્ઠાથી સ્વીકારશે.

'અમે આ વિધાન ખરા દીલથી કર્યું છે કે નહિ તે બતાવવાની તક અમોને આપવા માટે અને ઇગ્લેન્ડ જો ખરેખર જ હિન્દને ગુલામીમાથી મુક્ત કરવા માગતુ હોય તો અમો રાજકેદીઓને ત્વરિત મુક્ત કરવા જોઇએ અમે એવુ અભિવચન આપીએ છીએ કે જો અમને અત્યારે મુક્ત કરવામા આવે તો અફઘાન તુર્ક, વગેરે એશિયામાની વિદેશી મુસલમાન ટોળીઓ જે હલ હિન્દ ઉપર ચઢાઈ કરવાના શક્ય તે પ્રયત્ન કરી રહી છે તેમનાથી સ્વદેશનુ સરક્ષણ કરવા માટે સૈન્યમા દાખલ થઈ હિન્દના સીમાક્ષેત્ર ઉપર કે અન્ય તદનુસાર એવા ગમે તે રણક્ષેત્રમા જવા માટે અમો ડરવાના નથી'

કેટલાકો એવુ કહે છે કે અદામાનના બદીવાસમાથી પોતાનો છુટકારો કરી લેવા માટે સરકારને લાલચ બતાવવાના હેતુથી આ વિનીત ધોરણનો સાવરકરે સ્વીકાર કર્યો હતો પણ આ આક્ષેપને એવો જવાબ આપી શકાય કે હલ સાવરકર સપૂર્ણ સ્વતત્ર જ હતા પણ આજના મહાયુદ્ધમા ઉપરનુ ધોરણ તેમણે સ્વીકાર્યું છે અને સૈન્યમા દાખલ થવાનો ઉપદેશ તે હિન્દી તરુણોને કરી રહ્યા છે તે વખતે તુર્ક, અફઘાન, વગેરે મુસલમાન લોકો શત્રુ પક્ષમા હતા તેથી જ વેરભાવનાથી તે વખતે સાવરકર સૈન્ય ભરતી માટે તૈયાર હતા એવુ પણ હાલ કોઇનાથી કહી શકાય નહિ કારણ હાલ શત્રુ પક્ષમા સરહદ બહારના મુસલમાન રાષ્ટ્રો નથી છતાં પણ સૈન્યમાં દાખલ થવાનો જૂનો જ ઉપદેશ સાવરકર કરી રહ્યા છે, તેમજ સાવરકર આજ અંગ્રેજોના ખાસ મિત્ર છે તો પણ યુદ્ધના બહાના નીચે પોતાના હિન્દી તરુણ દેશબાધવોને યુદ્ધકર્મ-ક્ષાત્રકર્મ સાથે પરિચિત થવાની આ એક તક છે અને ભવિષ્યમા પ્રસગ આવે તો આ અનુભવ ઉપયોગી થઇ પડશે માટે હુ ધારૂ છુ કે સને

१९२९ ની સાલ સુધી રાષ્ટ્રીય સભાએ જે ધ્યેય સરકાર સાથે સહકાર કરવા અર્થે સ્વીકાર્યો હતો તેજ આજે પણ સ્વીકારવા માટે સાવરકર તૈયાર થશે. કારણ કર્જ ફેડ માટે જેમ ન્યાયની કોર્ટમાં હપ્તાઓ બાંધી આપવામાં આવે છે અને જો તમામ દેવી રકમ એકી સાથે આપવા જો દેણદાર આવ્યો હોય તો તે વખતે તેમને થોડી વધારે છૂટ પણ મળે છે. આ વાત સાવરકર જાણે છે. માત્ર "એ મારા પરમ મિત્ર વાઇસરોય, હું બળવો કરવા માટે નીકળ્યો છુ." એવું મિત્રતા અને શત્રુતાનું હાસ્યાસ્પદ ખુશામતિયા મિશ્રણનું પ્રદર્શન સાવરકરે કોઇ વખતે કર્યું ન હોત.

સશસ્ત્ર પ્રતિકાર રાજકારણમાં તત્ત્વ તરીકે માન્ય હોવા છતાં તેનો પ્રત્યક્ષ પ્રયોગ કે ઉપયોગ બનતા સુધી કોઈ કરતું નથી. કારણ કે એકાદ કોઈ રાજ્ય કરતી વ્યક્તિનું ખૂન કરવાથી સ્વરાજ્ય મળતું નથી અને તે વ્યક્તિ જો સાત્વિક, નિરપરાધી, નિરુપદ્રવી હોય તો તે ખૂન નિંદ્ય પણ લાગે છે. સામુદાયિક સશસ્ત્ર બળવો કરીએ તો તે માટે આલમ જનતાની એકી વખતે તૈયારી થતી નથી અને શસ્ત્ર વગેરે સાધનો મળતાં નથી. માટે સશસ્ત્ર પ્રતિકાર માન્ય રાખનાર દેશભક્તો પણ પોતે અનુકૂલ સમયની રાહ જુએ છે અને બીજાઓને પણ તેવો જ ઉપદેશ કરે છે. આમ છતાં પણ એકાદ પ્રસંગે વિશેષ કારણને લીધે એકાદ ખૂન કરનાર એકાદ કોઈ ભાવનાવશ શખ્સ નીકળી આવે છે તેમ જ વ્યક્તિગત વધ અમાન્ય છતાં પણ બળવાખોરીમાં માનનાર લોકો પોતાના પ્રયત્નો યશસ્વી થનાર નથી તેની પૂરી જાણ છતાં જોખમ સ્વીકારી બંડનો ઉપક્રમ કરી "કંઇ કરીએ તોજ થવાનું હશે તો થશે" આ વિશ્વાસથી "પોતાનાથી જે કંઈ થાય તે કરવું પછી થનારી થશે." એવા વિચારથી અને કૃતિથી પોતાના અશાંત મનને શાંત કરે છે. પણ આ અપવાદ છોડી દઇએ તો પણ બળવો અવ્યવહારુ છે તેની ખાત્રી થએલી છતાં તે બાબતના વિચારો જેમનાં મનમાં સળવળી રહે છે તેવા અનેક દેશભક્તો હોય છે. "मुहूर्तं ज्वलितं न च धूमायितं चिरम्" નસીબ ઉપર અવલંબી કાર્યની તુરત શરૂઆત કરનાર ભાગ્યેજ મળે ! આથી ઉલટું સશસ્ત્ર પ્રતિકારને પાપ ગણનાર મોહનદાસ ગાંધી જેવા વિપરીત દેશભક્ત એકાદજ હોય. પણ સત્ય મિથ્યાત્વ ત્યજાન ઉપર છેવટે વેર લે છે જ અને ગાંધીનું તેવું જ થયું છે. કારણ ટિલકના સશસ્ત્ર પ્રતિકારના તત્વને અત્યાચારી ઠરાવી તેને ઉતારી પાડી, સાત્વિક અનત્યાચારિત્વનું તત્ત્વ પ્રસ્થાપિત કરવા માટે જ પોતાનો અવતાર છે એવું માનનાર

તથા પ્રતિપાદન કરનાર ગાંધીજીને અને ૧૯૨૨ માં હિંદના એક છેડે ચૌરી-ચોરા ગામે જે તોફાન થયું તે કારણે બારડોલી ગામ જે હિંદના બીજા છેડા ઉપર છે, ત્યાંની ચળવળ બંધ પાડવી પડી, તેમને વીસ વરસ પછી અને ૧૯૪૨ ના ઉત્તરાર્ધમા જુવાન અનુયાયીઓએ આદરેલી પ્રતિકારાત્મક ચળવળને નિગ્રહાના કારણે વશ થવું પડયુ જ કે નહિં!

મેં પોતે આયર્લેંડનો ઇતિહાસ ઘણો વાંચ્યો છે તેથી જ હું કહું છુ કે આ તત્ત્વચર્ચામાં આયર્લૅન્ડના ઇતિહાસના અવલોકનથી માર્મિક નિરીક્ષકનું સમાધાન થઈ શકે, કારણ ઉપર વર્ણન કરેલા તમામ દાખલાઓ તે ઇતિહાસ-માં પૂર્ણતાથી મળી આવે છે. ફક્ત અંગ્રેજ તથા આયરિશ ગુપ્તચરોનાં ખૂન કરવાથી આપણે દેશની મહાન કામગીરી બજાવી છે એવુ માનનાર ઘણાં દેશ-ભક્તો થઈ ગયા. તેમજ વ્યક્તિવધ નિંદ્ય પણ સામુદાયિક બંડ ન્યાય્ય છે એવું પ્રતિપાદન કરનારાઓ પણ થઈ ગયા. બંડ ન્યાય્ય છતા તે વ્યવહારુ નથી માટે તે કલ્પના છોડી દઈ બંધારણીય 'કાયદેસર ચળવળથી જ જે થશે તે કરીશું એવું કહેનારા પણ થઈ ગયા. બંડ અવ્યવહારુ હોય છતાં તેમાં સામેલ થવાનો કૃતનિશ્ચય કરી તેમા આનંદ માની પોતાના દેહને હોમી દેવા તૈયાર થનારાઓ પણ થઇ ગયા. એવા પણ કેટલાક દેશભક્તો નીકળેલા કે જેમણે પોતે કોઈપણ વખતે શસ્ત્ર ધારણ ન કર્યું છતાં બીજાઓ જેમણે શસ્ત્ર ધારણ કર્યું તેમના કૃત્યનુ તેમણે સમર્થન કર્યું. (પણ ગાંધી પ્રમાણે રાષ્ટ્રીય સશસ્ત્ર પ્રતિકાર એ એક પાપ છે એવું સાબિત કરવાનો પ્રયત્ન કરનાર વિચિત્ર તત્ત્વવાદી આયર્લેંડના ઇતિહાસમાં એક પણ નીકળ્યો નથી. બલ્કે જગતના ઇતિહાસમાં પણ ભાગ્યે જ કોઈ થઈ ગયા હોય!)

પરંતુ વ્યક્તિગત કે સામુદાયિક રીતે સશસ્ત્ર પ્રતિકાર કયારે યોગ્ય અને કયારે અયોગ્ય છે તે બાબતના અભિપ્રાયો હમેશ નિશ્ચિત મળતા જ આવશે એમ નથી. માટે ટિલક, દાસ, લજપતરાય, ભાઈ પરમાનંદ, સાવરકર જેવા હિંદના આગેવાનો; ગ્લેડસ્ટન, બ્રાઇટ જેવા સાત્વિક અંગ્રેજ મુત્સદીઓ, ડેહ્યુ, મૅઝિની, ગેરીબાલ્ડી જેવા ઈટાલિના દેશભક્તો; ટોલસ્ટોય અને ક્રોપાટ્કીન જેવા રશિયન ક્રાંતિકારો માટેના ધોરણો માટે જો આપણે એક જ વિશેષણનો ઉપયોગ કરીએ તો તે ભૂલ ગણાશે.

કેવળ આયરિશ ઇતિહાસમાના ફિનિયન ચળવળના આગેવાનોથી માંડી

વિદ્યમાન ડૉ વૅલેશ સુધીના આયરિશ દેશભક્તોનો વિચાર કરતાં તેમાં સંશોધકને ઉપરના જેટલું વિશાળ ક્ષેત્ર આખાયે જગતના ઇતિહાસમાં એકત્રિત રીતે મળવું મુશ્કેલ છે. માટે કેવળ દાખલા તરિકે, નિત્ય શાંતિપ્રિય હતો તો પણ કેટલાક પ્રસંગે સશસ્ત્ર પ્રતિકારનો પુરસ્કાર કરનાર 'મીઘર' નામનો જે આગેવાન થઈ ગયો તેમનું 'Sword Speech' નામનું એક ભાષણ 'Irish Orations' નામના પુસ્તકમાં મેં વાંચેલું તે અત્રે ખાસ ટાંકું છું:–

"No member of this Association has suggested an appeal to arms No member of this Association advised it. No member of this Association would be so infatuated as to do so. In the existing circumstances of the country, an excitement to arms would be senseless and wicked, because irrational. To talk now-a-days of repealing the Act of Union by force of arms, would be to rhapsodize...... There might be a rist in the street–there would be no revolution in the country ? The secretary, Mr. Crean, will far more effectually promote the cause of Repeal, by registering votes in Green Street than registering fire-arms in the Head Police Office Conciliation Hall on Burgh Quay is more impregnable than a rebel camp on Vinegar Hill. The hustings at Dundalk will be more successfully stormed than the Magazine in the park. The registry club, the reading room, the polling booths, these are the only positions in the country we can occupy. Voters' certificates, books, pamphlets, newspapers, these are the only weapons we can employ. Therefore, my lord, I cast my vote in favour of the peaceful policy of this Association. It is the only policy we can adopt. If that policy be pursued with truth, with courage, with fixed determination, of purpose, I firmly believe it will succeed"

"But, my lord, I dissented from the resolutions before us, for other reasons. I stated the fiıst–I now come to the second I dissented from them, for I feel that by assenting to them, I should have pledged myself to the unqualified repudiation of physical force in all countries, at all times, and under every cirumstances. This I could not do For, my lord, I do not abhor the use of arms in the vindication of national rights. There are times when arms will alone suffice, and when political ameliorations call for a drop of blood, and many thousand drops of blood. Opinion, I admit, will operate against opinion. But as the honourable member for Kilkenny has observed, force must be used against force. The soldier is proof against an argument–but he is not proof against a bullet. The man that will listen to reason–let him be reasoned with, but it is the weaponed arm of the patriot that can alone prevail against battalioned despotism."

"Then, my lord, I do not condemn the use of arms as immoral, nor do I conceive it profane to say, that the King of Heaven–the Lord of Hosts! the God of Battles! bestows His benediction upon those who unsheath the sword in the hour of a nation's peril"

"From that evening on which, in the valley of Bethulia, He naved the arm of the Jewish girl to smite the drunken tyrant in his tent, down to this day, in which He has blessed the insurgent chivalry of the Belgian priest, His Almighty hand hath ever been streetched forth from His throne of Light, to

consecrate the flag of freedom-to bless the patriot sword! Be it in the defence, or be it in the assertion of a people's liberty, I hail the sword as a sacred weapon; and if, my lord, it has sometimes taken the shape of the serpent and reddened the shroud of the oppressor with too deep a dye, like the anointed rod of the High Priest, it has at other times, and as often blossomed into celestial flowers to deck the freeman's brow."

"Abhor the sword? Stigmatise the sword! No, my lord, for in the passes of the Tyrol it cut to pieces the banner of the Bavarian, and through those cragged passes struck a path to fame for the peasant insurrectionist of Inspruck!"

"Abhor the sword? Stigmatise the sword? No, my lord, for, at its blow, a giant nation started from the waters of the Atlantic, and by its redeeming magic, and in the quivering of its crimson light, that crippled colours sprang into the attitude of a proud republic, limitless and invincible and prosperous."

"Abhor the sword? Stigmatise the sword? No, my lord, for it swept the Dutch marauders out of the fine old towns of Belgium-scourged them back to their own phlegmatic swamps-and knocked their flag and sceptre, their laws and bayonets, into the sluggish waters of the Scheldt"

[Thomas Francis Meagher (Page 359)
-Irish Oratory and Orators.]

' ૧૯મા શતકના ઉત્તરાર્ધમાંના એક સુપ્રસિદ્ધ અંગ્રેજ ચળવળીઆ સમાજભક્ત જ્યોર્જ જેકબ હોલિયોકનું ચરિત્ર ગયા પખવાડિયામાં મેં વાચ્યું તેમા પણ આ જ વાત જાણવા મળી આ ગૃહસ્થ મોટામાં મોટા અને નાનામાં નાના એવા હતા મતસ્વાતંત્ર્યની તે કેવળ મુર્તિરૂપ હતા. તેમનો ધંધો ગ્રંથપ્રકાશન અને છાપખાનાનો હતો. કનિષ્ઠ વર્ગની સુધારણા કરવી એ તેમનુ ધ્યેય હતું. ધર્મ અને રાજકારણના ગૂઢ પ્રશ્નોના ઉકેલ આણવા માટે તે ખાસ મહેનત કરતા. આ ગૃહસ્થે તરુણાવસ્થામા સશસ્ત્ર પ્રતિકારનો કેવળ વિચાર કર્યો હતો એટલુંજ નહિ પણ તે આચરણમા મૂક્યો હતો. ઇંગ્લેન્ડમાં આવી રહેલ નિર્વાસિત ક્રાંતિકારો સાથે તેમનો સારો સંબંધ હતો પોતાના હાથે બૉમ્બ બનાવ્યા હતા અને ઉડાવી પણ જોયા હતા તેમનુ આત્મચરિત્ર વાંચવામાં આવે તો આયર્લૅન્ડમાંની ગુપ્ત અને પ્રગટ ચળવળના ઇતિહાસની આ એક અંગ્રેજી પુરવણી જ હતી એવું વાચકોને લાગશે.

ઠીક, સાવરકરની તરુણાવસ્થાની પ્રવૃત્તિ માટે જો કંઈ કહેવુ હોય તો એમ જ કરી શકાય કે અનુભવી જગતે માન્ય રાખેલો એક સિદ્ધાંત તેમને પણ લાગુ પડે છે. તે સિદ્ધાંત એ કે માણસની જન્મજાત પ્રવૃત્તિની શરુઆત જીવનની પહેલી પચ્ચીસીમા જ થાય છે. " મૂછ અને મતો સાથે જ ફૂટે છે " એવુ એક સુભાષિત કવિ ગડકરીએ લખ્યું છે તે પ્રસિદ્ધ છે જ. આ મતોમાં સુવિચારી કુવિચારી, અવિચારી એવા ત્રણે મતોનો સમાવેશ થાય છે તેથી જ આ પચ્ચીસિને ' ગધેડા પચ્ચીસી ' એવું પ્રેમાળ વિનોદી નામ અપાયેલુ છે. કારણ આ મૂર્ખપણું અસત્ પ્રવૃત્તિનુ હોય છે એવુ નથી પણ પોતાની સત પ્રવૃત્તિનો અવિચારી અતિરેક થયો હોય તો પણ એ ગધેડાપણું ઠરે છે અને તેમજ તે શબ્દનો ઉપયોગ પોતાને માટે ખુલ્લી રીતે કરી લેનાર કેટલાક બહાદુરો પણ જણાઈ આવે છે. આ ટુંક નિંદાત્મક શબ્દ વર્જ્ય કરી 'ગધેડાપચ્ચીસી' ના બદલામાં આ અવસ્થાને " દિવ્ય પચ્ચીસી " એવો નવો શબ્દ વાપરવા માગું છું સારા પ્રકારનું એદ્ધટપણું આ " દિવ્ય પચ્ચીસીમાં વર્તનમાં લાવનાર દેશભક્તો દરેક તેજસ્વી રાષ્ટ્રમાં થઈ ગયા છે અને સાવરકરની ગણત્રી તેમાં જ કરી શકાય. મને તો એવું લાગે છે કે શરુઆતનાં પચીસ વર્ષમા વિલાયતના વસવાટ દરમ્યાન દેશભક્તિના જેટલાં કૃત્યો સાવરકરે કર્યા તેવાં કૃત્યો કરનાર હિન્દી તરુણના દાખલાઓ ભાગ્યેજ મળી શકશે અને આ સાવરકરનું અસામાન્યત્વ ગણાય. સાવરકર વિલાયત ગયા તે વખતે તેમની ઉમ્મર માત્ર બાવીસ

વર્ષની હતી, અને તે જ્યારે કાયમના કેદખાનામાં પડયા ત્યારે સત્તાવીસ વર્ષના હતા. આ ઉમ્મરમાં વિલાયત જનાર હિન્દી યુવાનો સામાન્યતઃ કેવા હોય છે અને તે કેવી રીતે વર્તે છે તેની કલ્પના કરી શકાય. મોહનદાસ ગાંધી આત્મચરિત્રમાં ('મારા સત્યના પ્રયોગો' આ પુસ્તકમાં) લખે છે કે 'વિલાયત ગયા પછી શિષ્ટાચાર પાલનની દૃષ્ટિથી અંગ્રેજી પદ્ધતનું નૃત્ય ગાયન વગેરે વિષયોના પાઠો શીખવાનું આવશ્યક લાગેલું" પશુપતિ અય્યર જેવા તરુણોને વિલાયત ગયા પછી એવું લાગ્યું કે "આપણે હિન્દુ તરીકે જન્મ્યા એ મોટી ભૂલ થઈ (પાન ૧૯૨). કેટલાક તરુણોએ ગુપ્તચર તરીકે સરકારની સેવા કરી પૈસા કમાવ્યા. ખાવાપિવાની લહેર ઉડાવી એ તો કહેવાની જરૂર જ નથી. સારા દાખલાઓ લઈએ તો તેવા વિદ્યાર્થીઓનું ધ્યેય સારી રીતે પોતાનો અભ્યાસક્રમ પૂરો કરવો એ જ હતું. પણ વિલાયત જવા તયાર થતાં જ દેશભક્તિ પ્રેરિત ધ્યેય મનમાં નક્કી કરી વિલાયતમાં મળનાર સમોવડિયા તરુણોને દેશભક્તિના માર્ગ તરફ પ્રવૃત કરવાની આકાંક્ષા અને ઉમેદ રાખી પ્રત્યક્ષ વિલાયત ગયા પછી તે બાબતના સર્વ પ્રકારના ઉદ્યોગ કરનારા કેટલા હિન્દી તરુણો હાલ જણાશે? સાવરકરે અભ્યાસ કરી બેરિસ્ટરની પરીક્ષા આપી પણ દેશભક્તિના સંગઠનનું કાર્ય મુખ્ય સમજી પરીક્ષાઓ પસાર કરવી વગેરે કામો તેમણે ગૌણ માન્યા એવું ખુલ્લી રીતે જણાય છે.

સને ૧૯૦૫થી સને ૧૯૦૯ પછીની સાલોમાં અત્યાર સુધી તેમનું બધું આયુષ્ય કારાવાસમાં ગયું કે કારાગાર બહાર પણ વસ્તુતઃ સરકારી કેદીના બંધનમાં જવાથી કોઈપણ સ્વતંત્ર રાજકીય ચળવળ સાવરકર કરી શકયા નહિ. બંધમુક્ત થયા પછી તે કોંગ્રેસને કે કોઈ એકાદ ક્રાન્તિકારક સંઘને ન મળતાં ટિલકના પ્રતિસહકારી રાષ્ટ્રીય પક્ષ સાથે જોડાયા અને હિન્દુત્વની રક્ષા માટે હિન્દુ મહાસભાની તેમણે આગેવાની લીધી આ ઉપરથી જણાશે કે નિદાન હાલ સાવરકર કયા પ્રકારનો વિધાયક મત-પ્રચાર કરવા માગે છે તે સરળરીતે જણાઇ આવે છે. માત્ર સને ૧૯૦૫ થી સને ૧૯૦૯સુધીના સમયમાં તેમણે જે કર્યું તે માટે તેમને પ્રશ્ચાત્તાપ તો કોઈ વખતે થયો જ નથી પણ તે વખતના જે અનેક બનાવો પ્રસિદ્ધ થયા ન હતા તે આજે પ્રકટ સભામાં તે જાહેર કરે છે અને તે વખતના ધોરણ માટે અભિમાન ધરાવે છે. તો પણ મનુષ્યના આયુષ્યમાં કેટલીક બાબતો એકાદ વખત જ થાય છે. અને તેવી બાબતો તે સતત કરી શકતો નથી 'તેવું કરવાની તેમની ઇચ્છા પણ હોતી નથી. તો પણ એકાદ

પ્રસિધ્ધ વ્યક્તિના આયુષ્યમાંની એવી કંઈક બાજનો હોય છે જેને કેવળ ગત-કાલના બનાવો કે ઇતિહાસ કરતાં વિશેષ મહત્વ હોતું નથી પણ એવી હકીકત સ્મરણમાં હોય છે માટે તેમનું ચરિત્ર લખવાનો પ્રસંગ આવે તે વખતે આવી હકીકત અવશ્ય લખવી પડે છે. " હું પોતે એક વખત પાર્લામેંટ ઉપર બોમ્બ ફેંકવા તૈયાર થયો હતો " એવું ખુલ્લી સભામાં એક વખત સેનાપતિ બાપટે જાહેર કરેલું હતું અને તેમના તે વખતના ધોરણનું જે રાજકીય ગુન્હાનું સ્વરૂપ હતી તે માટે પ્રાયશ્ચિત પણ તેમણે ભોગવ્યું હતું પણ રાજકીય ગુન્હાનું સ્વરૂપ જ એવું હોય છે કે શિક્ષા ભોગવવાથી તેની નિષ્કૃતિ થાય છે. એવા અપરાધનો ડાઘો ગુન્હેગારના શરીરને હાયમને માટે ચોંટાડી રાખીશું એવું સરકાર પણ કહી શકતી નથી. માટે જ સાવરકરને બંધનમુક્ત કરનાર મંત્રીમંડળ ( ના. કુંવર-જમનાદાસ મહેતા ) અને તે મંત્રીમંડળે મુક્ત કરેલ સાવરકર ગોખલે હોલમાં બધમુક્તિ પછી પહેલી જ સભામાં સાથોસાથ બેસી શકયા ! પણ એવા અનેક દાખલાઓ જગતના ઇતિહાસમાંથી બતાવી શકાય. સાવરકરે હિંદમાં પિસ્તોલો મોકલી હોય કે પિસ્તોલ ચલાવનાર ધિંગ્રાનું ઉઘાડી રીતે સમર્થન કર્યું હોય પણ તેમણે પોતે કોઈના ઉપર પણ પિસ્તોલ ચલાવી નથી. આજે અંગ્રેજ સામ્રાજ્યની સેનામાં ફીલ્ડમાર્શલ અને યુદ્ધમંડળના એક સભાસદ તરીકે કામ કરનાર જનરલ સ્મટ્સ બોઅર યુદ્ધમાં ( સને ૧૯૦૦ ના અરસામાં એટલે સાવરકર પહેલાં પાંચ સાત વર્ષ ) હાથમાં બંદુક લઈ અંગ્રેજો વિરૂદ્ધ લડતો હતો અને તેમણે બંદુકથી કેટલાક અંગ્રેજ સૈનિકોનાં ખૂન પણ કર્યાં હોય. આયર્લેંડનો ઇતિહાસ વિચારમાં લઇએ તો તેવા અનેક દાખલાઓ મળી શકશે. જે આઇરિશોએ અંગ્રેજ લોકો ઉપર પિસ્તોલ છોડી તેજ આઇરિશોએ અંગ્રેજ મુખ્ય પ્રધાન સાથે હસ્તાંદોલન કરી મૈત્રીના તહ પણ કર્યાં છે. જે ડી. વેલેરાને ફાંસીની સજા ફરમાવવામાં આવેલી પણ જેનો અમલ થવાનો બાકી હતો, તે આજે આઇરિશ રિપબ્લીકના અધ્યક્ષ છે સર ચાર્લ્સ ગેવ્હન ડફી જે ડી. વેલેરા જેવો હતો તે સામ્રાજ્યમાના ઑસ્ટ્રેલિયન વસાહતીના મુખ્ય પ્રધાન થયા. સારાંશ કે ગત અને વર્તમાનકાળમાં જરૂર પૂરતો ભેદ રાખવો એજ ડહાપણનું લક્ષણ ગણાય અને સાવરકર ચરિત્રમાંના એક બે ભૂતકાળના પ્રકરણો તરફ લોકો પ્રમાણે સરકારે પણ ઇતિહાસ તરીકે જ જોવું જોઇએ. હુ તો એવું કહી શકું કે ન્યાયમૂર્તિ રૌલેટે લખેલ સેડીશન ( રાજ્યદ્રોહ ) કમિટિનો રિપોર્ટ એ સાવરકર ચરિત્રની એક પ્રકારની પુરવણી જ ગણાય. રાજદ્રોહી અર્થાત્ દેશભક્ત હિન્દીઓએ ખરી અંતઃકરણની લાગણીથી

કઈં કઈં તીવ્ર સ્વરૂપની ચળવળો કરી તે વિગતવાર નમૂદ કરવામાં રોલેટ રિપોર્ટનો ઉદ્દેશ જેટલો મતનિર્દેશક મનાતો તેટલાજ પ્રમાણમાં સાવરકર ચરિત્રમાંના તે તે પ્રકરણો વિગતવાર લખવામાં કરંદીકરનો હેતુ પણ તેજ પ્રમાણે મનાવો જોઈએ. થનાર તે થઈ ગયું, અને પ્રસંગ આવે તો તે ભવિષ્યમાં થશે પણ નિદાન આજે તો તેવું કાંઈ નથી એવો સરળ અર્થ આવા લખાણોનો કરવો પડે છે. માટે હું કહું છું કે કરંદીકરકૃત સાવરકર ચરિત્ર ગ્રંથ આ એક ઇતિહાસ ગ્રંથ છે અને તે મતપ્રચારક ગ્રંથ નથી એવું જ મનાય.

કરંદીકરકૃત "સાવરકર ચરિત્ર" આ ગ્રંથ કેવળ ઇતિહાસ સ્વરૂપનો છે. તે ગ્રંથને કોઈપણ રીતે મતપ્રચારક ગ્રંથ માની લઈ શકાય નહિ. ઇતિહાસ એટલે ગતકાળમાં થઇ ગયેલી બાબતો. સને ૧૯૦૫ થી સને ૧૯૦૯ સુધીના કાલમાંની અનેક પ્રકારની રાજકીય ચળવળોની માહિતી આ ગ્રંથમાં આપવામાં આવેલી છે તે વાત ખરી છે; પણ તે વખતના મતોનો સાવરકર પોતે પણ આજે જનતામાં પ્રચાર કરતા નથી અને તેવું કરવાની તેમની ઇચ્છા પણ નથી. ભાગ્યવશાત્ આજે સાવરકર જીવતા હોવાથી તે કયો મત માન્ય રાખે છે, કે કયા મતનો પ્રચાર કરવાની ઇચ્છા રાખે છે, તે જગતમાં હાલ પ્રસિદ્ધ છે. આજે સાવરકર ગુપ્ત મંડળો બનાવતા નથી. યુરોપમાંથી હિન્દમાં શસ્ત્રાસ્ત્રો એટલે પિસ્તોલો મંગાવતા નથી. કોઈના પણ વૈયક્તિક ખૂનનું સમર્થન કરતા નથી. અંગ્રેજ સરકાર વિરુદ્ધ સૈન્યમાં રાજવિરુદ્ધ પ્રચાર કે બળવાની ઉશ્કેરણી કરતા નથી. ઉલટું અંગ્રેજ રાજ ચાલુ છતાં હાલ તે માન્ય કરી જર્મનિ અને જાપાન અંગ્રેજોના શત્રુઓ વિરુદ્ધ લડવા માટે જે લશ્કરમાં અંગ્રેજો મુખ્ય અધિકારીઓ છે તેવા લશ્કરમાં હિન્દુ તરૂણોને પેસવા માટે તે ઉપદેશ કરી રહ્યા છે. વરિષ્ટ સરકારી અધિકારીની જગ્યા અપાય તો જ સૈન્ય ભરતીને સહાય કરીશું એવી જે હઠ પહેલાનાં મહાયુદ્ધ વખતે ટિલકે રાખેલી તેવી હઠ પણ હાલ સાવરકર રાખવા માંગતા નથી. વૉઇસ્રૉયના કાર્યકારી મંડળમાં હિન્દી પણ હિન્દુત્વનિષ્ઠ એવા સભાસદોને જગ્યા મળવી જોઇએ અને રાજ્ય કારભાર ચલાવવા તેમને મદદ કરવી એવો વિધાયક શાંતિવાદી પ્રયત્ન તે કરે છે. અસહકારની ચળવળ યુદ્ધકાળમાં ચાલુ કરી સરકારને યુદ્ધ પ્રયત્નમાં દખલ પહોંચાડવી યોગ્ય નથી એવો મત તે હાલ ધરાવે છે. એટલું જ નહિ, પણ કૉંગ્રેસે ઉભી કરેલી તે ચળવળનો તે નિષેધ કરે છે. હિન્દમાં તમામ કોમોને યોગ્ય સ્થાન મળે એવી લોકશાહી સત્તા મેળવવાના કામે અંગ્રેજ

સામ્રાજ્યની સહાય મળે તો તે સ્વીકારવા આજે તૈયાર છે. આ બધી બાબતો ઉપરથી સને ૧૯૦૫ અને ૧૯૦૯ સુધીના કાલમાંના સાવરકર જુદા સ્વરૂપમા દેખાય છે. પણ ભવિષ્યમા આ દેશમા રાજકીય ઘટનાની પરિસ્થિતિ કેવા સ્વરૂપની થશે તે આજે કોઈ નક્કી કહી ન શકે અને સાવરકર પોતે પણ તેને માટે કાઈપણ અદાજ બાધી શકે નહી તેથી ભવિષ્યમાં સાવરકર કયુ ધોરણ કે સાધન માર્ગ સ્વીકારશે તે માટે મત સ્વાતન્ત્ર્ય કાયમ રાખી તેમને આજે જે યોગ્ય લાગે છે તે કરે છે એટલું જ કહી શકાય

હાનતું તેમનુ ચરિત્ર સામાન્ય જેવુ લાગે તો પણ બેરિસ્ટરની પરીક્ષા ઉત્તીર્ણ થતા સુધીનુ તેમનુ આયુષ્ય સાવરકરની વિદ્યાર્થી દશા ગણાય. આ વખતે તેમણે જે કાર્ય કર્યું તે અસામાન્ય ગણાય. તે કાર્ય નીચે પ્રમાણેનું હતું

દેશભક્તિ ભાવથી કવિત્વ કર્યું શિક્ષક વિરુદ્ધ સ્વાભિમાન પ્રકટ કર્યું. સ્વદેશીનો ઉપદેશ કર્યો બહિષ્કાર પ્રદર્શનાર્થે પરદેશી કાપડની હોળીઓ કરી સ્વાતન્ત્ર્યના ધ્યેયનો ખુલ્લો પોકાર કર્યો. કાયદાના ડરથી તે જરા પણ ગભરાયા નહિ સમોવડિયા વિદ્યાર્થીઓનુ પરિવર્તન કરાવી તેમને પોતાના અનુયાયી બનાવ્યા, જેમના સ્વાતન્ત્ર્યવાદી મતોનો તેમને પ્રથમથી જ ખ્યાલ હતો તેમની પાસેથી શિષ્યવૃત્તિ મેળવવાનો પ્રયત્ન કર્યો અને વિલાયત ગયા પછી તેમના જ આશ્રયે તે રહ્યા અને તેમને જ સાથ આપ્યો વિલાયતના લોકો સમક્ષ વક્તૃત્વપૂર્ણ વ્યાખ્યાનો આપી સ્વાતન્ત્ર્યવાદનુ પ્રતિપાદન કર્યું. પોતાના રહેઠાણને ઉગ્રસ્વરૂપના રાજકારણનુ કેન્દ્ર બનાવ્યુ. યુરોપના ઇતિહાસમાથી ક્રાતિકારક ચળવળનો અભ્યાસ કરી તે માટે પ્રચારાત્મક લેખ લખ્યા મેઝિનિનુ ચરિત્ર લખી અતિમસ્વરૂપના રાષ્ટ્રસ્વાતન્ત્ર્યવાદનું પ્રતિપાદન કર્યું. હિંદના સને ૧૮૫૭ સાલના બળવાનો નવો અર્થ કરી બતાવ્યો અને તેની માહિતી મેળવી મરાઠી તથા અંગ્રેજી ગ્રંથો લખ્યા વિલાયતના છાપખાનાવાળા પણ જે લેખ છાપવાની હિમત ધરાવતા નહોતા તેવા લેખ અને ગ્રથ યુરોપના અન્ય દેશોમા છપાવ્યા આક્ષેપીત ઠરેલુ અને જપ્તીમાં લીધેલુ વાઙમય યુક્તિ પ્રયુક્તિથી વિલાયતમા અને હિંદમા પ્રસૃત કર્યું. પ્રત્યક્ષ ખુની ઇસમ સાથે જાહેર રીતે સહાનુભૂતિ પ્રકટ કરી સહેજ ખરીદ કરી શકાય એવા હથિયારો કોઈ વખતે ઉપયોગી થઈ પડશે એ હેતુથી પેરિસમાં મેળવેલી પિસ્તોલો હિંદમા પોતાના સ્નેહિઓ માટે મોકલવામા પોતાની સાહસિકવૃત્તિ તથા બુદ્ધિચાતુર્ય બતાવ્યુ છેવટે સરકારે અટક કરી અને કેસ કરવામા આવ્યો છતા જરાપણ

ગભરાયા નહિ તેમજ ખેદ પણ પ્રદર્શિત કર્યો નથી તેમજ પશ્ચાતાપ પણ પ્રકટ કર્યો નથી. એવાં સંકટો તરફ રાષ્ટ્રીય તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી સમાધાન વૃત્તિથી કેવી રીતે જોઇ શકાય તે તરુણોને ભણાવ્યું. કરાવાસનાં કષ્ટ વેઠવાની તૈયારી બતાવી. જીવ જોખમમાં મૂકી ચામડી છેલાઈ જવાનો ડર છતાં માર્સેલ્સ બંદરમાં જહાજના ઝીણા બાકામાંથી સમુદ્રમાં કૂદકો માર્યો. અને પોતાના સંકટમાંથી યુરોપના રાજકારણમાં આંતરરાષ્ટ્રીય કાયદેસર હક્કોનું વાદળ કેવી રીતે ઉઠાવી શકાય તે માટે કલ્પનાઓ ચલાવી કાયદો અને રાજકારણ એ વિષયોમાં પોતાની પ્રૌઢ બુદ્ધિમત્તા પ્રગટ કરી. ટુંકામાં ઉંમરના ૨૭ મા વરસની અંદર એવા દેશભક્તિ પ્રેરિતઉદ્યમો આજ સુધી ભાગ્યેજ કોઈ હિંદી તરુણોએ કર્યા હોય અને તેમાંય વિશિષ્ટતા તો એ હતી કે આ બધા કાર્યમાં સાવરકર કોઇના અનુયાયી થયેલા નહિ પણ તે આગેવાન તરીકે વર્તતા. એમના સહવાસમાં આવનાર અન્ય પ્રાંતના તરુણ છોકરાઓ તેમની આગેવાની માન્ય રાખતા અને તેમને માટે કેવળ આદર બુધ્ધિ નહિ, પણ તેમના માટે તેમને ખરો પ્રેમ હતો એવું જણાઈ આવતું હતું. જેકસનનું ખૂન થાત નહિ અને સાવરકર હિંદમાં જો સહીસલામત પાછા આવત અને તેમને બેરિસ્ટરી વકીલાત વગેરે કરવાની પરવાનગી મળત તો તેમનું ભવિષ્યનું ચરિત્ર કેવું બન્યુ હોત, એવો પ્રશ્ન કોઇના મનમાં સ્હેજ ઉદ્‌ભવત પણ તેના ઉત્તરો દરેક પોતપોતાની કલ્પનાથીજ આપે. માટે તે બાબતને વિશેષ મહત્વ અપાય નહિ. પરંતુ મને એવું લાગે છે કે હિંદમાં આવ્યા પછી પ્રથમ સંકટ ઉભું થાત માટે લોકમાન્યનું જીવન આદર્શ જીવન તરીકે સમજી યોગ્ય મર્યાદાઓ સાચવી-પ્રગતિમય માર્ગ કેવી રીતે શોધી કાઢવો તે બાબતનું સંશોધન તેમણે જરૂર કરી જોયું હોત. તેવો માર્ગ જો ન જણાઇ આવત તો રાજ્યદ્રોહ માટે તેમના ઉપર ફરિયાદો થઈ પંડિત જવાહરલાલ પ્રમાણે તેમને અનેક વખત તુરંગમાં જવું પડત. પણ આજે પ્રત્યક્ષ બળવો કરવાની કલ્પના અવ્યવહારિક છે તે બાબતનો પુરો ખ્યાલ આવવાથી બોલવામાં શિવરામપંત પરાંજપેની ભાષા અને કૃતિમાં ટિલકનું મુત્સદીપણાનું ધોરણ આનો ચતુરાઈ સાથે મેળ તેમણે સાધ્યો હોત. કારણ આજે તીવ્ર ભાવના કડી સંભળાવતી વખતે પણ તે એવી રીતે સંયુક્તિક બોલે છે. દંડા ગગજના નામદાર શાસ્ત્રી જેવા ચિકિત્સક પણ તેમના ભાષણ ઉપર કંઈ પણ આક્ષેપ લઈ શકે નહીં.

સાવરકર ચરિત્ર મતપ્રચાર ગ્રંથ નથી પણ એ કેવળ ઇતિહાસ છે એ

ઉપર જણાવ્યું છે. અને આ ગ્રંથ ઐતિહાસિક દષ્ટિથી જોતાં વાંચકના મનમાં તે જો બહુશ્રુત હોય, તો જગતનો ઇતિહાસ તેમની આંખો આગળ ખડો થયા સિવાય રહે નહી. તે એવુંજ કહેશે કે જે જે દેશોમાં પારકા અધિકારીઓ વિરૂદ્ધ બળવા થય, કે સ્વદેશમાં પણ એકતંત્રી રાજ્યસત્તાનો નાશ થઇ ક્રાંતિ થઇ ત્યાંના દેશભક્ત તરૂણોએ સાવરકર જેવા ઉદ્યમ કર્યા હતા, તેમાંના કેટલાકે સ્વદેશમા રહી જે કંઇ કરી શકાય તે કર્યું અને કેટલાકે હદપાર થએલી સ્થિતિમાં પરદેશમાં ઉદ્યમ કર્યા. ખુદ લંડન કે ન્યુયોર્ક બાબત વિચાર કરીએ તો જણાશે કે ત્યાંના નિર્વાસિત તરૂણ દેશભક્તોએ અંગ્રેજો કે અમેરિકનોની સહાનુભૂતિભર્યા છત્ર તળે રહી સ્વદેશ સ્વાતંત્ર્યનો જે ઉદ્યમ કર્યો તે તરફ નજર કરીએ તો જગતની રીતિનું જ અનુકરણ સાવરકરે કર્યું એવું ગણાશે પણ સ્વદેશમાંના અન્ય તરુણોની દષ્ટિથી માત્ર કંઇક અસામાન્ય અને અદ્ભુત કર્યું એવું કહેવું પડે છે. મિત્ર રાષ્ટ્રોએ અરસપરસ બળવાખોરોને આશ્રય આપવો કે નહિ તે પ્રશ્નોનો જવાબ આંતરરાષ્ટ્રીય કાયદો જે આપે છે તેની વિરૂધ્ધ મનુષ્ય સ્વભાવ જવાબ આપે છે. આ સ્વભાવને અનુસરીને જગતકાળના અન્ય દેશોના બળવાખોરોને લંડન શહેરે આશ્રય આપ્યો હતો. આ વાત અંગ્રેજ અને અમેરિકન લોકો અભિમાનથી જાહેર કરે છે. મેઝિની, ગેરિબોલ્ડી, લુઈ કોસથ, બ્લૅંક જેવા પરદેશી બળવાખોરોને જ નહિ પણ નાસી જનાર રાજાઓને પણ લંડને આશ્રય આપ્યો હતો અને પોતાનું માનસિક ઔદાર્ય બતાવ્યુ હતું. ન્યુયોર્ક શહેરમાં નિર્વાસિત ગેરિબાલ્ડી મીણબત્તીઓ કરતા. લેડ્રૂ રોલિન આ બંદર ઉપર હમાલનું કામ કરતા. લુઈ બ્લેંક નૃત્યકળા શિખવતા. ફેલીક્સ પિએટ નાટકના પડદા ખેંચવાનુ કામ કરી પેટ ભરતો. લા માર્ટીન ભીખ માંગી પૂરું કરતો. એક ફ્રેંચ તરુણ શાકભાજી વેચવાનો ધંધો કરતો. એક જર્મન દેશભક્તે હજામત કરવાની દુકાન કાઢી હતી. પણ લંડન એ મુંબઈ શહેર પ્રમાણે બ્રિટિશ સામ્રાજ્યમાં જ હોવાથી સાવરકર પંડિત સ્વામજી કૃષ્ણવર્મા, કામાબ્હેન એવાને આશરો શી રીત મળે ? માટે તેમને પેરિસમાં ફ્રેંચ લોકો તરફથી આશ્રય મેળવવો પડયો. અને એવી કલ્પના પણ આવે છે કે હિંદ પાછા આવવાને માટે અશક્ય થયું હોત તો કદાચ સાવરકરને પણ પેરિસમાં રહી ક્રાંતિકારક ઉદ્યોગ કરવામાં આખી જિંદગી ગાળવી પડત. કારણ હિંદ પાછા આવી ફાંસીને માંચડે લટકવું કે આખી જિંદગી કારાવાસમાં ગાળવી તે કરતાં દેશકાર્ય માટે સ્વખુશીથી હદપારી સ્વીકારવી શું ખોટું હતું ?

મને એવું યાદ છે કે હું મધ્યવર્તિ વિધિમંડળમાં હતો તે વખતે કેટલાક નિર્વાસિતો તરફથી મેં હોમ મેમ્બર તરફ ખાનગી પૂછપરછ કરેલી અને કહ્યું કે "આ લોકોને જો સ્વદેશ પાછા આવવાનું હોય તો તેમને પાસપોર્ટ આપવામાં સરકાર કેમ હરકત લે છે ? તેઓ અત્રે આવ્યા પછી તેમની ચળવળો ઉપર દેખીતી રીતે મર્યાદા અને બંધન પડશે." પણ હોમ મેમ્બરે ગંભીર સ્વરથી જવાબ આપ્યો કે "કેલકર, તમો આ ભાંજગડમાં ન પડો તો ઠીક; કારણ તમારા અભિપ્રાય પ્રમાણે જેમને પાસપોર્ટ મળવો જોઈએ એવું જે તમો ધારો છો તેમાંના કેટલાક સરકારના મોટા ગુન્હેગાર હોઈ તે જો હિંદમાં આવે તો તેમને જિંદગી પર્યંત કારાવાસમાં રહેવું પડશે અગર તો ફાંસીને માંચડે ચડવું પડશે. માટે હાલમાં તેઓ ત્યાં છે તે ઠીક છે કે નહિ ?" ત્યાર પછી પ્રથમ હદપાર થયેલા અને પછી જેમને સ્વદેશ આવવાની તક મળી એવા કેટલાક યુરોપિયન તરુણ દેશભક્તોના દાખલા મેં આપ્યા. તે ઉપરથી તેમણે કહ્યું, "હા, એવું બને ખરું પણ તેવો વખત હજી હિંદમાં આવ્યો નથી." અને સાવરકરના પોતાના દાખલા ઉપરથી આ વાત હવે સ્પષ્ટ જણાઈ જ કે નહિ ? આખો જન્મ બંદીવાસમાં જશે, કદાચ તુરંગમાં મૃત્યુ પણ આવશે એવી નિરાશાજનક મનઃસ્થિતિ છતાં સાવરકર બધી પ્રકારનો બંદીવાસ ભોગવી પાછા ફર્યા, છૂટા થયા, અને આજે ખુલ્લી રીતે દેશમાંના એક પ્રમુખ પક્ષના આગેવાન તરીકે તે વિધાયક રાજકારણ કરી રહ્યા છે. આજે સાવરકરને પ્રત્યક્ષ જોનાર એકાદ અજાણ્યા માણસને તેનું પૂર્વ ચરિત્ર કહીએ તો તે કદાચ ખરું પણ ન માને પણ આજ જે સ્વરૂપમાં સાવરકર દેખાય છે તેમણે પૂર્વ ચરિત્રમાં એવાં કૃત્યો કર્યા છે કે તે અસામાન્ય કૃત્યો હતાં એવો શેરો કરવોજ પડે. માટે જ કોઈ પ્રસંગ જ્ઞાત વિવેકબુદ્ધિથી તેમને દેશભક્ત અને સ્વાતંત્ર્યવીર એવાં વિશેષણો લગાડે તો તે સાર્થ અને સમર્થનીય થશે એવું હું નિશ્ચયથી કહી શકું છું.

સાવરકરે ૬૧મા વર્ષમાં પ્રવેશ કર્યો તેથી એક બે મેળાવડાઓ પૂના, મુંબઈ જેવા શહેરોમાં હજારોની હાજરીમાં ઉજવાશે પણ આ કરંદીકરે લખેલું સાવરકરનું ચરિત્ર વાંચી જે આનંદ મેળવશે તે આનંદ મેળાવડામાં મળેલા આનંદ કરતાં ઉચ્ચ સ્વરૂપનો હશે એમાં શંકા નથી. કારણ મેં શરૂઆતમાં કહ્યા પ્રમાણે પાન પછી પાન વાંચતી વખતે સાવરકરની શી વિશેષતા છે તે બાબતની વાંચકની ખાત્રી થતી જશે. સાધારણ માન પામેલા શખસ જ્યારે

૬૧મા વર્ષમાં પ્રવેશ કરે છે તે વખતે તેમની આયુઃઆરોગ્ય માટે પ્રાર્થના કરવામાં આવે છે અને તેવું કરવું ઘણી વખતે યોગ્ય પણ લાગે છે. કારણ વૃદ્ધાવસ્થામાં પોતાને કોણ કોણ અને શા માટે માન આપે છે તે જાણી તે અવસ્થામાં તેને સંતોષ થાય છે. પણ સાવરકરે ૬૧મા વર્ષમાં પ્રવેશ કર્યો તેનુ મહત્વ વિશેષ છે કારણ તે આટલી ઉમ્મરે જીવી શકશે કે કેમ તે બાબત બધા શંકાશીલ હતા એવું કહીએ તો અતિશયોક્તિ ન ગણાય. આ આયુષ્ય તેમને ભૂલથી મળ્યું હોય એવું નથી પણ મૃત્યુની સામે થઈ, નિડરતાથી મૃત્યુ સામે પણ બાથ ભીડી તેમણે મૃત્યુને પણ પાછું કાઢ્યું. અકલ્પિત મૃત્યુ થાય એ વાત જુદી પણ પોતાની જાણમાં કરેલાં કૃત્યોનાં પરિણામ તરીકે તે આવવાનો સંભવ જણાતાં છતાં, પોતે અંગીકૃત કરેલી દેશસેવાનો વ્રતનો ત્યાગ ન કરતાં વજ્રમુષ્ટિની રમત પ્રમાણે મૃત્યુ સામે બે હાથ ધરી તેના ઉપર વિજય મેળવવો એ વાત જુદી છે.

સને ૧૯૦૫ થી સને ૧૯૨૦ સુધી સાવરકર અનેક વખત મૃત્યુ શૈયાપર પડી રહેલા. ઇંગ્લાંડમાં, માર્સેલ્સના બંદરમાં, આંદામાનના કારાગૃહમાં અનેક વખતે એવા પ્રસંગ આવેલા. લોકમાન્ય ટિલક સામાન્યતઃ ઉગ્ર સ્વભાવના હતા છતાં તેમનું કારાગૃહમાંનું વર્તન શિષ્ટતા ભર્યું, કાયદેસર, શાંતિપ્રધાન અને સ્થિતપ્રજ્ઞ જેવું હતું એવું અનુભવી લોકો કહે છે. માટે તેનું મૃત્યુ અકસ્માત રીતે થશે એવું એના મિત્રો પણ કોઈ વખત માનતા નહિ. આ ઉપરાંત સને ૧૯૦૮ થી સને ૧૯૧૪ સુધી જો કે લો. ટિલક આંદામાનમાં કેદી તરીકે રહ્યા તો પણ તેમનું જીવન આંદામાનના અન્ય કેદીઓ પ્રમાણે સશ્રમ અને ભયંકર નહોતું. લોકો ટિલકનાં તુરંગનાં વરસો ગણતા પણ આ ગણતરી પૂરી થવાની છે અને ટિલક પાછા આવનાર છે એવા વિશ્વાસથી લોકોને શાંતિ વળતી. દુર્દૈવથી સાવરકરના ભાગ્યમાં આવી ખડતલ તપશ્ચર્યા આવી ખરી. પ્રથમ વિલાયતમાંની તોફાની ચળવળમાં વખતે તે મૃત્યુ પામત. માર્સેલ્સના બંદરમાં તરતી વખતે તેમના ઉપર છોડવામાં આવેલી ગોળીઓથી તે મરી જાત તો તેમનું તે કમોત જ ગણાત. અને આંદામાનમાંના બંદીવાસની રોમાંચક અને દુઃખદ કહાણી વાંચતી વખતે તો સાવરકર આ દુઃસહ શરીરકષ્ટથી, બીમારીથી, સરકારી પહેરેગીર પઠાણો કે ધોળી ચામડીવાળા બારી સાહેબના ચાબખાના મારથી તે શી રીતે જીવ્યા તે આશ્ચર્યજનક છે એટલુંજ નહિ પણ પ્રત્યક્ષ મૃત્યુએ દુર્લક્ષ્ય કર્યું છતાં પોતેજ આત્મઘાત કરવાનો વિચાર પણ એક બે વખત તેમના મનમાં આવેલો એવું સાવરકરે પોતે જ લખ્યું છે.

ઠીક, શિક્ષાની મુદત કેટલી? અનેક અપરાધોની સંકલિત શિક્ષા તરીકે પચાસ વરસના કાળાપાણીની શિક્ષા એટલે તે પૂરી ભોગવવા માટે એક જન્મ પણ સાવરકરને પૂરો હતો નહિ. બંદીવાસમાં તેમનું વર્તન પણ પૂર્ણ સ્વાભિમાની અને શક્ય બને તો નિષ્કારણ નમવાનું નહિ એવા પ્રકારનું હતું. જવાબને પ્રત્યુત્તર આપી આત્મસમર્થન કરવા તે હમેશ તૈયાર હતા. પોતાના સહબંદીઓ માટે લડવા તેમજ હડતાલ પાડવા પણ તે તૈયાર હતા. કાંટાળા પાંજરામાંનું પક્ષી પાંજરા સાથે અથડાય એવા સ્વભાવનુ હોય તો તેનુ શરીર હંમેશ કેટલું બધું લોહીલોહાણ થઈ શકશે તેની કલ્પના સૌ કોઈ કરી શકે. તાત્પર્ય કે આ બધી પ્રતિકૂળ બાબતો લક્ષમાં લેતાં સાવરકરે ૧૦ વરસ કેવી રીતે કાઢ્યાં તે માટે દરેકને આશ્ચર્ય થાય છે.

સને ૧૯૩૨ માં મે ૬૦ વરસ પુરાં કર્યા માટે જે મેળાવડો ઉજવવામાં આવેલો તે મેળાવડાને ટાઈપરાઈટરની ઘંટડીની ઉપમા મે આપી હતી. તે મારા જીવનક્રમ માટે યોગ્ય જ હતી. કારણ હું સ્વતંત્ર જીવન ભોગવતો હતો છતાં શક્ય તેટલા પ્રમાણમાં નિત્ય, નિયત, સ્વકર્મ વ્યવસ્થિત રીતે પૂરૂ કરતો હતો. ટાઈપરાઈટર ઉપરની છેલ્લી લીટીની ટોચ સુધી હું સરળ રીતે બેધડક પહોચ્યો હતો. જીવનના ટાઈપરાઈટર ઉપર હું, મારા ઉદ્યમી, શ્રમદાયક પણ સુખી અને આનંદી જીવનમાં મળતો આવે એવા સુરવાળો ધ્વનિ ઘંટડી ઉપરથી નીકળતો હતો અને બહુ તો જે કંઈ થોડું જીવન હવે પછી ગાળવુ પડે તે માટે તે મને 'સાવધાન'ની સૂચના આપે છે એવી ઉપમા મને સૂઝી. પણ સાવરકરના આ સમારંભ વખતે મને જુદી જ ઉપમા સૂઝે છે તે એવી છે કે:—

પારકી સત્તા તોડવા માટે અનેક તરૂણ દેશભક્તો જંગલમાં રસ્તો કાપે છે. તેમાંના કેટલાક સાત્વિક વૃત્તિના હતા તે સીધી રીતે આક્રમણ કરે છે. કેટલાક આજુબાજુના ઝાડપરનાં ફળ જોઈ, તેનાથી લોભાઈ જઈ થોભે છે અને તે ફળફુલ લીધા પછી તે ફુલોની સુગંધ લેતાં લેતાં અને ફળ ખાતાં ખાતાં, માત્ર પોતાની ગતિ જરા વધારી આગળ ચાલી ગએલા ભાઈબંધોને મળે છે, કેટલાક જે વધારે પરોપકારી વૃત્તિના હતા તે પોતાના હાથમાંની લાઠીથી માર્ગ ઉપરના કાંટા વગેરે ખસેડી પાછળથી આવનારનો માર્ગ સુખમય કરતા હતા. પણ તેમાનો એક સૈનિક શિકારનો શોખીન હોવાથી સ્વચ્છંદીશક્તિથી તે ગુફામાં પેસી આખો દિવસ અદશ્ય થઈ ગયો. બીજા સાથીઓને લાગ્યું કે તે માર્ગ

ભૂસ્યો છે અને એવું સમજી તેઓએ એની આશા ઊડી દીધી પણ આખા દિવસ સુધી આ ગુફામા ચાલતી વખતે સાયંકાળના અરસામા તે ગુફાના પ્રવેશ-દ્વારમાથી આવનારનો પ્રકાશ તેને જણાયો અને બાજુથી ચાલનાર તેના સમોવ ડિયાઓ પણ નજીકથી જાય છે એવુ તેમને જણાયુ. ત્યારે આ નિડર તરૂણે ઉડી અને ભયકર ગુફામાથી ગર્જના કરીસીસોટી વગાડી, પોતાના ભાઇબધોને મોટેથી હાક પાડી કે "ભાઇઓ, મે માર્ગ શોધી કાઢ્યો છે, હું આવુ છુ."

સાવરકર આ મેળાવડામા ભાષણ કરશે તે આ ભયકર અંધકારવાળી ગુફામાથી તેમણે હાક પાડી હોય તેમ તેના સહકારી મિત્રોને આનદદાયક લાગશે સાવરકર કઈ મારા જેવા લોકો સમક્ષ બેસી કર્તવ્યનિષ્ઠાથી ટાઇપ-રાઇટર ઉપર લખતા ન હોતા પણ તે અધકારમય ગુફામાંથી માર્ગ કાપતા હતા માટે તે જ્યારે બહાર પડ્યા તે વખતે તે જખમી થએલા અને તેમના શરીર ઉપરથી લોહીના રેલા વહેતા છતાં પણ તે આનદી અને પ્રથમ પ્રમાણે જ તેજસ્વી હતા લોકોને એવુ લાગ્યુ કે મે જન્મપૂરા થતાં જે કાળાપાણીની સજા પૂરી થવાની નહોતી તેમાથી તે બચ્યા તેથી સાવરકરને ખરેખર એકસોને વીસ વરસ પૂરા થયાં એમ ભૂતભરેને હિસાબ કેટલાકને સૂઝે પણ ૧૯૦૯ થી ૧૯૨૧ સુધી બાર વરસ બાતલ કરીએ તો તેમનુ આયુષ્ય આજે ૪૮ વરસનુ છે. આજનો સમારભ એ કેવળ ભવિષ્યની ફક્ત શુભેચ્છા બતાવે છે

ખરેખર સને ૧૯૫૫મા જ તે એકસઠ વરસમાં પ્રવેશ કરશે એવો હિસાબ કરવો એજ યોગ્ય ઠરશે ભવિષ્યનો આ ખરો મેળાવડો કરવા માટે અને તેનો સ્વીકાર કરવા જેટલુ નિદાન દીર્ઘાયુષ્ય અને આયુ-આરોગ્ય સાવરકરને મળે એવી માગણી ઈશ્વર પાસે હકથી માગી શકાય અને તેની પ્રાર્થના કરી આ પ્રસ્તાવના પૂરી કરૂ છુ

પૂના, દિનાંક
૧ મે ૧૯૪૩

ન. ચી. કેલકર

શ્રી

## સ્વાતંત્ર્યવીર

# સાવરકરનું ચરિત્ર.

### પ્રકરણ ૧ લું.

દેશભક્ત વિનાયક દામોદર સાવરકર જેવા અસામાન્ય ભારતીયનું ચરિત્ર લખવા પ્રવૃત્ત થનાર દરેક ભારતપુત્રનું લક્ષ્ય શ્રી રામચંદ્ર, પાંડવો વગેરે પૌરાણિક પુરૂષોત્તમ તરફ સ્વાભાવિક રીતે જાય તો તે ક્ષમ્ય છે. બુદ્ધ જેવા ત્યાગી વીરથી લોકમાન્ય ટીળક જેવા કર્મવીર સુધીનાં અનેક નરપુંગવોને "ભગવાન" જેવા અતિ માનદર્શક શબ્દથી સંબોધવા અને તેમને "અવતાર" સમજી તેમને માન આપવા પ્રવૃત્ત થવું એવી જે આપણા હિંદુઓની સહજ સનાતન પ્રણાલિકા છે, તે હાલની શાસ્ત્રીય સદીમાં પણ બહુ બદલાયેલી જણાતી નથી. આંદામાનમાં અનેક વરસો સુધી કષ્ટમય જીવન ગાળનાર ત્યાગી હિંદુ દેશભક્તોએ જે "આત્મચરિત્રો" લખી રાખ્યાં છે તેમાં તેઓએ પણ પોતાની સરખામણી શ્રી પ્રભુ રામચંદ્રજી સાથે કરી + એટલે તેમનું ચરિત્ર લખનાર પણ તે જ પ્રવૃત્તિ ચાલુ રાખે તે ક્રમપ્રાપ્ત જ છે. અન્ય ભારતીય ક્રાંતિકારોની બાબતમાં ક્રમપ્રાપ્ત ઠરનારી આ સરખામણી દેશભક્ત વિનાયક દામોદર સાવરકર માટે તો વિશેષ રીતે ક્રમપ્રાપ્ત ઠરે છે. ઇક્ષ્વાકુ વંશના અન્ય રાજાઓ અને શ્રી. રામચંદ્રજી વચ્ચે ભેદ બતાવનારો જે શ્લોક કવિરાજ ભવભૂતિએ લખ્યો છે

---

+ રાજનૈતિક કારસ્થાન દ્વિતીય ખંડ, ચતુર્થ મંડલ પાન ૨૪૫. ઇંદુકુમાર ઘોષ એમના આત્મવૃત્તાંતમાં જણાવે છે કે શ્રી રામચંદ્રજી પ્રમાણેજ અમો વનવાસ ભોગવતા પણ ફેર એટલોજ કે અમારી સાથે સુંદર રસોઈ કરવા સારૂ સીતાદેવી જેવી પતિવત્સલ સ્ત્રી નહોતી, લક્ષ્મણજી જેવા ભ્રાતૃવત્સલ ભાઇ નહોતા, તેમજ જંગલમાંથી મીઠાં ફળ લાવનારી વાનરસેના નહોતી.

पुत्रसक्रांतलक्ष्मीकैर्यद् वृद्धेक्ष्वाकुभिर्व्रतम् ।
धृतं वाल्ये तदार्येण पुण्यमारण्यकं व्रतम् ॥

તે શ્લોકમાંની સામ્યતા બધી રીતે વિનાયકરાવ સાવરકરને લાગુ પડે છે. કારણ તેમણે આંદામાનના કારાગૃહરૂપી વનવાસમાં તેર વરસ એટલે શ્રી રામચંદ્ર પ્રભુ કરતા એક વરસ વધારે, વનવાસ ગાળ્યો. ધર્મરાજ વગેરેને વનવાસ અને અજ્ઞાતવાસ મળી તેર વરસો કષ્ટમય જીવનમા ગાળવાં પડયા પીર સાવરકરને ૧૦–૧૧ વરસો આંદામાનમા, ત્રણ સાડાત્રણ વરસ કારાગૃહમાં અને પૂરાં તેર વર્ષ રત્નાગિરિમાં અજ્ઞાતવાસ મળી આસરે ૨૬–૨૭ વર્ષ કષ્ટમય જીવનમાં ગાળવાં પડયાં હતાં તેમને ગમ્ખવા માટે સરકારે એવી રીતે બહુ કડકાઇ રાખેલી અવતારી વિભૂતીના જીવન ઉપર અદ્દભુતતા અને અતિમાનુષીય આવરણ મૂકી સાવરકરનું ચરિત્ર લખવું ક્ષમ્ય અને સ્વભાવિક હરત પણ પ્રસ્તુત લેખકને ચરિત્રલેખનની આ પ્રવૃત્તિ તત્ત્વત સંમત નથી. "અવતાર" કલ્પના ગમે તે રીતે નીકળી હોય પણ તે ઉપર અવલંબી રહેલ હિંદુ સમાજે પોતાનું અપરિમિત નુકસાન કરી લીધું છે એવુ પ્રસ્તુત લેખક માને છે. અમે અમારા કમતાકાતપણાને લીધે સ્વાર્થી પ્રવૃત્તિથી કિંવા વિવેકભ્રષ્ટતાથી ધર્મની ગ્લાનિ થવા દેવી અને અધર્મનું વાતાવરણ ઉત્પન્ન થવા દેવું અગર પોતાનો આત્મઘાત પોતે કરી લીધાથી ભગવાને "અવતાર" રૂપે પ્રગટ થઈ અમારૂં સંરક્ષણ કરવુ તેમ પોતાનાં જ કૃત્યોથી જાણી જોઇને પોતાની અવનતિ કરાવી લેનારનો ઉદ્ધાર પરમેશ્વર કરે છે, એવું પરમેશ્વરનું વિકૃત સ્વરૂપ દેખાડવા ઇચ્છતા નથી હિંદુ સમાજનું કાયમનું કલ્યાણ થાય એવુ જેમને ખરેખર લાગતુ હોય તેવાઓએ આ "અવતાર" કલ્પનાનો સમૂળગો નાશ કરવો જોઇએ. એવી પ્રસ્તુત લેખકની કલ્પના હોવાથી જે મોટી વ્યકિતઓ અસ્તિત્વમાં છે તેમાંની કોઇ પણ વ્યક્તિના ચરિત્રને "દૈવી કરણ" નું સ્વરૂપ આપવા અમે તૈયાર નથી સાવરકર પોતે જે "બુદ્ધિવાદ" માને છે, તે "બુદ્ધિવાદ" થી વચિત ન થવાનું હોય તો સાવરકરના અદ્દભુત અને અસામાન્ય ચરિત્રનું માનવસ્વરૂપ કાયમ ગમ્ખવું જ જોઇએ

સાવરકરનો અંતર્ભાવ મહારાષ્ટ્રમાં ચિત્તપાવન બ્રાહ્મણ તરીકે ઓળખાતા સમાજમાં થયો છે અને તેમનું ગોત્ર "વાસિષ્ઠ" છે. સાવરકરના પૂર્વજો જેમ "પેશવાઇ" ના ઉત્તરાર્ધમાં રાજકારણ, મુત્સદ્દીગીરી, પરાક્રમ વગેરે ગુણો માટે પ્રસિદ્ધ હતા તેમજ તે પૂર્વજોના સગસબંધો પણ

સારા કુટુંબની કન્યાઓ સાથે થયા હતા. આ બાબતનો એક દાખલો ચરિત્ર-નાયક સાવરકરે આપ્યો છે. વિનાયકરાવના પિતા દામોદરપંતના માતામહ (માના પિતા) એક હોશિયાર અને પ્રસિદ્ધ વીર હતા. તેમની પાસે મકરાણી સવારનું (ઘોડેસ્વાર) એક પથક હતું. આજુબાજુના પ્રદેશમાં લુંટારૂઓનો બળવો શાંત પાડવાની કામગીરી 'પેશવા' ના વખતમાં આ ગૃહસ્થને સોંપવામાં આવેલી. અને આ ગૃહસ્થે લુંટારૂઓ ઉપર હલ્લો કરી સોંપેલી કામગીરી સારી રીતે પાર પાડી. લુંટારૂઓનો પરાભવ કરી પરત આવતી વખતે તેમની આરાધ્ય દેવતાની મૂર્તિ સાથે લેતા આવેલા અને આ અષ્ટભુજા મૂર્તિ જે દામોદરપંતના મોસાળમાં હતી તે પછી સાવરકર કુટુંબમાં આવી. આ જ દેવી પાછળથી સાવરકરની કુળદેવી તરીકે મનાવા લાગી એવી રીતે "ભાગુ" ના સાવરકર વંશમાં સ્વદેશના જીવતા રાજકારણની પરંપરા 'પેશવાઈ'ના નાશકાળ સુધી જણાતી હતી.

બાજીરાવે અંગ્રેજોને પોતાનું રાજ્ય સોંપી દીધું અને તે "બ્રહ્માવર્ત"માં અંગ્રેજના પેન્શનર તરીકે રહેવા લાગ્યા અંગ્રેજોની વધતી જતી સત્તાને દખલરૂપ થનાર 'પેશવા'ને બ્રહ્માવર્ત જેવા દૂરસ્થ ઠેકાણે રાખવા, અને પેશવા પાસેથી જીતી લીધેલા અમર્યાદ પ્રદેશમાં શાંતિ તથા સુવ્યવસ્થિતપણું સ્થાપવા એલ્ફીન્સ્ટન જેવા બુદ્ધિમાન, હોશિયાર અને મીઠાબોલા માણસની નિમણૂક કરીએ એટલે 'સ્વરાજ્ય' નાશના દુઃખની તીવ્રતા મહારાષ્ટ્રીય જનતામાં ઓછી થશે એવું કંપની સરકાર માનતી. બાજીરાવના વખતમાં અવ્યવસ્થિતપણાનો અંત આવ્યો તેથી સમાધાન વ્યક્ત કરનાર પ્રસંગો, નવીન રાજ્યવ્યવસ્થાથી જેમનો સ્વાર્થી દષ્ટિથી ફાયદો થયો એવી વ્યક્તિઓ તેમજ 'રાજ્યવ્યવસ્થા' બદલી એટલે શું થયું તેનો જેને પૂરો ખ્યાલ નહીં એવી અજ્ઞાન જનતાને સ્વરાજ્યનાશનું દુઃખ ઘણા વખત સુધી જણાયું નહીં હોય એવું પણ ખરૂં; પણ જેના મનમાં રાજકીય સંવેદના હતી તેવાને બદલાયેલી પરિસ્થિતિનો પૂરો ખ્યાલ ઘણા જ ટુંકા વખતમાં આવી ગયો. અને બની ગયેલ બનાવોથી તે ઘણાજ નારાજ થયા, તેમાં શંકા નથી. જાત્રાના પ્રસંગે કે યજ્ઞયાગના કારણે મહારાષ્ટ્રીઓ ઉત્તર હિંદુસ્થાન તરફ જતા અને બ્રહ્માવર્તમાં બાજીરાવને શું શું દુઃખ પડે છે તે બાબતની ખબરો મળતી. સ્વસત્તાનો લોપ અને પરકીય સત્તાના આક્રમણથી કેટલો માનસિક કલેશ લોકોને થતો તેની કલ્પના કે. ગણેશ શાસ્ત્રી લેલેએ લખેલા "તીર્થયાત્રા પ્રબંધ" નામના પુસ્તકના વાંચનથી થશે. બાજીરાવ નજીક હતા તે


દેશભકત ગણેશપંત સાવરકરે જણાવેલા સાવરકર વંશનું વંશવૃક્ષ.
નારાયણ (કોકણમાંથી આવનાર મૂળ પુરુષ)
હરિ
વિશ્વનાથ
મહાદેવ
નારાયણ
વિશ્વનાથ
મોરોપંત
બાળદિક્ષિત
દામોદર
સદાશિવ
મલ્હાર
ખંડભર
ગણેશ
તાત્યા એટલે
વિશ્વનાથ
હરિ
વાસુદેવ
બાબા
દાદા
મોરેશ્વર
વિનાયક દિક્ષિત
દિક્ષિત
વિષ્ણુ
વાસુદેવ
વામન
વિષ્ણુ
મહાદેવ
(બાપુકાકા)
દામોદર
ગણેશ
રામચંદ્ર
રઘુનાથ
બાળકૃષ્ણ
બાબા
(ગણેશ)
તાત્યા
(વિનાયક)
બાળ



સાવરકર કુટુંબ



બ. સાવરકર પરિચિત વેષમાં

વખતે તે અપ્રિય લાગતા છતાં અંગ્રેજ સરકારે તેમનું રાજ્ય છીનવી લઇ દૂર પ્રદેશમાં રાખ્યા તેથી બાજીરાવ માટેનું જે કંઇ મમત્વ કે પ્રેમ લોકોમાં હતો તે બાજીરાવ સન ૧૮૫૧ માં દેવલોક પામ્યા તે વખતે કેવી રીતે પ્રકટ થયો તે વાંચકોએ કલ્પનાથી જ કલ્પી લેવું ઘટે.)બાજીરાવ સાહેબના મરણ પ્રસંગે સાવરકરના કાકા મહાદેવરાવ ઉર્ફે "બાપુકાકા" ની ઉંમર આશરે વીશ વર્ષની હતી. અને અગ્નિનાયક વિનાયકરાવના પિતા "દામુઅણ્ણા" નો જન્મ પણ તે જ અરસામાં થયો હોય એવો અંદાજ મનાય છે.

(ડેલહાઉસીની કારકીર્દી શરૂ થઇ, બાકી રહેલાં દેશી રાજ્યો એક પછી એક ખાલસા કરવાનો ઝપાટો શરૂ થયો. અને સતારા, તંજાવર, કાશી, સ્વસ્થાન નાગપુરકર ભોંસલેનું રાજ્ય વગેરે રિયાસતોને પણ જ્યારે ત્રાસ થવા લાગ્યો તે વખતે મહારાષ્ટ્રીય જનતામાં ભયંકર ક્ષોભ ઉત્પન્ન થયો તે વખતે સાવરકર વંશના લોકો ઉપર આના પરિણામની અસર નહિ થઇ હોય એવું બને નહીં.*)આ ક્ષોભને પરિણામે સન ૧૮૫૭ ની જે સશસ્ત્ર ક્રાંતિ થઇ તે વખતે સાવરકરના કાકા (બાપુકાકા) ની ઉંમર ૨૫-૨૬ વરસની હતી, અને સાવરકરના પિતાશ્રી આજુબાજુની પરિસ્થિતિ સમજી શકે તેટલી ઉંમરના હતા.(બળવાખોર લોકોએ કેટલાક પ્રસંગે અંગ્રેજોને ગભરાવી નાખેલા તો ખરા જ—અને આ પ્રસંગોના વર્ણનો સાંભળી સ્વરાજ્ય અને પેશવાઇ માટે એમના મનમાં અભિમાન જાગ્રત હતું એવા તરૂણોની ભાવનાઓ કેવી રીતે ઉદ્દીપિત થઇ ગઇ હશે તે સહજ કલ્પી શકાય. નાના સાહેબ પેશવા ઝાંસીની રાણી સાહેબ, સેનાપતિ તાત્યા ટોપે વગેરેએ કરેલાં પરાક્રમોનું વર્ણન સાંભળવા યુવાનો કેટલા આતુર બની ગયેલા અને આ વર્ણનો સાંભળી તેઓ કેટલા રાજી થઇ જતા-હશે તે બાબતનું શાબ્દિક વર્ણન ન કરીએ તો પણ પૂરી કલ્પના દરેક મહારાષ્ટ્રીયને આવ્યા સિવાય રહે નહીં.)

(સ્વરાજ્ય અને સ્વધર્મ સાધવા માટેની આ ક્રાન્ત ઝપી (અયશસ્વી) નિવડયા પછી સન ૧૮૬૦ ના સુમારમાં મહારાષ્ટ્રમાં શાંતિનું વાતાવરણ ફેલાયું અને અન્ય લોકો પ્રમાણે આ ભાઇઓ પણ મામુલી રિવાજે પ્રમાણે (કાળક્રમણ) વખત પસાર કરવા લાગ્યા હોય તેમાં નવાઇ નથી.)બાપુકાકા ઘરના વડીલ હોવાથી ઘરની ધીરધારના વ્યવહારો તથા ઇનામી જમીનોના વહિવટ માટેના કાર્યો તરફ લક્ષ રાખતા. તે બદલાયેલી પરિસ્થિતિનો વિચાર કરી નાના ભાઇને અંગ્રેજી શિક્ષણ આપવ ની જરૂર છે એવુ તેમને લાગવાથી

નાશિક મુકામે તેમના શિક્ષણ બાબતની વ્યવસ્થા કરવામાં આવેલી. કુટુંબીઓનાં લગ્નકાર્યો વગેરેની જવાબદારી પણ "બાપુકાકા"ને જ શીરે હોવાથી તેમણે તેમની એકની એક બહેનનું લગ્ન "કોઠૂર"ના કાનેટકરને ત્યાં કર્યું. બાપુકાકા અંગ્રેજી ભણેલા નહીં હોવા છતા નવા રાજ્યવહિવટના કાયદાઓની સારી માહિતી તેમણે મેળવેલી 'ભગૂર' તથા આજુબાજુનાં ગામોના લોકો ઉપર તથા સરકારી અમલદારો ઉપર તેમનો દબ હતો. બાપુકાકા વ્યાયામમાં પણ સાગ નિષ્ણાત હતા. તેમનુ લગ્ન સન ૧૮૫૦–૫૨ ના સુમારમા થયું હોય એમ લાગે છે. તેમને કંઈ પ્રજા ઉંવર સુધી થઇ નથી નાનાભાઈ "દામુઅણ્ણા" એ "ભગૂર" મુકામે પ્રાથમિક શિક્ષણ લઈ ત્યાર પછી "નાશિક" હાઇસ્કૂલમાં અંગ્રેજી શિક્ષણ લેવા લાગ્યા. તે મેટ્રીક સુધી ભણ્યા. આ જ અરસામા તે કાવ્યનો આનંદ રસિકતાથી લેતા અને કવિતા પણ જોડતા આ અરસામા 'ભગૂર' ગામમાં 'દામુઅણ્ણા' જ એકલા અંગ્રેજી ભણેલા હોવાથી ગામલોકોમા તેમની સારી પ્રતિષ્ઠા હતી. ભણતર ઉપરાંત ઘણા સદ્ગુણો તેમનામાં હતા તેમની મુખાકૃતિ ચિત્તાકર્ષક હતી તેમના શરીરનો રંગ ઘઉંવર્ણો હતો અને શરીર ભરાવદાર અને કસાયેલું હતું, વાક્ચાતુર્યથી લોકો ઉપર તેમની છાપ પડતી.

મેટ્રીક સુધીનુ અંગ્રેજી શિક્ષણ પૂરું કરી ઘેર આવતા પહેલાંજ અણ્ણાનું લગ્ન કોઠૂરના 'મનોહર' આ અટકથી ઓળખાતા કુટુંબમા થયું. તેમના પત્નિનું નામ રાધાબાઇ હતુ પતિપત્નિની ઉમ્મરમાં ૭–૮ વરસનુ અંતર હશે એમ લાગે છે. દામોદરપંતનાં પત્નિ સૌ. રાધાબાઈ સન ૧૮૯૨ માં દેહોત્સર્ગ પામ્યાં તે વખતે તેમની ઉમર ૩૨–૩૩ વરસની હતી એવો લેખી ઉલ્લેખ જણાય છે દમુઅણ્ણાની ઉમર આ વખતે ૪૦ વરસની હતી. સૌ રાધાબાઈ તથા દામુઅણ્ણાનો સંસાર ઘણોજ આનંદમય હતો અને સૌ રાધાબાઇનેજ આનંદમય સંસારનું શ્રેય આપી શકાય એવું સાવરકરની ગદ્ય પદ્યાત્મક માહિતી ઉપરથી તથા 'ભગૂર' ગામના જીવતા વૃદ્ધ જનો પાસેથી મળેલી માહિતી ઉપરથી માનવાને કારણ મળે છે. પ્રસ્તુત લેખખ 'ભગૂર' ગામે

* પેશવાઇના અંત પછી પણ કેટલાક વખત સુધી સાવરકર કુટુંબને રૂા ૨૦૦) નું વર્ષાસન મળતુ ઇનામ કમીશને જે અનેક સનંદો ગુમ કરી તે પૈકી એક સાવરકરની વર્ષાસન બાબતની સનદ હતી ત્યારપછી કેટલેક વરસે અંગ્રેજ સરકારે રૂા ૨૬) નું વર્ષાસન આપવાની શરૂઆત કરેલી

ખાસ ગયેલા અને તે વખતે આશરે ૬૦ વરસની ઉંમરના ત્રણચાર સદ્ગૃહસ્થો તેમને મળ્યા અને તે બધાએ "સૌ. રાધાબાઈ એક અત્યંત રૂપવાન અને સુશીલ સ્ત્રી હતી" એવું ઘણા જ આદરથી કહેલું.

આ પુણ્યવાન સ્ત્રી પોતાનાં નાનાંનાં બધાં બચ્ચાંને આ ભર્યાભાદર્યા સંસારમાં એકલાં મૂકી દેવલોક પામ્યાં તે વખતે તેમના જગપ્રસિદ્ધ દીકરા વિનાયકની ઉંમર ફકત નવ વરસની હતી. તેથી વિનાયકની માતૃસ્મૃતિ ઘણી જ અસ્પષ્ટ હતી એવું સાવરકરે લખી રાખેલ એક વાકય ઉપરથી જણાતું. તે વાકય એવું છે કે "આજે પ્રત્યક્ષ મારાં માતુશ્રી મારી સન્મુખ આવીને ઉભાં રહે તોપણ હું તેમને ન ઓળખી શકું !સ્મૃતિ અસ્પષ્ટ છતાં સ્વમાતાના વર્તનની તથા વૃત્તિમાંની વિશિષ્ટતા સાવરકરમાં દેખાઈ આવતી. પવિત્રતા અને સ્વચ્છતા આ પુણ્યશ્લોક સ્ત્રીને ઘણી જ ગમતી અને હાલ વિનાયકરાવને જેમ ફૂલ અને ફૂલઝાડનો વિશેષ શોખ છે;તેવી જ રીતે તેવો જ શોખ તેમનાં માતુશ્રીને પણ હતો એવું સાવરકરે પોતે લખેલ "ગોમાંતક" નામક કાવ્યમાંના વર્ણન ઉપરથી જણાય છે.

આ સુગૃહિણીના સમાગમમાં દામોદરપંતનો સંસાર આનંદથી ચાલતો અને આ આનંદી અને સુખમય સંસારની કલ્પના વિનાયકરાવે લખેલ "ગોમાંતક" નામના કાવ્યમાં 'રમા–માધવ' આ પાત્રોના સંયોજનથી કરવામાં આવેલી જણાય છે. બાપુકાકા તથા દામોદરપંત વચ્ચે કેટલીક વખત કુટુંબકલેશને કારણે તકરારો ઉભી થતી એટલુંજ નહીં પણ મારામારીના પ્રસંગો આવતા પણ સૌ. રાધાબાઇના સુસ્વભાવથી તેમનું અશાંત મન પણ શાંત થતું. લગ્ન થયા પછી દામોદરપંતની આર્થિક સ્થિતિ પણ ઘણી જ સુધરી ગઈ એટલે દામોદરપંત પોતાની પત્નીને 'લક્ષ્મીરૂપ' માનતા. બાપુકાકાને કંઇ પણ પ્રજા નહોતી તેમજ દામોદરપંતના પ્રથમનાં બન્ને બાળકો નાનપણમાં જ મરી ગયાં એટલે આ કુટુંબમાં જે કંઇ ખામી હોય તો તે "પ્રજાનો અભાવ" આ એકલી જ હતી. બે દીકરીઓ અલ્પાયુષી ઠર્યા પછી દામોદરપંતનાં પત્નીને ત્રીજી સુવાવડમાં એક પુત્રરત્ન અવતર્યું તેથી આ કુટુંબમાં આનંદમય વાતાવરણ ફેલાયું. આ જન્મેલું બાળક એ જ ચરિત્રનાયકના જ્યેષ્ઠ ભાઇ ગણેશપંત હતા. ગણેશપંતનો જન્મદિનાંક ૧૩ જુન સન ૧૮૭૯ના રોજ–એટલે જેઠ વદ ૯ શકે ૧૮૦૧ સૂર્યોદયાત્ ગત ઘડી ૪૭ પળ ૩૬– થયો.

તેની ઉમર ત્રણ વરસની થતા સુધી તેમના માતાપિતાનું મન મહેંવ ચિંતામા જ રહેતું. કારણ પ્રથમનાં બે બાળકો અલ્પાયુષી નિવડેલાં. ગણેશપંતના જન્મ પછી ત્રણ વરસે ચરિત્રનાયક વિનાયકરાવનો જન્મ તા. ૨૮–૫–૧૮૮૩ સોમવાર ( શકે ૧૮૦૫ વૈશાખ વદી ૫ સુર્યોદયાત્ ગત ઘડી ૩૭૫૫ ) ના રોજ થયો.

આ બાળકનું નામ વિનાયક શા માટે રાખવામાં આવેલું તે સબંધે દે ભ. બાબારાવ સાવરકરે નીચે પ્રમાણે હકીકત જણાવી છે.

બેરિસ્ટર સાવરકરનો જન્મ થતાંજ તે બહુ રડવા લાગ્યા ને માને મિલકુલ ધાવે નહીં. ઘણા ઉપાયો કર્યા પણ ફળીભૂત થયા નહીં. છેવટે બાપુ કાકાએ રાખોડી મંત્રી બાળકને માથે ચોપડી કહ્યું કે તમો જો વિનાયક દિક્ષિતના (સાવકરના એક પૂર્વજ) રૂપમાં અવતર્યા હો તો આપનું નામ અમે "વિનાયક" પાડીશુ. એવું કહેતા વારમાંજ બાળક રડતુ બંધ થયું અને તેથી જ તેમનું નામ વિનાયક પાડવામાં આવ્યું.

વિનાયકરાવની ઉમર પાંચ વરસની પૂરી થઈ ત્યાર પછી એક બહેન તથા ભાઇ નારાયણરાવનો જન્મ થયે બાળકોની સંખ્યા વધી એટલે સૌ. રાધાબાઇને વિનાયક તરફ પુરતું લક્ષ આપવું અશકય બની ગયું અને વિશેષ લક્ષ આપવાની કંઇ ખાસ જરૂર પણ નહોતી આકર્ષક મુખચર્યા અને વાક્પટુતા આ ગુણોથી વિનાયક બધાનો માનીતો થયો અને તેમનામાં બુદ્ધિમત્તાની ચમક પણ દિનપ્રતિદિન જણાવા લાગી એટલે બધા કુટુ-બીજનોમાં તે પ્રિય થયો પિતા ઇનામદાર હતા એટલે ઘણા ખેડુત વગેરે આવતા તે બધા વિનાયકને ઘણુ જ ચાહતા અને તેમને "છોટા ઇનામદાર" નામથી સંબોધતા આ નાની ઉમરમાં સમોવડયા બાળકોને ભેગા કરી મંદિરો બાંધવાં તેમજ દેવો વરઘોડો કાઢવો વગેરે રમતો આ બાળકો રમતાં હતાં નિશાળમાં દાખલ થવા લાયક જણાયાથી "અણ્ણા" એ વિનાયકની ઉંમર ૬ વરસની થઇ ત્યારે તેમને તા ૯–૯–૧૮૮૨ ના રોજ નિશાળમાં દાખલ કર્યો અને સાતમે વરસે (સને ૧૮૯૦ ના ઉનાળામાં) તેમને યજ્ઞોપવીત આપવાની વિધિ કરી

ઘરમાં આત્મીય સંસ્કૃતિનું સાંગોપાંગ પાલન થતું હોય અને કુટુંબના બાળકો ઉપર સારા સંસ્કારો પડે તે બાબત દક્ષતા રાખવામાં આવે તો કુટુંબના

બુદ્ધિમાન બાળકોની બુદ્ધિ સહજ રીતે ખીલે છે. સાવરકરના પિતાશ્રીની રહેણીકરણી સખત વૃત્તિની પણ સરળ હતી. અને તે દૃઢ નિશ્ચયી ને ધાર્મિક-વૃત્તિના હતા. ઘરમાંની "અષ્ટભુજા" દેવીની પૂજાઅર્ચા કરવામાં પોતાને તે ધન્ય માનતા. તે રાત્રે બાળકોને સાથે રાખી પુરાણો વગેરે ધર્મગ્રંથો વાંચતા અને દરેક પ્રસંગે પવિત્ર રહેવું જોઈએ તે બાબતનો આગ્રહ રાખવામાં આવતો હોવાથી તેમના કુટુંબમાં ઉદાત્ત વાતાવરણ ફેલાઈ રહ્યું હતું. દે. ભ. બાબારાવ સાવરકરે જણાવેલું કે અમારાં માતુશ્રી મારી પાસે ભારત-કથામંગ્રહ, પાંડવપ્રતાપ, રામવિજય, હરિવિજય વગેરે ગ્રંથો વંચાવતાં.

બાલ વિનાયક નિશાળમાં જવા લાગ્યા પછી તે અભ્યાસ કરતો નથી તે બાબતની તકરાર જો કે પાલક તરફ આવતી નહીં છતાં તેમની ગણત્રી હોંશિયાર વિદ્યાર્થીઓમાં થતી નહોતી. પણ અન્ય રીતે તેની કીર્તિ વધતી જતી હતી. આ ઉપરાંત તેમની સ્મરણશક્તિ બહુજ સારી હતી. યજ્ઞોપવીત ધારણ કર્યાં પછી રા. દાજી ધોપાવકર નામના વે. શાસ્ત્રી વિનાયકરાવને સંધ્યા ભણાવતા. અને હાલ તે ભગૂર મુકામે રહે છે તે પ્રસ્તુત લેખક જ્યારે ભગૂર ગયા ત્યારે તેમને મળ્યા હતા. ત્યારે ઘણાજ આનંદથી કહેલું કે "સાવરકરે પાંચ છ દિવસમાંજ આખી સંધ્યા મોઢે કરી નાંખી" આવી પ્રખર સ્મરણશક્તિ હોવાથી એક વખત સાંભળવામાં આવેલ સ્તોત્રો તેમને સહજમાં મોઢે થઇ જતાં. નવરાત્ર વખતે દેવીનું પૂજન થાય ત્યારે "અણ્ણા" પવિત્ર થઈ ભક્તિભાવથી "સપ્તશતીના" પાઠ કરતા તે વખતે આ બાળકની વૃત્તિ અત્યંત એકાગ્ર થતી. અંધ શ્રદ્ધાથી સપ્તશતીના પાઠ કરનારા કેટલા સપ્તશતીમાં શું છે તે પૂરું જાણતા પણ નથી. અન્ય ધાર્મિક આચારો પ્રમાણે આ પાઠમાં પણ પારલૌકિક કલ્યાણ માટેજ ઉપયોગ કરવા પ્રવૃત્તિ છે. પણ આ પ્રવૃત્તિ સારી નથી.



रूपं देहि जयं देहि, यशो देहि द्विषो जहि ।
देहि सौभाग्यमारोग्यं देहि देवि परं सुखम् ॥
विधेहि द्विषतां नाशं विधेहि बलमुच्चकैः ।
विद्यावन्तं यशस्वंतं लक्ष्मीवंतं जनं कुरु ॥

ઉપરના બે શ્લોકે તે પારલૌકિક વિચારક નહોતા, તે ઐહિક ઉન્નતિ મારેના જ છે એવું સહજ જાણ્યાગે સપ્તશતીના પાઠ અનેક વખત સાંભળવાથી વિનાયકને તે ઓ થઈ ગયા અને આ પાઠની મન ઉપર અસર થઇ આ બાલક દેવીભક્ત બન્યો.

દસબાર વરસની ઉમર થતા સુધી દેવીભક્તિ ઘણી જ વધી અને વિનાયકના જ્ઞાનચક્ષુ ખુલતાં સુધી તે ભક્તિ કાયમ રહી. દેવી માતા જેવી વત્સલ અને માયાળુ છે એવું જ વિનાયકને લાગ્યા કરતું અને તેથી તે દેવીના પૂજનમાં તલ્લીન થઇ જતા લેખનવાંચનમાં જરાક પ્રગતિ થયા પછી 'અરણ્ય'ની પરવાનગી સિવાય તેમને દેવીભાગવતની મરાઠી પ્રત ચી પી ચી મગાવી લીધી આ ગ્રંથવાંચન પછી પોતે "દુર્ગાદાસ-વિજય" આ નામથી એક કાવ્ય ગ્રંથ મરાઠીમાં લખ્યો રાણા પ્રતાપ, શ્રી શિવાજી મહારાજ વગેરે પ્રસિદ્ધ દેવીભક્તોનાં ચરિત્રો પણ વાંચવામાં આવેલાં તેથી એવા આધુનિક દેવીભક્તોનાં ચરિત્રોનો પણ તેમાં સમાવેશ કરી પોતાનું પુસ્તક સર્વાંગ પરિપૂર્ણ કર્યું. દેવીભક્તિની અસર વિનાયકના મન ઉપર થવાથી તે એવુ માનવા લાગ્યા કે પોતાનામાં પણ કેટલીક દૈવાશક્તિ વાસ કરે છે. તે માન્યતા કેટલાક સાધારણ બનાવોથી વૃદ્ધિ ગત થઇ એક વખત વિનાયકની નાની બહેનનો કાનમાં પહેરવાનો મોતીનો એક દાગીનો ગુમ થયો ઘણી તપાસ કરી પણ પત્તો લાગ્યો નહી. વિનાયક ધ્યાનસ્થ બેઠા અને કમાટની નીચે અંધારામાં આ દાગીનો પડયો છે એવો એમને ભાસ થયો અને તે ઉપરથી તપાસ કરતા ગુમ થયેલો દાગીનો બરાબર તે જ ઠેકાણે મળી આવ્યો. એવી રીતે ખાત્રી થવાથી પોતાનામાં ખરેખર દૈવી શક્તિ છે એવુ તેમણે માની લીધું

ભક્તિ અને જ્ઞાન વધતાં ગયાં સારી રીતે વાંચતા આવડવા લાગ્યુ, એટલે "પુણેં વૈભવ" "જગદ્હિતેચ્છુ," 'ગુરાખી' 'કેસરી' વગેરે વર્તમાનપત્રો વાંચી તેમના વિષયો ઉપર સમોવડિયા બાળકો સાથે ચર્ચા

કરવા લાગ્યા. 'પેશવાની બખર' 'નિબંધમાળા' વગેરે પુસ્તકો વાંચવાની તક મળી. 'પેશવાની બખર' આ નામની ચોપડી તો તેમણે ઘણી વખત વાંચી નાંખી.

પૌરાણિક કથાભાગનું શ્રવણ પોતાના પ્રયત્નથી થતું અને વિચાર-શીલ મનના આવા સંયોગથી આ બાળકના મનનો વિકાસ આઠમે વરસે કેટલો થયો હશે તે સહજ જણાશે.

દેવીભકિત અને વાંચનની ટેવથી જ્ઞાન વધતું જતું એનો અર્થ એવો નથી કે બાળ વયમાં જે તોફાની વૃત્તિ જણાય તે વૃત્તિ તેમનામાં ન હતી. તે પુષ્કળ તોફાની હતા. યુવાવસ્થામાં તોફાની વૃત્તિથી પોતાના શત્રુઓને જેમણે ચકિત કરી નાખ્યા તે વિનાયકરાવ બાલ્યાવસ્થામાં તોફાની ન હોય એવું માનવું અશક્ય છે. પણ પોતે પિતાના માનીતા હોવાથી તોફાન કરવા માટે પિતાને હાથે જવલ્લે જ શિક્ષા થતી. એક વખત બાળકો ઘરના નીચેના ભાગમાં ઘણું જ તોફાન કરતા હતા તે વખતે વિનાયકને પણ શિક્ષા કરવાના ઇરાદાથી 'અપ્પા' મેડેથી નીચે ઊતર્યાં. આ પ્રસંગે વિનાયકના મોટા ભાઇ નજીક હતા નાના ભાઇને શિક્ષા થશે એ વાત તેમને ઠીક લાગી નહીં જેથી નાનો ભાઈ કઈ રીતે બચી શકે તે બાબત મોટા ભાઇ વિચારમા પડયા. એટલામાં નજદીકમાં જ એક તિજોરી ઉઘાડી પડી હતી તેમાં વિનાયકને સંતાડી દેવામાં આવ્યા. પિતા મેડેથી નીચે ઊતર્યા ત્યારે વિનાયક મળ્યા નહિ એટલે તે ફરી ચાલ્યા ગયા. મોટા ભાઇએ કરેલી યુકિતથી શિક્ષામાંથી બચ્યા 'પણ તિજોરીમાં ઘણીવાર રહેવું પડયું હતું તેથી તે ઘણા જ ગભરાઇ ગયેલા. આ બે ભાઇઓ એકબીજા ઉપર નાનપણથી કેટલો પ્રેમ રાખતા હતા તેનો પૂરો ખ્યાલ ભવિષ્યમાં બનેલા બનાવોથી આવશે પણ પ્રેમનાં બીજ નાનપણમાં જ નંખાયાં હતાં.

વિનાયકરાવના પિતા 'અપ્પા' જરાક તામસી પ્રકૃતિના તથા સંકોચ વૃત્તિના હતા. વિનાયકના નાના ભાઈ નારાયણરાવનો જન્મ સને ૧૮૮૮ ના મે માસમાં થયો. ત્યાર પછીની સુવાવડ વખતે એટલે સન ૧૮૯૦ માં વિનાયકરાવનાં માતુશ્રીની તબીયત વધારે બગડી અને બાળક આડું આવેલું હોવાથી માતાને અત્યંત કષ્ટ થવા લાગ્યું અને નાશિકના ડૉ. બીડકરને બોલાવી મંગાવ્યા સિવાય છૂટકો નથી એવું જણાયું. રાતનો વખત હતો. પોતાની પાસે કોઇ અંગત માણસ નહોતો તેમજ ઘરની

ઘોડાગાડી પણ નહીં. આ વિચારથી અપ્પાને ઘણું જ માનસિક દુઃખ થયું. નજીકના પારોશી ધોપાળકરની ઘોડાગાડી હતી પણ કેટલાંક સાંસારિક કારણોને લીધે એકબીજાનાં મન ઊંચા થયેલા તેથી ગાડી માટે માગણી કરવા તે સંકોચાયા. પણ પત્નિને થતું દુઃખ તેમનાથી સહન ન થયું ધોપાળકરના ઘર સુધી 'અપ્પા' એકબે વખત ગયા પણ ઘોડાગાડીની માગણી તે કરી શકયા નહીં. એટલામાં ગામના એક સદ્‌ગૃહસ્થ સહેજ આવી ચડયા અને બધી હકીકત જાણી પછી તેમણે પોતે બધી તજવીજ કરી નાશિકથી ડૉ. સાહેબને તેડી લાવ્યા અને સુવાવડની યાતનામાંથી સૌ. રાધાબાઇનો છૂટકો થયો.

સાકરકરનું કુટુંબ ઉપરોકત દૃષ્ટિથી આ અરસામાં સારી સ્થિતિમાં અને સુખી હતું. ગામમાં પ્રતિષ્ઠા હતી. તેમજ આર્થિક સ્થિતિ પણ સમાધાનકારક હોવાથી આ કુટુંબ સારી સ્થિતિમાં હતુ એવુ નિર્વિવાદ કહી શકાય. ઘરનો મુખ્ય માણસ અને તેની ગૃહિણી આ બે વચ્ચે પ્રેમ અને આદરભાવનો સંબંધ હોય એટલે તે કુટુંબમા સમાધાન અને આનંદી વૃત્તિનો વાસ કુદરતીજ હોય છે.

ઘરમાં ચાર બાળકો જેમને જોઇ ભવિષ્યકાળ આશાદાયક જણાય અને ચાલુ દુઃખો સહજ રીતે સહન કરવાની શકિત આવે એવી રીતે આ કુટુંબમાં આનંદમય વાતાવરણ જણાઇ આવતું. સાંસારિક સુખનો 'અપ્પા' ઉપભોગ કરતા હતા પણ ઈશ્વરી સત્રો કઇક જુદાં જ હતાં

શકે ૧૮૧૪માં ભગૂર ગામની આજુબાજુના પ્રદેશમાં મહામારી (કોલેરા) નો રોગ ફાટી નીકળ્યો તેનો ચેપ ભગૂર ગામને પણ લાગ્યો જેઠ માસની આખરમા ઘરમાં કેટલાંક નૈમિત્તિક ધર્મ કૃત્યો થવાનાં હતાં અને દિવસ પણ નકકી થયો હતો તે જ દિવસે સૌ. રાધાબાઇને ઝાડા થવા લાગ્યા. માંદગી તરફ બેદરકારી રાખવાનો જે હિંદુઓનો સ્વભાવ જ છે તે પ્રમાણે બપોર સુધી તે બાબત કોઇને પણ સૌ. રાધાબાઇએ કહ્યું નહીં. રસોઇ કરતી વખતે પણ એક વખતે તેમને ઝાડે ફરવા જવુ પડયુ પણ ફરી નહાઇ લઇ તેમણે રસોઇનું કામ પૂરું કર્યું અને પીરસવા લાગ્યાં તે વખતે એકદમ ચક્કર આવવાથી તે જમીન પર પડી ગયાં જેથી દેવસેનાની ઓરડીમા તેમને રાખવામાં આવ્યાં. તેમનાં પિયેરના માણસોને તાર કરી બોલાવ્યાં

દવાઓ શરૂ હતી જ પણ ફાયદો જણાયો નહીં અને માંદગી વધતી ગઇ. અષાઢ સુદી ૧ ના દિવસે મળસ્કે સૌ. રાધાબાઇનો અંતકાળ નજદીક આવી ગયો છે એવાં લક્ષણો સ્પષ્ટ જણાયાં. નાના દીકરા બાળને તેમની નજદીક લઇ જવામાં આવ્યો. આ નાના ચાર વરસના બાળકથી પોતાને કાયમનો વિયોગ થવાનો એ વિચારથી તેમની આંખોમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં અને ટૂંક વખતમાં જ આ મૃત્યુલોક છોડી તે દેવલોક પામ્યાં.

સૌ. રાધાબાઇના મરણ પછી જૂના ઘરમાં અપ્પણાથી રહેવાયું નહીં એટલે તે પાસેના નવા મકાનમાં પોતાનાં નાનાંમોટાં બાળકો સહ રહેવા લાગ્યા. અપ્પણાની ઉંમર આ વખતે ૪૦-૪૨ વરસની હતી અને ફરી લગ્ન કરવું હોય તો તે વખતની સમાજની દૃષ્ટિએ ક્ષમ્ય ઠરત. પણ બધી પરિસ્થિતિનો વિચાર કરી ફરી લગ્ન કરવું નથી એમ તેમણે નક્કી કર્યું. નાનાં બાળકોનું પાલનપોષણ માતૃવાત્સલ્યથી કરવાની નવીન જવાબદારી અપ્પણાને માથે આવી અને એવી રીતે પોતાનાં બાળકોનું પાલન કરવામાં તે મશગુલ રહ્યા છતાં પત્નિના મરણ પછી મન ઉપર જે અસર થયેલી તે કોઇ પણ વખતે ઓછી થઇ નહીં.

ગૃહલક્ષ્મીનો નાશ એ પોતાના ભાગ્યનાશની શરૂઆતનું ચિહ્ન છે એમ અપ્પણાને પાકી ખાત્રી થઇ. ભવિષ્યમાં જે બનાવ બન્યા તેના તરફ જો નજર કરીએ તો તેમનું માનવું ખોટું પણ નહોતું.

એવી રીતે અપ્પણાનો વિધૂર અવસ્થામાં સંસાર શરૂ થયો ત્યારે મોટા દિકરા બાબા તથા નાના દિકરા તાત્યાનો શિક્ષણક્રમ ચાલુ હતો જ. આ બાળકો જે પહેલા ફક્ત ઘરમાં જ રમતાં તે તેમની માતાના મૃત્યુ પછી બહાર રમવા જવા લાગ્યાં.

વનાયક આ અરસામાં મરાઠી ત્રીજી-ચોથી ચોપડી ભણતા હોવા જોઇએ. તેમણે પોતાના મિત્રોનું એક મંડળ સ્થાપેલું. જેમાં આમના રાણુ-શેટ, વરજી અને તેના છોકરાઓ પરશુરામ અને રાજારામ પણ હતા. પોતાના મિત્રો સાથે સમાનતાથી વર્તવું આ તેમનો સ્વભાવ બની ગયેલો. તેમને ત્યાં જઇ તાજો રોટલો અને લસણની ચટણી ખાવા તે જરા પણ સંકોચાતા નહીં. આ લોકો કેટલીક વખતે તમાસો કરતા. વિનાયક જ્યારથી કવિતા કરવા લાગ્યા એટલે તમાસા વખતે પદો જોડી આપતા. તેમના બીજા એક

બાલમિત્ર—જે કમનસીબે જ સન ૧૯૪૧ માં મરી ગયા તે દેશભક્ત ગોપાળરાવ આણંદરાવ દેસાઈ નામના હતા. ગોપાળરાવના અક્ષર સારા હતા. વિનાયકરાવ કવિતા જોડવા લાગ્યા ત્યારે કવિતા લખી આપવાનું કામ ગોપાળરાવ કરતા. વામનરાવ પોપાટકર અને ભિખુ વંજારીનો સમાવેશ પણ મિત્રમંડળમાં થતો. આ બધા હંમેશ સાવરકરને ઘેર એકઠા થતા. જૂની પરંપરા તથા તે પરંપરાનું રહસ્ય જાણનાર અણ્ણાએ શસ્ત્રો અને શસ્ત્રવિદ્યા તરફ દુર્લક્ષ્ય કરેલું નહોતું. બંદુક તથા તલવારનો પરવાનો પણ મેળવેલો હતો. ઘરમાં ગુપ્તી તેમજ જૂની તલવારો વગેરે શસ્ત્રો પણ હતાં. બાણ તાકવાનો ઘોડા ઉપર બેસવાનું તે રજ કૃત્રિમ લડાઈઓ લડવાનું વગેરે રમતો વિનાયક બાલપણમાં રમી શકતા.

બાણ તાકવામાં તથા તલવાર ફેરવવામાં 'બાબા સાવરકર' ઘણા જ નિષ્ણાત હતા. તે એટલી હદ સુધી કે ઊડતી સમડી કે કાગડાને તાકી સહેજ પાડી દેતા. બાબા તલવાર ફેરવતા અને વિનાયકરાવ બ ણ તાકી તલવારના દાવ ચૂકવવાનો પ્રયત્ન કરતા હતા. આ પ્રકારની રમત એક વખત ચાલેલી અને આ રમતમાં બાબાના હાથને વિનાયકના બાણથી સખ્ત ઇજા થયેલી. પોતે તલવારનો દાવ ચૂકવી સામા પક્ષને મારી શક્યા એવું જણાયાથી વિનાયકે આનંદિત થઈ મોટા ભાઈને કહ્યું કે, "ક્ષાત્રતેજનું પરિણામ આવું હોય છે."

પોતાનામાં ક્ષાત્ર તેજ છે તેની જાણ વિનાયકને નાનપણથીજ હતી તે વર્તમાનપત્રો વાચવા લાગ્યા અને આજુબાજુની રાજકીય પરિસ્થિતિ નિહાળવા લાગ્યા. ત્યારે મહારાષ્ટ્રમાની ક્ષાત્રવૃત્તિનો લોપ થતો જણાયો અને ૧૮૫૭ની ક્રાંતિ પછી આ દેશમાં અંગ્રેજોની સત્તા સ્થાયી બની અને કંપની સરકારના બદલામાં રાણીનું રાજ્ય શરૂ થયું. ત્યાર પછીનાં બેચાર વરસોમા "શસ્ત્રબંધી" નો રાષ્ટ્રહાનિકારક કાયદો પસાર થયો તે સ્વાતંત્ર્ય વૃત્તિનો અંતરાય રૂપ થયો. સન ૧૮૫૭ની ક્રાંતિ દેશી રજવાડાંની, ઇનામદાર, સરંજામદારની મદદથી થયેલી તેથી તેમનું સામર્થ્ય નષ્ટ કરી તેમને પેન્શનર બનાવી દેવા માટે "શસ્ત્રબંધી" નો કાયદો પસાર કરવામાં આવ્યો હતો. તેથી લશ્કરી પ્રવૃત્તિ અને શક્તિ નષ્ટપ્રાય થઈ હતી. નવા શિક્ષિતોની પેઢી નવીન રાજ્યવ્યવસ્થાની અને રાજકર્તાઓનાં સ્તુતિસ્તવનો ગાવામા મોટા ભાગે તલ્લીન થઈ ગયેલી. રાણીના જાહેરનામાની મીઠી આશાની સારી અસર આ લોકો ઉપર થયેલી. બુદ્ધિમાન લોકોમાં અસંતોષ થતો જણા-

યાથી સન ૧૮૭૧માં ઈન્ડીયન પીનલ કોડમાં રાજદ્રોહની કલમ દાખલ કરવામાં આવેલી. મુદ્રણનિયંત્રણ તથા શસ્ત્રનિબંધના કાયદાઓ ઘડાયા. આ બધું બનવા છતાં શસ્ત્રબળથી ક્રાંતિ કરવાનો પ્રયત્ન વચમાં કોઈક વખત થતો હતો. પંજાબમાં 'કૂકાં'નો બળવો તથા મહારાષ્ટ્રમાં વાસુદેવ બળવંત ફડકેનો પ્રયત્ન આ બાબતના દાખલાઓ તરીકે આપી શકાય તેવા છે.

(સન ૧૮૮૩ માં વિનાયકરાવ સાવરકરનો જન્મ થયો. તે જ સાલમાં વાસુદેવ બળવંત ફડકે એડન મુકામે મરણ પામ્યા. સ્વરાજ્યપ્રાપ્તિના સાધન તરીકે "બળવા" ને માનવાનો યુગ પૂરો થઈ ચળવળના રૂપમાં તે પ્રયત્નો કરવાની આ અરસામાં શરૂઆત થઈ. સન ૧૮૮૫ ની સાલમાં "ઇન્ડીયન નેશનલ કોંગ્રેસ" ની સ્થાપના સુશિક્ષિતોનો અસંતોષ વ્યક્ત કરવા માટે જ કરવામાં આવી. તે અસંતોષનું તીવ્ર સ્વરૂપ ન આવે એ હેતુથી જ કરવામાં આવેલી. ભણેલાઓનો સરકારી નોકરીમાં અને રાજકારણમાં વધતા જતા પ્રમાણમાં સમાવેશ થવો જોઈએ એવી જે કોંગ્રેસની માગણી હતી તે માગણીને સન ૧૮૯૨ માં કાઉન્સિલ વિષયક કાયદાથી જવાબ આપવામાં આવ્યો. વિનાયક મરાઠી નિશાળમાં ભણતા અને તે વર્તમાનપત્રો વાંચવા લાગ્યા તે વખતે રાજકારણમાં તેજસ્વીતા જણાતી નહોતી એવું કહીએ તો ચાલે. આ વખતથી જ વિનાયકનું લક્ષ્ય મહારાષ્ટ્રના સ્વરાજ્યકાલીન વાઙમય તથા વાસુદેવ બળવંત ફડકેના વાઙમય અને વાર્તાઓ તરફ ગયું હોય એવો સંભવ છે.)

મોટા પુત્ર બાબાનો ભગૂરનો શિક્ષણક્રમ પૂરો થયા પછી તેમનું લગ્ન કરી તેમને નાશિક મુકામે આગળ ભણવા મોકલવાનું અણ્ણાએ ઠરાવ્યું. ત્ર્યંબકેશ્વરના શ્રી નારાયણરાવ ફડકેની કન્યા પસંદ કરવામાં આવી. લગ્ન ત્ર્યંબકેશ્વર મુકામે સન ૧૮૯૬ માં થયું. વધૂનું નામ યશોદા રાખવામાં આવ્યું. આ યશોદાબહેન વિનાયકનાં યશોદાભાભી થયાં. સન ૧૮૯૬ માં બાબાને નાશિક મોકલવામાં આવેલા.

યશોદાભાભી ઘરમાં આવ્યાં ત્યારથી વિનાયક ફરી ઘરમાં આનંદથી રહેવા લાગ્યા. ભાભી સાથે રંગોળી કાઢવી, કાગળનું કાતરકામ કરવું, વગેરે જે પ્રવૃત્તિઓ વચમાં બંધ પડેલી તે ફરી શરૂ થઈ. મહાકાવ્ય બનાવવાની જાગૃતિ થઈ પણ તે કાયમ ન રહેવાથી વિનાયક મોટાં કાવ્યો

લખવા લાગ્યા. યશોદાભાભી તેમજ નાની બ્હેન ભાઈના હાલરડા ગાતાં તે વખતે વિનાયકરાવ પણ પોતાનાં જોડેના કાવ્યો ગાઈ બતાવતા.

સન ૧૮૮૬ માં મરાઠી પાંચમા ધોરણનો અભ્યાસ વિનાયકે પૂરો કરી અણ્ણાની મદદથી વરસ દોઢ વરસમાં અંગ્રેજી પહેલા અને બીજા ધોરણનો અભ્યાસ પુરો કર્યો. જે પુસ્તકો વિનાયક વાંચતા તે પુસ્તકમાંના ઉતારાઓ તથા તેના મુદ્દાઓ તે લખી રાખતા. આ ' દાયણ બુક ' નું નામ ' સર્વ સાર સંગ્રહ ' એવું રાખવામાં આવેલું. બાળપણની આ ટેવ ઘણા વખત સુધી ચાલુ રહી. સન ૧૯૦૮ માં ઘરની વારંવાર ઝડતીઓ સરકાર તરફથી લેવામાં આવતી તે વખતે વિનાયકરાવના પત્રો, છાયાચિત્રો, કવિતા સંગ્રહ વગેરેનો નાશ થયો તેમાં " સર્વસાર સંગ્રહ " ની મોટી પોથીઓને કાળજી પૂર્વક સંઘરવામાં આવેલી તે પણ નષ્ટ થઇ. અભ્યાસ તથા વાચનમાંથી પરવાર્યા પછી કુતરાના બચ્ચા જેવું ભસવું, બકરીના લવારા જેવો અવાજ કાઢવો તેમજ બૈરાંનો લેબાસ પહેરી બૈરાં જેવું ગાઇ બતાવવું વગેરે મુજી રમતો રમાડી વિનાયક યા તાત્યા બધાને આશ્ચર્ય પમાડતા. યશોદાભાભી ઘેર આવ્યાં ત્યારથી વિનાયક દિયેર થયા તેથી તેમનો ઉલ્લેખ માનવાચકથી કરવામાં આવે-એટલે તે વિનાયક યા તાત્યાને બદલે વિનાયકરાવ થયા.

ભગૂર મુકામે શિક્ષણ પૂરૂં થયું એ અરસામાં મહાભારતનું મરાઠી ભાષાંતર, કાવ્યેતિહાસ સંગ્રહ માસિકના ઘણા અંકો, નિબંધમાલા, વગેરે પુસ્તકો તાત્યાએ વાંચી કાઢેલાં. ' નવનીત ' નામનું મરાઠી કાવ્યનું પુસ્તક તો તેમણે મોઢે કરી નાખેલું. ઉપર બતાવેલા ગ્રંથોનું પરિશીલન ઘણી જ કાળજીથી કરવામાં આવેલું જેથી જિજ્ઞાસા, હાજરજવાબી તેમજ વાક્પટુતા વગેરે ગુણોની વૃદ્ધિ થઈ. અંગ્રેજી જરાક જ્ઞાન થતાંમાં જ અણ્ણાની મદદથી પોપ નામના અંગ્રેજી કવિએ હોમરના ઇલિયડ નામના મહાકાવ્યનું કરેલું ભાષાંતર જેવું તેવું વાંચી કાઢયું. ઉપરના ગ્રંથ ઉપરાંત અંગ્રેજીમાં લખેલા ભિન્નભિન્ન દેશોના ઇતિહાસની જે ચોપડીઓ ઘેરથી મળી આવી તે વાચવાની પણ તાત્યાએ શરૂઆત કરી. ગમે તે પુસ્તક હાથમાં આવતાં જ તે વાંચી કાઢવું એવો તાત્યાનો (વિનાયકરાવનો) સ્વભાવ જ બની ગયો હતો. જે ઉપનિષદોને ' આરણ્યકો ' એવું કહેવામાં આવે છે અને જેનું પઠન ઘરમાં ન કરવું પણ વનમાં જઈને કરવું એવી

લોકોની માન્યતા હતી તે ઉપનિષદોનું વાંચન તાત્યાએ શરૂ કર્યું. જુના વિચારના અણ્ણાને આ ઠીક ન લાગ્યું. એટલું જ નહીં પણ ‘ આરણ્યકો ’ નું વાંચન ઘરમાં થતું જોઇ તેમના મનમાં ફાળ પડી. પત્નિના મરણ પછી પોતાનો સંસાર અરણ્યવત્ થયેલો છે એવું માનનાર અણ્ણાને પોતાના પુત્રના ભાવિ સંસારની ચિંતા થવા લાગી. આરણ્યકો વાંચનાર પુત્રનો સંસાર જનદૃષ્ટિથી સુખી થશે નહીં તેથી તે પુસ્તક નહીં વાંચવા તેમણે તાત્યાને મનાવ્યા. “ धृतं बाल्ये तदार्येण पुण्यमारण्यकं व्रतम् । ” આ કવિરાજ ભવભૂતિનું વચન કેવી રીતે પોતાના દિકરાના જીવનક્રમને યથાર્થ રીતે લાગુ પડયું તે જોવા અણ્ણા જીવતા રહ્યા હોત તો પોતાના પુત્રનું કષ્ટમય જીવન જોઇ પીડિત થાત કે સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે પ્રયત્ન કરનાર વીરશ્રેણીમાં પોતાના સુપુત્રે માનની જગ્યા મેળવેલી જોઇ ધન્યતા પામત તે સૌએ પોતપોતાની કલ્પનાથી ઠરાવવાનું છે

સન ૧૮૯૪–૯૫ માં મુસલમાન લોકોના આક્રમણ મારીનું વૃત્ત વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયું તે વાંચી તાત્યા તથા તેમના સમવયસ્ક બાળકોનાં મનો પણ ક્ષુબ્ધ થયા અને ભગૂર ગામની ભાગોળે જે ભાંગીતૂટી એક મસજીદ હતી તેમાં તાત્યા તથા તેમના બાલમિત્રો સાથે પેઠા અને મસજીદની ઘણી ભાંગફોડ કરી. ઉર્દૂ નિશાળના બાળકો અને અન્ય બાળકો વચ્ચે મારામારી થઇ, તેમાં મુસલમાનના બાળકો હારી ગયા. મારામારીની ખબર કોઇ પણ પક્ષે શિક્ષકોને આપવી નહીં આ શરતથી બન્ને પક્ષો વચ્ચે સમાધાન થયું. મસજીદમાં ઘુસવાનો જે વખતે પ્રસંગ ઉત્પન્ન થયો તે વખતે કેટલાકે કહ્યુ કે મસજીદ બહાર રહેવું આ પણ એક મહત્ત્વનું કામ છે એમ કહી કેટલાક બહાર ઉભા રહ્યા અને કાયરતાથી નાસી ગયા એવું જણાય. ભવિષ્યમાં સાવરકરને જે વિતવાનું હતું તેની શરૂઆત જ હતી એવું કહેવાને હરકત નથી. આ પ્રસંગ પછી તાત્યાએ પોતાના સાથીદારોને શરીરબળ તથા ધૈર્ય વધે તે માટે તેમનું સંગઠન કરી શિક્ષણ સારૂ વ્યવસ્થા કરી હતી એવો ઉલ્લેખ રા. રાનડેએ લખેલ સાવરકરચરિત્રમાં છે.

મોટા દીકરાનું લગ્ન કર્યા પછી પોતાની એકની એક દીકરીનું લગ્ન પણ કરી નાંખવું એવી અણ્ણાની ઇચ્છા હતી. માઇનું લગ્ન ત્ર્યંબકેશ્વરના રા કાળેના કુટુંબમાં નક્કી થયું અને લગ્ન પણ ત્ર્યંબકેશ્વર મુકામે થયું. તાત્યા

લગ્ન વખતે ત્ર્યંબકેશ્વર ગયેલા તે વખતે નાશિકના શીઘ્ર કવિ બળવંત ખંડૂજી પારખ સાથે તેમનો પરિચય થયો. આ વખતે તાત્યા ગંગાદ્વાર જોવા ગયે ના ગંગાદ્વાર જોઇ ઠસણુ પગથિયાં ઊતર્યાં પછી તાત્યાનો પગ લપસી ગયો અને તેમના માથામાં બે જખમો પડી ઘણું લોહી નિકળવા લાગ્યું. તે વખતે એક સાધુએ જખમ ધોવા પાણી આપ્યું અને ત્ર્યંબકેશ્વરના કારભારી શ્રીમંત જોગળેકરે પોતાનો જરકસી ખેસ ફાડી જખમ ઉપર તેલની પટી બાંધી.

ભગૂરનું શિક્ષણ પૂરું થયા પછી તાત્યા વરસ દોઢ વરસ ઘેર રહ્યા તેમને અંગ્રેજી શિક્ષણ માટે નાશિક રાખવાની કેવી રીતે તજવીજ રાખવામાં આવેલી તે તથા નાશિક રહેતા હતા તે વખતે મહારાષ્ટ્રમાં ચાફેકર પ્રકરણથી ક્ષોભ શી રીતે થયો તેમજ ક્ષોભનાં કારણે તાત્યાના મનમાં સુસુપ્તાવસ્થામાં વાસ કરતી સ્વાતંત્ર્યવૃત્તિ કેવી રીતે જાગ્રત થઇ અને નાશિકમા જુવાનોનુ સંગઠન તાત્યાએ કેવી રીતે કર્યું તે કહેવા સ્વતંત્ર પ્રકરણ લખવાની આ વશ્યકતા હોવાથી સાવરકરની બાલ્યાવસ્થાનુ આ પ્રથમ પ્રકરણ આ ઠેકાણે પૂરું કરવું ઇષ્ટ લાગે છે

# પ્રકરણ ૨ જું.

## નાશિકમાં શિક્ષણ-પ્રાપ્તિ

ભગૂર ગામે મરાઠી પાંચ ધોરણનો અભ્યાસ કરી પછીનાં એકબે વરસમાં ઘેર બેસી વિનાયકરાવે કાંઇક અંગ્રેજીનો અભ્યાસ કર્યો. પોતાના બુદ્ધિમાન બાળકનો કાળ નિરર્થક વ્યતીત થાય તે બાબત અણ્ણાને ફીકર થયા કરતી હતી. મા વિનાના પોતાના આ વહાલા બાળકને દૂર મોકલવો પડે એ વિચારથી અણ્ણાને બહુ દુઃખ થતું હતું. પણ બાળકના ભવિષ્યનો વિચાર કરી તેમણે તેને નાશિક મોકલવાનું નક્કી કર્યું. મોટો છોકરો બાબા નાશિક ભણતો હતો. અને તાત્યાને તેમની જ દેખરેખ નીચે રાખવાનું ઠરાવી નાશિક મોકલવામાં આવેલા.

નાશિકમાં આ બે ભાઇઓ પ્રથમ તો હાથે જ રસોઇ કરી ખાતા. પણ રસોઇ વગેરેનું કામ ઘણુંખરું બાબા જ કરતા. માતાના મૃત્યુ પછી ભગૂર મુકામે રસોઇની જવાબદારી બાબાને માથે હતી અને તેથી રસોઇ કરવામાં તે નિષ્ણાત થઇ ગયા હતા.* બનતા સુધી તાત્યાને આ કામ કરવું ન પડે એવી કાળજી બાબા લેતા હતા. પોતે હાથે રસોઇ કરી જમી અભ્યાસ કરવાનું કામ કઠણ થઇ પડયું એટલે તેઓ વીશીમાં જમવા લાગ્યા. કોઇ પણ ચીજ બીજાની પાસેથી માગી લઇ તે ખાવામાં તાત્યાને સંકોચ થતો હોવાથી પરિણામે તેમને ઘણી વખત ભૂખ્યું રહેવું પડતું હતું. તાત્યાના ખોરાક તરફ બાબાનું બારીકાઇથી લક્ષ રહેતું હોવાથી તેમને માટે એક કંદોઇની દુકાને જઇ ત્યાં જલેબીનો રાતબ બાંધવામાં આવ્યો હતો. કંદોઇની દુકાને જઇ આ પ્રમાણે ચીજો ખાવી તે એ વખતે શિષ્ટાચાર વિરુદ્ધ ગણાતું, પણ તે બાબત વિશેષ ફીકર ન રાખતાં તાત્યાએ પોતાનો હંમેશનો ક્રમ ચાલુ રાખ્યો.

---

* દે. ભ. બાબારાવ સાવરકરને મળેલો આ અનુભવ, અને શિક્ષણ સાવરકર બંધુઓને ભવિષ્યમાં આંદામાનમાં કેવી રીતે થઇ ગયો, તે વિનાયકરાવ સાવરકરે લખેલી " મારી જન્મટીપ " આ પુસ્તકમાં ઉત્તરાર્ધના પા. ૨૨૮ માં વર્ણન કર્યું છે.

તાત્યા અંગ્રેજી શિક્ષણ માટે નાશિક આવ્યા ત્યારે "શિવાજી સ્કૂલ" માં અંગ્રેજી ત્રીજા ધોરણમાં દાખલ કરવામાં આવ્યા. બે ત્રણ માસમાં તે પાસ થઇ અંગ્રેજી ચોથા ધોરણ ગયા. રાનડે, વિદ્વાંસ, જોષી વગેરે યુવાનોએ આ નિશાળની સ્થાપના કરેલી અને મરાઠી રંગભૂમિના એકનિષ્ટ ઉપાસક રા. ગ. અનંત વામન બર્વે જે, આ વખતે નાશિક રહેતા તે આ યુવાનો સાથે પરિચિત હતા. લોકમાન્ય બાળ ગંગાધર ટિળકના રાજકીય મતનો પ્રચાર નાશિકમાં થાય તે બાબત આ યુવાનો પ્રયત્ન કરતા હતા

આ વખતે નાશિકમાં મુખત્યાર વકીલ રા. રા. ખરે "નાશિક વૈભવ" અને શ્રીયુત અનંતરાવ બર્વે 'લોકસેવા' નામનાં વર્તમાનપત્રો ચલાવતા હતા.

આ રીતે રાજકીય વિચારોનો પ્રચાર કરવાનો પ્રયત્ન ચાલુ હતો. પણ રાજકારણની દૃષ્ટિથી એકંદરે રાજકીય જીવન ઉદાસીન અને ચૈતન્યહીન હતું. જેવી બધાં તીર્થોની સ્થિતિ થઈ તેવી આ ક્ષેત્રની થઇ હતી. પોતાની સત્તાના લોભથી તીર્થો ઉપર ઔદાસિન્ય ફેલાઇ જવું તે અપરિહાર્ય છે. નવિન વિદ્યા તથા નવિન ચળવળો વગેરે માટે પુના જવું નાશિક શહેરમા કંઇ પણ ન હતું. જૂની સંસ્કૃત વિદ્યા નાશિકમાં અવ્યવસ્થિત સ્થિતમા અસ્તિત્વમાં હતી. બુદ્ધિમાન લોકો આકર્ષાઇ જાય તેવી કંઈ પણ પ્રવૃત્તિને અભાવે નાશિકના તે વખતના ઘણા તરુણો મોજમજામાં તેમજ ચેષ્ટા-કુચેષ્ટામાં પોતાનો વખત ગાળતા. તાત્યા પ્રથમ નાશિક આવ્યા ત્યારે થોડાક દિવસો સુધી તેમને ગમ્યુ નહિ. મોજમજામાં દિવસો વ્યતીત કરવાનું તાત્યાને જરાયે ગમતું નહિ. એટલે આજુબાજુની પરિસ્થિતિનું અવલોકન કરી પોતાનું મિત્રમંડળ બનાવી પોતાની મનોવૃત્તિને પોષક એવા આયુષ્ય-ક્રમની જ્યારે તાત્યાએ શરૂઆત કરેલી ત્યારે તેમનાથી ઉમરે મોટા યુવાનો પણ તેમની સાથે જોડાવા લાગ્યા. પણ આવું મિત્રમંડળ સ્થાપતાં સુધીનું માત્ર એક વર્ષ જ તાત્યાને એકાન્તમા ગાળવું પડયું. વાંચનનો શોખ વધતો ગયો. આ વખતે તાત્યાની ગણત્રી 'ગ્રંથકીટ' (Book-Worm)-માં થતી. તાત્યા સને ૧૮૯૭ ના જુન કે જુલાઈ માસમાં નાશિક આવ્યા અને અંગ્રેજી ચોથું ધોરણ પસાર કર્યાં પછી સરકારી હાઇસ્કૂલમાં દાખલ થયા અને આ હાઇસ્કૂલના વિદ્યાર્થી તરીકે તા. ૧૯-૧૨-૧૯૦૧માં મેટ્રિકની પરિક્ષામાં ઉત્તીર્ણ થયા. નાશિક આવતાં જ તેમને પ્રથમ ત્યા. ન

ગમ્યું અને તેથી તે ભગૂર અવારનવાર જતા. આ વખતે ભગૂર મુકામે તાત્યાના પ્રયત્નથી ગણેશોત્સવ સારી રીતે ઉજવવામાં આવ્યો અને તે વખતે તાત્યાએ સુંદર ગાયનો જોડી કાઢેલાં. ભગૂરથી નાશિક આવ્યા પછી ત્યાંના ગણેશોત્સવનું પણ તાત્યાએ કાવ્યમા વર્ણન કરેલુ છે. તેનો જેવો નમૂનો નીચે મુજબ છે—

( आर्या ) जों रामकृष्णशास्त्रें, साक्षेत्रें पावलों अशा सुपदा ।
हरहर त्याच्याची ब्राह्मण भोगिति निवधने सदासदा ॥
राजा परकी शिक्षण परकी लक्ष्मी हि जाहली परकी ।
आतां प्रभो दयाळा तुजविण कोणीच ना रिपू हाकी ॥

નિશાળમાં તાત્યાની ગણતરી બુદ્ધિમાન વિદ્યાર્થી તરીકે થતી અને નિશાળના શિક્ષકમંડળમાં કીર્તિ ચોફેર ફેલાઇ અને ત ત્યાએ આ વખતે લખેલો " હિંદુ સંસ્કૃતનું ગૌરવ " એ નામનો નિબંધ ' નાશિક વૈભવ ' વર્તમાનપત્રના સપાદકને ઘણોજ સારો લાગવાથી તેમણે આ લેખ બે હપ્તેથી સંપાદિત લેખ તરીકે પોત ના વર્તમાનપત્રમાં છાપ્યો. નાશિકમાં આ વખતે જે વક્તૃત્વકળાની હરીફાઇ થઇ તેમાં તાત્યાની બુદ્ધિમત્તા અને વક્તૃત્વ દીપી ઊઠ્યાં. વક્તૃત્વની હરીફાઈના વિષયો અને હરીફાઇના દિવસો નક્કી થયેલા. પણ ઘણા દિવસો સુધી તાત્યાએ અરજી કરેલી નહિ, પણ છેવટે મુદત ગયા પછી તેમણે અરજી દાખલ કરેલી. અરજી ઘણી મોડી આવેલી હોવાથી મંજુર ન રાખી શકાત પણ શ્રીયુત અનંત વામન બર્વેને તાત્યાની બુદ્ધિનો ખ્યાલ હતો તેથી તેમની અરજી સ્વીકારવામાં આવેલી. અરજીઓ જે ક્રમે આવી તે ક્રમે ઉમેદવારોનાં ભાષણો શરૂ થયાં. તાત્યાનો વારો આવ્યો તે વખતે શ્રોતા વર્ગ થાકી ગયો હતો. પણ પહેલાં બીસેક વાક્યો બોલતાં શ્રોતૃસમાજમાં ઉદ્દીપિત વ તાવરણ જણાયું અને આ હરીફાઇમાં તાત્યાને પહેલું ઇનામ મળ્યું. તાત્યાએ પોતાના ભાષણમાં દર્શાવેલા વિચારો એટલા બધા પ્રગતિશીલ હતા કે પરીક્ષકોને વહેમ આવ્યો કે આ બાબતે બીજાકોઇની મદદથી નિબંધ લખેલો હોય એવી વાતચીતો પરીક્ષકોમાં શરૂ થઇ પણ તાત્યાની બુદ્ધિનો પૂરેપૂરો ખ્યાલ શ્રીયુત બર્વેને હોવાથી બધી શંકાઓનું નિરાકરણ થયું. હાલ સાવરકરના આમોદ અને સ્ફૂર્તિદાયક વક્તૃત્વથી હજારો લોકોનો સમૂહ તલ્લીન થાય છે તે ઉત્કૃષ્ટ વક્તૃત્વ પ્રથમ આ હરીફાઇ વખતે નાશિક મુકામે જણાયું. એક બાજુ સામાન્ય વિદ્યાભ્યાસ અને વાંચનથી બુદ્ધિવિકાસ અને

નૈસર્ગિક બુદ્ધિથી સમગ્ર જનતાનું આકર્ષણ કરવાનું કામ કરી રહ્યા હતા, તેવામાં બીજી બાજુ એક બનાવ એવો બન્યો કે જેથી તાત્યાનું મન ક્ષુબ્ધ થયું. આ અસાધારણ બનાવથી એક વ્યક્તિ શહેર કે પ્રાંતમાં જ નહિ પણ સમગ્ર દેશભરમાં પૂર્ણપૂર્ણ રાજકીય વિચારોનું પરિવર્તન થયું. તાત્યા અંગ્રેજી ભણવા સારુ નાશિક આવ્યા ત્યારે વિક્ટોરિયા રાણીનો રાજ્યારોહણનો મહોત્સવ ઉજવવાનું ધાંધલ આખા હિંદમાં ચાલ્યું હતું. એક બાજુ પ્લેગનો ઉપદ્રવ અને બીજી બાજુ દુષ્કાળ; આમ બેવડા દુઃખોથી પ્રજા જ્યારે દાઝી રહી હતી ત્યારે વિદેશી રાજકર્તાઓએ આ સમારંભ ઉજવવાનું જે નક્કી કર્યું તે દાઝ્યા ઉપર ડામ દેવા બરોબર હતું. ગરીબથી શ્રીમંત સુધી બધા પ્લેગ તેમજ દુષ્કાળથી પીડાઇ રહ્યા હતા. પ્લેગ તેમજ દુષ્કાળ એ દૈવી કોપ છે એવું માની લોકોના ઇલાજથી લાચાર થઇ ગયા હતા. પણ પ્લેગ-પ્રતિબંધક ઉપાયના બહાને સરકારી અમલદારો જે સીતમ ગુજારતા હતા તેથી સમાજમાં સર્વત્ર ફેલાયેલો અસંતોષ વધારે ઉગ્ર બન્યો હતો પણ તે તરફ દુર્લક્ષ્ય કરી ઉજવવા ધારેલો સમારંભ ઉજવી સામ્રાજ્યવૈભવનું પ્રદર્શન ગમે તે રીતે કરવું એવી હઠીલી વૃત્તિ સરકારની હતી.

તા. ૨૨–૬–૧૮૯૭ના રોજ ચાફેકર ભાઇઓએ પુનામાં ગણેશ-ખિંડના રસ્તા ઉપર રૅન્ડ અને આયર્સ્ટ આ બે અંગ્રેજ અધિકારીઓનાં રહેંજમાં ખૂન કર્યાં તેથી આ બનાવ સામ્રાજ્યના વૈભવના મૂળમાં જ વિઘાતક નીવડયો.

રાણીના રાજ્યારોહણના હીરકમહોત્સવ માટે જે દિવસ નક્કી કરવામાં આવ્યો હતો, તે જ દિવસે પુના જેવા શહેરમાં આવો બનાવ બન્યાથી આખું હિંદ ખળભળી ઊઠયું. વર્તમાનપત્રોમાં આ સમાચાર પ્રસિદ્ધ થતાં જ સાવરકરનું મન ક્ષુબ્ધ થઇ ગયું. બાળ ઉંમરથી તેમના મન ઉપર જે સંસ્કારો વધતા હતા તેનો વિચાર કરતાં પુનાના આ અસામાન્ય બનાવથી તેમના મનમાં ક્ષોભ થાય એ સ્વાભાવિક હતું. રૅન્ડ અને આયર્સ્ટના ખૂન પછી મહારાષ્ટ્રમાં એક પછી એક એવા બનાવો થવા લાગ્યા કે જેથી ગમે તે લાગણીપ્રધાન માણસ પ્રક્ષુબ્ધ થાય તેમ હતું. લોકમાન્ય ટિળક ઉપર અંગ્રેજ સરકારે ગુસ્સે થઇને રાજદ્રોહનો કેસ કર્યો, અને પુનાના સરદાર કુટુંબના 'નાતૂ' બંધુઓ પર એક જૂના કાયદાના આધારે કેસ કરી તેમને કારાગૃહમાં પૂર્યા. 'રૅન્ડ' અને 'આયર્સ્ટ'ના ખૂનીની તપાસ માટે સરકારે મોટાં

મોટાં ઇનામો જાહેર કર્યાં. પરંતુ ઘણા મહિનાઓ સુધી આરોપીઓ પકડાયા નહિ. છેવટે દ્રવિડ ભાઇઓએ સરકારને માહિતી આપવાથી ' ચાફેકર ' ભાઇઓ પૈકી મોટા ભાઇ દામોદર પંતને અટકમાં લીધા આ અટક થતાં જ ચાફેકર ભાઇઓ પૈકી બીજા ભાઇ શ્રીયુત બાલકૃષ્ણ પંત મોગલાઇમાં નાસી ગયા અને ત્યાર પછી ઘણા વખત સુધી સરકારના હાથમાં ન આવ્યા. ' ચાફેકર ' ભાઇઓ પૈકી ત્રીજા ભાઇ વાસુદેવરાવ અને તેમના સહકારી મિત્ર મહાદેવ રાનડેએ વેર લેવાનું નક્કી કરી તે દ્રવિડ બંધુઓને ઠાર કર્યા. મહારાણીના રાજ્યારોહણ–હીરક મહોત્સવમાં અપશુકન કરવાના હેતુથી અન્ય પ્રયત્નો પણ દેશમાં કેટલેક સ્થળે થયેલા. જ્યૂબિલીના દિવસે જ પેશાવરમાં એક ગાઝીએ અંગ્રેજને ધોળે દિવસે ગોળી મારી ઠાર કર્યો. તે જ અરસામાં થાણા મુકામે એક ડેકાવટીના ચાલતા કામના આરોપી ગંગારામ પાસે કેટલાંક જૂનાં હથિયારો મળી આવ્યાં અને આરોપી ગંગારામે એવી કબૂલાત કરી કે માથેરાન ઉપર હલ્લો કરીને માથેરાનમાં રહેતા તમામ અંગ્રેજોને યમસદન પહોંચાડવાનો અમે નિર્ધાર કરેલો.* તાત્યાને વર્તમાનપત્રોનો ભારે શોખ હતો અને બનતા બનાવોની અસર તેમના બાળ માનસ ઉપર સચોટ રીતે થતી હતી. ઇ. સ. ૧૮૯૯ ના સપ્ટેમ્બરની શરૂઆતમાં દ્રવિડ ભાઇઓએ પોલિસમાં માહિતી આપી. દામોદર પંત ચાફેકર ઝડપાયા અને તેમણે તા. ૮ ઓક્ટોબર ઇ. સ. ૧૮૯૭ ના રોજ મુંબઇના પ્રેસિડેન્સી મેજીસ્ટ્રેટ મી. હેમીલ્ટન પાસે જે જવાબ આપ્યો તે જવાબ વાંચ્યા પછી સાવરકર જેવા સંસ્કારી કિશોરના મન ઉપર ઘણી વિલક્ષણ અસર થયેલી. દામોદર પંત ચાફેકરની કબુલાતનો સાર શ્રીયુત્ ન. ચિં. કેળકરે લખેલા ટિળકચરિત્રના પૂર્વાર્ધમાં આપેલ છે.+ " વાસુદેવરાવ પટવર્ધન, દામુ અણ્ણા કુલકર્ણી વગેરે સમાજ સુધારકો અને શોરાત, વેલણકર વગેરે પરધર્મી હિંદુઓને મેં જ માર મારેલો, મુંબાઇમાં રાણીના બાવલા ઉપર મેં જ ડામર રેડેલો; અને બાદશાના ગળામાં જૂતાની માળા પહેરાવેલી, યુનિવર્સિટીનો મંડપ મેં જ બાળેલો. પૂનામાં પ્લેગના સમયમાં અંગ્રેજ સિપાઇઓએ જે અત્યાચાર કર્યા તે જોઇ મુખ્ય અધિકારી રૅન્ડ સાહેબને મારી વેર લેવાનો નિશ્ચય કર્યો બંદુકો, દારુગોળા, પિસ્તોલો અને તલવારો અમુક સ્થળેથી લાવવાના અમારા પ્રયત્નો કેવી રીતે અયશસ્વી થયા અને છેવટે જ્યુબિલિને દિને આખો દિવસ પરમે-

---

ન. ચિં. કેળકર :-લોક માન્ય ટિળકનું ચરિત્ર પૂર્વાર્ધ પૃષ્ઠ ૫૪૫.

+ પૃષ્ઠ ૫૭૯.

શ્વરની પ્રાર્થના કરી હથિયારો સાથે લઇ હું અને મારો ભાઇ બાલકૃષ્ણ ગણેશ ખિંડના રસ્તા પર ગયા અને મેં રૅન્ડ સાહેબ પર ગોળી છોડી અને બાલકૃષ્ણે આયર્સ્ટ ઉપર ગોળી છોડી એ પ્રમાણે અમે બે ભાઇઓએ આ બન્ને અંગ્રેજોને મારી નાખ્યા. હથિયારો અમે નજીકના નાળામાં છુપાવી દીધા અને બીજે દિવસે તે હથિયારો 'લોટે'ના કૂવામાં પધરાવી દીધાં હું તારીખ ૨૪ જુનના રોજ મુંબઇ આવ્યો, અને હરિકીર્તનો કરવા લાગ્યો. ત્યાર બાદ લોકમાન્ય ટિળક ઉપર સરકારે કેસ કરેલો, અને 'નાતૂ' ભાઇઓને પણ અટકમાં લીધા તેમ જ બીજા લોકોને પણ ઘણો જ ત્રાસ ઉપજતો હતો તેથી મેં સ્વખુશીથી પોલીસને તાબે થઇ જવાબ આપવાનું ઠરાવ્યું. 'બ્રુઇન સાહેબ' મારા અંગત સ્નેહી છે. તેમની પાસે મેં મારૂં આ બધુ જ વૃત્તાંત લખી આપ્યું છે. પરંતુ તેમની સાથે મારે શી વાતચીત થઇ તે તેમની સંમતિ વિના મારાથી પ્રકટ થઇ શકે નહિ."

સને ૧૮૯૯ ના નવેમ્બરની ઊંવટમાં દામોદર પંત ચાફેકર ઉપરનો કેસ સેશન્સ કમીટ થયો, અને દામોદર પંતને ફાસીની શિક્ષા ફરમાવેલી) કેટલોક વખત 'યરોડા' જેલમાં વ્યતીત કરનાર લોકમાન્ય ટિળક પાસેથી શ્રીમદ્ ભગવદ્ગીતા માગી તે હાથમા રાખી દામોદર પંત તા. ૧૮-૪-૯૮ ને રોજ ફાંસીએ ચડયા દામોદર પંતના ખટલાની શરૂથી આખર સુધીની સર્વ હકીકત કેસરી' પત્રમાં પ્રસિદ્ધ થતી હતી, અને આ વૃત્તાંતના વાંચનથી શ્રી સાવરકરના મન ઉપર જે પરિણામ થયુ તે તેમના જીવનનુ ધ્યેય નિશ્ચિત કરવાની દષ્ટિથી બહુ જ મહત્ત્વનુ હતું".)

સને ૧૮૯૭ ની છેવટે અંગ્રેજી ત્રીજા ધોરણની પરીક્ષા ઉત્તીર્ણ થવાના અરસામાં તાત્યાની પ્રકૃતિ સારી ન હતી. તેમને પ્રથમ તાવ આવવા લાગ્યો અને તે લંબયો તાવમાંથી ઊઠયા પછી તેઓ બળિયાના ઉપદ્રવમા સપડાયા તેથી તેઓ નાશિક છોડી થોડા દિવસ ભગૂર આવ્યા. ભગૂરમાં એકાંતે અને નવરાશે 'ચાફેકર' પ્રકરણમાની ઘટનાઓનો તે વિચાર કરવા લાગ્યા તેમના મનમાં એવા વિચારો આવતા કે *"સ્વદેશહિતવિરોધીઓના વૈરની વસુલાત કરી 'ચાફેકર' ફાંસીએ ચડયા" તેમની પ્રાણજ્યોતિએ જતાં જતાં સળગાવેલી શત્રુજય વૃત્તિના યજ્ઞકુંડમાં એક પછી એક સમિધ હોમી નાખવી હોય તો તેની જવાબદારી પોતાના ઉપર કેટલા પ્રમાણમાં આવી પડે છે, આ મતલબના વિચારો તેમના મનમાં દઢ થવા લાગ્યા. 'ચાફેકર'નું

કાર્ય જો કોઇએ પણ આગળ ધપાવવું હોય તો, તે કાર્ય હું જ કેમ આગળ ન ચલાવું ?" આ પ્રમાણે તેમના હૃદયને સદૈવ લાગતું. ક્ષાત્રવૃત્તિને પોષક એવું વાતાવરણું જ્યાં સુધી આજુબાજુ જણાતું નહોતું ત્યાં સુધી મુંઝાયેલા સાવરકરને આ ઉત્તેજક ઘટનાએ વિચાર કરતાં કરી મૂક્યા એવું માનસશાસ્ત્રની દૃષ્ટિએ કહેવું યોગ્ય જ ગણાય.

દિવસ પર દિવસ પસાર થવા લાગ્યા પરંતુ મનમાંનું અસ્વસ્થપણુ ઘટશે નહિ એવું તેમને જણાયું. છેવટે 'ભગૂર' છોડતા પહેલાં જેવી રીતે તાત્યા એકાગ્ર ચિત્તે અષ્ટભુજા દેવી આગળ જઈ બેસતા તેવી જ રીતે આ સમયે પણ તાત્યા એકાગ્ર ચિત્તે જઇ બેઞી ગયા. અને આ પ્રમાણે જ ચિંતન કરતાં દેવી આગળ તેમણે સોગંદ લીધા કે :—"દેશનું સ્વાતંત્ર્ય પાછું મેળવવા માટે સશસ્ત્ર ક્રાંતિનો ધ્વજ ઊભો કરી હું શત્રુઓને મારતાં મારતાં મરણ પર્યંત લડીશ."+ આ વખતે 'ચાફેકર' પ્રકરણના બનેલા બનાવોનું વર્ણન કાવ્ય સ્વરૂપમાં લખવાની શરૂઆત કરી. આ કાવ્યલેખનમાં તેઓ એટલા મશગૂલ રહેતાં કે, રાતે બાર વાગે તો ય તે એકાગ્ર ચિત્ત રહેતા. બધી જ કવિતાઓ તેઓ દેવી આગળ બેસીને જ લખતા. આ પ્રમાણે તેઓ કાવ્યલેખનમાં તલ્લીન હતા ત્યારે અણ્ણાએ તેવી જ સ્થિતિમાં તાત્યાને જોયેલા. તાત્યાના હાથમાનું કાવ્ય જોઇ અણ્ણાના પિતૃ હૃદયને સમાધાન થાય એટલું વાત્સલ્ય અને રસિકતા તેમનામાં જરૂર હતાં. પરંતુ આવું નાનું બાળક રાતના ઉજાગરા વેઠી હૃદય પિગળાવે તેવી કવિતા લખે એ વાત તે સહૃદય પિતાના મનને ગમે તેવી ન હતી. તેથી તેમણે તાત્યાને ઠપકો દીધો. સને ૧૮૯૮ ના ઉનાળાની રજા પછી નિશાળનો અભ્યાસ તથા અન્ય મામુલી કાર્યક્રમ તરફ તાત્યાનું લક્ષ્ય હતું, છતાં યે બીજી બાબતો તરફ પણ દુર્લક્ષ હતું, તેવું ન કહી શકાય. આ વર્ષને અંતે સરકારી નિશાળના અંગ્રેજી પાંચમા ધોરણમાં દાખલ થયા ત્યાર બાદ થોડા જ સમયમાં 'ચાફેકર' પ્રકરણે એક જુદું જ સ્વરૂપ પકડયું. ઇનામની આશાથી દ્રવિડ બંધુઓ ચાફેકરની માહિતી સરકારને આપવા તૈયાર થયા. ચાફેકર ભાઇઓ પૈકી સૌથી નાના ભાઇ શ્રી. વાસુદેવરાવ અને તેમના મિત્ર રાનડે એમણે તા. ૮–૨–૧૮૯૯ ના રોજ રાત્રે દસ વાગ્યાના સુમારે દ્રવિડ ભાઇઓનું ખૂન કર્યું. ખૂનને બીજે દિવસે વાસુદેવરાવ 'ચાફેકર,' 'રાનડે,' અને તેમના

*સાવરકરનું અપ્રકાશિત આત્મવૃત્ત

મિત્ર 'સાઠે' ને 'ફરાસખાના' ના નામથી ઓળખાતી પોલીસ ચોકીમાં સરકારે બોલાવ્યા. તેમનો જવાબ પોલીસ લેતી હતી, તે સમયે ફોજદાર રામજી +પાંડુએ વિનાયકરાવનું અપમાન કર્યું એટલે વિનાયકરાવે તરત જ અંગરખામાં સંતાડેલી છ બારની પિસ્તોલ બહાર કાઢી. પ્રથમ તે રામજી પાંડુ ઉપર અને ત્યાર બાદ બ્રુઈન સાહેબ ઉપર ચલાવી. સને ૧૮૯૯ ના મે માસની તા. ૧૨-૮-૧૦ આ પ્રમાણે અનુક્રમે બાળકૃષ્ણ પંત ચાફેકર-વાસુદેવરાવ ચાફેકર અને રાનડેને ફાંસી દેવામાં આવેલી. આ અઘટિત ઘટનાનું પરિણામ તાત્યાની મનોવૃત્તિ ઉપર થયા વિના રહ્યું નહિ. ટિળક, ચાફેકર, રાનડેનું સ્પષ્ટ રીતે ગૌરવ વધારનારૂં એક એકાંકી નાટક લખવા તાત્યાએ આ જ અરસામાં શરૂઆત કરી. આ એકાંકી નાટક લખાઈ રહ્યા પછી તાત્યાના ભગૂરના મિત્રો 'રાણુ' દરજી વગેરેએ આ નાટક ભજવવાની તૈયારી કરવા માંડી. એટલામાં ભગૂરના પટેલતલાટીઓને આ વાતની ખબર પડી અને તેમણે આ નાટક ભજવાતું બંધ કરાવ્યું.

'ચાફેકર' પ્રકરણનું શરૂથી અંત સુધીનું કાવ્યમય સુંદર વર્ણન આ અરસામાં જ તાત્યાએ લખેલું છે, તે વાચી જોતાં આ બાળક ભવિષ્યમાં એક ઉત્તમ પ્રતિભાશાળી કવિ થનારો છે તેનું સૂચન કરતું આ કાવ્ય છે, તેમાં શંકા નથી.

'ચાફેકર' પ્રકરણ પછી લોકમાન્ય ટિળક ઉપર જે કેસ કરવામાં આવેલો તે કેસ અંગેની થયેલી શિક્ષા ભોગવી જ્યારે લોકમાન્ય ટિળક છૂટયા ત્યારે પણ હ ઇસ્કૂલમા પડેલી રજાઓમા તાત્યાએ શ્રી ટિળક આવે ભૂ-ભેટ, એ નામની સુંદર કવિતા જેમાં તેમનો લોકમાન્ય ઉપરનો પ્રેમ સહજ વ્યક્ત થાય તેવી બનાવી.

આ સાથે ફેબ્રુઆરી-માર્ચના અરસામાં 'બાબા' ના સાળા શ્રીયુત અણ્ણારાવ ફડકેનાં લગ્ન સારૂ કર્જત આવેલા. કેટલાક કારણોને લીધે લગ્ન એક સપ્તાહ આગળ લંબાયું. એટલે 'બાબા' 'તાત્યા' અને તેમની સાથેના માણસો પૂના આવ્યા. જવ્હાર સંસ્થાનના કારભારી ભાઉરાવ ચિપ લૂણકરની ઓળખાણથી તેઓ જવ્હારકરના મકાનમાં ઊતર્યા. તાત્યાએ પૂના શહેર આ સમયે પ્રથમ જ જોયું. શનિવારવાડા, પર્વતી વગેરે ઐતિહાસિક

× પ્રિ. વૈજનાથ કાશીનાથ અને ઇતિહાસાચાર્ય કૈ. વિશ્વનાથ કાશીનાથ રાજવાડે બંધુઓના આ સાળેજ થાય.

સ્થળો તેમણે અનેક વખત જોયાં છતાંય તેમના મનનું સમાધાન ન થયું. તે વખતે મહોરમના દિવસો આવ્યા હતા महाजनो येन गतः स पन्थाः। આ ન્યાયનું અનુસરણ કરનાર 'તાત્યા' સાથેનો કેટલાક લોકો તાબુત જોવા ગયા. પણ તાત્યા તો શનિવારવાડા નજીક વારંવાર ફરીને પેશ્વાના રાજવાડાના ગતવૈભવનાં કાલ્પનિક ચિત્રો રચવામાં મશગૂલ રહેતા. 'ચાફેકર' પ્રકરણ માટે હજુ લોકો વાતો કરતાજ હતા. પણ ખાસ પૂનામાં કેટલાક લોકો ચાફેકરની નિંદા કરતા તે સાંભળી તાત્યાના બાલ મન ઉપર અત્યંત વિશાદ થયો. પૂનાથી નીકળી તાત્યા અને તેમની સાથેના માણસો ફરીને કર્જત આવ્યા અને જે કાર્ય માટે આ લોકો નાશિકથી આવેલા તે કાર્ય પણ નિર્વિઘ્ને પસાર થયું. કર્જતથી નાશિક પાછા ફરતા પહેલાં એક વાત એવી બની કે જે તાત્યાના જીવનવૃત્તાંતની દૃષ્ટિથી ઘણીજ મહત્ત્વની બની. કર્જત પાસેના દહિવલી નામના ગામે એક વકતૃત્વ સમારંભ થવાનો છે એવી માહિતી મળતાં તાત્યાએ આ હરીફાઈમાં ભાગ લેવાનો ઠરાવી ઉમેદવાર તરીકે પોતાનું નામ નોંધાવ્યું. વકતૃત્વ માટે નીમેલા વિષય ઉપર નિબંધ લખી કાઢી બધી તૈયારી કરી તે હરીફાઇ માટે ગયા. હરીફાઈમાં તાત્યાનો નંબર પહેલો આવ્યો અને ઇનામ તરીકે પૂનાથી પ્રસિદ્ધ થતું 'કાળ' નામનું માસિક એક વર્ષ સુધી આપવાનું ઠર્યું. પુનાના કૈ. દેશભક્ત શ્રી અણ્ણા સાહેબ પરાંજપે આ વખતે કાળ પત્રના અધિપતિ હતા. કાળ પત્રમાં પ્રસિદ્ધ થયેલો "ચાફેકર અને રાનડે" આ નામથી લખાયેલો સંપાદકીય લેખ ઘણા દિનો સુધી ગાજી રહેલો. તાત્યાએ કાળ વર્તમાન-પત્રનું પરિશીલન સતત ચાલુ રાખ્યું, અને કાળની ભાષાસરણી અને વિચારસરણીનું પરિણામ તાત્યાના ક્રાંતિકારક જીવનમાંના તિદ્વિષયક ભાગનું ગુરુત્વ કાળ વર્તમાનપત્રને મળે કે નહિ એ પ્રશ્ન વાદગ્રસ્ત છે. પણ તેમના ક્રાંતિકારક જીવનની વૈચારિક સ્ફૂર્તિનું ગુરુત્વ 'કાળ' પત્ર અને તેના સંપાદક કૈ. પ્રો. અણ્ણા સાહેબ પરાંજપેને મળે છે તે વાત માન્ય કર્યા સિવાય છૂટકો નથી.

પુના, કર્જત વગેરે સ્થળેથી તાત્યા વગેરે પાછા ફર્યા અને નાશિકનો જીવનક્રમ શરૂ થયો. આ જીવનક્રમનું આગળનું વર્ણન શરૂ કરતા પહેલાં આ સ્થળે કેટલાક પરચુરણ બનાવોનો ઉલ્લેખ કરવાની આવશ્યકતા રહે છે. 'બાબા'ના વર્ગમાં ભણતા શ્રીયુત 'રામભાઉ દાતાર' અને તેમના કુટુંબીઓ સાથે સાવરકર બંધુઓને નિકટનો પરિચય થયો. આ સંબંધથી

સાવરકર બાઈઓ તિલભાંડેશ્વર ની ગલીમાં "દાતાર"ની પડોશમાં રહેવા ગયા. સને ૧૮૯૮ની ગોલમાં નાશિકમાં પ્લેગ ફાટી નીકળ્યો તે વખતે દાતારના કુટુંબીઓ સાથેનો આ પરિચય અને તિલભાંડેશ્વરની ગલીમાં તેમનો વસવાટ આ વાતથી સાવરકરના ભાવી જીવન ઉપર કેવું પરિણામ થયું તે ક્રમશઃ વાંચોને જણાશે.

તાત્યા નાશિક આવ્યા ત્યારથી તેમનું વાંચન અભ્યાસ વગેરે સારી રીતે ચાલતું પણ બાબાનું તે પ્રમાણે નહોતું. નાશિકના નાટક વૃત્તિના માણસોના સહવાસથી "બાબા"નું મન અભ્યાસમાં સ્થિર થતું ન હતું. આ વાત તો ખરીજ પરંતુ બાબાનો વેદાંત વિષય તથા ધાર્મિક ગ્રંથોના વાંચનમાં ઘણો વખત પસાર થતો. દરેક વસ્તુને ઇશ્વરાધિષ્ઠાન જોઈએ, તેવી તેમની વિચારપ્રણાલિકા હતી. તેમજ ધર્મઘેલછા પણ તેમનામાં પુષ્કળ પ્રમાણમાં જણાતી.

"રાખોડી કે મઠ-જણાતા જ બાબાનું મન એકદમ ત્યાં દોડી જતું"* નાશિક યાત્રાનું સ્થાન રહ્યું, તેથી ગોસાઈબૈરાગીઓની જમાત ત્યાં સદાકાળ પડેપાથરી રહેજ. અને આ સાધુઓને જોઈને "બાબા"ના મન ઉપર વિરાગવૃત્તિનો પ્રભાવ પડતો હતો અને આ અરસામાં 'દાતાર' કુટુંબ ઉપર જે આફત આવી તે જો ન આવી હોત તો 'બાબા' કદાચ સ્વામી વિવેકાનંદના 'માયાવતી' આશ્રમમાં જઈ રહ્યા હોત.

સને ૧૮૯૪ ના માર્ચ મહિનામાં શ્રીયુત રામભાઉ દાતારના પિતાશ્રી વે. શા સં. કેશવશાસ્ત્રી પ્લેગના રોગથી પટકાયા, અને તે માંદગીમા જ કૈલાસવાસી થયા. બાબાએ કેશવશાસ્ત્રીની સુશ્રૂષા ઘણીજ કાળજીપૂર્વક કરી તેથી આ બન્ને કુટુંબનો સબંધ વિશેષ દૃઢ થયો. પ્લેગને કારણે અણ્ણાએ બાબા તથા તાત્યાને "ભગૂર" બોલાવી લીધા. અષાઢ-શ્રાવણના અરસામા ત્ર્યંબકેશ્વરમા પણ પ્લેગ શરૂ થયો. તેથી પોતાની પુત્રી તથા જમાઇને ભગૂર તેડી લાવવા અણ્ણાએ બાબાને મોકલ્યા.

'બાબા' બનેવીને તેડવા ગયા અને ભગૂરમાં પ્લેગના ઉંદર પડવા લાગ્યા તે વખતે સરકારી અધિકારીઓ પ્લેગદૂષિત ઘરવાળાને ઘણોજ

* સ્વાચિત આત્મચરિત્ર

ત્રાસ આપતા, તેથી ઘરમાં ઉંદર પડવા છતાંય તે બાબત છાની રાખવા લોકો મથતા. સાવરકરને ત્યા પણ તેવુંજ થયું. ગામમાંના પરિચિત લોકો પૈકી તુકારામ દરજી પ્લેગથી ગુજરી ગયા. પડોશના કડિયાના ઘરમાંથી કરતોકારવતો માણસ મરણ પામ્યો. આવા કેટલાક બીમાર માણસોને કર્તવ્યબુદ્ધિથી અણ્ણા મળવા ગયેલા. એક દિવસ રાત્રીના ઘેર પાછા ફરતાં અણ્ણાનો પગ મચકોડાયો અને લંગડાતાં ઘેર આવ્યા. આથી કાંઇ ભય જેવું કોઇને લાગ્યું નહિ.

બીજે દિવસે મધ્યાહ્ને ભોજન પહેલાં 'અણ્ણા' દેવઘરમાં ઊભા હતા ત્યારે તાત્યાનું ધ્યાન તેમની તરફ ગયું. તે સમય 'અણ્ણા' જાંઘ તપાસતા ઉભા હતા. જમતા સુધી અણ્ણાએ કોઇને વાત કરી નહિ. તેમજ તાત્યાની હિંમત પણ પૂછવાની ચાલી નહિ. ભોજન કરીને અણ્ણા મેડે ગયા, ત્યારે તેમણે તાત્યાને ઉપર બોલાવી કહ્યું કે, મને પ્લેગ થયો છે. આવા ભયંકર દર્દથી પિતાને પિડાયેલા જોઇને તાત્યા ઘણા જ ગભરાયા, પરંતુ ખાલી બેસી રહેવાથી કાંઈ વળે તેમ ન હતું, તેથી તેમણે એક ઘરગથ્થુ દવા તૈયાર કરી અણ્ણાની ગાંઠ ઉપર ચોપડી.

બાપુકાકા ગામમાં હોવા છતા પણ કૌટુંબિક અદાવતને કારણે ભાઇની ખબર લેવા આવ્યા નહિ. બાપુકાકાનું ગામમાં સારું વજન પડતું હતું એટલે તેમની શરમથી સરકારી અમલદારનો ત્રાસ ઓછો થયો. આખી રાત અણ્ણાની બેચેની ચાલુ રહી. સૌ. યશોદાભાભી અને તાત્યા આ બન્ને અલ્પ વયના બાળકો પોતાનાથી બનતી સુશ્રૂષા કરતાં હતાં. નાના ભાઇ 'બાળ' ને તે દિવસે પિતાથી દૂર સુવું પડયું તેથી તે ઘણો જ અસ્વસ્થ બન્યો. તાત્યા અને ભાભીએ તેમને ઘણું સમજાવ્યું. પ્રાતઃકાળે અણ્ણા દુઃખથી ઘણા જ ઊંહકારા કરવા લાગ્યા. સવારે પ્લેગની ગાંઠને જળો લગાવી પરંતુ ગાંઠ બેઠી નહિ જતા વધારે ફૂલી. આ પ્રમાણે અણ્ણાની માંદગી વધવા લાગી અને બીજી બાજુ 'બાળ' પણ પ્લેગથી પટકાયો અને જાંઘમાં વેદના થાય છે-એમ બૂમો પાડવા લાગ્યો. આ બન્ને માંદા માણસોની સારવાર તાત્યા તથા ભાભીને કરવી પડી. રાત્રે આ બન્ને માંદા માણસોને વાયુનો ઝટકો આવ્યો. તેમાય અણ્ણાનો વાયુનો ઝટકો તો એટલો તીવ્ર હતો કે તેમને પાડી નાખવા પણ અશક્ય થઇ પડ્યા. એટલે મેડાના બારણાં બંધ કરીને તેમને પૂરી રાખવા પડ્યા.

બીજે દિવસે સવારે ' બાળા ભાસ્કરરાવ 'કાળે ' અને માઈ વગેરે આવી પહોંચ્યાં તે સમયે અણ્ણા બેશુદ્ધ હતા. મહેમાનોની જમવાની સગવડ પણ અન્ય સ્થળે કરવી પડી. સાયંકાળના સુમારે કોઠૂરથી બાળા-તાત્યાના મામા આવ્યા. અંતે રાત્રે અણ્ણાએ મૃત્યુ લોકનો ત્યાગ કરી સ્વર્ગગમન કર્યું. અણ્ણાના મરણ બાદ જે દુઃખદ પ્રસંગો સાવરકર બાઈઓ ઉપર આવ્યા તે ધીરજથી સહન કરી તે દુઃખમય સમય પસાર કરવા લાગ્યા. બાળને ભગૂર મુકામે રાખી બાકીનાએ કોઠુર જવું એવી મામાની માન્યતા હતી, પરંતુ બાળાએ તેમ કરવાની ના પાડી. ભગૂરની ભગોળે એક મહાદેવ અને ગણપતિનાં સ્થાનકો હતાં જે સાવરકરના ઘરથી આસરે ૨॥ ફર્લાંગ દૂર હતા. આ મંદિરે જવાનું ' બાળા ' એ ઠરાવ્યું. આ મંદિરમા બાળા-ભાભી અને તાત્યા મંદિરમાં રહેવા ગયા, અને પછી તાત્યા એકલાજ ગામમાં જઈ બાળને ખભે નાખી મંદિરમાં લઈ આવ્યા. બાળના મુખમાંથી રક્ત વહેતું હતું અને તે જીવશે એવું કોઈને લાગતું ન હતું. બાળને ગણપતિના મંદિરમાં મૂકી બીજા બધા મહાદેવના મંદિરમાં રહેવા લાગ્યા. હવે તો બાપુકાકાથી આ નાના બાળકોને દૂર રાખવાં ઇષ્ટ ન લાગ્યાં તેથી તેઓ પણ સાથે જ રહેવા આવ્યા. આ રીતે તેમના રહેઠાણમાં માત્ર પડોશી તરીકે એક શ્વાનનીજ વસ્તી હતી.

એટલામાં બાપુકાકા પણ પ્લેગથી બિછાને પડયા. એટલે મહાદેવનુ દહેરૂં પણ રહેવા લાયક ન રહ્યું. સાવરકર કુટુંબ આ પ્રમાણે આપત્તિમાં છે, એવી ખબર નાશિક મુકામે 'રામભાઉ દાતાર' વગેરેને પડતાં જ તેઓ ભગૂર આવ્યા અને બધાંને નાશિક લઈ આવ્યા. નાશિક આવ્યા બાદ બાપુકાકા તરતજ દેવલોક પામ્યા. પછી સૌની સલાહથી 'બાળ' ને પ્લેગ રુગ્ણાલયમાં દાખલ કર્યા. બાળની સારવાર માટે 'બાબા' સદૈવ રુગ્ણાલયમાંજ રહેતા. ઘણા કુટુંબીઓએ તેમને આ પ્રમાણે કરવા ના કહ્યું છતાંય બાબાએ તે ધ્યાનમાં ન લીધું.

એક તો 'બાળ' જીવશે કે નહિ તેની જ ચિંતા હતી અને 'બાબા' પોતાનું જીવન સંકટમાં નાંખે છે, તે જોઈ તાત્યા તથા સૌ. યશોદાભાભીને બાળના જીવન માટે ઘણીજ ચિંતા થઈ. બાળની ગાંઠ બે વાર કાપવામાં આવેલી અને ટાંકાઓ પણ બે વાર તૂટી ગયાથી તેને ઘણોજ ત્રાસ થયો છતાંય બાબાની કાળજીપૂર્વકની સુશ્રૂષાથી તે બચવા પામ્યા. બાબાનાં કપડાં

તથા ખાવાનું લઇ રૂગ્ણાલયના બારણે તાત્યા પહોંચતા ને જ્યારે 'બાબા' ને સહિસલામત જોતાં ત્યારે જ તેમના અંતરમાં શાંતિ થતી. આ પ્રમાણે ક્રમ ચાલતો હતો તેમાં બાબા પણ એક દિવસ પ્લેગના ચક્કરમાં ફસાયા. આ વાત કોઇ પણ હિસાબે સૌ. યશોદાભાભીને ન કરવી તેવો નિશ્ચય તાત્યાએ કરેલો. અને બાબાની માંદગીની વાત બહાર પણ ન ફેલાય તેની તજવીજ રાખેલી.

સંકટની આ પરંપરાનાં પૂર ઉચ્ચ બિંદુ સુધી ચડયા પછી હવે ઉતરવા લાગે તે કુદરતના કાનુનથી જ સ્વાભાવિક હતું. અને ખરેખર તેવું જ થયું. 'બાળ' તથા 'બાળા' ની તબિયત સુધરી અને આ ભયાનક સંકટમાંથી તેઓ ઊગર્યાં. એવી રીતે સાવરકર બંધુઓ આપત્તિનો સામનો કરતા હતા ત્યારે એવી ઘટના બની કે જેની અસર આ બન્ને ભાઇઓના ભાવી જીવન ઉપર, તેમ જ નાશિક શહેરના જીવન ઉપર ભવિષ્યમાં ઉંડી થવાની હતી. 'બાળા' 'પ્લેગ રૂગ્ણાલય' માં હતા ત્યારે મ્હસકર નામના ઇસમ સાથે તેમનો સંબંધ થયો તે જ આ મહત્ત્વની ઘટના હતી. 'બાળા' અને 'મ્હસકર' નો પરિચય દિનપ્રતિદિન વધવા લાગ્યો અને પરસ્પરના રાજકીય વિચારોની સામ્યતા એક બીજાને જણાવા લાગી. આ એના સંસર્ગમાં નાશિકના અનેક યુવાનો આવવા લાગ્યા, અને તેમાંથી 'મિત્ર મેળા' નામની સંસ્થા ઉત્પન્ન થઇ.

'બાળ' ની સુશ્રૂષા માટે 'બાબા' પ્લેગ રૂગ્ણાલયમાં રહેતા, તે સમયે સમાનશીલના કોઇ મિત્ર મળે તેવી એમની ઇચ્છા હતી. રૂગ્ણાલયમાં કારકૂન તરીકે કામ કરતા શ્રી. મ્હસકર એક જુદા જ પ્રકારની વ્યક્તિ છે, એવુ 'બાબા' ને જણાયું. રાજકીય બાબતો તરફ મ્હસકરનું પૂરતું લક્ષ છે એવું બાબાને જણાયું તેમ જ હળવે હળવે સ્વરાજ્ય અને સ્વધર્મ ઉપર ચર્ચા કરવા લાગ્યા. ઓળખાણનું સ્નેહમાં રૂપાંતર પરિણમ્યું. મ્હસકરનું નામ અંબકરાવ હતું પણ તેઓ બાપુરાવના નામથી ઓળખાતા. શ્રી. મ્હસકરના એક મિત્ર રાવજી કૃષ્ણ પાગે પણ સરકારી નોકરીમાં કારકૂની કરતા. મ્હસકર અલ્પભાષી હોઇ આજુબાજુના અનેક ઉપયોગી ઉદ્યોગને ખાનગી મદદ કરતા. શ્રી. પાગેની વૃત્તિ એથી જરા ભિન્ન હતી. પોતાના સાથીઓમાં પોતાનું માન વધે અને તેમના ઉપર પોતાની છાપ પડે તેવું તેઓ ઇચ્છતા. પાગે અને મ્હસકર ઘણી વાર એકઠા થઇને વિચાર કરતા તેમ જ પૂનાના 'કાળ'

નામના વર્તમાનપત્રમાં બન્નેની અટકોના આદ્યાક્ષરોનું જોડાણું કરી M. P. આ નામથી લખતા. નાશિકમાં આ વખતે રાજકીય પ્રવૃત્તિ ચાલતી તે પ્રવૃત્તિમાં આ બન્ને જણા ખાનગી મદદ આપતા.

મ્હસકર અને પાગે સાથે બાબાની ઓળખાણ થતાં થોડા જ દિવસોમાં તાત્યાની ઓળખાણ પણ તેમની સાથે થઈ. તાત્યા એક સુંદર કવિ છે તેવી ખબર ચોફેર ફેલાઈ હતી.

પૂનાના ' જગહિતેષી ' વર્તમાનપત્રના નાશિકના ખબરપત્રી તરીકે ' તાત્યા ' બાતમી મોકલતા. બાળ અને બાગા પ્લેગ રૂગ્ણાલયમાંથી છૂટા થયા પછી મ્હસકર સાવરકરને ત્યાં જવાઆવવા લાગ્યા. મ્હસકરે આ જ અરસામાં વિદ્યાર્થી સંઘ નામની એક નાની સરખી સંસ્થા સ્થાપી તેની ખબર તાત્યાને તરત જ પડી અને ; ભગૂર મુકામે તાત્યાએ લીધેલા સોગંદની જાણ પણ મ્હસકરને થઈ. આ વિદ્યાર્થીસંઘ ઉપરાંત એકાદ ગુપ્ત મંડળ સ્થાપવાની પણ ખાસ જરૂર છે તે બાબતની પણ તાત્યાએ મ્હસકરને ખાત્રી કરાવી દીધી. ધીરેધીરે ;આ વાત મ્હેસકર કબૂલે કરવા લાગ્યા. તાત્યા કોઈપણ પ્રકારની ચર્ચા પાગે સાથે કરતા નહિ પણ મ્હસકર તરફથી પાગેને બધી જ ખબર મળતી.

તાત્યા અને મ્હસકર વચ્ચે ઉપરોક્ત ચર્ચા ચાલતી હતી તે જ અરસામાં તાત્યાનું મિત્ર મંડળ પણ વધવા લાગ્યું. તિલભાંડેશ્વરની ગલીમાં રહેતા વર્તક કુટુંબના ત્ર્યંબકરાવ તાત્યાની જ ઉમ્મરના હતા. આથી તાત્યાના તે મિત્ર બન્યા. રામભાઉ દાતારના નાના ભાઈ કે. વૈદ્યભૂષણ વામન શાસ્ત્રી દાતાર પણ તાત્યાના મિત્ર બન્યા. ગુપ્ત મંડળ સ્થાપવા માટે તાત્યા–મ્હસકર વચ્ચેની ચર્ચા સને ૧૮૯૯ ના ઓક્ટોબર–નવેમ્બરમાં ચાલતી હતી. મ્હસકર અને પાગે બન્ને ' કેસરી ' પત્રની રાજકીય કાર્યપદ્ધતિનો પુરસ્કાર કરતા પણ તેમના મનનું વલણ તો ' કાળ ' પત્રના સંપાદક પ્રો. પરાંજપેના નિર્ભય સ્વાતંત્ર્યવાદ અને ક્રાંતિવાદ તરફ હતું. તેથી તાત્યાના દિલમાં સશસ્ત્ર ક્રાન્તિની કલ્પનાઓ દ્રઢતર થઈ. પરચુરણ સુધારાઓ માટે નિષ્કારણે માથાકૂટ ન કરતાં પોતાનું ધ્યેય રાજકીય સ્વાતંત્ર્ય છે એવી ઘોષણા નીડરપણે કરવી જોઈએ એવું સાવરકરનું મંતવ્ય આ બન્નેના હૃદયમાં ઉતરવા લાગ્યું. પણ ચાફેકર પ્રકરણ અંગે સરકારે જે દમનનીતિ ચલાવેલી તેથી સોગંદ ખાવા

કે ગુપ્ત મંડળ સ્થાપવા મ્હસકર તૈયાર થતા ન હતા. તાત્યા અને મ્હસકર-પાગે વચ્ચે મિત્રતા વધવા લાગી અને તિળભાંડેશ્વરની આજુબાજુના યુવાનો પણ તાત્યા તરફ આદરમાનથી જોવા લાગ્યા. આ લોકોની વૃત્તિમાં તાત્યા જેવા સતેજ, બુદ્ધિમાન અને સતત ઉદ્યોગી યુવાનના સહવાસથી ઘણો જ ફેરફાર થયો.

તિળભાંડેશ્વરની ગલીમાં રહેનાર જુવાનોની વૃત્તિ તાત્યાના સહવાસ પહેલાં કેવી હતી તેનું થોડું વર્ણન પહેલાં આવી ગયું છે, પણ તે બાબતનું વિસ્તારપૂર્વક વર્ણન કરવાની જરૂર છે. આ અરસામાં આ તરુણોના બે અડ્ડા હતા. એક અડ્ડો 'દેવીના'મંદિરમાં હતો. તે અડ્ડામાં મોટે ભાગે ભિક્ષુક લોકો હતા. આ વિશ્વામિત્રને ઘેર આનંદીબાઈ દરેકર નામની એક મરાઠા સ્ત્રી રહેતી. તેમનો એકનો એક પુત્ર ગોવિંદ યાને આબા નાનપણની તંદગીમાંથી બચતાં લૂનો અને પાંગળો થઈ ગયેલો. આનંદીબાઈએ અનેક પ્રકારનાં કષ્ટો વેઠી આ અપંગ બાળકનું પૂરું કરેલું. આ બાઈનો એકનો એક છોકરો ભવિષ્યમાં ગોવિંદના નામથી પ્રસિદ્ધ થયેલો એક મહા કવિ હતો. આબા દરેકર બીજા યુવકોનો આગેવાન હતો.

પિતાના મૃત્યુ પછી 'આબા દરેકરે' સાધારણ પ્રાથમિક શિક્ષણ લઈ દસઅગિયાર વરસની ઉમરે શિક્ષણ બંધ કર્યું. ૧૭–૧૮ વર્ષની ઉંમરથી પોતાની ટોળીના 'આબા દરેકર' જ્યારે આબા વિશ્વામિત્રને ઘેર રહેવા આવ્યા ત્યારે તેમના સહકારી મિત્રો જરા ઉચ્ચ કોટીના હતા. દેવીના મંદિરના અડ્ડાના લોકો તેમ જ આબા દરેકરની આગેવાની નીચેનું ટોળું આ લત્તાના લોકોને ત્રાસરૂપ હતું. 'આબા દરેકર'નું શિક્ષણ બહુ જ થોડું હતું છતાં તેમણે આ સમયમાં 'મન્મથ પ્રભાવ' એ નામનું એક નાટક લખવાની શરૂઆત કરી. આ બન્ને ટોળીઓનું વર્ણન સાવરકરે નીચે મુજબ કર્યું છે: "આ લત્તાનો આ જુવાનવર્ગ એ વધી રહેતો અને પોતાનો ઘણોખરો સમય ટાઢટપ્પાં-ગાયન-વાદન વગેરેમાં ગાળતો. અને કોઈ વાર લહેર થાય તો અનાથોનું રક્ષણ કરવું, દુર્જનોને શિક્ષા કરવી તેમ જ અરસપરસ સંકટ પ્રસંગે મદદ કરવી વગેરે પરોપકારનાં કામો પણ કરતા. આ યુવાનોનો તે સમયનો જીવનક્રમ એકંદરે નિષ્કપટ, નિષ્કાળજી, અમર્યાદિતતા, અને પ્રસંગતતાયુક્ત હતો."

આ રખડુ ટોળીના આગેવાન 'આબા દરેકર' તાત્યાથી ૯ વર્ષ મોટા હતા. તો પણ બીજાનામાં કાંઈ પણ ગુણ જણાય તો તેને અપનાવી લેવાની શક્તિ તેમનામાં જન્મતઃ હતી.

તાત્યાની કવિત્વશક્તિની ચોફેર વાહવા બોલાવા લાગી એટલે તેમનાં કાવ્ય પ્રત્યક્ષ જોવાની ઇચ્છાથી આબા સાવરકરની ઓરડીમાં આવ્યા. કવનો જોયા બાદ કવિતાનાં વૃત્તો તેમાંનાં અલંકારો, શબ્દસંપત્તિ વગેરે વિષયો પર સાવરકરનું શું કહેવું હતું તે આબાએ સાંભળી લીધું. 'આબા' જન્મસિદ્ધ કવિ હતા. અને સાવરકરના સહવાસથી તેમની પ્રતિભાશક્તિ વધ્યા પછી સાવરકરે પોતાની ધ્યેયપૂર્તિ માટે કાઢેલી 'મિત્રમેળા' નામની સંસ્થામાં આબા દાખલ થયા. આબાના કાવ્યનું સ્વરૂપ બદલાયું. અને તે હવે પછી સ્વાતંત્ર્ય શાહીર ગોવિંદ કવિ આ નામથી પ્રસિદ્ધ થયા.

મ્હસકર, પાગે, દાતાર, વર્તક, દરેકર, વિશ્વામિત્ર વગેરે આગેવાનોને પોતાના પક્ષમાં ખેંચી લેવાનો પ્રયત્ન તાત્યા સદૈવ કરતા હતા. અણ્ણા અને બાપુકાકા બન્ને ઘરના કર્તાકારવતા આ રીતે ૧૫ દિનના આંતરે મરણ પામતાં ભગૂરની જમીન તથા લેણદેણમાં અવ્યવસ્થિતતા ઉત્પન્ન થઇ. સાવરકરના દેણદારો ઉઘરાણી આપતા નહિ. તેમજ લેણદારો ખરાં ખોટાં નામો ઉભાં કરી આંટાફેરા કરતા. સાવરકરનાં માતુશ્રી કૈલાસવાસી થયા પછી સાવરકરના કુટુંબ પર રહેવા પ્રકારની અવકૃપા ઊતરી તે હકીકત આ પહેલાં જ આવી ચૂકી છે. અણ્ણાના મૃત્યુ પહેલાં થોડા મહિના ઉપર ઘરમાં ચોરી થતાં કેટલુંક આર્થિક નુકસાન થયેલું. ભગૂર છોડતા પહેલા તાત્યા તથા બાળાએ ઘરનું રાચરચીલું વ્યવસ્થિત કરવા પ્રયત્ન કરેલો પણ લેણદેણ વગેરેના કાગળપત્રો અવ્યવસ્થાપૂર્વક ઘરમાં પડી રહેલા જરાક શાંતિ મળતાં 'બાળા' ઘરની વ્યવસ્થા તપાસવા ફરી ભગૂર આવ્યા. આવતાંજ જણાયું કે ઘરનું રાચરચીલું તથા કાગળપત્રો ગુમ થયા છે. આ પરિસ્થિતિમાં નાશિકના ખરચનો નિભાવ કરવો મુશ્કેલ થઈ પડ્યો આર્થિક અડચણોના મામલાથી તાત્યાને સદૈવ દૂર રાખવાજ બાળા પ્રયત્ન કરતા. પરંતુ સાચી પરિસ્થિતિથી કોઇકવાર તાત્યાને વાકેફ કરી જતા. કોઇવાર કોઇ વસ્તુ ખૂટતાં સૌ. યશોદાભાભી તાત્યાને કહેતાં અને આ બાબતની બાળાને ખબર પડતાંજ તે પોતાની પત્ની ઉપર ગુસ્સે થતા અને કહેતા કે તાત્યાને આ વાત શા માટે કરી? આર્થિક મુશ્કેલીઓથી છૂટા થવા માટે

તાત્યાએ દુકાળનિવારણ માટે ખોલવામાં આવેલી દુકાનમાં જગા મેળવી. પણ ઉપરી અમલદારો સાથે તેમનો મેળ ન મળતાં નોકરીમાંથી છૂટા થવું પડયું.

ઘરના કીમતી દાગીનાઓ એક પછી એક વેચાવા માંડયા. સાંસારિક આપત્તિ તો હતીજ પણ તે ઉપરાંત બાબાની શ્રદ્ધાળુ અને ભોળી વૃત્તિથી પણ કેટલીકવાર મુસ્કેલીમાં મુકાઇ જતાં આર્થિક અડચણો વધતાં ભગૂરનો એક જૂનો આસામી બાબાની પાસે આવ્યો અને નદીના કિનારે ગુપ્ત ધન છે એવી લાલચ બતાવી બાબાની પાસેથી રૂ. ૩૦૦) પડાવી ગયો. તેની ઇચ્છા તો હજુ વધારે પડાવવાની હતી. પરંતુ તે જ અરસામાં તાત્યા આવી પહોંચ્યા. તેથી વધુ ખર્ચ થતો અટકી ગયો. નહિતો વધારે રૂપિયા લીધા વગર તે માણસ ન જ રહેત. ઘરની અષ્ટભુજા દેવીને કંડસુધીના જળમાં રાખવામાં આવેલી પરંતુ તાત્યાએ આવી મૂર્તિ બહાર કાઢી ગામ બહાર ખંડોબાના મંદિરમાં મૂકી આવ્યા.

મ્હસકર અને તાત્યાનાં સંભાષણો લુજ હતાં. ગુપ્ત મંડળની સ્થાપના ગમે તે નિમિત્તે આગળ ઠેલાઇ જાય એવું મ્હસકર ઇચ્છતા. તેથી તેમનું કહેવું એવું થયું કે ગુપ્ત મંડળની સ્થાપના, પ્રગતિ, કાર્યક્રમ વગેરે તમામ બાબતો ' કાળ ' પત્રના અધિપતિ પ્રો. પરાંજપેની સંમતિ ઉપર રાખવી. ગુપ્ત સંસ્થા કાઢી સરકારની ક્રાંતિને માર્ગે પોતાનું કામ ધપાવવું એવો તો તાત્યાએ નિશ્ચય કરેલો. ઘણો વાદવિવાદ થયા પછી એમ ઠર્યું કે ગુપ્ત મંડળની સ્થાપના કરવી પણ વધારામાં એમ ઠરાવવામાં આવ્યું કે પ્રો. પરાંજપેનો છેલ્લો મત જણાતાં સુધી ગુપ્ત મંડળમાં સભાસદોનો વધારો કરવો નહિ. તેમજ તેમની રજાવિના કોઇ પણ ક્રાંતિકારી કાર્ય આરંભવું નહિ. આ ઠરાવ પછી ઇ. ૧૮૯૮ના નવેમ્બરમાં મ્હસકરે સોગંદ ખાધા અને ૨-૩ માણસોનું ગુપ્ત મંડળ બન્યું. પ્રો. પરાંજપેનો આખરનો મત જણાતા પહેલાં આ બાબત ' બાળા ' ને ન કહેવી એમ ઠરાવ્યું. આ ગુપ્ત મંડળનું પહેલું નામ " રાષ્ટ્રભક્ત સમૂહ " એવું મ્હસકરની સૂચનાથી રાખવામાં આવેલું. " રામહરી " આ શબ્દ આ મંડળનો સંકેત શબ્દ હતો.

---

* દેવલાલી સ્ટેશનથી આસરે ૨ ફર્લાંગ ઉપર રેલ્વે પાસે આ ખંડોબાનું મંદિર આજ પણ અસ્તિત્વ ધરાવે છે. અને તેમાં સાવરકરની આ દેવી હયાત છે.

, ગુપ્તમંડળની સ્થાપનાની વાટાઘાટ શરૂ થતાં, જ તાત્યા–મ્હસકરને એવુ લાગ્યું કે ગુપ્ત મંડપમાં જો વિશ્વાસપાત્ર માણસોની ભરતી કરવાની હોય તો એવુ પ્રસિદ્ધ મંડળ સ્થાપવું જોઇએ કે જેમાંથી આવા લાયક માણસોની ચૂંટણી થઇ શકે. સાચ માણસોની ચૂંટણી કરવા માટે જે મંડળ સ્થાપવાનું તે મંડળે જાહેર રીતે કામ કરવું અને નાશિકના યુવાન વર્ગની બાતમી મેળવી યુવાનો ઉપર કાબુ જમાવવો અને આ મંડળમાં જે ખરેખર કાર્ય કરવાની શકિતવાળા અને વિશ્વાસુ ઠરે તેવાને ગુપ્તમંડળમાં દાખલ કરવા એવી વિચારસરણી નિશ્ચિત બનતી ચાલી.

સને ૧૯૦૦ની વર્ષા ઋતુની શરૂઆતમાં 'મિત્રમેળા' આ નામના મંડળની શરૂઆત થઇ. 'મિત્રમેળા' એટલે "રાષ્ટ્રભકિત સમૂહ" આ નામની ગુપ્ત સંસ્થાની જાહેર રૂપમાં કામ કરનારી શાખા હતી. 'રાષ્ટ્રભકત સમૂહ"ની સ્થાપના બાદ એક મહિના પછી 'મિત્રમેળા' ની સ્થાપના થઇ. 'ચાફેકર' પ્રકરણ શરૂ થતાં જ સરકારે પુનાના 'નાતુ' ભાઇઓને અટકમાં લીધા હતા એ વાત આગળ આવી ગયેલી છે. તા. ૨૧–૧૨–૧૮૯૮ ના રોજ મુંબઇ સરકારે 'નાતુ' બધુંઓને છોડવાનો હુકમ કર્યો આ હુકમની પ્રત્યક્ષ અમલબજાવણી થઇ, 'નાતુ' ભાઇઓ થોડા જ સમયમાં છૂટા થવાના હતા. આ વાત નાશિક પહોચ્યા બાદ ૧-૨ દિવસમાં એટલે તા. ૩૦–૧૨–૧૮૯૮ ના રોજ મ્હસકર, પાગે, દાતાર, સાવરકરબંધુઓ વગેરે બધા જ એક 'નાટય' પ્રયોગ જોવા ગયા હતા. 'નાતુ' ભાઇઓને અભિનંદન દેવાની સારી તક છે, તેમજ તે આજને આજ થવું જોઇએ એવો તેમણે નિશ્ચય કર્યો. પણ વડિલોના વિરોધથી આ વાત બનતી, અટકી ગઇ. વડિલોના વિરોધથી ભવિષ્યમાં આવી પ્રવૃત્તિ થતી રોકાય માટે જ આ યુવાનોએ તા. ૧–૧–૧૯૦૦ ના રોજ 'મિત્ર મેળા' નામની મંડળીની સ્થાપના કરી. ૨–૪ દિવસોમાં આ સંસ્થાના કામચલાઉ નિયમો ઘડાયા અને 'મિત્રમેળા'ના સાપ્તાહિક બેઠકો વગેરે કાર્યક્રમ શરૂ થયો.

'મિત્રમેળા' આ નામ સર્વસામાન્ય હોતાં તેમાં કોઇને વિરોધી તત્ત્વ નહોતું જણાતું તેથી મિત્રમેળામાં યુવાનો સારા પ્રમાણમાં ઉમેરાવા લાગ્યા. સને ૧૯૦૦ ના ઉનાળામાં 'શિવજયંતી' નો ઉત્સવ નાશિકમાં ઉજવવામાં આવેલો તે યુવાનોના ઉત્સાહનું જ ફળ હતું. શ્રી શિવજયંતીનો ઉત્સવ ધાર્મિક છે, તેમાં રાજદ્વારી તત્ત્વ કંઇ પણ નથી એવું પહેલાં જાહેર

કરવામા આવતું પણ આ સાને ઉજવાયેલા ઉત્સવમા તો ગજદ્રારી તત્વ દાખલ કરી એવુ સાફ શબ્દોમાં કહેવામાં આવેલુ કે આ ઉત્સવ ગજકીય સ્વરૂપનો અને ગત સ્વાતંત્ર્ય પાછું મેળવનાર એક મહાન રાષ્ટ્રવીર તરીકે 'શિવાજી મહારાજ' અમોને વંદ્ય અને હ્રદમ સસ્મરણીય છે એવુ છાતી ઠોકીને કહેવામા આવેલુ. આ સાનનો 'ગણેશોત્સવ' પણ મિત્રમેળાની આગેવાની નીચે જ ઉજવવામાં આવેલો. 'મિત્રમેળા'ની પ્રગતિ દિન-પ્રતીદીન વધવા લાગી

'મિત્રમેળા'ની સ્થાપના પછી તેમાના યુવાનોની સાપ્તાહિક બેઠકો મ્હસકર, પાગે, દરેકર, વગેરેના મકાને ક્રમવાર ભરાતી પણ ત્યાર પછી દરેક બેઠક 'આમા દરેકર'ના મેડા ઉપર જ ભરવી એવુ ઠર્યું. આ સભાઓ જે મેડા ઉપર પ્રથમ ભરાતી ત્યા ફક્ત સને ૧૮૫૭ ના ક્રાતિ-યુદ્ધના 'વીર શિરોમણીઓનાં ચિત્રો જ લટકાવવામા આવતા પણ 'મિત્રમેળા' આ મડળ કેવળ રાજકીય મંડળ છે એવું દેખાઈ ન આવે તેથી ઉપરનાં ચિત્રો સાથે અન્ય દેવદેવીઓના ચિત્રો ગોઠવવામાં આવ્યા વ્યાખ્યાનોના ટાંચણો સુદતસર નાખવામા આવતાં નિરૂપદ્રવી વ્યાખ્યાનોના ટાંચણો બહુ જ કાળજીપૂર્વક સઘરવામાં આવતા અને કડક ભાષણો માટે કંઇ પણ નોંધ ન નાખતા 'મિત્રમંડળ' સાપ્તાહિક બેઠકોનું ધ્યેય સભાસદોને જ્ઞાનસપન્ન બનાવવા એટલું જ હતું. ગમભાઉ દાતાર, બાળ ગાવરકર વગેરે મે ટાઓ ઘણી વખત આ સાપ્તાહિક બેઠકોમા જવા માટે કટાળતા પણ કાંઇ વિરોધતા હોય તો જણાવવાનો નિર્દેશ કરી નાટ્ય સગીત વગેરેમા મશગૂલ રહેતા મંડળના દરેક સભાસદના વાંચન સારુ વાંચનીય એવા ૨૦-૨૫ ગ્રથોનો સંગ્રહ કર્યો હતો, અને દરેક સભાસદ તેનો લાભ લે છે કે નહિ તે પ્રત્યે ખાસ ધ્યાન રાખવામા આવતુ.

સાવરકરના પોતાના સદ્ગુણોને લઇને તેમને સાર્વજનિક સભાઓમાં વિશેષ માન મળતુ.)લોકમાન્ય ટિળકના વેવાઈ અને નાશિકના પ્રસિદ્ધ આગેવાન શ્રી. ગગાધર પત અથવા બાપુરાવ કેતકરના મરણ પછી તેમના સ્મરણાર્થે તા ૨૭-૬-૧૮૯૬ મા નગરભવન નામનુ મકાન બાંધવાનું નાશિકના શહેરીઓએ ઠરાવ્યું આ 'નગર ભવન'ના ખાતમુહૂર્ત સારુ ન્યા માધવરાવજી ગનડેને ખાસ આમત્ર્યા હતા આ સ્વાગત પ્રસંગે કવિતા બનાવવા મ ટે સાવરકરની ખાસ નિમણૂક મ્હસકર અને અનતરાવ બર્વેએ

કરેલી. સાવરકરનું આ વખતનું કવિત્ર ઘણું જ સુંદર હતું અને તેમાં ન્યા. રાનડે, લોકમાન્ય ટિળક વગેરે માટે આ બાન કવિને માટે કેટલું માન હતું, તે સહજ જણાઈ આવતું હતું.

'મિત્રમેળા'નો કાર્યક્રમ જેમ જેમજેમ વધવા લાગ્યો તેમતેમ આજુબાજુના લોકો ઉપર તાત્યાના જીવનચરિત્રની છાપ વધારે ને વધારે પડવા લાગી. પ્રથમ જે લોકો તાત્યાની પ્રવૃત્તિને હસી કાઢતા તેઓ જ હવે તેમના મિત્ર બનવા લાગ્યા. ('મિત્રમેળા'ના દરેક સભાસદે વાર્ષિક પરીક્ષામાં સફળતા મેળવવી જ જોઈએ એવો મંડળમાં પ્રચાર હતો.) તાત્યાની આવી બહુવિધ પ્રવૃત્તિઓને લઈને તેઓ અભ્યાસમાં જરા પાછળ રહી જતા, પણ વાર્ષિક પરીક્ષા પહેલાં ૨-૨ માસ વધુ મહેનત કરીને આખરે ઉત્તીર્ણ થઈ જતા. (જ્ઞાન પ્રાપ્તિ ઉપરાંત બની શકે તો સમાજસેવા પણ કરવી એવું 'મિત્રમેળા' મંડળે ઠરાવેલું. સને ૧૯૦૦માં જ્યારે નાશિકમાં પ્લેગ ફાટી નીકળ્યો ત્યારે 'મિત્રમેળા'ના ઘણા સભાસદો નાશિકમાંજ રહ્યા. બાબા, રામભાઉ દાતાર વગેરેએ સ્વયંસેવક બનીને મડદાંઓ સ્મશાનમાં લઈ જવાનું કામ કરેલું. આવી કામગીરી કરતાં રાત્રે સ્મશાનમાં બેસી આ લોકો ડમરૂના તાલ સાથે ગાવામાં તલ્લીન બની જતા. સ્મશાનમાં આવતી જાઈ-જુઈની ગંધ તાત્યાથી જીવનભર ન ભુલાઈ.)

પ્લેગ ચાલુ છતાં સાવરકર કુટુંબ નાશકમાં રહ્યું પણ થોડા જ દિવસોમાં તાત્યા વગેરે કુટુંબીઓને કોઠુર મુકામે મામાને ત્યાં રવાના કરી દઈ પોતે એકલા જ નાશિક રહ્યા. તાત્યાએ કોઠુરમાં પુષ્કળ વાંચન અને અનેક પ્રકારની ચળવળો ચાલુ રાખેલી તેમજ તેઓ બાળને ભણાવતા અને પોતાની ઉમરના બાળકો સાથે ગોદાવરીને કિનારે બેસી કવિતાઓ ગાય-વ્યાખ્યાનો આપે વગેરે પ્રવૃત્તિમાં સમય વિતાવતા હતા. આ ક્રમ ચાલતો હતો તેમાંજ તાત્યાએ 'મિત્ર મંડળ'ની શાખા સ્થાપી દીધી અને કેટલાક યુવાનોને સોગંદ લેવડાવ્યા. તેજ અરસામાં નાશિકમાં બાબાને પ્લેગ લાગુ પડયો છતાં તેમને વાયુનો ઉપદ્રવ થયો, અને તાત્યા તથા 'બાબા'ને મળવાની હઠ લીધી. બંન્ને જાંઘોમાં પ્લેગની ગાંઠો નીકળેલી છતાં નાશિકથી લગડાતા લંગડાતા કોઠુરની ભાગોળ સુધી આવ્યા અને ભાઈઓને જોઈ અન્નનો એક કોળિયો પણ ન લેતાં તે પાછો ફર્યો. આવું કેમ કરીને બનવા પામ્યુ હશે તે તેમનું દિલ જ જાણી શકે! ૧૯૦૧ના જાન્યુઆરીમાં પ્લેગ જરા ધીમો પડયો.

એટલે તાત્યા વગેરે ફરીને નાશિક આવ્યા. 'બાબા'ની તબિયત પણ સુધરી એટલે આ બધા જ આનંદથી રહેવા લાગ્યા.

તા. ૨૨-૧-૧૯૦૧ ના રોજ મહારાણી વિકટોરિયા ખ્રિસ્તવાસી થયાં, એટલે હિંદુસ્થાનમાં રાજ્યનિષ્ટ લોકો જૂઠાં આંસુ સારવા લાગ્યા. આ પ્રકારના કૃત્રિમ શોકનું પ્રદર્શન ઘણે ઠેકાણે થવા લાગ્યું. અને જ્યાં આ પ્રકારનું પ્રદર્શન ન થતું ત્યાં સરકાર તરફથી ફરજિયાત કરાવવામાં આવતું. 'ચાફેકર' પ્રકરણના જુલમથી ત્રાસીને તેવા જુલમનું પુનરાવર્તન ન થાય એવી અંતરેચ્છાથી ઘણા તો આ જાતના પ્રદર્શનમાં જોડાતા. શ્રી 'લોકમાન્ય ટિળકે' પણ આ સમયે કેસરીમાં આ ધોરણથીજ શોકપ્રદર્શિત કરેલો. અને તેથી જ 'મિત્રમેળા'ના મ્હસકર વગેરેએ વિચાર કર્યો કે આપણે પણ આ પ્રકારનો શોક જાહેર નહિ કરીએ તો સરકારના રોષને પાત્ર થઇશું. તેથી મંડળે વિકટોરિયા રાણીનો શોક પ્રદર્શિત કરી નવાં રાણી માટે રાજ્યનિષ્ઠા જાહેર કરવી. આ મતપ્રણાલિકાનો સાવરકર વગેરે લોકોએ સ્પષ્ટ વિરોધ કર્યો તેમનું કહેવું એવું હતું કે:— "રાજા હો વા રાણી હો તે કોની ? તે અંગ્રેજોની રાણી એટલે આપણા શત્રુઓની રાણી થઇ માટે આ વખતે રાજ્યનિષ્ઠા જાહેર કરવી એટલે તે રાજ્યનિષ્ઠા નહિ પરંતુ 'ગુલામીની ગીતા' હતી. છેવટે મંડળમાં સાવરકર પક્ષનો જય થયો, એટલુંજ નહિ પણ એવો ઠરાવ થયો કે :— શક્ય બને તો એવી સભાઓનો આ મંડળે વિરોધ કરવો જોઇએ.

થોડાક દિવસ પછી તાત્યા ત્ર્યંબકેશ્વર ગયા. 'મિત્રમેળા'નો પ્રચાર ત્ર્યંબકેશ્વર મુકામે થઇ ગ઼ો હતો. નવીન રાજાના સમારંભ પ્રસંગે ગાવાને માટે ત્યાંના એક પંડિતે સંસ્કૃત શ્લોકો બનાવ્યા હતા. આ શ્લોકોના ગુણની ચર્ચા ચાલતી હતી, ત્યારે તાત્યાને ખાસ બોલાવવામાં આવેલા. શ્લોકોમાં કવિત્વ તો છે જ; આ વાત તાત્યાએ માન્ય કરી, પણ તે કાવ્ય ગુણનો ઉપયોગ રાજ્યનિષ્ઠા માટે કરવામાં આવેલો હોવાથી તેની નાપસંદગી પણ ખુલ્લી રીતે વ્યક્ત કરી. (Truly there are pearls but they are there before the swing)—ઉકરડા આગળ ચરતા ગધેડા પાસે નાખેલાં મોતી જેવી આ કાવ્યની કિંમત થઈ છે.

એડવર્ડ રાજાનું આવું આરોગ્ય ઇચ્છવા માટે અને રાજ્યનિષ્ઠાના પ્રદર્શન માટે ત્ર્યંબક મુકામે અનેક સરકારી-અર્ધસરકારી લોકો તથા

બિસુરી પણ દીપોત્સવ કરવામાં ધ્વજપતાકા ઊભા કરવાં વગેરે કામોની ધાંધલ કરતા હતા. તે વખતે ગામમાં ઘણીખરી ભીંતો ઉપર નીચે પ્રમાણે લખાણની હસ્તપત્રિકાઓ ચોંટાડવામાં આવેલી હતી કે.—"તમારી રાષ્ટ્રદેવીને જે સત્તાએ ગુલામ બનાવી તે રાજાનો ઉત્સવ કરવો એટલે જે દિવસે તમારી સ્વતંત્રતા ઝુંટવી લેવાય તે દિવસની યાદગિરીનો આ ઉત્સવ છે એમ કહેવાશે.)" પરરાજ્ય સાથે રાજ્યનિષ્ઠા એ સ્વરાષ્ટ્રનો દ્રોહ છે આ મતલબની પત્રિકાઓ તાત્યા-બાબાના બનેવી અણ્ણા કડકે વગેરે રાતોરાત છાનામાના ભીંતો ઉપર ચોંટાડી આવેલા એવું આખા ગામમાં તે દિવસે બોલાયેલું. દીપોત્સવના કામમાં દખલગીરી કરવાના ઇરાદાથી કુચાવર્ત વગેરે ગામોના દીવા હેલવી નાખવામા આવેલા પતાકાઓ ફાડી નાખવામાં આવેલી આટલું બધુ થવા છતાં ગામમાં સમારંભ તો ઉજવાયો જ અને સમારંભમા પ્રમુખે એડવર્ડ તો આપણા પિતા છે, એવા શબ્દો ઉચ્ચાર્યા. પ્રમુખનું ભાષણ થયા પછી તરતજ પત્રિકાઓ ચોંટી કે "તમારા પિતા તમારી માના કોણ થાય ?' આ પ્રકારની ઉપહાસ કરતી પત્રિકાઓ દિવાલ ઉપર ચોંટાડાય. ઘણા યુવાનોને અંગ્રેજ સરકાર પકડવાની છે, એવી ખૂમો પણ ઉડેલી.

તાત્યાના વિચારો આ પ્રમાણે થવા લાગ્યા મ્હસકર અને પાગે ઘણા જ વિચારમાં પડયા આજુબાજુના યુવાનોના કાર્ય ઉપર અંકુશની જરૂર જણાવા લાગી ! 'કાળ 'ના સંપાદક પ્રો. પરાંજપે એમની પ્રત્યક્ષ સલાહ લીધા સિવાય કાંઇ પણ ક્રાંતિકારક કરવુ નહિ એવું પ્રથમ ઠરાવવામા આવેલું તેની યાદ મ્હસકરે તાત્યાને આપી અને પ્રો પરાંજપેને તાત્કાલીક નાશિક બોલાવવાનો આગ્રહ મ્હસકર કરવા લાગ્યા. "મિત્રો તે ગમે તેવી સનાદ આપે પણ સોગંદ વિરૂદ્ધ અને ધ્યેય વિરૂદ્ધ આચરણ કરવુ મિત્રમેળાના કાર્યકર્તાઓને ન જ છાજે.)" એવુ તાત્યા કટાક્ષથી કહેવા લાગ્યા પરાંજપેને બોલાવવામા તેમનો વિરોધ હતો પણ કોઇ પણ હિસાબે યુવાનોએ આરંભેલું કાર્ય બંધ ન પડવુ જોઇએ એવો તેમનો આગ્રહ હતો. પ્રો. અણ્ણા સહેબ પરાંજપે નાશક ન આવી શક્યા અને તેથી તેમના આગમન ઉપર અવલંબેલી સઘળી વાતો બંધ પડી

આ જ અરસામા તાત્યાના આયુષ્યમા એક મહત્ત્વની ઘટના બની.
તે એ કે —મેટ્રિકના કલાસમા દાખલ થયે તેમને ૩-૪ મહિના થયેલા. ૭ ૮

મહિનામાં નિશાળનો અભ્યાસ પૂરો થતાં જ કૉલેજના ઉચ્ચ શિક્ષણની પ્રાપ્તિનો પ્રશ્ન તેમને મૂંઝવી રહ્યો હતો. ઉચ્ચ શિક્ષણ લેવાની તાત્યાની પૂર્ણ અભિલાષા હતી, અને ગમે તેમ કરીને પણ તાત્યાને આગળ વધારવા એવો 'બાબા'નો પણ નિશ્ચય હતો. તાત્યાનું શિક્ષણ ચાલુ રહે તેવી 'કામના' પ્રો. પરાંજપેને એક પત્ર લખ્યો હતો. ઉચ્ચ શિક્ષણની સગવડ ચાલુ રાખવા માટે તાત્યાએ પ્રો. પરાંજપેને લખેલું કે બીબાં ગોઠવનારથી લઇને લેખક સુધીનું કોઇ પણ કામ કરવા માટે તૈયાર છું. તાત્યાએ આ વર્ષે ઘર બેઠાં જ અભ્યાસ કરી 'પબ્લિક સર્વિસ' નામની પરીક્ષા પાસ કરી. પરંતુ ગમે તે ભોગે કૉલેજમાં દાખલ થઇ ઉચ્ચ શિક્ષણ લેવું એવી તાત્યા, તેમના ગોઠિ-આઓ અને હિતચિંતકોની ઇચ્છા હતી.

પોતાના ચાલાક નાના ભાઇનું ઉચ્ચ શિક્ષણ પૂરું કરવાનો વિચાર બાબાના હૃદયમાં કેટલો તીવ્ર હતો તે એક દાખલા ઉપરથી જણાયું. ત્યારે તાત્યા મેટ્રિક કલાસમાં હતા, ત્યારે તે ન્યુમોનિયાથી પટકાયા, અને માંદગીથી તેમની સ્થિતિ ચિંતાજનક બની. તે પૂરેપૂરા ભાનમાં પણ ન હતા, આવી જ સ્થિતિમાં તાત્યાએ બાબાને પૂછ્યું "બાબા, મારા ઉચ્ચ શિક્ષણનું કેમ થશે?" તાત્યાના ઘણાખરાં સગાઓ એમ માનતાં હતાં કે 'બાબા' તથા 'તાત્યા' એ નોકરીમા જોડાઇ જઇ નાના ભાઇને શિક્ષણ અપાવવું. પણ 'બાબા'ને આ કલ્પના રૂચતી નહોતી. તે હરહંમેશ કહેતા કે, "(મારો તાત્યા કાંઇક ઉચ્ચ ધ્યેય સિદ્ધ કરવા જન્મેલ છે. તેમને તમામ પ્રકારનાં સાધનો યથાકાળે પરમેશ્વર મેળવી આપશે જ)" આ પ્રકારના 'બાબા'ના વિચારો હોવાથી તાત્યાનો ઉપરનો પ્રશ્ન સાંભળી બાબાએ જવાબ આપ્યો કે "(તાત્યા તારું શિક્ષણ જરૂર થવાનું. "હું ગમે તે પ્રયત્ન કરીશ, અને જરૂર પડે ભીખ માગીને પણ તને ભણાવીશ)" આ સવાલ સાંભળતાં તાત્યાનું દીલ શાંત થયું અને આ શાંતિથી કહો યા અન્ય કારણે પણ તાત્યાની માંદગી ઓછી થવા લાગી.

કોઇ શ્રીમંતની કન્યા સાથે લગ્નગ્રંથીથી જોડાય તો ઉચ્ચ શિક્ષણનો પ્રશ્ન સરળ બને; આવા વિચારો પણ તાત્યાના મિત્રોમાં ચર્ચાતા. તેમ જ આ બાલ્યાવસ્થામાં જ ક્રાંતિકારી તરીકે જીવન પસાર કરવાનો જેમણે નિશ્ચય કર્યો છે, તેનાઓએ લગ્ન ગ્રંથીથી જોડાવું કે નહિ તેની પણ વિચારણા

"ચાલતી. દેશસેવાની જે તરુણોએ નેમ લીધી છે એવાઓમાં કોણે વિવાહ કરવો અને કોણે નહિ તે વિષય ઉપર પોતાના વિચારો ૧૨ વર્ષે બા. સાવરકરે ' કમલા ' નામના કાવ્યમાં દર્શાવ્યા છે. સાવરકરે પોતાના અપ્રકાશિત આત્મવૃત્તમાં લખ્યું છે, કે, —'(કર્તવ્યનું રણશિંગું ફૂંકાતાં જે આદમી પત્ની, પુત્ર, કે માતાનું નામ લઇ મરવાની અશક્તિ દર્શાવે છે તે માત્ર પોતાના પ્રાણની રક્ષા કરવા પૂરતું બહાનું જ છે. રાષ્ટ્ર-ચઢિદનાં સ્ત્રી પુત્રો એ રાષ્ટ્રભક્ત શહિદ થતાં પોતાને અનાથ ન માનતાં વાસ્તવિકમાં સ્પૃહણીય સનાથતા માનવી જોઇએ અને જો આમ ન માની શકનાર સ્ત્રીએ પુનર્લગ્નના માર્ગનું અવલંબન કરીને સુખેથી ઇચ્છિત નર સાથે સંસાર માંડવો. આ વિષયમાં પોતાની સ્ત્રીને રાજીખુશીથી પરવાનગી આપવાની ઉદાર વૃત્તિ એવા ક્રાંતિવીરમાં સ્વાભાવિક હોય જ.)'

ક્રાંતિવીરની પત્ની પુનર્વિવાહ કરે, અને તેને ક્રાંતિવીર અનુજ્ઞા આપે તે વાત પ્રત્યક્ષ વ્યવહારમાં અસંભવ છે, એવું મનાઇ જવાની સંભાવના છે. પરંતુ મહારાષ્ટ્રના ક્રાંતિવીર સેનાપતિ પાં મ બાપટના જીવનવૃત્તથી જે લોકો પરિચિત છે, તેમને યાદ હશે કે સેનાપતિનાં જીવનમાં આ કલ્પનાનો ભાગ પ્રત્યક્ષપણે ઉતર્યો છે યુરોપથી પાછા ફરીને સેનાપતિ બાપટને કેટલાંક વર્ષ અજ્ઞાતવાસમાં ગાળવાં પડેલાં તે અરસામાં તેમણે પોતાની સ્ત્રીને તથા પોતાના એક મિત્રને એમ બે પત્રો પાઠવીને ઉપરની કલ્પનાને સત્ય ઠેરવી હતી

સંકલ્પિત ક્રાંતિકારને વિવાહ બંધન રૂપ ન હોઇ શકે, એમ તાત્યાએ ઠરાવેલું. કૌટુંબિક પરિસ્થિતિ પણ અનુકૂળ નહોતી તેથી તાત્યાના લગ્નનો વિચાર હાલ કરવાની જરૂર નથી એમ બાબાએ ઠરાવ્યું

પરંતુ છેવટે એક બનાવ એવો બન્યો કે જેની આગળ 'બાબા' કે તાત્યાનું કાંઇ જ ન ચાલી શક્યું 'તાત્યા' મેટ્રિકના વર્ગમાં ૩-૪ મહિના રહ્યા હશે તેવામાં એક દિન તેમના મામા ઓચિંતા આવી ચડયા અને કહેવા લાગ્યા કે તેઓએ 'તાત્યા' ના લગ્નનું નક્કી કરી નાખ્યું છે પોતાની કાંઇ પણ જાતની સંમતિ વિના ગોઠવાયેલા લગ્નને ચોકકસ રાખવું તે તાત્યાને ઘણું જ કઠીન લાગ્યું 'બાબા' તથા 'તાત્યા' મામાને પૂજ્ય ગણતા તેમ જ મામાનો પ્રેમ પણ ભાણેજો ઉપર સાચો હતો. બીજું કન્યા-કુટુંબ સાથે સાવરકર કુટુંબને તેમજ મામાના કુટુંબને પરિચય હતો. તાત્યાને માટે જે

કન્યા નક્કી કરવામાં આવેલી તેની સાથે સૌ. યશોદાભાભી પરિચિત હતાં, એટલું જ નહિ પણ તે કન્યા સાથે તેમની દૂરની સગાઇ પણ હતી.

નિયુકત વધૂના પિતા રામચંદ્ર ત્ર્યંબક યા ભાઉરાવ ચિપળૂણકર આ વખતે જવ્હાર સંસ્થાનમાં સારી જગા પર હતા અને તેમની માન-પ્રતિષ્ઠા સારી જગા પર હતી. જવ્હાર સંસ્થાનના તે સમયના યુવરાજ ભાઉરાવને પોતાના ભાઇની જેમ ગણતા. ભાઉરાવનો ઠાઠમાઠ સરદારી ઘાટનો હતો. ભાઉરાવ પોતે પૂરેપૂરી ઉંચાઇનો અને વાને ઘોળો હતો તેથી ઘણો જ સુંદર દેખાતો હતો. ઘોડેસ્વારી કરવી, બંદૂક ચલાવવી, શિકાર ખેલવો વગેરે વિષયોમાં નિષ્ણાત હતા. તેમ જ ગાયન વગેરે વિષયોમાં નિષ્ણાત હતા તેમ જ ગાયન વગેરે લલિત કળાઓના શોખીન પણ હતા. તાત્યાને તેમણે નાનપણમાં જોયેલા અને પોતાનો ભાવી જમાઇ થવાનો છે એવી દૃષ્ટિથી તેમના તરફ જોતા. આવા સજ્જન માણસને ના પાડવી કોઇને ઇષ્ટ ન લાગી. પરીક્ષા થયા પછી જોવાશે એવું 'બાબા' એ વિનયથી કહ્યું, પરંતુ તે કોઇએ માન્યું નહિ. છેવટે તાત્યાએ સ્પષ્ટતાથી કહ્યું કે કોલેજના તમામ ખર્ચની જવાબદારી ચિપળૂણકર સ્વીકારતા હોય તો પોતે લગ્ન કરવા તૈયાર છે. ચિપળૂણકરે સ્વીકાર કર્યો ત્યાર બાદ તેમની કન્યા 'માઇ' ને વધૂ તરીકે નિશ્ચિત કરવામાં આવેલી. તાત્યાનું લગ્ન સને ૧૯૦૧ માં નાશિક મુકામે થયું.

'માઇ' ના લગ્ન બાદ ટૂંક વખતમાં જ તેમનાં નાનાં બહેનનું લગ્ન નાશિક પાસેના ઓઝર (તાંબટ) નામના ગામે થયું. તાત્યા લગ્ન પ્રસંગે ગયેલા તે વખતે નાશિકની જાન સાથે શીઘ્રકવિ બળવંત ખંડોજી પારખ આવેલા તેમની સાથે 'તાત્યા' ને ઓળખાણ થયેલી. તે સમયે સાવરકરની તેજસ્વી ક્રાંતિકારી કવિતાઓ વાંચી કવિ પારખે ઘણી જ પ્રસંશા કરી સુંદર અભિપ્રાયો આપેલા. સને ૧૯૦૧ મા નાશિકમાં શિવજન્મોત્સવ મિત્રમેળાના તરુણોએ સારી રીતે ઉજવ્યો. ગણેશોત્સવ બાદ 'ઉપાન્ત' પરીક્ષામાંથી પરવારી તાત્યા અભ્યાસ માટે ૧ માસ મુંબઈ ગયા. નાશિકથી નીકળતા, પહેલાં મિત્રમેળાની જે સાપ્તાહિક સભા થઈ તે ભાવિ કાર્ય અને વ્યવસ્થાની દૃષ્ટિથી ઘણી જ મહત્વની બની.

તાત્યા મુંબઈમાં આંગ્રેવાડીમાં શ્રીયુત બર્વેને ત્યાં રહેતા. પરીક્ષામાંથી પરવારી તાત્યા અલીબાગની એક વકતૃત્વ સભામાં હરીફાઇ કરવા ગયેલા. ત્યાં ભાષણ કરતી વેળા પ્રચલિત રાજ્યકારણ તરફ દૃષ્ટિપાત કરી ઓઅર

યુદ્ધમાં અંગ્રેજોનું કેવુ સ્વાર્થી ધોરણ હતું તે બાબતની તાત્યાએ પુષ્કળ ટીકા કરી હતી. વકતાએ વિષયાંતર કર્યું માટે સભાપતિએ તેમના પર ગુસ્સે થઇ પહેલા નંબરનું ઇનામ તેમને ન આપ્યું છતાં ય તેમના વક્તૃત્વની પ્રશંસા તો તેમને કરવી પડી

પરીક્ષામાંથી પરવારી તાત્યા નાશિક આવ્યા ત્યારે ત્યાં પ્લેગ ચાલતો હતો પરીક્ષાનું પરિણામ આવતા સુધીમાં ભેગાડ (કોકણ) માં રહેવાનું ઠરાવ્યું. આ વખતે તે પોતાના સૌથી નાના ભાઇને શિક્ષણ આપીને અંગ્રેજી બીજા ધોરણ સુધીનો અભ્યાસ પૂરો કરાવ્યો. દિનાંક ૧૯-૧૨-૧૯૦૧ ના રોજ મેટ્રિકનું પરિણામ બહાર પડયુ અને તાત્યાના ઉત્તીર્ણ થયાનો તાર મુંબઇથી આવ્યો. આગળનો કાર્યક્રમ નક્કી થઇ ચૂક્યા પ્રમાણે એક બાજુ પૂના જવાની તૈયારી કરી, અને બીજી બાજુ 'મિત્રમેળા' ની વ્યવસ્થા 'તાત્યા' ની ગેરહાજરીમાં કયા પ્રકારે કરવી તેના વિચારો પણ શરૂ થયા. દિનાંક ૨૪-૧-૧૯૦૨ ના રોજ તાત્યા ફર્ગ્યુસન કોલેજના પહેલા વર્ષમાં દાખલ થયા.

---

## પ્રકરણ ૩ જું.

* Bliss was it in that dawn to be alive
But to be young was very Heaven

—William Wordsworth.

### ફર્ગ્યુસન કોલેજ, અધ્યયનકાળ

નાશિક હાઇસ્કૂલનું શિક્ષણ પૂરું કરી વિનાયક સાવરકર સને ૧૯૦૨ ની શરૂઆતમાં પૂનાની ફર્ગ્યુસન કોલેજમાં દાખલ થયા. સન ૧૯૦૫ની આખર સુધી તેમણે આ કોલેજમાં અભ્યાસ કર્યો. પૂનાની, મહારાષ્ટ્રની કે હિંદની દૃષ્ટિથી જ નહિ પરંતુ સમસ્ત જગતની દૃષ્ટિથી આ કાળ અત્યંત મહત્વનો હતો. ત્રાજવું અને તલવારના જોરથી અંગ્રેજોએ હિંદુસ્તાન જેવા વિસ્તીર્ણ અને સંપન્ન દેશ ઉપર સ્વામિત્વ સ્થાપિત કર્યું હતું. ઔદ્યોગિક અને આર્થિક ધારાધોરણની સહાયથી ચાલીસ વરસના લાંબા ગાળામાં પોતાની સારી જમાવટ કરી હતી અને તેથી ઇંગ્લેંડની સત્તા બેહદ વધી હતી. યુરોપના એક ખૂણામાંના, એક દરિદ્ર દેશમાં જન્મેલા આ ફિરંગી લોકોને કલ્પનાતીત ઐશ્વર્ય, અને સત્તા એકાએક મળવાથી તેઓ મદાંધ બની ગયા. યુરોપમાંના અન્ય રાષ્ટ્રોથી પણ તેમની આ ઉન્નતિ ન સહેવાઇ. ઓગણીસમી સદીના છેલ્લા ગાળામાં રશિયા તથા જર્મની વગેરે રાષ્ટ્રો પણ અંગ્રેજોની ઇર્ષ્યા કરવા લાગ્યાં. હિંદુસ્તાનની વાયવ્ય અને ઉત્તર સરહદને જોડીને રશિયાનો વિશાળ પ્રદેશ વિસ્તરેલો હતો તેથી રશિયન લોકો-ઈરાન વગેરે દેશમાં કંઇક કરશે, એવી દહેશત પણ અંગ્રેજોને રહેતી. સન ૧૮૮૭ ની સાલમાં કવેટા પ્રાંત બલુચિસ્તાન સાથે જોડી દેવામાં આવ્યો, અને સન. ૧૮૯૫ માં ચિત્રાલનું પ્રકરણ ઉપસ્થિત કરવામાં આવ્યું. આ બન્ને ઘટનાઓ રશિયાથી સાવધ રહેવા ખાતર કરવામાં આવી. હિંદુસ્તાનની પૂર્વ સરહદ ઉપર ફ્રેંચોની સત્તા વધતી જતી હતી. અને ઇંડોચાઇનામાં તેનો પગપેસારો વધતો જાય છે એવો સંશય

* તે કાળના (ક્રાન્તિકાળના) ઉષાકાળમાં જીવવું એ આનંદમય હતું, પણ તે કાળમાં જુવાન હોવું એ સ્વર્ગીય હતું.

આવવાથી બ્રહ્મદેશના રાજા થીબાને પદભ્રષ્ટ કરવામાં આવ્યો અને બ્રહ્મદેશ જીતી લઈ અંગ્રેજોએ આ ભાગને સુરક્ષિત કરી નાંખ્યો.

નિઃશસ્ત્ર બનાવેલા ભારતની નવશિક્ષિત પ્રજા જાગ્રત થઈ જગત તરફ જોવા લાગી ત્યારે જગતમાં ચોતરફ ઇંગ્લેંડની સર્વશ્રેષ્ઠતાનું ઢોલ પીટાઈ ગયું હતું એવા સર્વસત્તાધીશ લોકોનો સામનો કરવાનું કોઈ પણ સાધન ન જણાયાથી નસીબમાં જે થવાનું હશે તે થશે, એવા ઉદાસીન વિચારો હિંદી જનતાને માનસિક ત્રાસ આપતા ઇંગ્લેંડની વિરુદ્ધ લડી અમેરિકાએ પોતાનુ સ્વાતંત્ર્ય શી રીતે મેળવ્યું, ઓસ્ટ્રિયા જેવી બલિષ્ઠ સત્તાની વિરુદ્ધ બળવો કરી ઇટાલીના મેઝીની, ગેરીબાલ્ડી વગેરે દેશભક્તોએ 'રાષ્ટ્રીયત્વ' અને 'રાષ્ટ્રસ્વાતંત્ર્ય'ની સિદ્ધિ કેવી રીતે કરી, નેધરલેંડના લોકોએ પરકીય સત્તાનો નાશ કરવા માટે શા શા પ્રયત્નો કરેલા વગેરે ઐતિહાસિક બનાવોનો વિચાર હિંદમાં થવા લાગ્યો. નવીન રાજ્ય વ્યવસ્થામાં સારીસારી નોકરીઓ મળવાથી જે હિંદીઓ ઐશઆરામ ભોગવતા હતા તેઓ અંગ્રેજ રાજ્યને રામરાજ્ય ઉપમા આપતા હતા. પરંતુ આ પ્રમાણે સઘળે આલબેલ છે એમ જણાતું હતું છતાં સ્વદેશ અને સ્વધર્મના નાશથી અસંતુષ્ટ એવો એક વર્ગ સમાજમાં અસ્તિત્વમાં હતો જ. નવશિક્ષિતોની મહત્વાકાંક્ષાઓ પણ અપૂર્ણ હતી કારણકે નોકરીચાકરીમાં ખરેખર જવાબદારીભરેલા રાજ્યઅમલમાં તેમને સ્થાન નહિ આપવું એવી રાજ્યકર્તાઓની ઇચ્છા હતી તેથી આ વર્ગમાં પણ દિનપ્રતિદિન અસંતોષનાં ચિહ્નો દેખાવા લાગ્યાં. આ અસંતોષ વ્યક્ત કરવાના એક સાધન તરીકે "ઇન્ડિયન નેશનલ કોંગ્રેસ"નો જન્મ થયો.

કોંગ્રેસની સ્થાપના પછી સાતવર્ષે કોંગ્રેસનો પહેલો કાયદો પસાર થયો, પણ સુશિક્ષિત લોકો તેનાથી રાજી ન થયા ઊલટું ઇલ્બર્ટ બિલ માટે તે અરસામાં જે વાદવિવાદ થયો તેથી સુશિક્ષિતોનો અસંતોષ વધ્યો. ન્યાયદાનમાં રંગભેદ ન માનવો જોઇએ એવું સૂચન કરતા ઇલ્બર્ટ બિલનો હિંદુસ્તાનમાં ગોરા અધિકારીઓએ વિરોધ કર્યો અને છેવટે વાઇસરોયને આ બિલ પાછું ખેંચી લેવું પડયું આ ઘટનાથી બ્રિટિશોના રોમેરોમમાં કેટલી હદ સુધી વર્ણશ્રેષ્ઠતા પ્રસરી ગઇ છે તેની સુશિક્ષિતોને ખાતરી થઇ સાથે સાથે ચળવળથી ઘણું સામર્થ્ય ઉત્પન્ન કરી શકાય એની માન્યતા બંધાઇ.

તારીખ ૧–૩–૧૮૯૬ ના રોજ આફ્રિકાની એબિસિનિયન સેનાએ ઇટાલિયન સેનાનો "અડોવા" મુકામે સખ્ત પરાજય કર્યો. અંગ્રેજોથી ઘણા પછાત ગણાતા બોઅર લોકોએ સન ૧૮૯૯માં અંગ્રેજોની સામે લડાઈ જાહેર કરી. આ લડાઇ બેઅઢી વરસ ચાલી તેમાં કોઈક પ્રસંગે અંગ્રેજ લોકો ખરેખરા ગભરાઇ ગયા હતા. ચીનમાં ઘણા ક્ષુધાતુર યુરોપીયનોનો વસવાટ થવા લાગ્યો, તે સહન ન થવાથી ચીનમાં "બોક્સર્સ" નામનું એક ગુપ્તમંડળ સ્થપાયું, તેણે પેકિંગ પર ચડાઇ કરી. આ પ્રસંગ પણ સન ૧૯૦૦ નો છે.

સત્તાલોભ અને સામ્રાજ્યવિસ્તારના વિચારમાં ગળાડૂબ રહેતા અંગ્રેજો હંમેશ રશિયાથી ડરતા તેથી આ જ અરસામાં ઇંગ્લેંડે જાપાન સાથે કોલકરાર કર્યા. સન ૧૯૦૨ ના જાન્યુઆરી માસમાં આ કરાર જાપાન સાથે થયા તેનું પરિણામ એવું આવ્યું કે પૌર્વાત્ય દેશોપૈકી નિદાન એક દેશ સાથે પણ સમાનતાના નાતાથી યુરોપિયન રાષ્ટ્રોને વર્તવું પડયું. રશિયા અને ઇંગ્લેંડ આ બે દેશો વચ્ચે સ્પર્ધા ચાલતી, તેથી અંગ્રેજોના તાબામાં જે લોકો હતા તેમને જીવન અસહ્ય થઇ પડયું. ઝારશાહીના જુલમથી રશિયાની પ્રજાને જીવન અસહ્ય થઇ પડયું. ઇજિપ્ત, આયર્લેંન્ડ, હિંદુસ્તાન તેમજ રશિયા–આ તમામ દેશોમા અસંતોષનું વાતાવરણ ફેલાયેલું હતું. પ્લેગ અને દુકાળ જેવી આફતો, ઉપાધિઓ તેમજ રાજ્યસત્તાના આર્થિક શોષણની અનીતિમય યોજનાઓનો અમલ–આ પ્રમાણે બે પ્રકારના દુઃખથી હિંદુસ્તાનમાં બધે ઠેકાણે અસંતોષ પ્રસરવા લાગ્યો અને તે સંબંધી ચોકાવનારી અનેક બાબતોની હકીકત રોજ હિંદી વર્તમાનપત્રોમાં પ્રગટ થવા લાગી. આ વખતે શાંત પ્રકૃતિનો વાઇસરોય હિંદુસ્તાનમાં મોકલવામા આવ્યો હોત તો તે માઠાશથી લોકોની સાથે કામ પાડી અને તેમને ફોસલાવીપટાવી હિંદુસ્તાનમાં પ્રગટેલો અસંતોષ કેટલોક વખત સુધી પ્રસરતો રોકી રાખી શકયો હોત. પણ સામ્રાજ્યવાદનો ઝુસ્સો અને કટ્ટર પક્ષપાતી લૉર્ડ કર્ઝન, વાઇસરોય તરીકે આ અરસામાં નિમાયાથી, અસંતોષની ચિનગારી ચોતરફ ફેલાવા લાગી, અને લૉર્ડ કર્ઝન જેવા જુલમી વાઇસરોયની રાજનીતિથી હિંદુસ્તાનમાં ઘણી જાગૃતિ આવી. Hyndman નામક એક વ્યક્તિએ આ બાબતમાં લખ્યું છે કે:—

"A bad Viceroy just now is indeed a boon to

India." ('આ જ વખતે લૉર્ડ કર્ઝન જેવા જુલમી વાઇસરૉયને હિંદ મોકલ્યો તે ખરેખર વરદાનરૂપ થઇ પડયું.)

ક્રાન્તિકારક કલ્પનાને જન્મ આપનાર તથા ક્રાન્તિકારક કાર્યનું સૂચન કરનાર આ ક્રાન્તિકાળમાં સાવરકર ફર્ગ્યુસન કૉલેજમાં દાખલ થયા, અને અધ્યયન કરવા લાગ્યા. ફર્ગ્યુસન કૉલેજ આ વખતે વિશાળ સ્વરૂપમાં ન હતી. વિજ્ઞાનશાસ્ત્રના દરેક વિભાગ માટે સ્વતંત્ર પ્રયોગશાળા, સ્વતંત્ર સભાગૃહ, સ્વતંત્ર ગ્રંથશાળા, અનેક વસતિગૃહો જે હાલ આ કૉલેજમાં જણાય છે તેવું આ વખતે નહોતું. વસતિગૃહોમાં ઘણા જ થોડા વિદ્યાર્થીઓને રહેવાની સગવડ હતી. તે વખતે ફર્ગ્યુસન કૉલેજમાં અંગ્રેજી સારી રીતે બોલી શકે એવા થોડા જ પ્રાધ્યાપકો હતા. કેટલાક પ્રાધ્યાપકોને પોતાનો વિષય અંગ્રેજીમાં સમજાવતાં ન આવડે તેઓને સાવરકર અને તેમના સાથીઓ બાજુ પર બોલાવીને કહેતા કે, "સાહેબ અંગ્રેજીમાં સમજાવતાં ફાવતું ન હોય તો મરાઠીમાં સમજાવો." ફર્ગ્યુસન કૉલેજ સ્વાર્થત્યાગના તત્ત્વની ભૂમિકા ઉપર શરૂ થઈ, અને તે તત્ત્વ આ સંસ્થામાં કાર્ય કરતાં દરેક પ્રાધ્યાપકમાં જણાતું. સર રઘુનાથરાવ પ્રાંજપે સન ૧૯૦૧ ની આખરે ઇંગ્લેંડથી પાછા આવ્યા. તેમણે ઇંગલંડની પરીક્ષામાં અપૂર્વ યશ મેળવી સ્વાર્થત્યાગ વૃત્તિથી ફર્ગ્યુસન કૉલેજમાં જ નોકરી કરવાનું સ્વીકાર્યું. કૈ. નામદાર ગોખલે આ જ અરસામાં વરિષ્ઠ કાયદા કાઉન્સિલમાં ચૂંટાયા. આ માર્ગે દેશની સેવા સારી રીતે કરી શકાય તેથી નામદાર ગોખલે કૉલેજ છોડવાના છે એવાં ચિહ્નો જણાવા લાગ્યાં. આજુબાજુના ક્રાન્તિકારક વાતાવરણની જેવી રીતે સાવરકરના મન પર અસર થઇ તેવી જ રીતે આ સંસ્થામાં કામ કરતા પ્રાધ્યાપકોની સ્વાર્થત્યાગવૃત્તિની અસર સાવરકર પર થયા વિના રહી નહીં.

સાવરકર ફર્ગ્યુસન કૉલેજમાં દાખલ થયા તે પહેલાં તેમણે જીવનનું ધ્યેય નક્કી કરી નાખ્યું હતું, એટલું જ નહિ પણ ધ્યેયની પ્રાપ્તિ માટે આવશ્યક કેટલુંક કાર્ય પણ કરી નાખ્યું હતું. દેશસ્વાતંત્ર્ય અને જીવનનું ધ્યેય અને તે સાધ્ય કરવાનું સાધન સશસ્ત્ર ક્રાન્તિ છે એવું નિશ્ચિત કર્યા પછી સાવરકરે પોતાનું લક્ષ્ય વ્યાયામ, વાચન, કાવ્યલેખન અને વક્તૃત્વને ગણ્યું. સમોવડિયા તરુણોનું સંગઠન કરવાનો યશસ્વી પ્રયત્ન કરી તે નાશિક છોડી પૂને આવ્યા. પોતાની ઉદ્યમશીલતા અને બુદ્ધિમત્તાથી ફર્ગ્યુસન કૉલેજમાં દાખલ થનાર અસંખ્ય મહારાષ્ટ્રીય યુવાનોનું સંગઠન કરી તેમને સ્વાતંત્ર્યપ્રેમી

બનવી શકીશું એવી શ્રદ્ધાથી સાવરકર પૂને આવ્યા હતા. તેમાં તે ફળીભૂત થયા અને આ ચાર વરસમાં તેમણે પોતાની ધારણા પ્રમાણે સુંદર કામ કર્યું. સાવરકરનું કૉલેજનું તમામ ખર્ચ આ. ભાઉસાહેબ ચિપળુણકર પૂરું પાડતા તેથી કોઈ પણ પ્રકારની ચિંતા વિના તે ફર્ગ્યુસન કૉલેજના વસતિગૃહમાં રહેતા. જમાખર્ચ તરફ સાવરકરનું વિશેષ લક્ષ નહોતું. સન ૧૯૦૩ માં સાવરકરના કોઈ એક સગા શ્રી. ભાઉરાવ ભટ્ટ ( હાલ યેવલાના ડૉ. વી. એમ ભટ્ટ ) કૉલેજમાં દાખલ થયા સાવરકર અને ભટ્ટ એક જ ઓરડીમાં રહેતા. આ બન્નેના નાશિકના એક મિત્ર શ્રી. હરિ દત્તે ( હાલ ઇંદરમાં રહેતા સોલિસિટર ) આ બન્ને એ એક સત્રની ફી સારુ રૂ. ૩૯) ઉછીના આપ્યા હતા. સાવરકર કૉલેજના વસતિગૃહમા રહેવા લાગ્યા ત્યારથી તેમનું મિત્રમંડળ બહોળું થવા લાગ્યું. શ્રી. ભટ્ટ અને દત્તે આ જોડી સાવરકરના સંઘમાં અગ્રેસર ગણાતી. સુપ્રસિદ્ધ વકીલ અને સાક્ષર શ્રી દાજીનાગેશ આપટે, જુન્નરના વકીલ ગ. વા. જોગળેકર, સોલાપુરના ઠેકેદાર શ્રી ગ વિ. રાનડે અને સોલાપુરના વકીલ મોહોળકર વગેરે તે વખતના સદ્‌ગૃહસ્થો જેઓ હાલ હયાત છે તેઓ તે કાળની વર્તમાન પરિસ્થિતિની ઘણી વાતો કરતા. સાવરકરના અન્ય અભ્યાસીઓ પૈકીના લોકમાન્ય ટિળકના ચિ વિશ્વનાથ ભટ્ટ, પ્રાધ્યાપક શ્રી. અ. પ્રાંજપેના મૃતપુત્ર કૃ ગી પ્રાંજપે મુંબઈના કૈલાસવાસી તરખડકર વગેરે આ સંઘના લોકો હાલ દેવલોક પામ્યા છે. વરાડના હિંદુ મહાસભાના આગેવાન શ્રી. બાબાસાહેબ ખાપર્ડે આ અરસામા પૂનાની ડેક્કન કૉલેજમાં ભણતા. તેમની સાથે પણ સાવરકરનો પરિચય થયો. સન ૧૯૦૨ ના સપ્ટેમ્બર મહિનામાં ફર્ગ્યુસન કૉલેજમાં એક હસ્તલિખિત માસિક પ્રગટ થતું. તેમાં સાવરકર તથા તેમના અન્ય સાથીઓ સુંદર લેખો લખતા. આ વખતે તે "(પહેલી કલબ)(ટોળી)" ના નામથી ઓળખાતી કલબમાં જુદાજુદા વિભાગો હતા. ત્યાર પછી કેટલાક મરાઠી મિત્રો સાથે મતભેદ થવાથી તે "ચોથી કલબ" માં, જેના આગેવાન ધારવાડના શ્રી. વ્યંકટરાવ અલુર હતા તે દાખલ થયા. આ મતભેદ થવાનું કારણ બહુ રમૂજી છે. આ સાલમાં દશેરાને દિવસે "પહેલી કલબના" લોકો મિષ્ટાન્ન જમતા હતા. "પહેલી કલબના" એક સભાસદ શ્રી મોહનીરાજ પ્રધાને એક કવિતા લખેલી. આ કવિતામાં સાગર પાર ઉતારવાનું સાધન ઢુંઢવું જ એવું શ્રી પ્રધાને વર્ણન કરેલું તે;

સાવરકરને ઠીક ન લાગ્યું. સમુદ્ર ન'વાનું સાધન તું'બડી કે મ્હાડુબળ આ બાબત જમતાં જમતાં ચર્ચા શરૂ થઈ. વાદવિવાદમાં સાવરકર એટલા બધા આવેશમાં આવી ગયા કે તે એકદમ ઊઠીને શ્રી પ્રધાન જ્યાં હતા ત્યાં આવી બેઠા, અને પોતાનું મંતવ્ય ખરું હતું એમ અનેક દાખલાદલીલો સાથે શ્રી પ્રધાનને બરોબર ઠસાવવાનો ખાતરી થાય એવો યત્ન કર્યો. આ બાબત વિષે પ્રિન્સિપાલ પરાંજપેને કાને વાત પહોંચી. તેમજ સાવરકરે હસ્તલિખિત માસિકમાં લખેલા કેટલાક કડક લેખો પણ પરાંજપેના વાંચવામાં આવ્યા. આ ઉપરથી તે વખતના જ્યેષ્ઠ વિદ્યાર્થી શ્રી માધવરાવ બીડે (હાલમાં સેવાનિવૃત્ત થયેલા પંજાબ હાઈકોર્ટના ન્યાયમૂર્તિ બીડે) તથા શ્રી રામભાઉ કાનીટકર (વગડ બુલદાણાના વકીલ અને લોકમાન્ય ટિળકના એકનિષ્ઠ ભક્ત) આ બેને પંચ તરીકે નીમ્યા. આ વિષે તપાસ ચાલતી હતી તે વખતે સાવરકરે પહેલી કલમ છોડી અને ચોથી કલમમાં દાખલ થયા એમ જણાય છે. સાવરકર સંઘના વિદ્યાર્થીઓનું સંગઠન સારું હતું અને પોતાના સંઘની-સંખ્યા વધે તે માટે સતત પ્રયત્ન ચાલુ હતો. આ વિદ્યાર્થીઓ ગમે તેની ઓરડીમાં ગપ્પાં મારવા બેસતા અને અનેક વિષયો ઉપર ખુબ જોરશોરથી વાદવિવાદ કરતા. એટલા ઘોંઘાટ અને શોરબકોરથી વાદવિવાદ થતો કે આજુબાજુના વિદ્યાર્થીઓને તે ત્રાસદાયક થઇ પડતું. વસતિગૃહમાં જે રીતે સાવરકર સંઘના વિદ્યાર્થીઓ પૂના ગામમાં શનિવારવાડાની સામેના, નદીની પાસેના "કોનકર" ના ઘરમાં ચર્ચા કરતા. "કાળ" ના સંપાદક પ્રો. શિ. મ. પરાંજપે આ વખતે કોનકરના વાડામાં રહેતા હતા. મ્હસકરને લીધે સાવરકરની પ્રો. પરાંજપેની સાથે પૂના આવતાં ઓળખાણ થયેલી. પ્રો. પરાંજપેના કૈ. પુત્ર કૃષ્ણાજી પંત લગભગ સાવરકરની ઉમરના જ હતા. કૉલેજમાં તે બન્ને મિત્ર બન્યા. આ વખતે સાવરકરે "કાળ" વર્તમાનપત્રમાં કવિતા લખવાની શરૂઆત કરી. "કાળ" વર્તમાનપત્રમાં સ્વાતંત્ર્યની ભાવના જાગૃત થય એવા અનેક લેખો પ્રગટ થતા, જેની અસર સાવરકરના ક્રાંતિકારી માનસ પર થઇ. પ્રો. પરાંજપે સાથે સાવરકરને ઘણી વાતચીત થતી. એમ જાણવાનું પણ મળે છે કે પૂનામાં આવ્યા પછી વિંચુરકરના મકાનમાં રહેતા લો. ટિળકને ત્યાં પણ સાવરકરને જવાઆવવાની શરૂઆત થઇ. સાવરકરની સાથે વાતચીત કરવા લોકમાન્ય ટિળકને ભાગ્યે જ વખત મળતો; કારણ કે લો. ટિળક ઘણા જ કામમાં હંમેશાં રોકાયેલા રહેતા. તદુપરાંત તાઇ મહારાજના પ્રકરણના લફરાંથી લો. ટિળક હેરાન થયેલા. નવજુવાન તરુણોના વાલી તરીકે સાવરકર લો. ટિળકને

ત્યાં કોઇ કોઇ વખત જતા. લો. ટિળકે એવું લીધું હતું, કે નવજુવાન તરુણોમાં સૌથી વધુ ચાલાક સાવરકર છે.

સાવરકરના સંઘના વિદ્યાર્થીઓની સાપ્તાહિક સભાઓ વસાતગૃહમાં, ફર્ગ્યુસન કોલેજના છમખાના (ક્રીડા મંડળ) ની પાછળની ટેકરી ઉપર +પર્વતી નજદીકની ખુલ્લી જગ્યામાં ભરાતી. ડેક્કન કોલેજના વસતિ ગૃહમાં પણ સાવરકરના સમાન વિચાર ધરાવનારા કેટલાક ગૃહસ્થો હતા અને ત્યાં પણ સાવરકર ઘણુંખરું જતા. પૂના ગામમાં બનતા પ્રસંગો પણ સાવરકર અને તેમના તરુણ મિત્રો બારીકાઇથી નિરીક્ષણ કરતા. તાઇ મહારાજના પ્રકરણમાં લો. ટિળક ઉપર જે મુકરદમો ચલાવવામાં આવેલો તે મુકરદમો સાંભળવા સાવરકર તેમના તરુણ મંડળ સહિત એક વખત કોર્ટમાં ગયેલા. તે વખતે બનેલા બનાવનું વર્ણન સાવરકરના સહાધ્યાયી સોલાપુરના શ્રી ગણેશ વિષ્ણુ રાનડેએ નીચે મુજબ કર્યું છેઃ

"કોર્ટના સિપાઇ અમને અંદર જવા દેતા નહિ તથા અમે કોર્ટની બહારના ભાગમાં જ ઊભા રહ્યા. સાવરકરને તે પસંદ ન પડ્યું. દરવાજા પર ઊભા રહેલા સિપાઇને ધક્કો મારી સાવરકર અંદર ગયા અને નાજરને મળ્યા. તેને મોટેથી કહ્યું કે અમો તોફાન કરવાના નથી પણ ફક્ત સાંભળવા આવ્યા છીએ. આટલું કહેતાંમાં જ બહાર ઊભેલા સાવરકરના સઘળા સાથીઓ કોર્ટમાં ઘૂસી ગયા. ફર્ગ્યુસન કોલેજમાં જે વાર્ષિક સંમેલનો થતાં, તેમાં રંજન કાર્યક્રમમાં રજૂ થતા નાટ્યપ્રયોગમાં તે ભાગ લેતા. સન ૧૯૦૪ માં વિદ્યાર્થીઓએ "ઓથેલો" નાટક ભજવ્યું. તેમાં સાવરકરે "આયાગો" નામના ખલનાયકનો પાઠ ભજવ્યો હતો, તે તેમણે બહુ જ અસરકારક રીતે ભજવ્યો હતો, એવું જાણવા મળે છે. સાવરકર આ પ્રમાણે અનેક ભાંજગડમાં રોકાયેલા છતાં તે વ્યાયામ કરવામાં અત્યંત નિયમિત હતા. તે દરરોજ ત્રણસો દંડ અને ત્રણસો બેઠક કરતા એવી માહિતી ડો. વિ. મ. ભટે આપી છે. પછી તે વિદેશી મગદળનો વ્યાયામ કરવા લાગ્યા. મયદાની રમતોમાં તે ફૂટબોલની રમતમાં ભાગ લેતા. ક્રિકેટનો તેમને જરા ય શોખ નહોતો. ક્રાન્તિકારક જીવન ગાળનારને તરવું, ભીંતો ઉપર ચડવું, ડુંગરના વિકટ માર્ગો ખૂંદી વળવા વગેરે કળામાં પ્રાવીણ્ય મેળવવું આવશ્યક છે એવું સાવર-

+પર્વતી=પેશવાના વખતમાં ઊંચી ટેકરી ઉપર બંધાયેલું મહાદેવનું મંદિર છે.

કર પ્રથમથી માનતા હોવાથી તરત્નાની રજાઓમાં નાશિકમાં હોશિયાર થયા અને બાકીની રજાઓ તેઓ પૂનાની ફર્ગ્યુસન કોલેજમાં દાખલ થયા પછી સાથે કરી. વિદેશી ગેદડના વ્યાયામથી તેમની છાતી અને ભુજ ભરાવદાર થયેલાં

કોલેજના ચાર વરસના સાવરકર જેમ પોતાના શારીરિકવિકાસ માટે કાળજી રાખતા તેમ બૌદ્ધિક વિકાસનો પણ પ્રયત્ન ચાલુ રાખતા. સાંજના અન્ય મિત્રો ગપ્પસપ્પા મારતા ત્યારે સાવરકર પોતે કાંઈક વાચન કરતા સર્વસામાન્ય વાચનમાં વર્તમાનપત્રો સિવાય ઐતિહાસિક ગ્રંથો, અંગ્રેજી તથા સંસ્કૃત મહાકાવ્યો વગેરે કઠિન વિષયોના ગ્રંથોનો પણ સમાવેશ સાવરકરે આ ચાર વર્ષો દરમ્યાન કર્યો હતો. કોલેજમાં વાદવિવાદ સમિતિમાં ( Debating Society ) "ઘટાવીનો ઇતિહાસ" એ વિષય ઉપર સાવરકરે સુંદર વ્યાખ્યાન આપ્યું હતું. સર્વદેશીય અને વિસ્તૃત વાચનને લીધે સાવરકરે ભાષા વૈભવ વિચાર વૈભવ અને કલ્પના વૈભવ પ્રાપ્ત કર્યાં હતા. ઇન્ટરની પરીક્ષામાં સફળ થઈ સાવરકરે પહેલી એનએેસ બી નાં બન્ને સત્રો પૂનામાં ભરી સને ૧૯૦૪ માં આ પરીક્ષામાં પસાર થયા

ફર્ગ્યુસન કોલેજના તે વખતના પ્રાધ્યાપકોમાં રેંગ્લર પ્રાંજપે સર્વશ્રેષ્ઠ પ્રાધ્યાપક ગણાતા હતા, અને વિદ્યાર્થીઓનો તેમના પર ઘણો પ્રેમ હતો. સાવરકર ગણિતના તરુણોને ગણિત માટે લેશ પણ રુચિ નહોતી, એટલે રેંગ્લર પ્રાંજપે સાથે તેઓ ઘણા જ થોડા પરિચયમાં આવ્યા તે વખતના અંગ્રેજીના પ્રાધ્યાપક પ્રિન્સિપાલ વૈજનાથ કાશીનાથ રાજવાડે, સંસ્કૃતના કે. શ શ્રી વાસુદેવશાસ્ત્રી અભ્યંકર તથા ઇતિહાસના પ્રાધ્યાપક કે. ભાનુ વગેરે હતા. તેમની પાસેથી જે મેળવાય તેટલું બધું જ જ્ઞાન સાવરકરે આ અરસામાં મેળવ્યું.

કોલેજમાં જે લાંબી રજાઓ પડતી તે રજાઓમાં, તેમજ મરકીને કારણે જ્યારે કોલેજ બંધ રહેતી ત્યારે, સાવરકર ભગૂર, નાશિક અને કોઈ વાર જવ્હાર પણ જતા સાવરકર કોલેજમાં દાખલ થયા તે પહેલાં નાશિકમાં આવેલું તેમનું હોવાનું મકાન તે રાજ્યકારણના વાદવિવાદ કે ચર્ચાઓ કરવાના અડ્ડા જેવું બની ચૂક્યું હતું. સાવરકરના પૂને ગયા પછી તો આ સ્થળે જાહેર સ્વરૂપ લીધું. તેઓ જ્યારે રજામાં ઘેર આવતા ત્યારે તેમને ત્યાં ખૂબ જ ઠઠ જામતી, અને તેમના ઘરને ઘણા માણસો રમૂજમાં 'દેશભક્તોની ધર્મ-

રાજા' કહેતા. સન ૧૯૦૪ ના મે માસમાં સાવરકરને ત્યાં ઘણા માણસો એકઠા થયેલા અને તેમને ત્યાં કાંઈક ધાર્મિક સમારંભ નક્કી કરવામાં આવેલો. આ સમારંભ કરવા સારુ બાબાએ કેટલાક પૈસા ઉછીના આણેલા. સમારંભનો દિવસ નજીક આવતો ગયો. બાબા જેમ તેમ નભાવ્યે રાખતા હતા. એટલામાં જ એક અકલ્પિત બનાવ બન્યો. પિતાના સમયથી મળતા ઇનામી હકકના પાંચ વર્ષના રૂા. ૮૪૫ તેમના વારસોને એટલે બાબાને આપવામાં આવ્યા. તેથી ઉજવવા ધારેલો સમારંભ સારી રીતે ઉજવ્યો. વર્ષાસનના પૈસા મેળવવા માટે બાબાએ કોઇ જાતનો પ્રયત્ન કરેલો નહિ, પરંતુ સરકારી કચેરીમાં રહેતા સાવરકરના કોઇ હિતેચ્છુએ ખટપટ કરેલી, તેથી જ તેમને આ પૈસા મળેલા. આ પ્રમાણે અચાનક જ દ્રવ્યસહાય મળેલી. સાવરકર જ્યારે રજામાં જવ્હાર જતા ત્યારે તેમના સસરા શ્રી. ભાઉરાવ ચિપળુણકર જમાઇને ઘણા જ લાડમાલથી રાખતા. ભાઉરાવ અને તેમનાં પત્ની સૌ. મનુબાઇ સાવરકરને પોતાના પુત્ર સમાન ગણતા. સને ૧૯૦૫ ની શરૂઆતમાં જવ્હારના રાજા 'પતંગ શાહા' મૃત્યુ પામ્યા અને તેમના દીકરા 'કૃષ્ણ શાહા' ને ૧૯૦૫ ના એપ્રિલ માસમાં રાજગાદી મળી.

તે વખતે સાવરકરના કુટુંબના દરેક માણસો તેમ મિત્રમંડળ પણ જવ્હારમાં હતાં આ જ અરસામાં સાવરકરે અશ્વવિદ્યામાં પ્રવીણતા મેળવી હોય તેમ તેમના અપ્રકાશિત આત્મચરિત્ર પરથી જણાય છે. કૉલેજના અધ્યયન કાળમાં સાવરકરે અનેક પ્રકારની કાવ્યરચનાઓ રચેલી. વિધવા-વિવાહ, રાષ્ટ્રોન્નતિ, સ્વાતંત્ર્યપ્રીતિ, સ્વદેશભક્તિ વગેરે અનેક વિષયો પર તેમણે એવાં રસભર્યાં સુંદર કાવ્યો બનાવ્યા છે કે તે સાંભળતાં જ દેશનાં યુવાનોને દેશદાઝનું ઝનૂન ચડયા વિના રહે જ નહિ. આ સમયે તેમણે 'સિંહગઢ અને બાજી પ્રભુ' વિષેનાં બે કાવ્યો એવાં હૃદયસ્પર્શી, અને હૃદયવેધક લખેલા છે કે તે કાવ્યોના શ્રવણ માત્રથી જ સ્વદેશાભિમાની મનુષ્યના દિલમાં દેશભાવના જાગ્રત થયા વિના રહે જ નહિ.

સાવરકરે કૉલેજમાં અધ્યયન શરૂ કર્યું તે અરસામાં ઇજિપ્ત, ચીન વગેરે પૂર્વના દેશોમાં નવચેતન જણાતું હતું. તે સંબંધી આ પ્રકરણની શરૂઆતમાં આવી ગયેલુ જ છે આ અરસામાં રૂસો-જાપાન યુદ્ધ શરૂ થયું, અને પૂર્વના દેશોમાં પણ અધિક નવચેતન પ્રકટવા માંડયું. જાપાનની જીત ઘણીવાર સંભળાતી. આ જીત સાંભળી પૌર્વાત્ય દેશોની પ્રજા રાજી થતી.

રશિયા જેવા મહાન સામ્રાજ્યનો પરાજય જાપાને પોતાની તાકાતથી નથી કર્યો. રશિયાનો પરાજય, પોતાના સ્વાર્થ માટે ઇચ્છતા અંગ્રેજોએ શસ્ત્રાસ્ત્રોની ગુપ્ત રીતે મદદ કરી તેથી જ જાપાન કરી શક્યુ. આ વાત સ્પષ્ટ રીતે જ સાવરકર જાણતા હતા. સાવરકરે 'બોઅર' યુદ્ધની હકીકત વાંચી હતી. તે ઉપરથી પણ તેમણે જાણી લીધું હતું કે, અંગ્રેજોના શત્રુઓએ 'બોઅર' લોકોને શસ્ત્રાસ્ત્રો પૂરાં પાડ્યાં હતાં, તેથી જ તે લોકો અંગ્રેજો સામે કેટલાંક વર્ષો લડી શક્યા. ઉપરના બે બનાવો તેમજ જગતમાં થયેલી બીજી ઉથલપાથલોનો સાવરકરે નવીન અને વ્યાપકદૃષ્ટિથી વિચાર કરેલો. આથી સશસ્ત્ર ક્રાન્તિની તેમની કલ્પનાઓ સુદૃઢ થવા લાગી સશસ્ત્ર ક્રાન્તિથી દેશસ્વાતંત્ર્ય મેળવવા પ્રયત્ન કરનાર હિંદ જેવાં નિઃશસ્ત્ર દેશે 'આંતર રાષ્ટ્રીય' રાજ્યકારણ તરફ કઇ નજરથી જોવું જોઇએ, તે સંબંધી સાવરકરના વિચારો દૃઢ થતા ગયા. 'મિત્ર સંઘ'ની જે અનેક શાખાઓ આખા મહારાષ્ટ્રમાં ફેલાયેલી તે એકત્રિત કરવાની આવશ્યકતા જણાતા, સને ૧૯૦૪ના મે માસમાં સાવરકરે પોતાના સમોવડિયા સહકારી મિત્રોને નાશિક બોલાવી લીધેલા. મિત્રો સાથે ઘણી ચર્ચા થયા બાદ 'મિત્રસંઘ' સંસ્થાનું નામ 'અભિનવ ભારત' રાખવામાં આવ્યું નાશિકમાં 'ભાગવત'ના જે ઘરમાં આ સંસ્થાની પ્રાણપ્રતિષ્ઠા થઇ, તે મકાનમાં આ સંસ્થાની સ્મૃતિ માટે કાંઇક રાખવુ એવી ઇચ્છા સાવરકરના મનમાં અદ્યાપિ પર્યંત રમી રહી છે.

ઉપર મુજબ સાવરકર વગેરે યુવાનોના વિચારોમાં ક્રાન્તિ થઇ. તે અરસામાં હિંદુસ્તાનના તત્કાલીન વાઈસરૉય લૉર્ડ કર્ઝન સુશિક્ષિત ભારતવાસીઓને પગલેપગલે અપમાનિત કરી ઉતારી પાડતા 'મુદ્રણ સ્વાતંત્ર્ય' ઉપર અંકુશ મૂકવામાં આવેલો. વિશ્વવિદ્યાલયોનું સ્વાતંત્ર્ય હરી લેવામાં આવ્યું. રાજ્યકારભારમાંથી સુશિક્ષિત હિંદીઓને હાંકી કાઢયા. આવી અનેક ખટપટોથી 'કર્ઝન સાહેબ' પોતાનું શ્રેષ્ઠત્વ પ્રસ્થાપિત કરી જેટલું પજવી શકાય તેટલું પજવતા હતા; અને 'બંગભંગ' વિરુદ્ધ બંગાળના સુશિક્ષિતાઓ જે ચળવળ ઉપાડી તે ચળવળને મહારાષ્ટ્રમાં ટિળક, પરાંજપે, ખાડિલકર વગેરે નેતાઓએ ટેકો આપવાનું ઠરાવ્યું. હિંદીઓના અગ્રેસર તરીકે સાવરકરે પણ આ ચળવળમાં ઝંપલાવ્યું. આ પહેલાં સ્વાગમાં કોઈકોઇ વાર "શિવ જયંતી" પ્રસંગે સાવરકર જાહેર વ્યાખ્યાનો આપતા, પણ 'બંગભંગ'ની ચળવળ શરૂ થતાં તેની સાથે પરદેશી માલનો બહિષ્કાર અને

સ્વદેશી માલ આપવાની ચળવળ પણ શરૂ થઇ. સાવરકરે ખુલ્લી રીતે આ ચળવળમાં ભાગ લેવા માંડ્યો.

સને ૧૯૦૫ના સપ્ટેમ્બર માસના ગણેશોત્સવ નિમિત્તે 'કાળ' પત્રના અધિપતિ પ્રા પરાંજપેને નાશિકના અભિનવ ભારતે આમંત્ર્યા. 'કાળ' પત્રના સ્વાતંત્ર્યવાદી અને ક્રાંતિ દર્શાવતા લેખોથી 'શિવરામપંત પરાંજપે' ઘણા જ લોકપ્રિય થઈ ચૂક્યા હતા. ક્રમ પ્રમાણે તેમની વાણી પણ મોહક ને સ્ફૂર્તિદાયક હોવાથી યુવાનોમાં તેની પ્રતિષ્ઠા વધવા લાગી. કેટલાક તેના દ્વેષીઓએ તેમની ઉન્નતિ સાંખી ન શકવાથી એક એવી અફવા ફેલાવી કે, "પ્રા પરાંજપે લોકમાન્ય ટિળક સાથે સ્પર્ધા કરે છે." આવી અફવાથી દોરવાઇ જઇ કર્ણાટકમાં પ્રા. પરાંજપેને કેટલાકે ઉતારી પાડવાની કોશીશ કરી. આ સ્મરણ તાજું હોવાથી આમંત્રણ સ્વીકાર્યું કે કેમ તે સંબંધી, પ્રા. પરાંજપેનું મન સાશંક હતું, પરંતુ નાશિકની પરિસ્થિતિનો યોગ્ય ખુલાસો સાવરકરે કરતાં પ્રાધ્યાપકે નાશિક જવાનું ઠરાવ્યું. નાશિકમાં ગણેશોત્સવ વખત પ્રા. પરાંજપેએ જે ભાષણો કર્યાં તેની યુવાનો ઉપર ઘણી ઊંડી અસર થઇ. 'અભિનવ ભારતે' તેમને માનપત્ર અર્પણ કર્યું. આ માનપત્ર પ્રસંગે કવિ ગોવિંદે રચેલા પદો ગાવામાં આવેલાં. તેમ સાવરકરે મુખ્ય વક્તા તરીકે ભાષણ કરી પ્રા. પરાંજપેને માનપત્ર અર્પણ કરેલું. નાશિકના આ સમારંભથી નિવૃત્ત થઇ સાવરકર કોથુર ગયા. ત્યાં સાવરકરે તેમ જ તેમના સહકારી મિત્ર શ્રી. બર્વેએ ભાષણો કર્યાં. 'બંગભંગ'ના સંકલ્પિત વિરોધ કરનાર બંગાળીઓને આ સમારંભમાં અભિનંદન આપવા માટે, તથા તમામ હિંદીઓએ દેશી કાપડ વાપરવા માટેના ઠરાવો સર્વાનુમતે મંજૂર થયા.

નાશિકથી સાવરકર પૂને આવ્યા ત્યારે 'બંગભંગ'ની ચળવળ માટે પૂનામાં ઘણી જ પ્રવૃત્તિ ચાલતી હતી. આ ચળવળમાં પૂનાના વિદ્યાર્થીઓની પૂરી સંમતિ છે એમ જાહેર કરવા દિનાંક ૧–૧૦–૧૯૦૫ના રોજ સાર્વજનિક સભાના દીવાનખાનામાં શ્રીયુત ન ચિં. કેળકરના અધ્યક્ષપણા નીચે એક જાહેર સભા થઇ. બે ચાર વિદ્યાર્થીઓએ ભાષણો કર્યાં, તેમાં સાવરકર પણ હતા. પરદેશી માલના બહિષ્કારની સચોટ અસર ઉપજાવવા માટે પરદેશી માલની હોળી કરવી જોઇએ, એવું શ્રી સાવરકરે તે સમયે જાહેર ભાષણમાં વ્યક્ત કરેલું. 'કાળ'ના પ્રા. પરાંજપે આ સભામાં હાજર

કરી.: ભા ૧૧ રત વખતે એક કપડું હાથમાં લઇ, વ્યાપારના બહાને હિંદુસ્તાનમાં આવેલા અંગ્રેજોએ પોતાના ખિસ્સાં કેવી રીતે ભર્યાં, તે વિષય ઉપર તેમણે અંગ્રેજોની ખૂબ જ ખબર લઇ નાખી, અને છેવટે કહ્યું કે "આ પાપી કપડાને હું અગ્નિને સમર્પણ કરું છું." એમ કહીને તેમણે તે કપડું સળગતી હોળીમાં નાખી દીધું. આ વ્યાખ્યાનો રાતના ૯ વાગતા સુધી ચાલ્યાં.

આ હોળીનું બહાનું કાઢી સરકાર અનેક પ્રકારના ખરાખોટા કેસો ઉભા કરશે તેની પૂરી કલ્પના ટિળકને હતી. પૂનામાંની આ હોળીને લીધે હિન્દુસ્તાનના એંગ્લોઇન્ડિયન પત્રકારે ઘણા ચિડાઇ ગયા, એટલુંજ નહીં પણ તે વખતે આફ્રિકામાં રહેનાર બેરિસ્ટર ગાંધી પણ ઘણાજ ક્રોધે ભરાયેલા. "Indian opinion" નામના તે વખતના વર્તમાનપત્રમાં ગાંધીજીએ વિરોધી લખાણ લખેલું એવું કહેવાય છે. બંગાળના પત્રકારોની આંખો પણ આથી અંજાઇ ગઇ. આ વખતે ફર્ગ્યુંસન કોલેજના રસ્તાની આજુબાજુ ડેક્કન ક્રીડામંડળની સામેના ભાગમાં ઘાસની ઘણી ગંજીઓ હતી. લોકમાન્ય ટિળકને લાગેલું કે પોલીસના માણસો આ ઘાસની ગંજીઓ સળગાવી દેશે અને હોળીમાં ભાગ લેનાર યુવાનોના ઉપર ઢોળી દેશે. તેથી લોકમાન્ય ટિળકે સાવરકરને બાજુ પર બોલાવી કહ્યું કે હોળી શાન્ત પડી જતા સુધી કાઇ એક માણસને જાપ્તા માટે રાખવો. સાવરકરે ભટ અને દત્તને આ કામ સોંપ્યું. અને પોતે કૅાલેજના વસતિગૃહમાં રાત્રે અગિયાર વાગે આવી પહોંચ્યા. પરદેશી કપડાંની હોળી કરવાનું મનમાં આવતાં જ તે વિષે સાવરકરે પોતાના નાશિકના મિત્રોને લખ્યું, અને નાશિકમાં દશેરાના દિવસે વિદેશી કપડાંની હોળી સળગાવવામાં આવેલી.: શ્રીયુત દાજી સાહેબ કેતકરના પ્રમુખપણા નીચે જાહેર સભા થઇ. દાતાર, ગોસાવી, વગેરેએ સખ્ત અને પ્રખર ભાષણો કર્યાં હતાં, એવા ઉલ્લેખો 'કેસરી' વર્તમાન પત્રના તે વખતના અંકોમાં છે.

કૅાલેજના વસતિગૃહમાં રહી સાવરકર આ પ્રકારનું કામ કરે તે કોલેજના અધિકારીઓને રૂચ્યું નહીં. તેથી સાવરકરને કોલેજના અધિકારીએ બે પ્રકારની શિક્ષા કરી. (૧) રાજ્યપ્રકરણમાં ભાગ લેવા માટે રૂા. ૧૦) તથા (૨) વસતિગૃહના વિદ્યાર્થીઓને તોફાની રાજ્યપ્રકરણમાં પ્રવૃત્ત

કરવાના ગુના બદલ વસતિગૃહ છોડી જવુ આ પ્રમાણે તે બે શિક્ષાઓ કરી. આ હુકમ સાંભળતાજ સાવરકર વસતિગૃહમાંના તેમના મિત્ર જોગળેકરની ઓરડીમા ગયા ત્યારે જોગળેકરે રૂ. ૧૦ દંડના ભરવા માટે આપવા માંડયા પણ સાવરકરને આ રકમ લેવી પડી નહીં. કારણકે મિત્રોએ સ્વયંસ્ફુર્તિથી એક ફંડ ઉઘરાવ્યુ. ઉઘરાવેલી રકમમાંથી આ દંડ જેટલી રકમ સાવરકરે રાખી અને બાકીની રકમ "પૈસા ફંડ" નામથી ઓળખાતા ફંડમાં જમા કરાવી. આ ફંડમાંથી રૂા. ૧૦ જેટલી નાની રકમ લેવી નહીં એવુ સાવરકરને શરૂઆતમાંજ લાગ્યુ પણ સમોવડિયાઓએ ભેગી કરેલી રકમ પોતે ન લેતાં તેઓ પોતાનું અપમાન માનશે એમ સાવરકરને લાગતાં તેમણે તેનો સ્વીકાર કર્યો સાવરકરને કરેલી આ શિક્ષા સાંભળી ટિળક મહારાજ પણ ચિડાયેલા. તેમણે દિનાક ૧૭–૧૦–૧૯૦૫ તથા દિનાંક ૨૪–૧૦–૧૯૦૫ના કેસરીના અંકમાં 'આ અમારા ગુરૂજ નથી' ના મથાળા નીચે કોલેજના અધિકારીઓની વિરૂદ્ધ એક કડક ટીકાત્મક લેખ લખ્યો છે. દિનાંક ૧૬–૧૦–૧૯૦૫ની રોજ સાર્વજનિક સભાના દીવાનખાનામાં પ્રો. પરાંજપેના પ્રમુખપણા નીચે વિદ્યાર્થીઓનું ચોથું સંમેલન ભરાયું. આ સભામાં 'ધમંડ્યા', 'ભાલા' નામના વર્તમાન પત્રના સંપાદક શ્રીયુત ભોપટકર વગેરે વક્તાઓનાં ભાષણો થયાં, અને વિદ્યાર્થીઓએ આ ફંડ એકઠું કરવા બદલ તેમને અભિનંદન આપતો એક ઠરાવ પસાર કર્યો.

સાવરકરને ઉપર મુજબ વસતિગૃહ છોડવું પડયુ, તે પહેલાં તેમણે બી એ ની ઉપાન્ત્ય પરીક્ષા પસાર કરી હતી અને છેવટની બી. એ ની પરીક્ષાને માસ કે દોઢ માસ બાકી હતો. ખરેખરો અભ્યાસ કરવાની વેળાએ જ વસતિગૃહ છોડવું પડયું, તેથી પરીક્ષામાં સફળતા મળશે કે કેમ તેની ખૂબ ચિંતા થવા લાગી. પરીક્ષામાં જો નાપાસ થવાય તો શ્રી ચિપળૂણકર આદિ હિતચિંતકોને ઘણુંજ માઠું લાગશે, એવા વિચારથી તેમનું મન અસ્વસ્થ થવા લાગ્યું. રાજ્યકારણમાં ભાગ લેવા પ્રવૃત્ત થનાર વિદ્યાર્થીઓ જો પરીક્ષામાં નાપાસ થાય તો તે વધુ ટીકાને પાત્ર થાય, એટલે તેઓને વધારે જણાતો તેથી તેઓ ખૂબ કમર કસીને અભ્યાસ પાછળ મંડી પડયા. દિનાંક ૨૧–૧૨–૧૯૦૫ ના રોજ બી. એ. ની પરીક્ષામાં તેઓ ઉત્તીર્ણ થયા

આ અરસામાં સાવરકરની કૌટુંબિક સ્થિતિમાં કેટલુંક પરિવર્તન થયુ હતુ. સાવરકરના નાનાભાઇ 'શ્રી બાળ' મિત્ર સંઘના કામ અંગે પૂના વગેરે ઘણે સ્થળોએ પર્યટન કરવાથી ઘણાજ સત્રાધીટ બની ગયેલા.

તેમજ તેમનો વિદ્યાભ્યાસ પણ વ્યવસ્થિત ચાલેલો. 'બાળ' નોકરી ન કરતા પરંતુ ગૃહવ્યવહાર અને દેશસેવામાં જ તલ્લીન રહેતા. સૌ. યશોદા ભાભીએ સન ૧૯૦૩–૪ માં એક સંતાનને જન્મ આપ્યો, પરંતુ દૈવવશાત્ તે થોડા જ સમયમા મૃત્યુ પામેલું. સને ૧૯૦૫ મા સાવરકરને ત્યાં એક પુત્રનો જન્મ થયો, જેનું નામ પ્રભાકર રાખવામાં આવ્યું. સાવરકરની બહેન સૌ. માઇએ પણ પુત્રરત્નને જન્મ આપ્યો. તેનું નામ વસંત રાખવામાં આવ્યું. × એકંદરે વિચાર કરતાં સાવરકરની કૌટુંબિક પરિસ્થિતિ સંતોષકારક હતી એમ જણાય છે.

સાવરકર બી. એ થયા નહોતા તે પહેલાંજ તેઓ મહારાષ્ટ્રમાં પ્રસિદ્ધ થયેલા અને અનેક સ્થળેથી ભાષણ કરવા માટે આમંત્રણો આવવા લાગેલા. આ પછીના ચારપાંચ માસમાં અહમદનગર, નાશિક, ભિવંડી, પૂના વગેરે ઠેકાણે જઇને સ્વદેશી વસ્તુને અપનાવવા વિષે અને 'પરદેશી' નો બહિષ્કાર કરવા વિષે ભાષણો કરેલા. સને ૧૯૦૬ ની સાલમાં એલએલ. બી ની બીજી પરીક્ષા આપવા તેઓ મુંબઇ આવ્યા. તેમના મિત્ર શ્રીયુત વિ. મ. ભટ્ટ વિજ્ઞાનના અભ્યાસ માટે વિલ્સન કોલેજમાં દાખલ થયા હતા. નાશિક અને પૂનામાં યુવકોનું સંગઠન તેમણે કરેલું અને તેજ કાર્ય મુંબઇમાં પણ તેમણે ચાલુ જ રાખ્યુ. પાછળથી પ્રસિદ્ધ થયેલા શ્રી દત્તાત્રય કાલેલકર પણ ફર્ગ્યુસન કોલેજમાં સાવરકર સંઘના એક જાણીતા સભ્ય હતા. મુંબઇના શ્રી. બાળાસાહેબ ખેર, તેમ કૈ. દા. પાંડુરંગ દામોદર ગુણે સાથે સાવરકરને મિત્રતાનો સબંધ બંધાયો એવી પ્રસ્તુત લેખકને માહિતી મળે છે.

મુંબઇમાં આ વખતે 'વિહારી' નામનું મરાઠી સાપ્તાહિક 'શ્રી. ફાટક' ના એક દેશપ્રેમી સજ્જનની માલિકીનું હતું. આ સજ્જને સાવરકરની ખ્યાતિ વિષે ઘણું સાંભળ્યું હતું. તેમણે 'વિહારી' માં કંઇક લખવા સાવરકરને વિનંતી કરી જે સાવરકરે આનંદથી સ્વીકારી.

પોતાને સ્વતંત્ર વિચારો પ્રગટ કરવાની તક મળી છે, એમ માનીને સાવરકર 'વિહારી' ના દરેક અંકમાં લખતા. સાવરકરના 'વિહારી' માં આવતા સુંદર લેખોથી આ પત્રની ખ્યાતિ અને ખપત સારા પ્રમાણમાં

× સાવરકરના ભાણેજ ડૉ. વસંતરાવ કાળે હાલ ત્ર્યંબકેશ્વરમાં રહે છે.

સાવરકરને પૂનાથી એક અગત્યનું નિમંત્રણ મળ્યું, ને તેથી તેઓ જલદી ચાલ્યા આવ્યા. દિનાંક ૧૭-૨-૧૯૦૬ ના રોજ 'અગમ્ય ગુરુ' નામના એક સાધુ પૂનામાં પધાર્યા હતા. આ સાધુ મહારાજ ઇંગ્લેંડ વગેરે દેશોમાં ફરી આવેલા તેમ જ તેમની વાણીમાં દેશસેવાની ધગશ હોવાથી શ્રી. ટિળક સાથે તેમનો પરિચય થઈ ચૂકેલો હતો. પૂનાના વિદ્યાર્થીઓમાં જાગૃતિ સારા પ્રમાણમાં આવી છે, તે જોઈ યુવાનોને પોતાના તરફ આકર્ષવાના ઉદ્દેશથી સાધુ મહારાજે એવી સૂચના કરી કે, દરેક પાસેથી કંઇક ફાળો ઉઘરાવી એક મોટું ફંડ એકઠું કરવું. આ ફંડનું પછી શું કરવું તે વિષેનું મારું મંતવ્ય હતું. વિદ્યાર્થીઓના પ્રતિનિધિ તરીકે સાવરકરે સાધુ મહારાજને મળવું એવું સૂચન થવાથી જ સાવરકરને બોલાવવામાં આવેલ. સાવરકર સાધુ મહારાજને મળ્યા પણ તેમાં તેઓને કાંઇ તથ્ય જણાયું નહીં. સરકારી નિવેદનમાં આ મુલાકાત સબંધી જો જૂઠા સમાચાર ન છાપ્યા હોત, તો આ મુલાકાતને કાંઇ પણ મહત્વ અપાયું ન હોત. અને ૧૯૦૫ ની શરૂઆતમાં "મહાત્મા અગમ્ય ગુરુ" એ જે ચળવળ શરૂ કરેલી તેમાં વિનાયક દા. સાવરકર સપડાયા. આ જાતના આશયનું વાક્ય* Sedition committee Report 'માં છપાયેલું, પણ સદર રિપોર્ટની હકીકત ખોટી હતી. મહાત્મા અગમ્ય ગુરુ પરમહંસ અને સાવરકર ત્યાર બાદ ઇંગ્લેંડમાં પણ સાથે રહેલા. છતાં ય સાવરકર સાથેનો કોઇ જાતનો સબંધ હોવાનું જણાતું નથી. ખરેખર આ અગમ્ય બાવા એક નીતિમાન મનુષ્ય હતા અને અનીતિના ગુના માટે જ ઇંગ્લેંડમાં ચાર માસની સજા પણ થયેલી, એવું દેશભક્ત દાદાસાહેબ કરંદીકર અને જણ ...કમન્યની સજા માટે અપીલ કરવા ઇંગ્લેંડ ગયેલા ત્યારે તેમને જણાયેલું.

અગમ્ય ગુરુને મળીને સાવરકર મુંબઇ આવ્યા, ત્યારે થોડા જ દિવસમાં પંડિત શ્યામજી કૃષ્ણ વર્માએ પ્રસિદ્ધ કરેલા 'ઇન્ડિયન સોશિયોલૉજીસ્ટ' પત્રનો અંક વાંચ્યો. સાવરકર પૂનામાં વિદ્યાભ્યાસ કરતા ત્યારે

* Before leaving India, Vinayak had been drawn into a movement initiated early in 1905 by a person styling himself Mahatma Sri. Agamya Guru Parambansa, who toured in India delivering lectures and speaking fearlessly against Government, telling his audience not to fear Government.

— Sedition committee Report : P. S.

પંડિત શ્યામજીનું નામ સંકળેલું. સને ૧૯૦૫ ના જુલાઇ માસમાં 'કેસરી'માં પંડિત શ્યામજીની અનેકવિધ ચળવળો તથા તેમણે ઇંગ્લેંડમાં સ્થાપિત કરેલી ' ઇંડિયા હાઉસ ' નામની સંસ્થાની હકીકતો પણ ' કેસરી ' માં છપાયેલી, પંડિતજીના પત્રના નવા અંકમાં એક નવીન કલ્પનાની રૂપરેખા વાંચો આગળ રજૂ કરવામાં આવી હતી. હિંદના ઉમંગી અને દેશાભિમાની યુવાનો સ્વતંત્ર દેશોમાં રાજકીય તત્ત્વનો તેમ વ્યવહારનો અભ્યાસ કરી શકે તે માટે યુવનોને કેટલીક શિષ્યવૃત્તિઓ આપવાનો. તેમનો વિચાર તેમણે જાહેર કરેલો. આ હકીકત વાંચી તેમણે વિચાર કર્યો છે. આ અનાયાસે આવેલી તકનો લાભ લેવા પણ પંડિતજી પાસેથી મળનારી શિષ્યવૃત્તિની રકમમાંથી ઇંગ્લંડનું ખર્ચ પૂરું પડે તેમ નહોતું. છતાં ય જેટલી રકમ ખુટે તેટલી રકમ આપવાનું તેમના સસરા શ્રી ભાઉ સાહેબ ચિપળૂણકરે કબૂલ કર્યાથી પંડિત શ્યામજી તરફ સાવરકરે અરજી રવાના કરી. શિષ્યવૃતિ ઉપરાંતની રકમ માટે ઘણો જ વિલંબ થયો, અને અરજીની મુદત વીતી ગઇ એટલે દિનાંક ૯-૩-૧૯૦૬ ના રોજ સાવરકરે પા અરજી ઉતાવળથી લખીને ઇંગ્લેંડ તરફ રવાના કરી હતી, એવું ' ડૉ. વિ. મ. ભટે ખાસ લખ્યું છે. સાવરકરના સસરા પોતાને રૂા. ૨૦૦૦ આપવા ખુશી છે, એવી બિના તેમણે અરજીમાંજ જણાવેલી. શ્રી ભાઉરાવ ચિપળૂણકરે આ રકમ પોતાની પાસેથી આપી કે જવ્હારના અધિપતિ પાસે અપાવી તે જાણવું મુશ્કેલ છે, પરંતુ એટલી વાત તો ચોક્કસ છે, કે આ સમયમાં સાવરકર જવ્હાર ગયેલા અને જવ્હાર રાજ્ય માટે પુષ્કળ કવિતાઓ લખી છે

સાવરકરે દિનાંક ૯-૩-૧૯૦૬ ના રોજ પંડિત શ્યામજી વર્મા તરફ જે અરજી કરેલી તેમાં પોતાની લાયકાત બતાવવા માટે સ્વદેશીના પ્રચાર માટે ઉપાડેલી ચળવળના વખતમાં તેમણે જે કામગીરી બજાવેલી અને તે માટે કૉલેજના અધિકારીઓએ નારાજી બતાવેલી તેમ 'કેસરી' અને ' કાળ ' પત્રોએ સહાનુભૂતિ વ્યક્ત કરેલી તે બાબતનો ઉલ્લેખ સાવરકરે કર્યો છે. ' કાળ ' ના સંપાદક પરાંજપે અને .' ભાલા ' પત્રના સંપાદક રા. શ્રી ભોપટકર આ બન્નેને પોતાના કાર્યમાં સહાનુભૂતિ છે, તથા ભોપટકર હાલ જેલમાં છે, તે વાતનો ઉલ્લેખ પણ આ અરજીમાં તેમણે કરેલો. દેશસ્વાતંત્ર્ય ને માટે પોતાનો કેટલો પ્રયત્ન છે તે વિષેની શ્યામજી વર્માને ખાતરી કરાવવા માટે શ્રી સરકારે નીચે પ્રમાણેનો મજકૂર લખ્યો છે.

* ( Independence and liberty ) I look upon as the very pulse and breath of a nation from my boyhood, dear sir, up to this movement of my South, the loss of independence of my country and the possibility of regaining it from the only theme I dreamt by night and on which I mused by day.

( સ્વાતંત્ર્ય જ રાષ્ટ્રની નાડ તથા શ્વાસપ્રશ્વાસ છે એવું હું માનતો આવ્યો છું. બાળપણથી માંડીને મારી યુવાનીની આ ક્ષણ સુધી જો કોઇ વાત નો હું સતત વિચાર કરતો હોઉં તો તે સ્વાતંત્ર્યનો જ છે. દેશસ્વાતંત્ર્યની હાનિ અને તે પાછું મેળવવાની શકયતા–આ એક જ વિચાર હરદમ મારા હૃદયમાં રમી રહ્યો છે. )

સાવરકરે આ અરજી જ્યારે કરેલી તે સમય દરમિયાન લાલા લજપતરાયે પણ તેમને વિષે ઘણું સાંભળેલું. સાવરકરે અરજી ઉતાવળે મોકલી દઈ, પ્રા. પરાંજપે, ટિળક મહારાજ વગેરેનાં પ્રશસ્તિપત્રો પાછળથી મોકલેલાં. શ્રી. ટિળકે આ પ્રશસ્તિપત્ર લખી આપ્યું ત્યારે તેમને ખબર હતી કે પંડિતજી તરફ આશરે ૧૫૦ અરજીઓ રવાના થઇ ચૂકી છે. લોકમાન્ય ટિળકે દિનાંક ૧૬–૬–૧૯૦૬ ના રોજ સાવરકરને જે પ્રશસ્તિપત્ર આપ્યું, તેમાં નીચેનો મજકૂર ટાંકવા જેવો છે –

When there is a rush like that, it is no use to recommend any one particularly to your notice But still I may state that, among the the applicants, there is one Mr. Sawarkar from Bombay who graduated last year and whom I know to be a spirited young man, very enthusiastic in the Swadeshi cause, so much so that he had to incur the displeasure of the Furgusson College authorities last year. He has no mind to take up Government service at any time and his moral character is very good.

---

* Maratha 23–5–1941.

( અરજદારોની સંખ્યા ઘણી છે. એટલે એક વધારેના અરજદાર માટે ભલામણ કરીને ખાસ લખવું નિરર્થક છે પરંતુ એક વાતનો હું ખાસ ઉલ્લેખ કરવા માગું છું કે : અરજદારોમાંના મુંબઈના એક સાવરકર નામના યુવાન ભાઈ છે જેઓ બી. એ. માં પાસ થયા છે, તથા ઘણા હિંમતવાન છે. તેમજ તેઓ ઊંચી કોટિના વક્તા છે. પરદેશી કાપડના બહિષ્કાર માટેની ચળવળમાં તેઓ સામેલ થવાથી ફર્ગ્યુસન કોલેજના અધિકારીઓ તરફથી તેમને ઘણું જ સહન કરવું પડયું છે. સરકારી નોકરી કોઈ પણ સંજોગોમાં ન કરવાની આ યુવાનની પ્રતિજ્ઞા છે. આ યુવાન સારા કુટુંબના હોઈ તેમનું શીલ પણ પ્રશંસનીય છે. જે શિષ્યવૃત્તિ'઼ ઓ પંડિતજી-એ જાહેર કરેલી તે પહકીની શિવાજી શિષ્યવૃત્તિ શ્રી. સાવરકરને આપવામાં આવેલી. આ શિષ્યવૃત્તિ પેટે દર ૭ માસે રૂ. ૪૦૦ ) પ્રમાણે પાંચ હપ્તે રૂ. ૨૦૦૦ ) મળવાના હતા. શિષ્યવૃત્તિ સ્વીકારતા દરેક અરજદારે પંડિત-જીના નામનો એક કરાર લખી આપવાનો હતો. તા. ૨૦–૫–૧૯૦૬ ને રોજ સાવરકરે પૂના મુકામે આ કરાર ઉપર સહી કરી અને દાજી નાગેશ આપટે અને શ્રીયુત કૃષ્ણાજી પ્રભાકર ખાડીલકર આ બે જણે કરાર પર સહીઓ કરી છે. આ કરારમાં એવી સ્પષ્ટ શરત હતી કે 'સાવરકર અને પંડિતજી વચ્ચે કોઈ મતભેદ ઉત્પન્ન થાય તો તે પ્રકરણનો આખરી ફેંસલો કરવાની સત્તા શ્રી. ટિળકને રહેશે. કરાર લખાયા બાદ શ્રી. ટિળકે દિનાંક સ. ૨૫–૫–૧૯૦૬ ના રોજ પંડિત શ્યામજી કૃષ્ણવર્માને નીચે પ્રમાણે પત્ર લખ્યો હતો.

According to your instructions, I have paid Rs. 400 ( the cheque ) to Mr. Sawarkr who leaves by to-morrow's mail steamer. I enclose herewith the arguement on stamped paper signed by him as per your draft.

The other gentleman Mr. M. Ahmed has not come here nor informed me of his where-abouts. I have written a letter to him inquiring what he in-tends to do. I hope to get his reply soon.

(આપની સૂચના મુજબ મેં રૂ. ૪૦૦ ની એક હુંડી સાવરકરને લખી આપી છે આવતી કાલની ડાક લઈ જવાની બોટમાં બેસી તે મુંબઈથી

નીકળશે. આપે લખી મોકલેલ કરારના નમૂના મુજબ સરકારી કાગળ ઉપર લખી લઈ સાવરકરની સહી લીધી છે. તે લખાણ આ સાથે રવાના કરૂં છું. મી. અહમદ નામના કોઈ યુવાન અત્રે આવ્યા નથી તેમ તેઓનો કોઈ પત્ર પણ નથી. તેમનો વિચાર જાણવા માટે મેં પત્ર લખ્યો છે, ટુંક મુદતમા જવાબ આવશે એમ જણાય છે. ) દિનાંક ૨૬-૫-૧૯૦૬ ના રોજ સાવરકર મુંબઈથી નીકળશે એવું થી. ટિળકે લખેલું, પરંતુ તે દિને ઉપડનાર મેસિડોનિયા બોટમાં ન નીકળી શકયા. વિલાયત જતાં તેમનાં તમામ ભાઈ બહેનો, સૌ. યશોદા બહેન સૌ યમુના બહેન ( શ્રી સાવરકરના પત્ની ) તેમજ સાસરિયાના તમામ માણસો વળાવવા આવેલાં. પોતાના જમાઈ ત્રણચાર વર્ષમાં બેરિસ્ટર બની પાછા આવશે, જવ્હાર સંસ્થાનમાં મોટી માનવતી પદવી મેળવશે અથવા સ્વતંત્ર બેરિસ્ટર બનીને વૈભવ અને કીર્તિ મેળવશે એવાં સુખસ્વપ્નો સાવરકરના સસરા મનમાં સેવતા હતા. ફર્ગ્યુસન કોલેજમાં શિક્ષણ લેતા ત્યારે મહારાષ્ટ્રમાં ઘણા તરૂણોને સ્વાતંત્ર્યાભિમાની અને ક્રાંતિવાદી બનાવ્યા, અને હવે આખા હિંદુસ્થાનમાંથી ચૂંટાઈને ઇંગ્લંડ આવતા સારા યુવાનોના પરિચયમાં આવીને તેમને પણ સ્વાતંત્ર્યપ્રિય તથા ક્રાંતિવાદી બનાવવાની તક મળશે એમ સાવરકર પોતાના મનમાં વિચાર કરતાં હતા. પોતાના સગાવહાલાંની સ્નેહભીના સ્વરે વિદાય લેતા શ્રી સાવરકર દિનાંક ૯-૬-૧૯૦૬ ના રોજ ' પર્શિયા બોટ'થી વિદાય થયા.

---

નીકળશે આપે લખી મોકલેલ કરારના નમૂના મુજબ સરકારી કાગળ ઉપર લખી લઈ સાવરકરની સહી લીધી છે. તે લખાણ આ સાથે રવાના કરું છું. શ્રી. અહમદ નામના કોઈ યુવાન અત્રે આવ્યા નથી. તેમ તેઓનો કોઈ પત્ર પણ નથી. તેમનો વિચાર જાણવા માટે મે પત્ર લખ્યો છે, ટુંક મુદતમાં જવાબ આવશે એમ જણાય છે. ) દિનાંક ૨૯–૫–૧૯૦૬ ના રોજ સાવરકર મુંબઈથી નીકળશે એવુ શ્રી ટિળકે લખેલું, પરંતુ તે દિને ઉપડનાર મેસિ- ડોનિયા બોટમાં ન નીકળી શક્યા. વિલાયત જતાં તેમના તમામ ભાઈ બહેનો, સૌ યશોદા બહેન સૌ યમુના બહેન ( શ્રી સાવરકરના પત્ની ) તેમજ સાસરિયાના તમામ માણસો વળાવવા આવેલાં. પોતાના જમાઈ ત્રણચાર વર્ષમાં બેરિસ્ટર બની પાછા આવશે, જ્યાહાર સસ્થાનમાં મોટી માનવતી પદવી મેળવશે અથવા સ્વતંત્ર બેરિસ્ટર બનીને વૈભવ અને કીર્તિ મેળવશે એવાં સુખસ્વપ્નો સાવરકરના સસરા મનમાં સેવતા હતા, ફર્ગ્યુસન કોલેજમાં શિક્ષણ લેતા ત્યારે મહારાષ્ટ્રમાં ઘણા તરુણોને સ્વાતંત્ર્યાભિમાની અને ક્રાંતિવાદી બનાવ્યા, અને હવે આખા હિંદુસ્થાનમાંથી ચૂંટાઈને ઈંગ્લંડ આવતા સારા યુવાનોના પરિચયમાં આવીને તેમને પણ સ્વાતંત્ર્યપ્રિય તથા ક્રાંતિવાદી બનાવવાની તક મળશે એમ સાવરકર પોતાના મનમાં વિચાર કરતાં હતા પોતાના સગાવહાલાંની સ્નેહભીના સ્વરે વિદાય લેતા થી, સાવરકર દિનાંક ૯–૬–૧૯૦૬ ના રોજ ‘ પર્શિયા બોટ’થી વિદાય થયા.

---



પંડિત શ્યામજી કૃષ્ણવર્મા

# પ્રકરણ ૪ થું

## પંડિત શ્યામજી કૃષ્ણવર્મા અને સાવરકર

સાવરકર જે બોટમાં ઇંગ્લેંડ જવા નીકળેલા તે બોટનાં હિન્દી રાજદ્વારીઓ રશિયા બોટેથી વિદાય થયા. પ્રવાસીઓના નામની જે યાદી વર્તમાનપત્રોમા છપાઈ છે, તે ઉપરથી જણાય છે કે તે જ બોટમાં પ્રસિદ્ધ હિન્દી દેશભક્ત શ્રીયુત રમેશચંદ્ર દત્ત પણ હતા. સરકારી નોકરીમાંથી નિવૃત્ત થનાર આ ઉત્તમ પંડિતની ઓળખાણ આ આગબોટમાં જ થઈ હવે પછીનાં બેત્રણ વર્ષોમાં આ બે દેશભક્તોની ઇંગ્લેંડમાં અનેક વખત મુલાકાત થતી શ્રીયુત હરનામસિંગ નામના પંજાબી યુવાન સાથે પણ સાવરકરનો પરિચય બોટમાં જ થયો. આ પંજાબીએ કોઈ વખત ઘર છોડેલું નહીં તેથી પ્રવાસથી કંટાળી જઈ અર્ધે રસ્તેથી જ હિન્દુસ્તાન પાછા ફરવા તૈયાર થયેલા. સાવરકરે તેમને અનેક રીતે સમજાવ્યા અને પાછા ફરતાં અટકાવ્યા.* આ બે ભારતીય મિત્રોનો સ્નેહ હજી પણ જેવો ને તેવો કાયમ છે, તે વિષે હાલ જ થોડા સમય પૂર્વે જ્યારે કાશ્મીરમા નીકળેલા ત્યારે થયેલી.

* Life of Barister Sawarkar by Chitra Gupta. આ પુસ્તકમા પાન ૩૪–૩૫ ઉપર સાવરકરના ४ શબ્દોમા આ પ્રસંગનું વર્ણન કર્યું છે, તે નીચે મુજબ છે :—

Look here firiend, how unmanly our race is daily growing. Not a couple of centuries have yet passed when Maratha women not only sailed the waters of Bombay but even commanded flotillas..... We young men, tremble to sail even amidst these luxurious convenience .....No ! No ! you mut not go back You say your mother is rich and cares not a got for a Barrister's practice. But, friend, the motseh —our Mother land is not so rich. She wants her sons to go to foreign lands for a while that they may learn what the world is like, what the strength of their fold and what the weaknesses of thenselves. She wants them to grow strong, manly and daringly.

જુલાઇની શરુઆતમાં સાવરકર લંડન જઇ પહોંચ્યા અને "ઇંડિયા હાઉસમાં" ઊતર્યા. "ઇંડિયા હાઉસ"થી ઓળખાતી આ સંસ્થાના સંસ્થાપક પંડિત શ્યામજી કૃષ્ણ વર્માનો જન્મ થયો દિનાંક ૪-૧-૧૮૫૭ ના રોજ ( કાઠિયાવાડ ) માં ભણસાળી સમાજમાં કૃષ્ણ વર્માનો જન્મ થયો તેમના માતપિતા શ્યામજી કૃષ્ણ વર્માને ૧૦ વરસના મૂકી દેવલોક પામ્યાં તેમનું હાઇસ્કૂલનું શિક્ષણ મુંબઇમાં થયું. 'વિલ્સન' તથા 'એલ્ફિન્સ્ટન' હાઇસ્કૂલમાં ભણતા ત્યારે તે જૂની પદ્ધતિથી સંસ્કૃત પણ શીખ્યા તેમના સહવાસમાં આવનાર અન્ય નામાંકિત ઇસમો વગેરેની હકીકત આ ઠેકાણે ટાકવી ઇષ્ટ જણાય છે કે. શેઠ છબિલદાસ લલ્લુભાઇના પુત્ર શેઠ રામદાસ પાંડતજી સાથે હાઇસ્કૂલમા ભણતા શેઠ છબિલદાસની દીકરી ભાનુમતી સાથે શ્યામજી કૃષ્ણ વર્માનું લગ્ન સને ૧૮૭૫ મા થયું.

સને ૧૮૭ માં શ્યામજી કૃષ્ણવર્મા મેટ્રિકની પરીક્ષામાં બેસવાના હતા. પણ આંખો બગડવાથી તે પરીક્ષામાં બેસી ન શક્યા. આ અરસામા પ્રા મૉનિયર વુઇલ્યમ્સ નામના સસ્કૃતજ્ઞ અંગ્રેજ હિંદુસ્તાનમા આવેલા પદ્ધતિથી સંસ્કૃત ભણેલા એકાદ હિંદી યુવાનની પ્રાધ્યાપકને જરૂર છે, એવી માહિતી મળવાથી શ્યામજીએ તે માટે પ્રયત્ન કર્યો. પોતે એક સંસ્કૃતજ્ઞ પંડિત છે તે ।। પ્રા. મૉનિયર વુઇલ્યમ્સને ખાતરી કરાવવા ।। ઉંગદાથી આર્યસમાજના પ્રચારક શ્યામજીએ નાશિક, પૂના, અમદાવાદ, બનારસ, લાહોર વગરે ઠેકાણે સંસ્કૃતમાં વ્યાખ્યાનો આપ્યાં કે. ગોપાળરાવ હરિ દેશમુખ જે લોકહિતવાદી તરીકે ઓળખાતા, તેમની સાથે શ્યામજી કૃષ્ણ-વર્માનો પરિચય આ પહેલા થઇ ગયો હતો.

પૈસાની વ્યવસ્થા કરી સને ૧૮૭૯ ના માર્ચમાં શ્યામજી વિલાયત ગયા. પ્રા. મૉનિયર વુઇલ્યમસે તેમને કંઇ પણ મદદ કરેલી નહીં છતાં તેઓ નિરાશ થયા. સને ૧૮૭૯ ના એપ્રિલ માસની આખરે ઑક્સફર્ડની 'બેલિયલ કૉલેજ' માં તેઓ દાખલ થયા અને સને ૧૮૮૩ માં તે ઑક્સ-ફર્ડના બી. એ. થયા. પ્રા. મૉનિયર વુઇલ્યમ્સને સંસ્કૃત પાંડિત્યની ખાતરી થવાથી મુંબઇના તે વખતના ગવર્નર સર 'રિચર્ડ ટૅમ્પલ' ને તેમણ કાગળ લખ્યો. સર રિચર્ડ ટૅમ્પલ ખટપટ કરી કચ્છ સ્વસ્થાનની વાર્ષિક સો પાઉન્ડની શિષ્યવૃત્તિ શ્યામજીને અપાવી સને ૧૮૮૧ માં લંડન રૉયલ એશિયાટિક સોસાયટીમાં પંડિતજીએ "ભારતમાં લેખનકળાનો ઉદય" એ વિષય ઉપર નિબંધ વાંચ્યો. પ્રાચ્યવિદ્યા વિશારદોની પરિષદ માટે ભારતના પ્રતિનિધિ

તરીકે સને ૧૮૮૧ માં બર્લિનમાં અને સને ૧૮૮૩ માં પંડિતજીને ભારત મોકલ્યા હતા. સને ૧૮૮૪ માં પંડિતજી બૅરિસ્ટર થયા અને સને ૧૮૮૫ ની શરુઆતમાં તે હિંદ આવ્યા. કે. ગોપાળરાવ હરિ દેશમુખની ભલામણથી શ્યામજીની રતલામના દીવાન તરીકે નિમણૂંક થઇ)

આ પછીનાં ૧૦-૧૧ વર્ષ સુધીનો સમય પંડિતજીએ સંસ્થાની નોકરીમાં ગાળ્યો. સને ૧૮૮૮ માં શ્યામજીએ રતલામની નોકરી છોડી. સંસ્થાનિકોને પંડિતજી ઉપર વિશ્વાસ હતો, નોકરી છોડતી વખતે તેમણે રૂ. ૩૨,૦૦૦) પંડિતજીને રોકડા આપ્યા ત્યાર પછીનાં બેત્રણ વરસ સુધી પંડિતજીએ અજમેર મુકામે વકીલાત કરી પુષ્કળ પૈસા મેળવ્યા. પ્રાપ્તિની ઘણી રકમ કાપડના કારખાનામાં રોકી પંડિતજીએ કાયમનું ઉત્પન્ન કરી લીધુ. સને ૧૮૯૨ ની આખરથી તે ૧૮૯૫ ની શરૂઆત સુધી પંડિતજીએ ઉદેપુર સ્વસ્થાનના સલાહકાર તરીકે કામ કર્યું, અને સને (૧૮૯૫ ના ફેબ્રુઆરી માસમાં તે જૂનાગઢ સંસ્થાનના દીવાન થયા. આ નોકરી કરતી વખતે બ્રિટિશ સિવિલિયનોની ક્ષુદ્ર અને ઉદ્દામ મનોવૃત્તિના ઘણા અનુભવો તેમને મળ્યા. અંગ્રેજોની ઉદ્દામવૃત્તિ અને નાગરોની ખટપટને કારણે સને ૧૮૯૬ માં પંડિતજીને નોકરીમાંથી કમી કરવામાં આવેલા.)

સને ૧૮૯૬ માં પંડિત શ્યામજી કૃષ્ણવર્મા અને શ્રી. ટિળકનો અરસપરસ પરિચય સારી રીતે થઈ ગયો હતો, એવું ટિળકે તારીખ ૧૦-૧-૧૮૯૬ ના રોજ પંડિતજીને લખેલ કાગળ ઉપરથી જણાય છે. આ કાગળમાં લખ્યું હતું કે " પૂનાના એક બ્રાહ્મણ યુવાન કોઈ દેશી સાંસ્થાનિકના શરીરરક્ષક તરીકે કામ કરવાની ઇચ્છા રાખે છે, આવી નોકરી ના જ મળે તો આ યુવાન સાંસ્થાનિક લશ્કરમા પણ નોકરી કરવા ખુશી છે. આ યુવાન સંસ્થાનમાં કારકુન તરીકે રહેવાલાયક છે." આ કાગળમાંના લખાણ ઉપરથી ' ચાફેકર ' ભાઈઓ પૈકી એકાદ માટેની આ ભલામણ હશે એવી શંકા જાય છે. ' મેકાનકી ' સાહેબ હિંદુસ્તાન સરકારનું રાજકારણ ( Politics ) પંડિતજીને કમી કરવા સારૂં જે કુટિલ પ્રયત્નો કરતા હતા તેની પૂરી માહિતી લોકમાન્ય ટિળકને હતી. અને ટિળક મુંબઇ કાઉન્સિલના સભાસદ તરીકે ત્યાં ગયેલા ત્યારે પંડિતજીનો ભેટો થયેલો હોવો જોઇએ, એવું સૂચન કરનાર ટિળકના હાથનો એક કાગળ મળી આવે છે.

(પંડિતજી નોકરીમાંથી નિવૃત્ત થયા પછી " થિયોસૉફી " મા તેમજ

" આર્ય સમાજ "માં રસ લેતા થયા. તે માટે જે તે સંસ્થાના આગેવાનોએ પ્રયત્ન કરી જોયા પણ આ બન્ને સંસ્થામાં તેમને રસ ન પડયો. રેંડ-આયર્સ્ટના ખૂન પછી પૂનામાં જે ધરપકડો શરૂ થઇ અને સરકારે ટિળકને જે સજા ફરમાવેલી તેની અસર પંડિતજી ઉપર ઘણી જ થઇ અને તેથી જ હાલના રાજકારણમાં તે રસ લેતા રહ્યા (જહાલ રાજકારણનો પ્રચાર હિંદ કરતાં ઇંગ્લેંડમાં વધારે સારી રીતે કરી શકાશે એવું લાગવાથી સને ૧૮૯૭ માં પંડિતજી સ્વદેશ છોડી ઇંગ્લેંડ ગયા.

દયાનંદ તથા ટિળકના પરિચયથી પંડિતજીનું મન દેશસ્વાતંત્ર્ય તરફ વળ્યું. ' હર્બર્ટ સ્પેન્સર ' ના ગ્રંથોના વાચનથી પણ પંડિતજીનું લક્ષ સ્વતંત્રતા તરફ દોરાયું. સને ૧૮૮૪ ના અરસામાં બ્રિટિશરોએ ટ્રાન્સવાલમાંના બોઅર લોકોને આંતરિક કારોબારમાં સંપૂર્ણ સત્તા સોંપી હતી. પણ આ મુલકમાં સોનાની ખાણો જોતા બ્રિટિશો લલચાયા અને બોઅર લોકોને સોંપેલી મર્યાદિત સત્તાઓ પણ ખૂંચવી લીધી સને ૧૮૯૯ ના અરસામાં બોઅર યુદ્ધ શરૂ થયું આ પહેલાં જ શ્યામજી પંડિત ઇંગ્લેંડમાં આવીને વસ્યા હતા.) બોઅર યુદ્ધની શરૂઆત થતા પહેલાં જ તે સમયના બેરિસ્ટર મોહનદાસજી ગાંધી દક્ષિણ આફ્રિકામાં જઈ વસેલા બોઅર યુદ્ધમાં પોતાની વ્યક્તિગત સહાનુભૂતિ બોઅર લોકો તરફ હતી, એવું ગાંધીજીએ લખી રાખ્યું છે, માટે તે માન્ય ગણ્યા વિના છૂટકો જ નથી પરંતુ પોતાની વ્યક્તિગત સહાનુભૂતિ બોઅર લોકો તરફ હોવા છતાં શ્રી ગાંધીજી અને તેમના સહકારી મિત્રોએ સામ્રાજ્યવાદી સરકારને મદદ કરી છે. આ વિષે શ્રી ગાંધીજીએ પોતાનું મંતવ્ય નીચેના શબ્દોમાં જણાવ્યું છે,*

"My loyalty to British rule drove me to participation with the British in that war I felt, that if I demand right as a British citizen, it was also my duty, as such, to participate in the defence of the British Empire. I heed then that India could acheive her complete emancipation only within and through the British Empire.

---

+ The story of my Experiments with Truth P -64

( બ્રિટિશ સામ્રાજ્યને માટે પ્રેમભાવ હોવાથી મારે બ્રિટિશોના પક્ષમાં રહેવું એ વિશેષ જરૂરી જણાય છે. બ્રિટિશ સામ્રાજ્યના નાગરિક તરીકે જો હું અધિકારની માગણી કરું, તો તે જ નાતાથી બ્રિટિશ સામ્રાજ્યના સંરક્ષણમાં ભાગ લેવો એ પણ મારું કર્તવ્ય સમજું છું. બ્રિટિશ સામ્રાજ્યમાં અને બ્રિટિશ સામ્રાજ્યને લીધે હિંદ સંપૂર્ણ સ્વતંત્રતા મેળવશે એવું મને તે સમયે લાગતું. ) ગાંધીજીની આ વિચારસરણી પંડિત શ્યામજીને બિલકુલ પસંદ ન પડી. ગાંધીજીના આ વિચારો 'કૂપ મંડૂક વૃત્તિ' દર્શાવે છે. ગાંધીજી આ પ્રમાણે કથન કરી પોતાના વિચારો ઉપર પ્રમાણે જણાવી સ્વાતંત્ર્યપ્રિય જગત માટે ટીકાપાત્ર બને છે. ઉપરોક્ત ટીકા પંડિત શ્યામજી શ્રી ગાંધીજીના કથન માટે કરવા લાગ્યા.

ગમે તે ઉપાયે હિંદીઓને ઇંગ્લેંડમાં આવવાની તક મળે માટે પંડિતજીએ સને ૧૯૦૪માં શિષ્યવૃત્તિઓ આપવાની શરૂઆત કરી. આ સાલ "હર્બર્ટ સ્પેન્સર ટ્રાવેલિંગ ફેલોશિપ" નામની શિષ્યવૃત્તિ તથા સ્વામી શ્રી દયાનંદ સરસ્વતીના નામની બીજી શિષ્યવૃતિ જાહેર કરવામાં આવેલી. કોઇ પણ પ્રસંગ ઉપસ્થિત થતાં જ શિષ્યવૃત્તિ જાહેર કરવાનું પંડિતજીએ સને ૧૯૦૯ સુધી સતત ચાલુ રાખ્યું. શ્યામજી ઇંગ્લેંડ આવ્યા તે જ અરસામાં બેરિસ્ટરની પરીક્ષા માટે કાઠિયાવાડના એક કુલીન ગૃહસ્થ શ્રીયુત સરદારસિંહજી રાણા પણ લંડન આવ્યા હતા. પંડિતજીની જેમ તેમણે પણ કેટલીક શિષ્યવૃત્તિઓ ખુશીથી આપવાની ઇચ્છા દર્શાવી અને રાણા પ્રતાપ તથા છત્રપતિ શિવાજી મહારાજ-આ બે વિભૂતિઓના નામની શિષ્યવૃત્તિ આપવાની પોતાની સંપૂર્ણ ઇચ્છા પ્રદર્શિત કરતો એક પત્ર પંડિતજી ઉપર રવાના કર્યો. શિવાજી શિષ્યવૃત્તિ સાવરકરને મળેલી હોવાથી જ શ્રી સાવરકર બેરિસ્ટરીનો અભ્યાસ કરવા ઇંગ્લેંડ જઈ શકેલા તે હકીકત આગળ જણાવી દીધી છે.

સને ૧૯૦૫ મા 'ઇન્ડિયન સોસિયોલોજીસ્ટ' નામનું અંગ્રેજી માસિક પંડિતજીએ શરૂ કર્યું. માસિકની કિંમત કેવળ ૧ પેન્સ રાખવામાં આવી હતી. તા. ૧૮-૨-૧૯૦૫ના રોજ પંડિતજીએ કેટલાક હિંદી ગૃહસ્થોને પોતાના રહેઠાણના સ્થળે બોલાવીને "ઇન્ડિયન હોમરૂલ સોસાયટી" નામની સંસ્થા સ્થાપી. પંડિતજીના આમંત્રણથી ડૉ. સુશ્રુ. શ્રી. જે. એમ. પારેખ, ડૉ. પરેરા, શ્રી. જે. સી. મુકરજી અને મુકુંદરાવ જયકર વગેરે સદ્‌ગૃહસ્થો હાજર હતા. આ પહેલાં કોંગ્રેસની બ્રિટિશ કમિટિ જ હિંદી

રાજકરણનો વિચાર કરતી હતી. આ સંસ્થાના આગેવાનો હ્યુમ અને વેડરબર્ન વગેરે હતા અને રાણા પારેખ આ સંસ્થાના સભાસદ હતા. પંડિતજીની આ સંસ્થા સ્થપાતાં જ ઘણાખરા હિંદીઓ તે તરફ આકર્ષાયા શિષ્યવૃત્તિની શરૂઆત કરતાં જ વસતિગૃહ ખોલવાનો વિચાર ઉપસ્થિત થયો. તા. ૧–૭–૧૯૦૫ના રોજ ' ઇન્ડિયા હાઉસ ' નામની સંસ્થાનું ઉદ્દઘાટન થયું. ઇંગ્લેંડ જનાર વિદ્યાર્થીઓને રહેવા તથ ખાવાની અવ્યવસ્થાથી ઘણો જ ત્રાસ થતો. કાળાગોરાનો ભેદ અંગ્રેજી મા સ ઉપર દઢ થયેલો જણાતો, તેથી હિંદી વિદ્યાર્થીઓને ઘણાં જ અપમાનો સહન કરવાં પડયાં. આથી હિંદી વિદ્યાર્થીઓ ગૂ ચવાઇ જતા અને છેવટે અંગ્રેજોની સલાહ પ્રમાણે જ વર્તવાની તેમને ફરજ પડતી આથી જ ' ઇંડીયા હાઉસ' નામની સંસ્થા ખોલવામાં આવેલી લંડન શહેરના હાઇગેટ 'ના નામથી ઓળખાતા વિભાગમાં એક ઉત્તમ સ્થળ આરોગ્યતાનો દષ્ટીએ પસંદ કરી પંડિતજીએ એક ઇમારત વેચાતી લીધી. આ ઇમારતની આજુબાજુ પુષ્કળ ખુલ્લી જગ્યા હતી અને સૂર્યોદય પણ સારું હતું. રેલવેના ત્રણ સ્ટેશનો, ટ્રામનું નાકું આદિ સગવડો પણ આ ઇમારતની નજીક હોવાથી બધી રીતે અનુકૂળતા હતી. આ ત્રણ માળની ઇમારતમાં પહેલે મજલે સભાગૃહ, વાંચનાલય હતા અને બાકીના ભાગમાં વિદ્યાર્થીઓને રહેવા જમવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. પ્રથમ ૨૫ વિદ્યાર્થીઓને માટે સગવડ કરી ધીરેધીરે ૫૦ વિદ્યાર્થીઓનો સમાવેશ કરવામાં આવશે, એમ પંડિતજીએ જાહેર કર્યું.

દિનાંક ૯–૬–૧૯૦૬ ના રોજ પર્શિયા બોટથી વિદાય થયા.

દિનાંક ૧૯–૫–'૦૬ ના અરસામાં ઇન્ડિયા હાઉસમાં આશરે ૧૩–૧૪ વિદ્યાર્થીઓ રહેતા હતા. અને મહેરાયરણ સિંહ વ્યવસ્થાપક તરીકે કામ કરતા.

શ્રી. પંડિતજીની આ યોજના તેમજ હિલચાલ પ્રત્યે સુશિક્ષિત હિંદુ–મુસલમાનો ખાસ જોતા તેનું દિગ્દર્શન કરાવી શકાય તેઓ પુરાવો ઉપલબ્ધ છે. જર્મનીના ગટિજેન' નામના ગામથી 'જયાઉદ્દીન મહંમદ' ને અબ્દુલ્લા સુરાવર્દીને લખેલા બે પત્રો દિનાંક તા. ૨૪–૩–'૦૫ અને ૬–૪–'૦૫ ના મળી આવ્યા છે. તેમાં બીજા પત્રનો ભાગ મહત્ત્વનો છે. તે નીચે ટાંકેલો છે.

You know that we have a definite political policy at Aligarh, i. e. the policy of Sir Syed....I understand that

Mr. Krishnavarma has founded a society called 'Indian Home Society' and you are also one of its vice-presidents, Do you really believe that the Mohomedands will be profitted if Home Rule be granted to India? There is no doubt that this Home Rule is decidedly against the Aligarh policy...What I call the Aligarh policy is really the policy of all the Mahomedans generally—of the Mahomedans of Upper India particularly,

( અમારું અલિગઢવાળાનું એક નિશ્ચિત રાજકીય ધોરણ છે જે સર સૈયદ અહમદે નક્કી કરી આપ્યું છે તે તું જાણે છે. શ્રીયુક્ત કૃષ્ણવર્મા એ' ઇંડિયાન હોમરૂલ સોસાયટી નામની જે સંસ્થા કાઢી છે તેનો તું એક ઉપાધ્યક્ષ છે, તેવી માહિતી મળી છે. હિંદુસ્થાનને હોમરૂલ આપવામાં આવે તો મુસ્લિમોનું હિત થશે એવું ખરોખર તું માને છે. ? આ હોમરૂલ અલિગઢના નિશ્ચિત ધોરણની વિરુદ્ધ છે, એમાં શંકા નથી. હું જેને અલિગઢી ધોરણ કહું છું તે જ સર્વસામાન્ય મુસલમાનોનું ધોરણ છે—ઉત્તર હિંદુસ્તાનના મુસ્લિમોનુ પણ આ જ ધોરણ છે )

( મૅઝીનીના ઉપદેશની અસર સાવરકરના મન ઉપર ઇંગ્લંડ આવતા પહેલાં જ થઈ હતી. તેમા ઇંગ્લંડ જેવા સ્વતંત્ર રાષ્ટ્રમાં આવતાં તે અસર દૃઢ થઇ અને સાવરકરનું મન દિન પ્રતિદિન તેજોમય થવા લાગ્યું. ભારત ભવનમાં દર રવિવારે સાપ્તાહિક સભાઓમાં સાવરકરનાં જે ભાષણો થતાં તેમાં ઇટાલિયન દેશભક્તિની ક્રાન્તિકારક રીતિની મુક્ત કંઠે પ્રશંસા થતી. )

આ પ્રમાણે એક બાજુ લેખન કાર્ય ચાલુ હતું અને લંડનમાં 'અભિનવ ભારત:' નામની સંસ્થાની ઉદ્‌ઘાટનની પૂર્વ તૈયારીઓ પણ થતી હતી. સાવરકરે પોતાના પરિચયમાં આવતા યુવાનોની પરીક્ષા કરવા માંડી અને દરેક યુવાનની પોતાના મનથી કીમત આંકવા લાગ્યા. દર રવિવારે સભા ભરી રાજનૈતિક વિષયની ચર્ચાઓ કરવાની શરૂઆત કરી લંડન કેંબ્રીજ ઓક્સફર્ડ વગેરે પ્રસિદ્ધ વિદ્યાપીઠોમા સાયરેન્સેસ્ટરમાંની ખેતીવાડીની કૉલેજમાં, તેમજ એડિનબરોની શિક્ષણ સંસ્થામા હિંદી વિદ્યા-

ર્થીએ ભણતા હતા. તે તમામ વિદ્યાર્થીઓમાં રાજકીય ઉન્નતિ જાગૃત કરવા સાવરકર તેજ બાપરે શરૂઆત કરેલી. મેઝીનીનું ચરિત્ર લખવાનું કામ સાવરકરે પૂરૂં કર્યું તે સમયે 'લંડન ટાઇમ્સ' નામના વર્તમાન પત્રમાં M. A (Cantab) ઉપનામથી એક લેખ પ્રસિદ્ધ થયેલો તેમાં એવી ગરમાગરમ ચર્ચા કરવામાં આવી હતી કે બ્રિટનમાંના હિંદી વિદ્યાર્થીઓમાં રાજકીય અસંતોષ ફેલાવવાનું કામ ગુપ્ત મંડળો તરફથી થય છે. આ પ્રવૃત્તિ સરકારે દાબી દેવાની ખાસ અગત્ય પણ જણાવેલી.

ઇંગ્લંડમાં રહેતા હિંદીઓમાં ખળભળાટ ઉત્પન્ન કરવા ઉપર પ્રમાણે પ્રયત્નો થયેલા તે સમયે હિંદમાં પણ તેજ પરિસ્થિતિ હતી સાવરકર હિંદુસ્તાન આવવા નિકળ્યા તે પહેલાં નાશિકના પ્રાંત ન્યાયાધીશે સાર્વજનિક સભાનો એક વિચિત્ર હુકમ કાઢયો. ગણેશપંત સાવરકરે તે હુકમનો ભંગ કરવાથી તેમને રૂ. ૧૧ નો દંડ કર્યો પણ પાછળથી હાઇકોર્ટે તે માફ કર્યો. હાઇકોર્ટના નિર્ણયથી કાર્યકર્તાઓનો ઉત્સાહ વધ્યો અને સરકારી અમલદારો મનમાં બળવા લાગ્યા. આ સમય ગણપતિ ઉત્સવ વખતે લોકમાન્ય ટિળકે નાસી ગયેલા નવ ભારતના યુવાનોનું કામ પસંદ કરેલું, અને તેમણે કેટલીક સૂચનાઓ પણ આપેલી. શ્રી. ટિળકે એવું જણાવેલું કે "રાજકારણમાં ભાગ લેનારની તૈયારી પ્રખર હોવી જોઇએ, તમે જે કરવા ધારો છો તે બધું અમે કરી ચૂકયા છીએ. સ્વાનુભવથી હું તમને મક્કમ પણે કહુ છું કે જે માર્ગદ્વારા તમે જવા માગો છો તે માર્ગે જવાનો સમય હજુ દૂર છે માટે દેશ જાગૃત થતા સુધી સાવધ બની કાળજી પૂર્વક કામ કરો *" લોકમાન્ય ટિળકનો આ ઉપદેશ બધાને ગળે ન ઉતર્યો પણ તે ઉપદેશનો સાર સરકાર સમજી ગઈ અને નાશિકના તરુણોનું સંગઠન તોડી પાડવા માટે અનેક પ્રયત્નો સરકાર તરફથી કરવામાં આવ્યા. 'વંદેમાતરમ્' ના પોકાર માટે ગણેશપંત સાવકર આદિ વિદ્યાર્થીઓ ઉપર સરકાર તરફથી મુકરદમો ચલાવવામાં આવ્યો. નાશિક શહેરમાં જે લોકો પાસે હથિયાર વપરાવાના પરવાના હતા તે તમામ રદ કરવામા આવ્યા. રાત્રિ ક વખતે પણ લોકોના ઘરોની જડતીઓ લેવાની શરૂ થઇ અને આ બહાને સરકારી માણુસો અનેક નાગરિકોના ઘરમાં શક પડતી વસ્તુઓ નાખે છે એવી તકરારો થવા લાગી. પોતાના સામર્થ્યનો દેખાવ કરવા માટે દેવલાલીથી યુરોપિયન સિપાહીઓનું સરઘસ નાશિકના જાહેર રસ્તા ઉપરથી

* લોકમાન્ય ટિળક નાં સ્મૃતિ પત્રો ખંડ—૧ પૃ. ૭૪૦૭૫.

લઇ જવામાં આવતું. યુવાનોને ફાંસી દેવાના પ્રયત્નોમાં સરકાર નિષ્ફળ નીવડી એટલું જ નહિ પણ જનતાના ખળભળાટની લાગણી વધુ રીતે જ બનતી ગઈ.

સ્વદેશી અને બંગભંગની ચળવળને લીધે બંગાળ અને મહારાષ્ટ્રનો પ્રેમ દઢતર થવા લાગ્યો. આ સાલના ઉનાળામાં શિવાજી જયંતીના ઉત્સવ નિમિત્તે લોકમાન્ય પ્રતિબિંબ કલકત્તા ગયા. દાદા સાહેબ ખાપરડે પણ સાથે સાથે હતા. આથી બન્ને પરસ્પર સ્નેહ અને સોત્સાહ જોડાતા કલકત્તામાં થતી હિલચાલનું પ્રતિબિંબ મહારાષ્ટ્રમાં પડવા લાગ્યું. બંગાળમાં "સોનેરી બંગલા" નામનું એક ગુપ્તમંડળ સ્થપાયાની સરકારને શંકા પડી તેથી સરકારને ઘણીજ મૂંઝવણ ઉત્પન્ન થઈ. એપ્રિલ મહીનામાં બારિસાલ મુકામે પરિષદમાં વંદેમાતરમ્ ના પોકાર કરવાની બેફદ્દ ફુલરે મના કરી બનારીના-ત્યારાના લશ્કરમાંથી કેટલાક લોકોએ સ્ત્રીઓ પર અત્યાચાર કર્યાના બિના સાંભળી બે યુવાનો સર સુરેન્દ્રનાથ બેનરજીને મળવા આવ્યા, અને તેઓએ જાહેર કર્યું કે બંગાળમાં બનેલા તમામ અનિષ્ટોની જવાબદારી સર ફુલર ની છે. તેથી તેઓને ગોળીબારથી ઠાર ઉડાડી દેવાનો ઠરાવ કરી અમો અહીં આવેલા છીએ. બેનરજીએ આ યુવાનોને સમજાવ્યુ કે ફુલરે હવે રાજીનામું આપ્યું છે. રાજીનામું આપવાથી મરી ગયા જેવાજ થઇ ગએલા છે, હવે મરેલાને મારવા એ આપણું ભૂષણ નથી. સુરેંદ્રબાબુના વિચારો જાણી આ યુવાનોએ પોતાનો સંકલ્પ છોડી દીધો. બારિસાલ પરિષદ ભરાતા પહેલાં જ સુરેંદ્રનાથની લોકપ્રિયતા વધી ગઇ હતી. સરકાર તરફથી કરવામાં આવેલા કેસોથી તેમની કીર્તિ વધુ ફેલાઈ અને તેઓ એક બંગાળના બેતાજ બાદશાહ તરીકે ઓળખાવા લાગ્યા. દિનાંક ૭-૮-૧૯૦૬ ના રોજ કલકત્તામાં ૨૦-૨૨ હજારની સંખ્યમા એક જાહેર સભા ભરાઈ અને તે સમક્ષ સુરેંદ્ર બાબુઉપરનો પ્રેમ લોકોએ રાજ્યભિષેક કરી વ્યકત કર્યો હતો. સરકાર આથી મૂંઝાઇ અને સભારંભનો અર્થ વિપરીત રીતે કરવા લાગી. બંગાળીઓએ સુરેંદ્ર બાબુનો રાજ્યાભિષેક કર્યા, તેથી સરકારી અમલદારો એવો ઘોંઘાટ મચાવવા લાગ્યા કે બંગાળ માંથી બ્રિટિશ સત્તાનો લોપ થયો.

આવા બનાવના સમાચાર ઇંગ્લંડ જઇ પહોચ્યા ત્યારે વર્તમાન પત્રોમાં ઘણોજ ખળભળાટ મચી રહ્યો તેનું રમૂજ વર્ણન સાવરકરે કાળ

પત્રના ખાતમીદાર તરીકે પોતાની બાતમીમા નીચે પ્રમાણે કહ્યું છે. "આજે સવારે જે હિંદુસ્થાન આપણા તાબામા હતું તેજ બંગાળ તરફ ૧૨ કલાકના સમયમાં એક બંગાળી બાબુના હાથમાં જઈ પડયું, તે સાંભળી ક્રોધને ખાવાનું સરખું ભાવ્યું નહિ. વેપારીલોકો પોતાના વેપારનું શું થશે તેની હાયવરાળમાં ચિન્તાતુર થયા. પેન્સનર લોકો પોતાના પેન્સન માટેની ચિંતાથી સુગાવા લગ્યા. સર હેનરી કોટન અને વેડરબર્ન હિંદનું ભાવિ શું થશે તે વિષે ચિંતા કરવા લાગ્યા. બ્રિટિશ કોંગ્રેસ કમિટિના હિંદી સભાસદોને તો રાત્રે ઊંઘ પણ ન આવી. બાબુ સુરેંદ્રનાથજીએ સ્વયંરાજયભિષેક કરાવી અંગ્રેજોનું થાપ દેવદીધેલ જે રાજ્ય તેને ફગાવી દીધુ. તેથી ભૂલેચૂકે જો આ બનાવની હકીકત દેવના કાને પહોચશે તો શું થશે ! પણ દુખમાં સુખ એટલું જ છે, કે અંગ્રેજો મૂર્તિ પૂજકો ન હેવાથી તેમના દેવને કાન હોતા નહિ તો તેમણે આ વાત કયારની સાભળી લીધી હોત. પરંતુ હેન્રી કોટનને તો કાન છે તો તેનુ શું કરવું ? તેમણે આ વાતે હિંદ તરફથી સાભળી હશે. હિંદના હિત માટે જરૂર તેઓ ગુસ્સે થયા હશે. સર હેનરી કોટન ગુસ્સે થયા એટલે ઈશ્વર ગુસ્સે થયા કે ન થયા તે સરખું જ છે. ખરેખર સુરેંદ્રનાથનું એ કેટલું અઘોર પાપ (!)

અને ૧૮૫૭ ના બળવાને શાંત પડયે ૫૦ વર્ષ પૂરાં થયેલા નહિ અને કોંગ્રેસ જેવી સંસ્થાનું ઉદ્દ્ઘાટન કરવામાં આવે એટલે બળવાની કલ્પનાનો પુરો નાશ થશે એવી ટયું વગેરે અંગ્રેજોને લાગતું. પણ આ બળવો ફરી જાગશે કે નહિ એવા ડરથી અંગ્રેજી વર્તમાન પત્રો ગમે તેવા લેખો લખવા લાગ્યા. સુરેંદ્રબાબુ માટેનાં જે વિધાનો અંગ્રેજી પત્રોમાં રજૂ થતાં, તે રમેશ-ચંદ્રબાબુને પણ ઠીક ન લાગ્યાં. આ વાતનું સત્ય સ્વરૂપ અંગ્રેજો જાણે માટે તેમણે તા. ૭–૮ ૧૯૦૬ ના લંડન ટાઇમ્સના અંકમાં એક પત્ર પ્રસિદ્ધ કર્યો બંગભંગના પરિણામ માટે દર્શાવેલા વિચારો શ્રીયુત દત્તનુ ધીરવીરપણુ દર્શાવે છે.

The partition has caused a real and lamentable estrangement which is deepning and broadening and is likely to deepen and broaden in the future unless some consideration is shown for the wishes of an awakenened people in the Administration of our country.

( વંગ ભંગના કારણે રાજકર્તાએ અને પ્રજા વચ્ચે શત્રુવટ થઈ છે, અને વધતી જાય છે. ભવિષ્યના અનિષ્ટ પ્રસંગ ટાળવા હોય તો જાગૃત હિંદની પ્રજાની ઇચ્છાને માન આપી તેને રાજી કરવાનો પ્રયત્ન સરકારે કરવો જોઇએ.) શ્રી દત્ત જેવા સીવ્હીલ સર્વંટે આ પ્રમાણેની સ્પષ્ટ સલાહ આપી તે આનંદની વાત હતી, પણ સાવરકરની મનોવૃત્તિ આ વખતે કંઈ જુદીજ હતી. રા. દત્ત જેવા લેખમાં પોતાનું નામ ન લખે અને લેખ નીચે Retired civil servant એક સેવાનિવૃત્ત સિવ્હીલ સર્વંટ–આ પ્રમાણે પોતાનું વર્ણન કરે આ વાત સાવરકરને ઠીક ન લાગી. ભારતીય ક્ષોભજનક ઘટનાઓનો વિચાર કરવો સાવરકરે શરૂ કર્યો. પ્રથમ આ પ્રવૃત્તિની શરૂઆત પંડીત શ્યામજી કૃષ્ણજીવર્મા વિગેરેએ કરેલી હતીજ. દિ. ૪–૫–૧૯૦૬ ના રોજ પંડીતજીની હોમરૂલ સોસાયટીએ તથા દિ. ૫-૫-૧૯૦૬ ના રોજ પેરીસમાં શ્રીયુત બેંકરના અધ્યક્ષપણા નીચે ભરવામાં આવેલા સભામાં વંગ સરકારની રાજનીતિના વિરોધ કરતો ઠરાવ પસાર કર્યો હતો. ઇજીપ્તના રાષ્ટ્રવાદી કાર્યકરો સાથે પંડિતજીએ સંબંધ બાંધેલો. તેમ ઇજીપ્તના વર્તમાનપત્રોમાં સુરેન્દ્રબાબુને અભિનંદન અને બ્રિટીશ રાજ્યનીતિનો નિષેધ દર્શાવતા લેખો આવવા લાગ્યા. ''

આ ઇજીપ્તના વર્તમાન પત્રોમાં ઉપરોક્ત વિષયની ચર્ચા શરૂ થતાં ભયભીત થયેલા એક લેખકે તા. ૩-૧૦-૧૯૦૬ ના રોજ 'લંડન ટાઇમ્સ' માં નીચે બતાવેલો પત્ર છાપ્યો છે. આ લેખક મુસ્લીમ હોવો જોઇએ, તેમજ આ ભાઇ ' પેન ઇસ્લામીઝમ ' ની ચળવળનો પ્રચારકર્તા હોવો જોઇએ એવું પત્રના લેખન ઉપરથી જણાય છે.

We can not Pretend to be astonished at the Lewa's rashness put we say that it is not wise to praise an agitator and one who has doue harm to our Mohmed Brothers in India. The Mohmedans alarmed at the sucess of this man's movement, have requested Viceroy to grant them an audiance in order to explain to him the sentiments of the 70 millions Muslims of India.

( 'લેવા' પત્રે બતાવેલ અવિચારપણાથી હમોને આશ્ચર્ય થયું એવો ખોટો ઢોંગ હમે કરવા માગતા નથી પણ ચળવળ કરનારની સ્તુતી કરવી સારી નહિ એવી હમારી માન્યતા છે હિંદના હમારા મુસ્લીમ ભાઈઓને હાની પહોચાડનારજ આ ચળવળ કરનાર ઇસમ છે,- સુરે બાજુની ચળવળ જે યશસ્વી બની તેથી ગભરાઇ જઇને મુસલમાનોએ હિંદના વૈયસરોયની મુલાકાત લેવા વિનંતી કરી છે, અને ભારતના ૭ કરોડ મુસલમાનોની સાચી ભાવના શું છે? તે બતાવવાનો આ લોકોનો ઇરાદો છે. )

ભારતીય રાષ્ટ્રીય ચળવળનો ફેલાવે. કેવી રીતે ઇજીપ્તમાં કરવામાં આવતો તેજ પ્રમાણે આયર્લંડમાં પણ બ્રિટિશ વિરોધી તત્ત્વો હોવાથી, તે દેશનો ઉપયોગ પણ હિંદના લાભાર્થે કરી શકાય તેમ છે એવું પંડિતજી વગેરેને લાગતું આર્યલેંડના બ્રિટિશ વિરોધી પક્ષતરફથી પ્રગટ થતું Gaedic Americhu નામનું પત્ર ન્યૂયોર્કમાંથી પ્રસિદ્ધ થતું આ પત્રમાંની નીચે લખેલી હકીકત, કેસરીના દિ. ૧૩-૧૧-૧૯૦૬ ના અંકમાં છાપવામાં આવી છે અમેરિકન જગતમાં બ્રિટિશ વિરોધી લાગણી ઉત્પન્ન કરવાની દ્રષ્ટિથી આ પત્ર ઘણું ઉપયોગી છે.

So far as the Influence of the Gaelic Americau extends it will be its duty to Dissuad Irish men everywhere from entering, the services of the British Government in any capacity in India or from having any part in the robbery and oppression of her poeple.

( 'ગેલિક અમેરિકન' નામના પત્રનો આ એકજ દષ્ટિથી પોતાનો ઉપયોગ કરવામાં આવશે. 'આયરિશ' માણસ ગમે ત્યાં રહેતો હોય છતાંય તેણે બ્રિટનની નોકરી હિંદમાં કરવી નહિ, અને ભારતીય લોકો ઉપર થતા જુલમો તથા લૂંટમાં ભાગ લેવો નહિ. એ મતનો ફેલાવો કરવાનું કામ 'ગેલીક અમેરીકન' પત્ર બજાવશે.

વિનાયકના નામથી ઉપરોક્ત પત્રમાં લેખ લખવાની સને ૧૯૦૬ના આખરમાં સાવરકરે શરૂઆત કરી હતી.'

દક્ષિણ આફ્રિકાના બેરિસ્ટર ગાંધીનું, વર્તન કેટલાક પ્રસંગોમાં પંડિતજીને પસંદ પડતું નહિ. આ વાત આગળ આવી ચૂકી છે, છતાં પણ તેમના નેતૃત્વનીચે દક્ષિણ આફ્રિકામાંના હિંદીઓની જે ચળવળ ચાલની



સને ૧૯૦૬-૦૭ માં ઈંડીયા હાઉસમાં પધારેલા મં. મોહનદાસ
કરમચંદ ગાંધીજી ( મહાત્માજી )

હતી ને પ્રત્યે પંડિતજી આદિ બારીકાઇથી જોતા. ગાંધીજી અને શ્યામજી આ બંન્ને પરસ્પર ઓળખતાં, આથી જ્યારે ગાંધીજી ઇંગ્લેંડ આવ્યા ત્યારે તે પંડિતને ત્યાં આવવા લાગ્યા અને ભારત ભવનમાં પણ તેમની આવજાવ શરૂ થઇ. સને ૧૯૦૬ના સપ્ટેમ્બરમાં ટ્રાન્સવાલના વિધિમંડળમાં

'એશિયાટિક લૉઅમેન્ડમેંટ ઓર્ડિનન્સ નામનો કાયદો પસાર કરવામાં આવ્યો! તેથી ત્યાંના હિંદી નાગરિકોને ઘણોજ અન્યાય થયો હતો. આથી 'દાદ' મેળવવા માટે લોર્ડ મોર્લી કે જેઓ તે વખતના ભારત મંત્રી હતા ને તેમની તરફ ટ્રાન્સવાલના બ્રિટિશ ઇન્ડીયન એસોસીએશન એક શિષ્ટ મંડળ મોકલવાનું ઠરાવ્યું હતું. ગાંધીજી આ મંડળના એક સદસ્ય હતા. દિનાંક ૨૨-૧૧-૧૯૦૬ ના રોજ મોર્લે સાહેબે ગાંધીજી આદિ શિષ્ટ મંડળ સાથે વાતચીત કરી. આ મંડળ તા. ૩૦ નવેમ્બરના રોજ લંડનથી પાછું ફર્યું એવું ગાંધીજીએ લંડન ટાઇમ્સના પત્રમાં પ્રસિદ્ધ કર્યું છે. ગાંધીજી લંડનમાં હતા ત્યારે ભારત ભવનમાં આવતાં હતા. આ વાત પંડિતજીનું ચરિત્ર ઇંદુલાલ યાજ્ઞિકે બહાર પાડયું છે તેમાં નોંધ લીધી છે, દિનાંક ૨૦-૭-૧૯૩૭ ના રોજ સેંગાંવથી ગાંધીજીએ શ્રીયુત શં. દ. દેવ ઉપર મોકલેલો પત્ર 'ત્રિકાળ' નામના દૈનિકમાં દિ. ૨૯-૭-૩૭ પ્રસિદ્ધ થયો છે.

તેમાં જણાવ્યું છે કેઃ—"બેરીસ્ટર સાવરકર અને મારી પ્રથમ મુલાકાત જે લંડનમાં થઇ ત્યારે અમારો સબંધ કેટલો મધુર હતો." આ વાકય સને ૧૯૦૬માં જ્યારે ગાંધી — સાવરકર મુલાકાત પ્રથમ થઇ તે વખતના પ્રસંગનું છે. એ વાત ચોકકસ છે. ગાંધીજી 'ઇંન્ડિયા હાઉસ' માં થતી ચર્ચા સમયે હાજર રહેતા, તેમ ચર્ચા વખતે ગાંધીજી પોતાના સત્યાગ્રહનું તત્ત્વજ્ઞાન પણ સમજાવતા અને તેની મર્યાદા અને વિચારસરણીનો દોષ સાવરકર બતાવતા હોવા જોઇએ, એવું સાવરકરે કાળના ખબરપત્રી તરીકે મોકલેલા બાતમી પત્ર ઉપરથી જણાય છે. આ ચર્ચાનું પરિણામ એ આવ્યું કે ગાંધીજીના અનુયાયીઓની સંખ્યા ક્રમશઃ ઓછી થઇ એવું સ્પષ્ટ વિદ્વાનો પ્રો. સાવરકરે સને ૧૯૩૭ પછીના વ્યાખ્યાનોમાં જાહેર રીતે દર્શાવ્યા છે.'

ગાંધીજીનો સત્યાગ્રહ યાને બિપિનચંદ્ર પાલનો 'નિશ્ચળ' પ્રતીકારમાં સાવરકર સંમત ન હતા, એવું તેમણે કાળપત્ર ઉપર મોકલેલા પત્ર ઉપરથી

જણાય છે. આ બાતમીપત્ર આયર્લેન્ડની પરિસ્થિતી દર્શાવવાનો હતો તેમાંજ સાવરકરે ઉપરોકત મતો પોતાને માન્ય નથી એમ અપરોક્ષ રીતે બતાવ્યું છે. આ બાતમીપત્ર નીચે મુજબ છે.:– આ દુસ્સહ ગુલામીગીરીથી આયર્લેન્ડનું જીવન દુ:ખી બની ગયું છે. હવે સ્વાતંત્ર્ય પ્રાપ્તી કરીશું યા મરીશું પણ ગુલામગીરીમાં જીવવું નથી. આવો નિશ્ચય ઘુવાનો ખુલ્લીરીતે કરે છે. સ્વદેશની સળવળ જોર ઉપર છે. અપ્રત્યક્ષ પ્રતીકાર પણ શરૂ થઇ ચૂકયો છે. દારૂ ન પિવો, સરકારી નોકરી ન કરવી, પારકો માલ ખરીદવો નહિ. વગેરે અનેક માર્ગોથી સ્વદેશને સ્વાતંત્ર્ય મેળવવાના પ્રયત્નો ચાલું છે. પણ આ બધાય પ્રયત્નો કર્યાં છતાં રાષ્ટ્રસ્વાતંત્ર્ય મેળવવું શક્ય છે ? અમે કર ભરવાના નથી, થાય તે કરી લો વગેરે કેવળ ખાલી ડરામણુથી શત્રુ પક્ષ કાંઈ ડરી જવાનો છે, આવા કપોળ કલ્પિત સવાલોનો જવાબ આયર્લંડ કાંઈક જુદીજ રીતે આપવા લાગ્યું.

એક પ્રધાન આયરિશ પત્ર કહે છે, કે " અંગ્રેજોને હાંકી કાઢવા સિવાયનો આયર્લેંડને માટે સ્વતંત્રતા મેળવવાનો અન્ય માર્ગ નથી; પરંતુ અંગ્રેજોને કંઇ રીતે હાંકી કાઢવા ? અરજી કરવાથી, વ્યાખ્યાનો આપવાથી કે આ ( Passive Restatence ) રડવાના પ્રતિકારથી ? આગળ આ પત્ર જણાવે છે કે:– '

That can only be done py Physical force; no matter how many little things can be got by other means, there can be no substitute for force to achieve complete freedom.

(અરજીઓથી કે લાંગુલ ચાલન (પૂંછડી પટપટાવી) યો કે નકામા ખાલી ધુરકિયાં કરવાથી કદાચ નાના અને ખૂહા ખાધેલા ટુકડા મળે, પરંતુ પૂર્ણ સ્વતંત્રતા લડાઈ વિના કદાપિ મળનાર નથી.)

દક્ષિણ ફ્રાન્સના પીવાના દારૂનું વાવેતર કરનારાઓ અને ફ્રેંચ સરકાર વચ્ચે તકરાર થઇ તેમાંથી દક્ષિણ ફ્રાન્સના લોકોએ સત્યાગ્રહ અને નિ:શસ્ત્રી પ્રતિકાર આદર્યો આ અરસામાં લંડનના બાતમીદાર તરીકે " અપ્રત્યક્ષ પ્રતીકારનો જય કે પરાજય " આ મથાળા નીચે એક વિચારણીય બાતમી પત્ર મોકલ્યું છે, જે ' લંડનના બાતમીપત્રો ' આ નામથી

છપાયેલી પુસ્તિકાના પાન ૬૭ થી ૭૩ ઉપર છાપવામાં આ પત્રના પૂર્વ ભાગમાં સાવરકરે લખ્યું છે કે, અપ્રત્યક્ષ પ્રતીકાર આ એક રાજ્ય ક્રાન્તિનું નૂતન સાધન ગણાય છે. આવા કયા કયા ભિન્ન માર્ગો છે તેની કલ્પના માટે જે વસ્તુનો સ્પષ્ટ નિર્દેશ કર્યો છે, તેમાં હાલના અસહકાર, અને કરબંધીનો પણ સમાવેશ થાય છે. તે વાત ધ્યાનમાં રાખવા જેવી છે. રાજ્યતંત્ર બંધ પડવા માટે સાર્વત્રિક સંપ એવું અપ્રત્યક્ષ પ્રતીકારનું સરળ વર્ણન સાવરકરે કરીને નીચે પ્રમાણે લખ્યું છે.

આ અપ્રત્યક્ષ પ્રતિકારનું અવલંબ કરી ગમે તે સરકારને પરાભૂત કરી શકાશે. એવું હાલ અનેક દેશોની પ્રવૃત્તિ ઉપરથી જણાય છે. આ સાધન નવું છે, એટલે કે તે અનુભવ સિદ્ધ નથી. માટેજ તેનું યશસ્વીપણું સંશયાત્મક છે; એવું સૂચન કરવા માટે સાવરકરે નીચે પ્રમાણે લખ્યું છે.*

"શસ્ત્ર ધારણ ન કરતાં લોહીનું એક બુંદ ન પડતાં, એથીય આગળ વધીને કે રાજ્યદ્રોહનું જોખમ પણ ન વહોરતાં રાજ્યક્રાતિની જેવું મહાન કાર્ય કરવા માટેનું 'અપ્રત્યક્ષ પ્રતિકાર' એ અભૂતપૂર્વ શસ્ત્ર આપણે ખોળી કાઢયું છે, એવી વીસમીસદીમાં અભિમાન પૂર્વક બોલાય છે. પરંતુ આ નવીન સાધનનો ઉપયોગ અત્યાર સુધી સફળતાપૂર્વક કોઇએ કર્યો ન હોવાથી આ સાધન રાજ્યક્રાતિના માર્ગે કયાં સુધી બનશે તેનો નિકાલ વ્યવહારિક દૃષ્ટિથી હજુ આવ્યો નથી."

દક્ષિણ ફ્રાન્સમાં અપ્રત્યક્ષ પ્રતિકારનો પ્રયોગ સર્વાંગ પૂર્ણ હતો તેનું વર્ણન સાવરકરે નીચે પ્રમાણે કર્યું છે.+

દક્ષિણ ફ્રાન્સના સેંકડો શહેરો અને ગામડાંઓમાં આ પ્રયોગ શરૂ શરૂ થયો, હજારો કારકુનોએ નોકરીઓ છોડી દીધી, વિદ્યાર્થીઓએ નિશાળોને પ્રણામ કર્યા, શહેરોની મ્યુનિસિપાલિટીએ શૂન્ય બની ગઇ. દક્ષિણના મુખ્ય સભ્યોએ નક્કી કરેલા સમયે રાજીનામાં આપવા બદલના તારો રવાના કરી કરી દીધાં. અને ખુદ પેરીસના દક્ષિણ પ્રાંતમાંના સભાસદોએ રાજીનામાં આપીને રવાના કરી દીધા. બિલ્લા, પટા, અધિકારદંડો,' હજારો બલ્કે લાખો માણસોએ ફગાવી દીધા. આ રીતે એક કલાકમાં ફ્રાન્સના 'દક્ષિણના

* લંડનમાં બાતમી પત્રો પૃ. ૬૮-૭૦.

+ લંડનના બાતમીપત્રો પાન ૭૨.

વિસ્તીર્ણ પ્રાંતમાં અન્ય રચના નામશેષ થઇ ગઇ, પોલીસો પણ બાકી ન રહ્યા તેમ સૈનિકોએ ગોળી છોડવાની ના પાડી. અપ્રત્યક્ષ પ્રતિકારની આવી સારી રચના થવી અશક્ય છે.

આટલો સખ્ત અને સુસંગઠિત પ્રતીકાર કેમ અયશસ્વી બન્યો તે બાબત ઉપર લખતાં આગળ સાવરકરે જણાવ્યું છે, કેઃ—

"અપ્રત્યક્ષ પ્રતિકારનું બધું જ તત્ત્વજ્ઞાન અસંભાવ્ય વાતો સંભવિત છે, આવી ભૂલ ભરેલી સમજુતી ઉપર રચવામાં આવ્યું છે. સાવરકર લખે છે કે"*

"લશ્કરી સામ્રાજ્યના અભાવે અપ્રત્યક્ષ પ્રતીકાર કેવી રીતે નિષ્ફળ નીવડે છે, તે વાત ફ્રાન્સમાં સિદ્ધ થઇ. આ પ્રયોગથી કાર્ય સિદ્ધ માનનારા આગેવાનોને અન્ય પ્રાંતીય લોકો પાસે ગિરફતાર કરાવવામાં આવ્યા. આખા દક્ષિણ પ્રાંતને ઘેરી લેવામાં આવ્યો. લશ્કરી કાયદો શરૂ થયો, વક્તૃત્વ અને સભાઓ બંધ પાડવામાં આવ્યા. આથી લોકોને માલમ પડયું કે ખોટા ઘોંઘાટ માત્રથી સરકાર ગુંચવાઇ જતી નથી. છેવટે લોકોએ પણ શસ્ત્રો હાથમાં લીધાં અને અપ્રત્યક્ષ પ્રતીકારનો ત્યાગ કરી પ્રત્યક્ષ પ્રતીકાર તરફ વળ્યા. આ બન્ને પક્ષના હાથમાં હથિયાર આવતાં કોણ યશસ્વી બનશે તે માટે ઉભય પક્ષને પોતાના બાહુબળ ઉપર અવલંબવું પડયું. આથી સ્પષ્ટ થશે કે અપ્રત્યક્ષ પ્રતીકારને લશ્કરી ટેકો હોય તો તે યશસ્વી બને છે.

સરળ વિચાર પદ્ધતિથી પણ આજ વાત સિદ્ધ થાય છે. આ પ્રત્યક્ષ પ્રતીકારમાં દરેક માણસ ઉદાત્ત ભાવનાનો હશે, એમ માનીને ચાલવું પડે છે. બધા જ સરકારી નોકરો છોડી દેશે એવું માનવામાં આવે છે પણ ઇચ્છા છતાં દારિદ્રયથી દુ ખી થઇ ગયેલાથી આટલી બધી ઉચ્ચકોટી સુધી પહોંચી શકાતું નથી. આ પ્રયોગમાં સામો પક્ષ પણ ઉદાત્તવૃત્તિનો હોઇ નક્કી કરેલા કાયદા કાનૂનનો ભંગ કરશે નહિ તેમજ નવા નવા જુલમી કાયદાઓને ઘડશે નહિ. આમ માનીને ચાલવું પડે છે. પણ વાત બધીજ રીતે અશક્ય છે. પરંતુ જે લોકો સંમતાથી વિરૂદ્ધ જવા જેટલો નીચ હોય છે અને પ્રસંગ પડે નવીન કાયદાઓ બનાવી અથવા જુના કાયદાઓ શોધી કાઢી લોક સંમતિ અપ્રત્યક્ષ પ્રતીકારના બળથી દાબી દેવા જેટલો ક્રુર હોય છે.

* લંડનમાં બાતમી પત્રો પૃ. ૭૦–૭૨.

વીસમી સદીની શરૂઆતમાં જુદા જુદા દેશોમાં જે ક્રાંતિકારી માર્ગનું અવલંબન થતું હતું તેથી "ક્રાંતીના પ્રભાની માર્ગ" કેવા તે બાબત બધે સર્વત્ર ચર્ચા ચાલતી હતી. હિંદુસ્તાની પરિસ્થિતિ જોઇ ત્યાંના જહાલ આગેવાનોએ યશસ્વી પ્રતિકાર ( Passive Resistance ) નો માર્ગ સાર્વત્રિક પ્રચારની દષ્ટિથી સંમત ઠરાવ્યો. ગાંધીજીના સત્યાગ્રહનો તત્ત્વજ્ઞાનની બારીકાઇથી ચિકિત્સા પંડિત શ્યામજી કૃષ્ણ વર્મા કરતાં પણ તે ક્રાંતિ સંબંધે વાતો કરતા. પણ પંડિતજીને તો ત્યાં સુધી એવું લાગતું કે 'રક્તપાત થના સુધી અંગ્રેજ વખત લાવશે નહિ. પણ હિંદુસ્તાનમાં અધિકાર ક્રાંતિ શાંતિમય માર્ગોથી થશે. શત્રુપક્ષ ત્રાસ પોહોચાડવાની દષ્ટિથી જો વિચાર કરીએ તો ગાંધીજીનો "સત્યાગ્રહ" નિઃશસ્ત્ર પ્રતિકાર જેટલો પણ પ્રભાવશાલી હરવા જેવો નહોતો, તમામ નૈતિક જવાબદારીઓ ગાંધીજીના સત્યાગ્રહમાં ચળવળ કરનાર પરાધીન જનતા ઉપર નંખાતી અને પરિણામે પ્રત્યક્ષ કામ કરનારાઓ જ વિચિત્ર પરિસ્થિતિમાં મુકાતા.

સાવરકરે ભારત ભવનમાં જુવાન સહકારી મિત્રો, પંડિત શ્યામજી કૃષ્ણવર્મા, ગાંધીજી વગેરે શાંતીવાદી લોકો સાથે આ અરસામાં પુષ્કળ ચર્ચા કરેલી હોવી જોઇએ એવું લાગે છે. ચર્ચાનો સાર તે બાતમીરૂપે હિંદુસ્થાન મોકલતાં એવું "બાતમીપત્રો" ઉપરથી જણાય છે.

પોતાના કેટલાક મિત્રો સાવરકરના વિચારના થઇ ગયા હતા એવું લાગવાથી ગાંધીજી ઘણા જ અસ્વસ્થ બની ગયા હતા એવું દીસે છે. ભારત ભુવનમાંથી પરિસ્થિતિનું બારીકાઇથી નિરીક્ષણ કરવા માટે તે ભારતભવનમાં આવતા. સાવરકરના પક્ષમાં નહીં જોડાઇ જવા માટે ગાંધીજીએ આ વખતે તેમના એક મિત્ર ડૉ. પી. જી. જે. મહેતાને પત્ર લખ્યો છે. સદર પત્ર રા. ઇન્દુલાલ યાજ્ઞિકે લખેલ પંડિત શ્યામજી કૃષ્ણ વર્માના ચરિત્રમાં છાપ્યો છે. કોઇ પણ વાત અનિષ્ટ છે એવું ઠરાવવાનું હોય તો સદર બાબત ધર્મવિરૂદ્ધ છે એવું કથન કરવાની કુટેવ ગાંધીજીને પડી છે. કોઇ વ્યક્તિ ઉપર ગાંધીજી જ્યારે સખત ટીકા કરતાં ત્યારે તેની પ્રખર ટીકા કરતા પેહેલાં તે વ્યક્તિની પ્રથમ જરાક તે સ્તુતિ જેવું કરતાં. ઉપદેશ કરવાનો ઢોંગ કરી આ ઉપદેશ કરવામાં પોતાનો કંઇ પણ સ્વાર્થ 'નથી એવું' બતાવવા સારુ તે હમેશ દલીલ કરતા કે "આ પ્રમાણે ઉપદેશ તેમણે

પોતાના કર્તવ્ય તરીકે કર્યો છે. આ પત્રમાંને। મજકુર ઘણી દષ્ટિથી મહત્વને। હોવાથી આ પત્રમાંને। મહત્વને। ભાગ નીચે મુજબ છે :—

"I understand that you have been copying Mr. S. K. varma's teaching. I had long discussing with him and the result is that I recoil with horror from it that in it which is not not new is all right. But it did not need Shamji to restate the truth. That which is new is Positively Repulssive. The attack on leaders is a part and an essential part-of his propaganda. This is most demoralising.

His methods are based on irreligion and a denial of god or an afterlife. It has been said that these things have nothing to do with the goals he places pefore us. Such a thing is impossible seeing that his *goal springs from his view of life. He cannot* separate the one from other. I have watched the pratical working of his teaching at the India House and my humble opinion is that the atmosh here around House is simply reeking with poison. This is strong, but none the less true.

My opinion thus expresased *does not diminish* my esteem for Mr. Shyamaji's learning and honesty of purpose. But neither can serve the country if they lead him and us astray. I think I owe it to you to give you my views on the matter.

(આપ પંડિત શ્યામજી કૃષ્ણ વર્માના અનુયાયી થવા માગો છો એવા વાત મારે કાને આવી છે. પંડિતજી સાથે મેં ઘણો વાદવિવાદ કર્યો છે. પંડિતજીના માર્ગથી હું ભયભીત થયો અને બેસી ગયો. પંડિતજીના ઉપદેશમાં કંઇ વિશેષ નથી. જે નવીન વિચારો અને તત્વો પંડિતજીના પંથમાં

દાખલ કરવામાં આવેલાં છે તે હિતકારક નથી. અને જેમાં બીજા કેટલાક તત્ત્વો તેમના પંથમાં દાખલ કરવામાં આવેલા છે તે સારા છે. આ સારા તત્ત્વો જૂના કોઈ તેના પ્રચાર સારૂ પંડિતજી જેવાની કંઈ જરૂર હતી નહી. "આગેવાનો ઉપર પ્રખર ટીકા કરવી" એવું પંડિતજીના પ્રચાર કાર્યનું એક મહત્વનું અંગ છે. આ પ્રવૃત્તિ અત્યંત હીન પ્રકારની છે.

શ્યામજીનો પંથ અધર્મના પાયા ઉપર રચાયેલો છે. નિરીશ્વરવાદનો પ્રચાર કરવો તેમજ પુનર્જન્મ નથી એવું માનવું એવું પંડિતના પંથમાંના મૂળભૂત તત્ત્વો પૈકીના તત્ત્વો છે. પંડિત શ્યામજી લોકો આગળ જે ધ્યેય મૂકતા તે ધ્યેય સાથે ઉપરના મતોનો કંઈ પણ સંબંધ નથી એવું લોકો કહે છે. પણ આ વાત અશકય છે. શ્યામજીના પંથનું હાનિકારક સ્વરૂપ મેં ઇંડિયા હાઉસમાં જાતે જોયું છે. ભારત ભવનની આજુબાજુનું વાતાવરણ જાલીમ વિષથી ઉભરાયેલું છે. મેં કરેલું વર્ણન કડક છે પણ તે તદ્દન ખરૂં છે.

હું પોતાનો મત ઉપર પ્રમાણે કહું છું એનો અર્થ એવો નથી કે પંડિતજીના પાંડિત્ય માટે તેમજ તેમના પ્રામાણિકપણા માટે મારું તેમના પ્રત્યેનું માન ઘટયું છે. પાંડિત્યનો તથા પ્રામાણિકપણાનો ઉપયોગ દેશને ખોટાજ માર્ગે દોરવા માટે કરવામાં આવતો હોય તો તેથી દેશને ફાયદો થશે નહી. તેથી આ બાબતનો મત આપને જણાવવો એવું મારૂં કર્તવ્ય હોવાથી આ પત્ર લખ્યો છે.)

સાવરકર વગેરે લોકોના માર્ગની વધતી જતી લોકપ્રિયતા જોઈ તે માર્ગ સાથે પોતાનો કંઈ પણ સંબંધ નથી એવું જાહેર કરવાની ગાંધીજીને ઇચ્છા થવાથી તેમણે આફ્રિકામાં ગયા પછી "હિંદ સ્વરાજ્ય" નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું * આ પુસ્તકમાં પોતાનાં દેશોન્નતિની કલ્પનાઓ અને તે સાધ્ય કરવાના માર્ગો માટેના પોતાના વિચાર જનતા સમક્ષ મૂકી દીધા. આટલાથી જ સમાધાન ન થવાથી આ અરસામાં "મારો કાટોકા પંથ" વિરુદ્ધ એક ટીકાત્મક ચોપડી ગાંધીજીએ લખી અને તેમાં ક્રાંતિકારક

* સને ૧૯૩૮ માં પ્રસિદ્ધ થયેલા "હિંદ સ્વરાજ્ય" ની આવૃત્તિ સાથે આ પ્રસ્તાવના માટે ગાંધીએ જે લેખ સને ૧૯૨૧ માં લખેલો તે લેખમાંથી નીચે પ્રમાણેનો ભાગ ઉધૃત કરવામાં આવ્યો છે :-

પક્ષ ઉપર સખત ટીકા કરી છે એવી પણ માહીતી મળે છે. ઉપર પ્રમાણે સાવરકરના પંથની વિરુદ્ધ ઉઘાડી રીતે ગાંધીજીએ પુસ્તકો બહાર પાડયાં અને આ મંત્રના નાશ માટે શક્ય તે પ્રયત્નો કર્યાં છતા ગાંધીજી જેવા મુત્સદીએ સને ૧૯૨૪ મા " સાવરકર અને મારો સબધ " મધુર હતો ' એવુ પ્રતિપાદન કરવું જરાક વિચિત્ર તો ખરું જ.

It was first published in the columns of ' Indian Opinion ' of South Africa. It was written in 1908 during my return voyage from London to South Africa in answer to the Indian school of violence and its prototype in South Africa. I came in contact with every known Indian anarchist in London Their bravery impressed me but I felt that their zeal was *misguided I felt that violence was no remedy for* Indias ills and that her *civilisation required* the use of a different and higher weapon for self protection.

સાવરકર ઇંગ્લેંડ જઈ પહોંચતાં જ તેમને જણાયું કે બ્રિટિશ સામ્રાજ્યને માટે ચોફેર અસંતોષ ફેલાયો છે આ અસંતોષ બાબતની હકીકત ' કાળ ''ના લંડનના ખાતમીદાર તરીકે સાવરકર હિંદમાં મોકલતા. લંડનથી સાવરકરે બાતમીપત્રો આ વખતે મોકલ્યાં તેમાં નીચે પ્રમાણેના વિચારો જ પ્રકટ કર્યાં હતા :—

કૉન્ઝરવેટિવ અથવા લિબરલ પક્ષની કેડે બેસી કે હિંડમનને સોશિયાલિસ્ટના પક્ષમાં રહી હિંદને સ્વરાજ્ય મળવાનું નથી એવુ સૂચન કરી બાતમી પત્રને છેવટે નીચે પ્રમાણે હકીકત સુંદર રીતે વર્ણવી છે .—

" લોકોની કેડે બેસી ચાલવાનું શિક્ષણ તારાથી ન લેવાય હિંડમન ખાલી વખત ગાળી આનંદ ન માનતા. હિંડમન કે કોઇ પણ માણસની ખરી સહાનુભૂતિનો સ્વીકાર કર પણ સહાનુભૂતિ માગીશ નહીં પોતે કષ્ટ કરી અન્ન સંપાદન કર પણ અપમાનથી અન્ન સેવન ન કરતા.

હાલમાં દરેક અંગ્રેજ બ્રિટિશ સામ્રાજ્યની તાકાદ શી રીતે વધી શકે તે બાબત વિચાર કરવા લાગ્યા છે. અંગ્રેજો ગભરાઇ ગયા છે આયર્લેંડ,

ઈજિપ્ત તથા હિંદુસ્તાનમાં જે આંદોલનો શરૂ થયાં છે તેથી અંગ્રેજો ભયભીત થઇ ગયા છે. બ્રિટિશ આરમાર તથા સૈન્ય કમતાકાત છે તેવી ઇંગ્લેંડની ખાત્રી થઇ છે. "

આજુબાજુ એવી રીતે સર્વત્ર પ્રક્ષોભજનક વાતાવરણ ફેલાયેલું હોવાથી આ વખતે દરેક જણ નિર્ભયતાથી ભાષણો કરતા. નામદાર ગોખલે જેવા વિનીત સદ્‌ગૃહસ્થે પણ દિનાંક ૧૪–૯–૧૯૦૬ ના રોજ ' ઑક્સફર્ડ યુનિવ્હર્સીટી ઇંડિયા સોસાયટી ' માં એક નિર્ભયપણે વ્યાખ્યાન આપ્યું. ગોખલે જેવા નેમસ્તાગ્રણી જો એવી રીતે સ્પષ્ટ બોલી શકતા તો હિંડમન જેવા હિંદના હિતચિંતક પ્રખર ભાષા વાપરે એમાં શી નવાઇ ! હિંડમનના લખાણનો સાર નીચે મુજબ છે :—

If the Russians are justified, as justified they assuradly are, in making matters into their own hands, I, as a common Englishman, whose family inherits full share in the subjugation and robbery of Hindustan, declare that Indians are still more justified in any attempt they may make to shake off our infamous and ruinous foreign despotism.

( અંગ્રેજ લોકોની પાશકી, લજ્જાસ્પદ, ઘાતકી અને જુલમી સત્તા ફગાવી દેવા સારુ ભારતીઓ જે પ્રયત્ન કરે છે તે ઇચ્છવા જોગ છે તેવું હું જાહેર કરું છું. અન્ય અંગ્રેજો જેવો હું પણ એક અંગ્રેજ છું. હિંદુસ્તાન જીતવાના કામમાં અને હિંદુસ્તાન લૂંટવાના કામમાં મેં તથા મારા કુટુંબના અન્ય લોકોએ યથાપ્રમાણ ભાગ લીધો છે અને તેથીજ ઉપરની વાત હું સ્પષ્ટ રીતે જાહેર કરું છું.

સર હેનરી કોટન વગેરે લોકો હિંદી તરુણોને, અત્યાચાર નહિ કરવા ઉપદેશ કરતા હતા. વિલાયતમાં રહેતા હિંદીઓના મનમાં આ વખતે કેવા વિચારો ચાલતા હશે તે બાબતની સ્હેજ કલ્પના આવે તેથી તે વખતે રશિયામાં બનેલ એક ક્ષોભજનક બનાવનો ઉલ્લેખ કરવો પડે છે. ૧૯૦૬ ના જાન્યુઆરી માસમાં મોસ્કો શહેરમાં જે એક લોક ક્ષોભ થએલો તે દાબી દેવાની કામગીરી જનરલ મિન આ લશ્કરી અમલદારને સોંપવામાં આવેલી

તે તેમણે બહુ સારી રીતે પાર પાડી. આ જનરલ મિનનું પીટર્હૉફ રેલ્વે સ્ટેશન ઉપર એક રશિયન તરુણીએ પીસ્તોલથી ખૂન કર્યું આ બાતમી સને ૧૯૦૬ ના સપ્ટેંબર માસમા અંગ્રેજી વર્તમ નપત્રે માં છપાઈ

આજુબાજુનું વાતાવરણ આ પ્રકારનું હોવાથી સને ૧૯૦૬ ના ડિસેંબર મહિનામાં કલકત્તામાં ભરવામાં આવનારી ઇન્ડિયન નેશનલ કોંગ્રેસના અધ્યક્ષ તરીકે લોકમાન્ય ટિળકની નિમણૂક ન થાય એવી યોજના કોંગ્રેસના વિનીત અગ્રણીઓએ કરી. લોકમાન્ય ટિળકને જ અધ્યક્ષપદ મળવુ જોઇએ એવો લે કમતનો આગ્રહ હતો લોકમાન્ય ટિળકને અધ્યક્ષ નીમીએ તો કોંગ્રેસની દરબારમા જે પ્રતિષ્ઠા છે તે ધસી જશે એવુ વિનીત લોકો માનતા. દાદાભાઇ નવરોજીને અધ્યક્ષ નીમવા પણ આ લોકો બહુ રાજી હતા એમ નહોતું. પણ છેવટે દાદાભાઈને અધ્યક્ષ તરિકે નીમવાનો ઠરાવ થયો દાદાભાઈને લોકમાન્ય ટિળકે પણ સંમતિ આનંદથી આપી કોંગ્રેસનું કામ સરળરીતે પાર પડયુ. દાદાભાઈ નવરોજજીએ અધ્યક્ષ તરીકે જે ભાષણ કર્યું તેમાં સ્વરાજ્ય મેળવવું એ કોંગ્રેસનું ધ્યેય છે એવી ઘોષણા કરી કોંગ્રેસના આ અધિવેશનમાં સ્વદેશી, પરદેશી વસ્તુઓનો બહિષ્કાર, રાષ્ટ્રીય શિક્ષણ વગેરે બાબતના ઠરાવો મંજુર થયાથી લોકમાન્ય ટિળકને ઘણુંજ સમાધાન થયું. આ કામ બધું શાન્તિથી પાર પડયુ તેનું મુખ્ય કારણ કોંગ્રેસની બેઠક આ સાલ બંગાળમાં ભરી હતી અને બંગાળના જુવાનોની વૃત્તિ ઘણીજ ઉદ્દીપિત હતી એવુ તે વખતના સ્વાગતાધ્યક્ષ ડૉ રાસબિહારી ઘોષના ભાષણ ઉપરથી જણાય છે.

મહર્ષિ દાદાભાઈ નવરોજજીનું કલકત્તામાંનું ભાષણ આ ભારતીય રાષ્ટ્રીય જીવનમાનું એક નવીન મન્વંતર સચવે છે જો કે ૧૮૯૭માં કોંગ્રેસમાં રાષ્ટ્રીય પ્રવૃત્તિ જાગૃત થઇ પણ કોંગ્રેસનું ધ્યેય આટલી બધી સ્પષ્ટતાથી પ્રકટ થયુ હોય તો તે આ સાલે હિંદી રાજકારણનો તો પ્રચાર ઇંગ્લેંડ જેવા દેશોમાં પણ થવો જોઇએ એવા વિચારો પણ દાદાભાઇ નવરોજી એ પોતાના ભાષણમાં દર્શાવ્યા છે In self Govt lies our hope strength and greatness આપણી બધી આશાઓ, આપણુ બળ અને મહત્ત્વ આ બધી બાબતો સ્વરાજ્ય ઉપર અવલંબી છે એવુ દાદાભાઇ એ જાહેર કર્યું. તેમણે વધારેમાં કહ્યું કે સ્વરાજ્યના હકક સિવાય અન્ય નાની નાની માગણીઓ માગવામા કાંઇ અર્થ નથી સને ૧૯૦૭ના જાન્યુઆરી માસમા દાદાભાઇ ફરી ઇંગ્લેંડ ગયા ઇંગ્લેંડ જતી વખતે મુંબઇમા તેમને ઘણું

માન :આપવામાં આવ્યું. લોકમાન્ય ટિળકે જુવાનોની આકાંક્ષા માટેની તમામ હકીકત આ વખતે દાદાભાઇને કહી હોય અને આ બે મહાન વિભૂતિઓ વચ્ચે ખુલ્લા દિલથી રાજ્યકારણની ઘણી વાતો થઇ હોય એવું લાગે છે. તારીખ ૨૫–૪–૧૯૦૭ ના રોજ લોકમાન્ય ટિળકે પુનેથી પંડિત શ્યામજી કૃષ્ણ વર્મા ને જે કાગળ લખ્યો છે તે નીચે મુજબ છે.

Dadabhai is c eırly of opinion that ıf the British Go‹ernment withholds the grantıng of concessions any longer, things will grow wrose and the younger generation will and must t‹ke recourse to other means of accomplishing their object.

( લોકોને અધિકાર આપવામાં જો હવે સરકાર કંજુસ પણું બતાવશે તો પરિસ્થિતિ બગડી જશે એવો દાદાભાઇનો સ્પષ્ટ મત છે. પોતાનો હેતુ સાધ્ય કરવા સારૂ જુવાન વર્ગ અન્ય સાધનો પણ અવલંબ કરશે એવો તેમનો અંદાજ છે અને તરૂણોએ અન્ય સાધનોનું પણ આશ્રય લેવો એવું પણ તે માને છે.

દાદાભાઇની નિમણૂંક કોંગ્રેસના અધ્યક્ષ તરીકે થઇ તે સાભળી પંડિત શ્યામજી કૃષ્ણ વર્માએ તેમના ઉપર સખત ટીકા કરેલી આ વાત ટિળકની જાણમાં હતી. તેથીજ લોકમાન્ય ટિળકે દાદાભાઇની ખરી યોગ્યતા અને તેમના વિચારો માટે યોગ્ય ખ્યાલ પંડિતજીને તથા સાવરકર જેવા યુવાનોને આવે એ હેતુથી પણ ઉપરનો કાગળ લોકમાન્ય ટિળક લખ્યો હોય એવું લાગે છે.

સાવરકર ઇંગ્લેંડ આવ્યા ત્યાર પછીના પહેલા બે ત્રણ માસમાં તેમણે શું શું કર્યું તે બાબતની હકીકત પ્રથમ આવી ગયેલી છે. ઈંગ્લેંડમાં આવનાર હિન્દી વિદ્યાર્થીઓએ એશઆરામમાં તેમજ સરકારી અધિકારીઓની ખુશામત કરવામાં નકામો વખત નહીં ગાળતાં રાજકારણ તરફ લક્ષ રાખવું જોઇએ એવો પ્રયત્ન સાવરકર હવે કરવા લાગ્યા. ખરો સ્વાતંત્ર્યપ્રેમ કયા વિદ્યાર્થીઓમાં જણાય છે તેની પણ તે બારીકાઇથી તપાસ કરવા લાગ્યા. એવા કોઇ ખરા સહકારી મિત્ર મળી આવે એટલે ભારતના ભાવિ માટે આ જુવાનો આનંદથી ચર્ચા કરતા. સાવરકર હિંદુસ્તાનમાં હતા તે વખતે જેમ

સાપ્તાહિક બેઠકો ભરાતી તેવીજ રીતે લંડનમાં પણ શરૂઆત કરી અભિનવ ભારત નામની સંસ્થા સ્થાપવા માટેની કલ્પના તો આ પહેલાંજ નક્કી થયેલી હતી. આ મંડળના બહિરંગ મંડળ અને ગુપ્ત મંડળ એવા અભિનવ ભારતના બે ભાગ પાડવા એવું સમોવડિયાની સલાહથી તેમણે ઠરાવ્યું; બહિરંગ મંડળ તરફથી જે કાંઇ કામ થાય તે જાહેર રીતે કરવું એવું ઠરાવી કામની શરૂઆત થઇ. પ્રયત્ન શરૂ થતાંજ 'Free India Society' નામની સંસ્થાનો જન્મ થયો. સને ૧૯૦૬ ના ડિસેંબર માસમા ગુપ્તમંડળ સ્થાપવાનો પ્રથમ પ્રયત્ન સાવરકરે કર્યો એવું કૈલાસવાસી જ્ઞાનચંદ વર્માએ લખી રાખેલ નોંધ ઉપરથી જણાય છે. આ કામ માટે જે સભા થઇ તેમા હરમાનસિંગ, ખાન, જયસવાલ, સેન, મદનલાલ ધિંગ્રા, કોરેગાવકર, મણી-લાલ, હરદયાળ, ભાઇ પરમાનંદ, બાબા જોષી, બાપટ અને મહેશ ચરણસિંહ એટલા જુવાનો ઉપસ્થિત હતા. આ જુવાનો સાથે ચર્ચા કરી ૧૯૦૬ ના ડિસેંબર મહિનામા "અભિનવ ભારત" નામની સંસ્થા સ્થાપન કરવાનું નક્કી થયું, હોય તેવુ લાગે છે. સાવરકર અને બાપટ તો બેચાર માસમાં જ મિત્ર બની ગયા. અભિનવ ભારતમાંના તરુણોની સંસ્થાનિકો માટે શી અપેક્ષા હતી તે સમજાવવા સારુ શ્રીમત સયાજીરાવ મહારાજ ગાયકવાડ તરફ બાપટ વગેરેનું એક શિષ્ટમંડળ ગયેલું એવું શ્રીયુત બાપટે કાવ્યરૂપમાં પોતાનું જે આત્મચરિત્ર લખી રાખ્યું છે તે ઉપરથી જણાય છે, દિ. ૫-૮-૧૯૦૬ તથા સને ૧૯૦૭ ના જાન્યુઆરી માસના લખેલાં બન્ને બાતમીપત્રોમા 'નિશાનબાજી'નું મહત્ત્વ વર્ણવેલું છે. સને ૧૯૦૬ ના છેવટમાં ઇંડિયા હાઉસમાંના તરુણો પિસ્તોલો રાખવા લાગ્યા, અને વાપર-વાની વિદ્યાને પણ હસ્તગત કરી હોય તેમ શ્રી બાપટે લખેલા પોતાના આત્મ-ચરિત્રથી અનુમાની શકાય છે.

મેઝિનીનું ચરિત્ર લેખન પૂરું થતાં જ સને ૧૮૫૭ ના ક્રાન્તિયુદ્ધનું સ્વતંત્ર વિવેચન-પુસ્તક લખવાનું ઠરાવી શ્રી સાવરકરે તેનાં પુસ્તકોનું વાંચન શરૂ કર્યું. આ સમયની જે બાતમી મળેલી તે પૈકીના પત્ર ક્રમાંક ૯ માં નીચે મુજબનો ઉલ્લેખ છે. "ઇંગ્લેંડનો મત અનુકૂળ કરવાને માટે એક જ ઉપાય છે, અને તે આજ કે :– "ઇંગ્લેંડના મનની હિંમત એક રતીપૂર પણ કરવી નહિ." ૧૮૫૭ માં કયા ઇંગ્લેંડમાં ઉપ્સુરેથનો બોલ્યાં હતાં કે, આપણો ફર્યાં હતાં છતાંય સને ૧૮૫૭ મા ઇંગ્લેંડનું જેટલું લક્ષ હિંદમા ખેંચાયું તેનો શતાંશ ભાગ પણ ગોખલેનાં હજારો ભાષણોથી ખેંચાયું

નહોત. આપણે કાર્ય શરૂ કરીએ એટલે ઇગ્લેંડ આપણી પાછળ દોડતું આવવાનું જ.

'સેનાપતિ બાપટ' એડિન્બરો ગયા અને ત્યાંના મિત્રમંડળ આગળ "'૨૦૦૭'નું હિંદ" આ વિષય ઉપર ભાષણો આપ્યાં. એડિન્બરો જવાની સેનાપતિની ખાસ ઇચ્છા હતી, પણ ઑટિના એક મિત્ર 'ડૉ. બમા' નો પત્ર આવ્યો અને તેમાં તેમણે જાતે બાપટને આગ્રહભરી રીતે બોલાવવા માટે નિમંત્રણ આપ્યું અને વધુમાં દર્શાવ્યું કે અહિંયાં કેટલાક રશિયનો છે, તેમની સાથે તમારું ઓળખાણ કરાવી આપવાની ઇચ્છા છે. *

ડૉ વમાનો પત્ર મળતાંજ શ્રી બાપટ એડિન્બરો ગયા. રશિયાની પાસેથી 'બૉમ્બ' બનાવવાની વિદ્યા ભણવા માટે બાપટ આદિ યુવાનો કેટલા બધા ઉત્સુક હતા તે જણાવવા માટેજ આ હકીકત જરૂરી છે. શ્રી બાપટ એડિન્બરો ગયા ત્યાં તેમને એક રશિયન કુમારિકા સાથે પરિચય થયો. આ કુમારીની ઓળખાણ ભવિષ્યમાં 'ક્રાન્તિ કામ' ના પ્રચાર માટે ઘણીજ ઉપયોગી નીવડી.

'ઇન્ડિયન નેશનલ કોંગ્રેસ' ના કલકત્તાના અધિવેશનમાં શું બન્યું તેનું દિગ્દર્શન પ્રથમ આવી ચૂક્યું છે. શ્રી દાદાભાઇ નવરોજીએ પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં 'સ્વરાજ્ય' મંત્રનો ઉચ્ચાર કર્યો. સરકાર પાસે કાકલુદીઓ કરવાથી સ્વરાજ્ય મળનાર નથી. આમ હોવાથી સ્વદેશી, બહિષ્કાર, રાષ્ટ્રીય શિક્ષણ વગેરે ઉપાયો યોજવાનું લોકોએ ઠરાવ્યું. સામ્રાજ્યમાંથી મુક્ત થવાની હિંદીઓની ઇચ્છા હોય છતાંય અંગ્રેજો કહેવા લાગ્યા કે અમે હિંદુસ્થાન છોડનાર નથી. દિનાંક ૨-૧-૦૭ ના રોજ લંડનના સંપાદકીય લેખમાં નીચે પ્રમાણે લખ્યું છે.

We have won India by the sword and in the last resort we hold it by the sword and it is well for the small and highly educated classes which are alone represented at the congress that the British sword stands between them and their native enemies.

---

* સેનાપતિ બાપટ ચરિત્ર પાન ૫૨.

( અમે તરવારના જોર ઉપર હિંદુસ્થાન જીત્યુ છે અને આફ્તત પ્રસંગે તે તલવારના જોરથીજ હિંદને ટકાવીશુ. કેંગ્રેસના પ્રતિનિધિઓ તરીકે જે થોડા અને ભણેલા લોકો હાય છે તેમની દ્દષ્ટિથી જોતાં એમ જણાય છે કે આ અલ્પ સંખ્યાના માણુસો અને તેમના દેશનાજ તેમના શત્રુઓ વચ્ચે બ્રિટિશ તલવાર ઉભી છે. તે તેમના હિતનીજ છે.

જે નવા પક્ષના ઉદયથી લંડન ટાઇમ્સ ઉપર પ્રમાણે ચિડાયેલું તેથી પંડિત શ્યામજી સ્વાભાવિક રીતે ગૌરવ અનુભવવા લાગ્યા. દિ. ૨૪-૨-૧૯૦૭ ના રોજ લંડનમાં ઇન્ડિયન હોમરૂલ સોસાયટીની સભા થઇ. આ સભામાં રૂ. ૧૦૦૦૦ના એક સખાવત પંડિતજીએ જાહેર કરી. હિંદમાં રાજકારણુના મહંતોના સંગઠન માટેની આ સખાવત છે એવું પંડિતજીએ જાહેર કરેલું. યોજનાની વિગત નક્કી કરતાં પહેલા પંડિતજી ટિળક, લજપતરાય, બાપટ આદિ હિંદી આગેવાનોની સલાહ લેવાના છે એવુ, પંડિતજીએ જણાવેલું. જના સભા બાદ ટુંક મુદતમાં પંડિતજીએ આગેવાનો સાથે આ બાબતમા પત્રવ્યવહાર શરૂ કર્યો. દિ. ૪-૪-૧૯૦૬ ના રોજ સિંહગઢથી લોકમાન્યે આ યોજન માટે પોતાનો અભિપ્રાય જણાવ્યો છે. ૧૯૦૭ ના વર્ષની શરૂઆત થતાંજ અંગ્રેજોના મનમાં એક નવોજ ડર દાખલ થયો. ૧૮૫૭ ના બળવાને આ સાલ અર્ધી સદી પુરી થતી હતી. હિંદના કેટલાક ભાગમાંથી અસંતોષના ચિનગારીઓ ખરવા માંડી હતી. બ્રિટિશાના લશ્કરી સંપત્તીનો વિચાર કરીએ તો આ અસંતોષ ક્ષુદ્રજ ગણાય. ૧૮૫૭ પછી અંગ્રજોએ ધોરણીપણાથી હિંદીઓને નિશસ્ત્ર બનાવી દીધા. યુરોપમા જ્ઞાનનો જે શાસ્ત્રીય પ્રગતિ થતી હતી એવી સૈનિક શાસ્ત્રમાં પણ મોટી ક્રાન્તિ થશે એમ જણાતું. આ ક્રાન્તિમાં જો કે ઇંગ્લેંડ આગળ પડતુ ન હતુ તો પણ હિંદની નિઃશસ્ત્ર પ્રજાની સરખામણીમાં તો અંગ્રેજો શક્તિવાનજ ગણાય. આ વાત ધ્યાનમાં લેતા અંગ્રેજોએ હિંદના કેટલાક પ્રાંતોના અસંતોષને મોટુ રૂપ, ન આપ્યુ હોત તો ચાલી શકત. વિનાકારણુ અંગ્રજો ભયભીત બનીને જો દોરીને સાપ માની બેઠા ન હોત તો ભવિષ્યના ઘણુા અનિષ્ટ પ્રસંગો બનતા રહી ગયા હોત પણુ ૧૯૦૭ ની સાલ અંગ્રેજોને અપશકુનિયાળ નીવડશે એમ માનીને હિંદના યુરોપીયનોએ અનેક પ્રકારના જુલમોની શરૂઆત કરી. લાહોરના 'પંજાબી' પત્રના પ્રકાશક લાલા વસંતરાય અને સંપાદક કાશીનાથ કૃષ્ણુ આઠવલે ઉપર કેસ કરવામાં આવ્યો. તેમજ મુંબઇના 'વિહારી' પત્ર પાસે જામીનગીરી

માગવામાં આવી. આ બે વાતો હિંદી સરકારના ભીતિગ્રસ્ત મનની દશા બતાવે છે.

અફઝલખાનના વધ પ્રસંગે શ્રી શિવાજી મહારાજે વાપરેલો વાઘનખ લંડન ટાવરમાં છે, એવી ઊડતી વાતનું સત્યાસત્ય તપાસવા સને ૧૯૦૭ની શરૂઆતમાં સાવરકરે લંડન ટાવર જોયો હોય તેમ જણાય છે. આ સ્થળે સુલતાન ટીપુની તલવાર જણાઈ પણ છત્રપતિના વાઘનખ ત્યાં ન હતા. અને જે વાઘનખો ત્યાં હતા તેનો સંબંધ શ્રી શિવાજી સાથે નજીવ હતો. શિવાજી મહારાજ જે પ્રકારના વાઘનખો વાપરતા તે પ્રકારના જ વાઘનખો મ્હૈસુર પ્રાંતીય ડાકુઓ વાપરતા હોવા જોઇએ. તેમાંના જ કેટલાક વાઘનખો લંડન ટાવરમાં મૂકેલા છે એવું સાવરકરે 'વિહારી' પત્રને મોકલેલ બાતમીમાં જણાવ્યું છે. લંડન ટાવરમાં છત્રપતિના વાઘનખો ન જણાતાં સાવરકરે જે વિચારતરંગો લખી મોકલ્યા છે તે ટાંકવા જેવા છે. તે નીચે મુજબ છે :—જે વાઘનખોએ હિંદુઓના પારતંત્ર્યનાં આંતરડાં બહાર ખેંચી કાઢ્યાં અને જે શ્રી શિવછત્રપતિના કરસ્પર્શથી પવિત્ર થયા હતા.—ગાઢી વાઘના વાઘનખો લંડનના ટાવરમાં પડેલા જોવા હું ઉત્સુક હોઇશ એમ કદાચ વાંચકો માને પણ આજે હું તે જોવા જરાય ઉત્સુક નહતો. અર્જુન દિવ્યચક્ષુથી પણ વિશ્વરૂપનાં દર્શન ન કરી શક્યા તો ગુલામગીરીનાં ચશ્માં પહેરીને હું કઇ રીતે તેનાં દર્શન કરું !!! આવા ભયમા હું તલ્લીન થયેલો તેવામાં મેં વાઘનખ નહિ પણ ટીપુ સુલતાનની તલવારનાં દર્શન કર્યાં. આ તલવારનાં દર્શન થતાં જ શરીરમાં એક વિલક્ષણ શક્તિનો સંચાર થયો, અને આ ગુલામગીરીમાં જીવવા કરતાં શ્રી શિવાજી મહારાજના વાઘનખથી પ્રાણ ત્યાગ કર્યો હોત તો ઠીક એ લાગવા માંડ્યું. આ પવિત્ર વસ્તુઓનાં દર્શને જતાં કાંઇક નજરાણું લઇ જવું એમ મને જણાયું. પણ નજરાણામાં આજે તો પારતંત્ર્યના રક્ત વિના બીજું કાંઈ જ ખપતું નહતું. આથી પારતંત્ર્યનું રક્ત દેવા હું ટીપુ સુલતાનની તલવારની કરૂણાભાવે પ્રાર્થના કરવા લાગ્યો પણ ટીપુની તલવારે ઉત્તર દીધો "કે ભાઇ ! તલવાર તો તૈયાર છે પણ એવા ટીપુ સુલતાનના બળવાન બાહુઓ ક્યાં છે ! ' કે જે તલવારને ધારણ કરી શકે !!! શિવાજી છત્રપતિના વાઘનખો પારતંત્ર્યના પિંજરામાં પુરાયેલા મેં ન દીઠા તો તેમાં કંઇ જ ખોટું નથી. આ વાઘનખો આર્યભૂમિનાં દર્શન કરતા ભારતમાં જ રહે તે સારૂં છે. વાઘનખો પ્રદર્શન માટે નથી હોતા, પણ પરતંત્રતાનાં ઉદરો ચિરવા માટે જ બહાર કાઢવાના હોય છે."

સને ૧૯૦૭ ની શરૂઆતમાં શ્રી પંડિતજીએ એક એવા નૂતન વિષય ની ચર્ચા શરૂ કરી, કે જેની તરફ અંગ્રેજોને પણ ધ્યાન દેવું પડયું." હિંદમાં ઉદય પામતો જહાલ પક્ષ અને દેશી સંસ્થાનો, આ વચ્ચે કેવી રીતે સહકાર્ય થઇ શકે ?" આ વિષય ઉપર પંડિતજીએ ચર્ચા શરૂ કરી, આથી અંગ્રેજોના મનમાં જે ડર ઉત્પન્ન થયો હતો, તે દર્શાવતું શબ્દચિત્ર લંડન ટાઇમ્સમાં અને ૧૯૦૭ ના જુલાઇ માસમાં નીચે બતાવેલા લેખ ઉપરથી જણાય છે

Satisfactory as our existing relations with the princes of India may be and fully as they may recognise the justice of our rule, it is hard to believe that, it at any time of crisis in our fortune they should see a reasonably chance of throwing off our yore and of establishing an independent federation of native states, devotion to the British Crown would cause them to stand by us instead

(હિંદી સંસ્થાનિકો અને અમારો સંબંધ સારા પ્રકારનો છે, આ વાત સત્ય છે અમારી રાજ્યપદ્ધતિ ન્યાયની છે આ સત્ય પણ તે સ્વીકારશે જો કોઇ વેળા હમો આપત્તમાં હોઇએ અને તેમને લાગે કે અમારી સત્તા ફગાવી દેવાનો સારો અવસર છે, તે વખતે તેઓ બ્રિટિશોને વફાદાર રહેશે અને દેશી સંસ્થાનોનું સ્વતંત્ર સંઘ રાજ્ય સ્થાપવાનો ઉદ્યોગ તે કરશે જ નહિ એવી ખાત્રી રાખવી સહેલ નથી."

બંગાળી હિંદુઓમાં તીવ્ર અસંતોષ ઉભરાઇ રહ્યો હતો. તે મિટાવવા માટે પ્રતિષ્ઠિત મુસલમાનોને હાથ પર લેવાનો પ્રયત્ન શરૂ થયો. બંગાળમાં ઢાકાના નવાબો મુસ્લિમોમાં આદરણીય વ્યક્તિ ગણાતી તેને ચડાવીને હિંદુઓને ડાવવાની નીતિ બંગાળની નોકરશાહીએ શરૂ કરી. નવાબે ૨-૦-૪૦૮ ગુંડા સાથે 'કોમીલા' શહેરમાં પ્રવેશી ઘણી જ ધમાલ કરી. આ નવાબનો ચિટણીસ કોઇ પારસી ગૃહસ્થ હતો આ પારસી ગૃહસ્થે જીભ છૂટી મૂકીને કહ્યું કે બંગાળી લોકો સ્વર્ગના બચ્ચા છે કોમિલાના પ્રથમથી ચિડવાઇ ગયેલા હિંદુઓ આ પારસીના શબ્દોથી ખળભળી ઊઠયા અને તે પારસીને ખૂબ માર્યો આ બનાવ બન્યા તેને બીજે દિને એક બંગાળી યુવાને નવાબના અનુયાયીને ગોળીથી ઠાર કર્યો. બંગાળી સમાજ પ્રસરી રહેલા અસંતોષ અને

અન્યાયનો પ્રતીકાર કરવાનું વલણ આ બાબતના બંગાળી સમાજને જુદું જ ભાસ્યું. સને ૧૯૦૭ ના માર્ચની આખરમાં કેટલાક બંગાળી યુવાનોએ કલકત્તાના શસ્ત્રાગારમાંથી કારતૂસો અને દારૂગોળાની ચોરી કરી.

સને ૧૯૦૭ માં બંગાળ અને મહારાષ્ટ્રમાં અસંતોષ જણાતો હતો. પંજાબમાં હજુ સુધી અસંતોષની લાગણી દેખાતી ન હતી પરંતુ દી. ૧૬-૪ ૧૯૦૭ ના રોજ પંજાબી પત્રના સંપાદક અને પ્રકાશક ઉપરના કેસની અપીલ લાહોર કોર્ટે કાઢી નાખી. આથી પંજાબીઓમાં અસંતોષ ફેલાયો. ચીફ કોર્ટે આ બન્નેને સખ્ત કેદ નહિ પણ સાદી કેદ ભોગવવાનું ફરમાન કર્યું. છતાંય આ બન્ને કેદીઓને જેલમાં લઇ જતી વેળા આરોપીઓને અન્યાય થયેલો માની શહેરીઓએ ધમાલ મચાવી. જે ગાડીમાં કેદીઓને જેલમાં લઇ જતા હતા તે ગાડીને રોકીને લોકોએ આ કેદીઓને પુષ્પમાળાઓ અર્પણ કરી. રસ્તામાંનો કાદવ પોલીસોના ઉપર ફેંકાયો. જે બાજુ યુરોપીયનો રહેતા, તે બાજુ તરફ એક સરઘસ કાઢવામાં આવ્યું અને એકલ દોકલ યુરોપીયન ઉપર હુમલો કરવામાં આવ્યો. છેવટે પોલીસ આવતાં આ સરઘસ વિખરાયું. ખરેખર! આવા બનાવોથી ગભરાવાનું કોઈ કારણ ન હતું. લોકપ્રિય આગેવાન માટે પોતાનો આદર પ્રકટ કરવાના ઉત્સાહમાં કેટલીક મર્યાદાઓનું ઉલ્લંઘન થાય કે તરત જ તેઓને બળવાખોર માની લેવા તે ગેરવ્યાજબી છે. પણ બંડ થવાનો સંભવ છે, એ બીતિથી પ્રથમ જ ગભરાઇ ઊઠેલા અધિકારીઓને બળવાનાં બીજ રોપાતાં લાગ્યાં. અત્યાર સુધી બંગાળ અને મહારાષ્ટ્રમાં ચળવળ ચાલતી હતી, હવે તે પંજાબમાં પણ આવી પહોંચી તેવું માની બેઠા.

લંડનના હિંદી તરફી હિંદના બનેલા બનાવો તરફ કેટલી ઉત્સુકતાથી નિહાળતા હતા તે નીચેના લંડનના બાતમીપત્રો ઉપરથી જણાય છે *

" "પંજાબી" પત્રના સંપાદકની થયેલી ક્રૂર અને રાક્ષસી શિક્ષા સાંભળતાં તરુણ વર્ગ ઘણો જ ગુસ્સે થઇ ગયો. પોતાની કમતાકાતથી તે શરમાઇ ગયા, આપણે સબળ થઈશું તો હજી પણ જીત મેળવી શકીશું. એવી તેમને ખાત્રી થતી ગઇ. જ્યાં સુધી કાયદા ઘડવાનું અને તે કાયદાની અમલબજાવણી કરવા માટે તરવાર લટકતી રાખવાનું ફિરંગીઓને સ્વાધીન છે ત્યાં સુધી નેમસ્તપક્ષ શું? કે Passive Resistance નો અપ્રત્યક્ષ કે શાંતિ પ્રતિકાર શું બધા નિષ્ફળ જ જવાના છે એવું ઘણા કહેતા. ખરે

* લંડન બાતમીપત્ર પૃ. ૬૧-૬૨.

યશદાયી માર્ગ જે ઈતિહાસસૂચિત માર્ગ ગણાય તેનો સ્વીકાર શી રીતે કરવો તે બાબત ઠીક વિચાર કરવા લાગ્યુ. અત્રેથી પજાબ માટે સહાનુભૂતિ બતાવવા સારુ તારો પણ મોકલવામાં આવ્યા આનંદ એટલા માટે કે મિથ્યાભિમાની રાજ્યસત્તાને ઉપર પ્રમાણે ઉઘાડી રીતે જુલમ કરવાની બુદ્ધિ ઉપજે થઈ ઈંડિઆ હાઉસ, કેમબ્રીજ, સાયરન્ એનટર્સ,થી તારો ગયા પંજાબી માટે એક ફંડ પણ ઊભુ કરવામાં આવ્યું વખત ન ગુમાવતાં આ બાબતનો છેવટનો નિકાલ લાવવો જોઈએ એવી ઉત્કંઠા બધાને લાગી હતી

સન ૧૯૦૭ પહેલાં જ ઈંગ્લાંડના હિંદી તરુણોમાં આ જે રાજકીય જાગૃતિ જણાવા લાગી તેનુ શ્રેય પંડિત શ્યામજી કૃષ્ણવર્મા, સાવરકર, બાપટ, હરદયાળ, વગેરેને જ ઘટે છે.

સન ૧૮૫૭ ની સાલનાં બળવા વખતે જે અગ્રેજોએ વિશેષ શરાતન બતલાવ્યું હતું તેનું ગૌરવ કરવા, દશ મેની ક્રાંતિમાંથી એકાદ પ્રસંગ નાટ્યપ્રયોગ રૂપે અંગ્રેજ પ્રજા આગળ મૂકવાની કલ્પના સન ૧૯૦૭ ના માર્ચ મહિનાથી ચાલતી દિલ્હીના કાશ્મીર દરવાજા ઉપર ૧૮૫૭ ની સાલમાં કરવામાં આવેલો હલ્લો, આ પ્રસગ નાટ્યપ્રયોગ માટે ચૂટવામાં આવ્યો છે એવી વાત પણ ફેલાઈ આ વાત પડિત શ્યામજી કૃષ્ણવર્માને કાને પડતાં જ તેમણે એક મચોટ પત્ર પ્રસિદ્ધ કર્યો કે જેથી અંગ્રેજોના આ ઉત્સાહ પર ઠડુ પાણી ફરી વળ્યુ આ પત્ર આયરીશ નેશનલ કૌન ફેડરેશનના ઉપાધ્યક્ષ દ્યૂ ઓ ડોનેલને લખ્યો હતો આ પત્ર ઇગ્લાંડથી હિંદુસ્તાન પણ મોકલવામાં આવેલો અને બિપિનચદ્ર પાલના વંદેમાતરમ નામના પત્રમાં દિનાંક ૨૩–૪–૧૯૦૭ ના અકમાં છપાઈ પણ ગયો છે. આ પત્રમાં સન ૧૮૫૭ ની સાલમાં અગ્રેજોએ હિંદુસ્તાનમા જે અત્યાચારો કર્યાં હતા તેની નિષ્કૃતિ બદલ ત્રણ ઠેકાણે પ્રાર્થનાઓ કરવી એવું સૂચન આ પત્રમાં હતું નક્કી કરેલી ત્રણ જગ્યાઓનું વર્ણન નીચે મુજબ છે

The scene of the first service of reparation should naturally be those arsenals at Dumdum where low caste men were employed to manufacture pollu ted cartridges that were to dishonour and degrade hundreds and *thousands of brave and gallant soldiers*

The second service should naturally be held at Meerut—the site of the cantonments of the splendid third cavalry who were forced into insurrections by the sight of their bravest comrades being led away chained and fettered to penal seirvitude for no cause except the just defence of nationality and religion.

I would suggest that a third service of reparation could not be better held than at Delhi on the scene of the murders of the young princes of the Imperial House who, though prisoners of war, were butchered in cold blood by the ruffian Hodson of Hodson's horse.

૧૮૫૭ ના દુષ્કૃત્યોના પાપની નિષ્કૃતિ કરવાની પ્રાર્થના માટે ડમડમ કે જ્યાં દારૂગોળાના કોઠારો હતા તે આ પ્રાર્થનાના પ્રથમસ્થાન તરીકે રાખવું. આ જ ઠેકાણે નીચ જાતિના લોકોની મદદથી ભ્રષ્ટ કારતૂસો બનાવવામાં આવ્યા. આ જ કારતૂસોને લીધે સેંકડો અને હજારો શૂરવીર સૈનિકોનું અપમાન કરવામાં આવ્યું અને તેમને બરતરફ કરવામાં આવ્યા.

પ્રાર્થનાનું બીજું સ્વાભાવિક સ્થાન મીરત છે. આ ઠેકાણે ત્રીજી પલ્ટનની હયદળના વૈભવશાળી સૈનિકોનું લશ્કરી દળ હતું. શૌર્યની મૂર્તિમંત પ્રતિમા એવા સહકારીઓને શૃંખલાબદ્ધ કરી શિક્ષા અને હારમનો અનુભવ લેવા માટે લઇ જવામાં આવે છે તે જોઇ તેમનાથી શાંત રહેવાયું નહી માટે તેઓએ બળવાનો ઝંડો ઊભો કર્યો. સ્વરાષ્ટ્ર અને સ્વધર્મનું ન્યાયી રીતે સંરક્ષણ કરવું એટલો જ આ બળવાનો હેતુ હતો.

એવી પ્રાર્થના માટે દીલ્હી સિવાય બીજું ઠેકાણું મળે નહી એવું મારે સૂચન કરવાનું છે. બાદશાહી વંશના બાળ રાજ્યપુત્રનું જે ઠેકાણે ખૂન કરવામાં આવ્યું હતું તે સ્થળે આ પ્રાર્થના કરવી. આ રાજ્યપુત્રો યુદ્ધકેદી હતા, છતાં 'હોડસન હોર્સ' આ હયદળ પલ્ટનના પ્રમુખ અને ક્રૂરકર્મી હે... આ રાજ્યપુત્રોનાં ઘણી જ અમાનુષી રીતે ખૂન કર્યાં" )

૧૮૫૭ ના ગષ્ટ્રીય અદિોલનની સ્ફૂર્તિ જાગૃત કરવાનો આ પ્રમાણે બે રીતે પ્રયત્ન શરૂ થવાથી હિંદુસ્થાનના સરકારી પક્ષ અને લોકપક્ષ આમ બે પર્ વચ્ચે સન ૧૯૦૭ ના મે મહિનાના અરસામાં ઘણું જ વેર વધ્યું આખા હિંદમાં જે અસંતોષ વધી ગયો હતો તેની ચિનગારીઓ છેક મદ્રાસ સુધી પહોંચાડવા સારૂ બિપિનચંદ્ર પાલ સન ૧૯૦૭ ના એપ્રિલ માસની છેવટમાં મદ્રાસ ગયા * રાજ્યમહેન્દ્રીમા તેનું વ્યાખ્યાન થયુ અને તેને પરિણામે સરકારી કૉલેજમાં વિદ્યાર્થીઓએ હડતાળ પાડી મે મહિનની શરૂઆતમા મદ્રાસ શહેરમાં તેમણે બે વ્યાખ્યાનો આપ્યાં બીજા વ્યાખ્યાનની છેવટે પરદેશી ટોપીઓની હોળી સળગાવવામાં આવી. સરકારી અધિકારીઓના પ્રોત્સાહનથી ઉશ્કેરાયેલા મૈમાનસીંગ જિલ્લાના બંગાળી મુસલમાનો મૂર્તિભંગ કરવામા અને હિન્દુ સ્ત્રીઓનો શિયળભંગ કરવામાં મશગુલ થયાને કારણે તરુણોમાં જે ક્ષોભ પ્રથમ ઉત્પન્ન થયો હતો તે ક્ષોભ આ બનાવથી વધુ તીવ્ર બન્યો. વિદ્યાર્થીઓને રાજકારણમાં ભાગ લેતા અટકાવીએ એટલે ચોફેર પ્રસરતા અસંતોષની જ્વાળા આપમેળે હોલવાઇ જશે એવી નોકરશાહીની માન્યતા હોવાથી આ જ અરસામા 'રીસલે સરક્યુલર' નામનો ગેઝારો હુકમ બહાર પાડવામાં આવ્યો

પંજાબી પત્રના પ્રકાશક અને સંપાદક બંનેને થયેલી શિક્ષાને લીધે પંજાબ પ્રાંતમાં અસંતોષ વધવા લાગ્યો મે મહિનાની શરૂઆતમાં રાવળપિંડીમાં બનેલી એક ઘટના ઉપરથી ત્યાંની એક ક્ષોભ શક્તિ કેટલી પ્રખર બની ગઇ હતી તેનો ખ્યાલ આવી શકશે લાલા હંસરાજના અધ્યક્ષપણા નીચે એક સભા ભરાવાના છે એવું જાહેર થયું હતું સરદાર અજિતસિંહ, લા ૧ અમોલકરામ વગેરે જુવાન આગેવાનો આ સભામાં ભાષણો કરવાના હતા સરદાર અજિતસિંહ ઉપર ભાષણબંધીનો હુકમ બજાવવામાં આવેલો અને તે હુકમની અમલબજાવણી સારુ ત્રણસો પોલીસોને રાખવામાં આવેલા હુકમનો ભંગ કરી સરદારજી ભાષણ કરવા લાગ્યા છતાં તેમને કેદ કરવાની પોલીસની હિંમત ન ચાલી આ પ્રકાર પછી કોરટમાં હાજર રહેવા માટે લાલા હંસરાજને હુકમ કરવામાં આવ્યો લાલાજી કોરટમાં હાજર થયા હકડેઠઠ લોકોની કોરટમાં એટલી મેદની થઇ કે લાલાજી ઉપર મૂકવામાં આવેલા આરોપોની તપાસ પડતી મૂકવી પડી કોરટમાંથી પાછા વળતાં

* Sedition

જનસમુદે રસ્તામાં યુરોપીયનોની દુકાનો લૂંટી. ત્યાર પછી લાહોર સ્ટુડન્ટ એસોસિયેશન તરફથી ભરવામાં આવેલી એક જાહેર સભામાં અધિકારીઓએ કાઢેલા હુકમો ફેંકી દેવામાં આવ્યા. સભામાં હાજર થએલા લોકોએ પાછા જતી વખતે યુરોપિયનના બંગલા આગળથી જવું નહીં એવો હુકમ કરવામાં આવેલો તે હુકમનો નાગરિકોએ ભંગ કર્યો. તેથી પોલીસોએ લોકો ઉપર લાઠી ચલાવી.

પંજાબમાંના આ લોક ક્ષોભને લીધે સરકારી અધિકારીઓ ઘણાજ ગભરાઇ ગયા હતા આ વાત Sedition Committee Report માં સરકાર તરફથી કબૂલ કરવામાં આવી છે. તે વખતના લેફ. ગવર્નર સર ડેનઝીલ ઈબ્ર્ટસને અમૃતસર ફિરોજપુર, લાહોર, રાવળપિંડી, સિયાલકોટ, અને લ્યાલપુર વગેરે ગામોમાં આ ચળવળ શી રીતે વધતી જાય છે તેમજ આ ચળવળનો હેતુ શું છે તે સ્પષ્ટ કરતો એક ખરીતો પ્રસિદ્ધ કર્યો છે. સર સાહેબ લખે છે કે "

Some of the leaders look to driving the British out of the country, or at any rate from power, either by force or by the passive resistance of the people as a whole; and the method by which they have set themselves to being the Government machine to a stand still is by endeavouring to stir up a strong feeling of racial hatred.

(શક્તિબળથી યા તો લોકોના સાર્વત્રિક અપ્રત્યક્ષ પ્રતિકારના બળથી બ્રિટિશોને આ દેશમાંથી હાંકી કાઢવા નિદાન તેમને અધિકારચ્યુત કરવા એવી આ આગેવાનોની મનીષા છે. રાજ્યતંત્ર બંધ પાડવાના ઉપાય તરીકે જાતીય દ્વેષની પ્રબળ ભાવના જાગૃત કરવાના પ્રયત્ન પર મદાર હતો.

પ્રાંતીય મુખ્ય અધિકારીએ લોક ઉશ્કેરણીનું ખરું કારણ શોધતાં પહેલાં અનેક બાબતોનો વિચાર કરવો જોઇતો હતો. ૧૮૫૭ના આંદોલન વખતે આખા હિંદુસ્તાનમાં ) અશાંતતાની જ્વાળા ફેલાઇ છતાં જે પંજાબ પ્રાંત બ્રિટનને વફાદાર રહ્યો, અને જેને લીધે બ્રિટિશોનું હિંદુસ્તાનનું રાજ્ય

નારા ન પામ્યુ તે પંજાબ પ્રાંત આજે એટલો બધો નારાજ શાથી થયો તે બાબતની ગવર્નરે શાંત રીતે મીમાંસા કરવી જોઇતી હતી બળવાની શરૂઆત થતાં પહેલાં જ પ્રજાબજાનું તમામ સૈન્ય બધી દૃષ્ટિથી સુસજ્જ રાખવુ જોઇએ તે જાણી સરકારી અધિકારીઓ તે બાબતની તૈયારીઓ કરવા લાગ્યા. આ પહેલાં થોડા દિવસ પર જેનમના તોપખાના ઉપરના પઠાણો નારાજ થયા હતા પોતાને ન્યાય ન મળે તેથી તે હડતાળ પર ઉતરેના પ્રાતમા બળવો થશે એવુ જણાતાં મર સેનાપતિ કિચનર પંજાબ આવ્યા અને તેમણે પઠાણો સાથે સમજૂતી કરી હડતાળ શાંત પાડી તે શાંત ચિત્તથી પાછા દિલ્હી ગયા. પંજાબ સરકારે રાવળપિંડી શહેરમા લગભગ લશ્કરી અમલ શરૂ કરેલો, રાવળપિંડી શહેર પર તાપો ગોઠવવામાં આવેલી લાલા હસરાજ, લાલા ગુરૂદાસ લાલા અમુનકરામ વગેરેને અટક કરવામાં આવ્યા અને લાલા લજપતરાય ઉપર ભાષણબંધીનો હુકમ બજાવવામા આવ્યો

હિંદુસ્તાનનો અસંતોષ આટલી હદ સુધી આવી પહોંચ્યો તે અરસામા સાવરકર વગેરે તરુણો એ દશમી મેનો દિન તેમણે નક્કી કરેલી રીતે ઉજવવાનું ઠરાવ્યુ હતુ એકટનના રહેનાર શ્યામજી કૃષ્ણવર્માના સાળા નીતિસેન દ્વારકાદાસ જે ઠેકાણે રહેતા તે સ્થાન 'ટિળક હાઉસ' ના નામથી ઓળખાતું 'ટિળક હાઉસ' માં ગૌરીશંકર ભટનાગર, દીપચંદ ઝવેરી, ડૉ એરૂલકર, વિગેરે પંદરવીસ જુવાનોએ ભેગા થઇ આ દિન ઉજવવાનું ઠરાવ્યું આ ાાની સભાનું અધ્યક્ષસ્થાન સાવરકરે સ્વીકાર્યું હતું અને શ્રી જ્ઞાનચંદ વર્માએ મુખ્ય વકતા તરીકે ભાષણ કર્યું હતું આ પછી એક વરસે ઉજવવામાં આવનાર દશમી મેનો ઉત્સવ જેવી રીતે મોટા પાયા પર ઉજવવામાં આવેલો તેવી રીતે આ ઉત્સવ ઉજવવામાં આવેલો નહીં હોવાથી તેનો ઉલ્લેખ સેનેટ રિપોર્ટમા જણાતો નથી. પણ ઉત્સવ ઉજવવામાં આવેલો એ વાત નિશ્ચિત છે શ્રી છોટાલાલ યાજ્ઞિકે લખેલા શ્યામજી કૃષ્ણ વર્માનાં ચરિત્રમાં આ સમારંભ માટે નીચે પ્રમાણેની નોંધ જણાય છે

The 10th of May, however, did not pass unnoticed in London. Vinayak Savarkar had not spent a year at the India House in vain He had already carried an intensive propaganda among a wide circle of Indians in London, just as he had carried on

thoroughgoing research in the events of the great war with the help of classical works on the subject. Fully equipped with historical material on the subject, Savarkar held a private celebration of the fiftieth anniversary which was attended by a small and determined group of young enthusiasts at the India house.

( ૧૯૦૭ ની આઝાદીની દશમી મેનો દિન, લંડન શહેરમાં દુર્લક્ષિત રહ્યો નહીં જ. ભારતભુવનસ્થિત વિનાયકરાવ સાવરકરે એક વરસ કંઈ વ્યર્થ ગાળ્યું નહોતું. લંડન શહેરમાં રહેનાર ભારતીય લોકોના સમૂહોમાં તેમણે ઘણો સઘન પ્રચાર કર્યો હતો. તેમજ ૧૮૫૭ ના મહાન ક્રાંતિના યુદ્ધમાંની ઘટનાઓનું પ્રમાણભૂત ગ્રંથના આધારે મૂળગામી સંશોધન પણ તેમણે કર્યું હતું. આ વિષયક ઐતિહાસિક માહિતીથી સુસજ્જ થયેલ સાવરકર આ દિન ઉજવવા માટે તૈયાર થયા. અને તેમણે ખાનગી રીતે આ ઉત્સવ ઉજવ્યો. ભારતભુવનમાંના થોડાક પણ નિશ્ચયી અને ઉત્સાહી તરુણો આ સમારંભ વખતે હાજર હતા. )

આ સમારંભ ઉજવવામાં આવ્યો છે તેનો ઉલ્લેખ સાવરકરે વિહારી નામના સાપ્તાહિકના ખાનગીદાર તરીકે જે ખાતમીપત્ર મોકલેલો તેમાં છે. વૈશાખ વદ અમાસ શકે ૧૮૨૯ ના રોજ વિહારી પત્રમાં લંડનનો જે ખાતમીપત્ર છપાયો છે તે નીચે મુજબ છે :—

કાનપુરનું સ્મરણ ફક્ત અંગ્રેજોને જ થાય છે એવું નથી. લંડનમાંના હિંદી લોકોને પણ તેનું સ્મરણ થાય છે. ૧૮૫૭ ના સ્વાતંત્ર્ય સંગ્રામની જે સુવર્ણ જયુબીલી ઉજવવા માટે ૧૧ મેના રોજ હિંદી લોકોની સભા થઈ અને આ સંગ્રામમાં જે સ્વદેશભક્તો શહીદ થયા તે વીરોનું ભજન પૂજન કરવામાં આવ્યું. આ જુવાન લોકો આ સમારંભ ઉજવી નવરા થતાં જ પંજાબ સરકારે ૯ મે ૧૯૦૭ ના રોજ રાત્રે એકાએક લાલા લજપતરાયને લાહોરમાંથી ઊંચકી બ્રહ્મદેશમાં માંડલે મુકામે સ્થાનબદ્ધ કરી મૂક્યા છે એવી ખાતમી લંડનમાં આવી પહોંચી. હિંદુસ્તાનમાં જે નવો પક્ષ ઊભો થયો હતો તે પક્ષના એક આગેવાન અને આદરણીય નેતાને સરકારે ચોકસી કર્યા સિવાય હદપાર કરેલા જોઈ સૌને બહુ આશ્ચર્ય લાગ્યું. આ ઘટનાથી ભારતભુવનના તરુણોના મનમાં પ્રખર ક્રાન્તિકારક વિચારો આવવા લાગ્યા. દિનાંક ૧૧ મે

સ. ૧૯૦૭ના રોજની અભિનવ ભારતના સભાસદોની આ સભા પછી બાપટે પેરિસ જવાની તૈયારી કરી. સભામાં પછી એવું ઠર્યું હતું કે કોઇ પણ સભાસદે પેરિસ જઇ બોમ્બ બનાવવાની વિદ્યા હસ્તગત કરી આવવી. બાપટે પેરિસ જઇ પ્રથમ આ વિદ્યા હસ્તગત કરી. બાપટ સાથે હેમચંદ્ર દાસ અને મિરઝાં અબ્બાસ આ બે મિત્રો પણ બોમ્બ બનાવવાની વિદ્યા શીખતા હતા. બાપટ આ ઉદ્યમ કરવા લાગ્યા અને લંડનના સભાસદોને પણ આ પછીનો કાર્યક્રમ નિશ્ચિત ઠરાવવો પડયો. દિનાંક ૧૧ મી ૧૯૦૭ની સભામાં એવું ઠરાવવામાં આવ્યું કે દર મામે ક્રાંતિકારક પત્રો લખાવી છપાવી ચોફેર તેનો પ્રચાર કરવો. 'ફ્રી ઇંડિયા સોસાયટી' એ નામની સસ્થા સ્થાપી સાપ્તાહિક સભા ભરાવી પ્રચલિત રાજકારણની ચર્ચા ક્રાંતિકારક પક્ષની દૃષ્ટિથી કરવી આવો નિશ્ચય પણ આ સભામાં કરવામાં આવ્યો. ફ્રી ઇંડિયા સોસાયટીના પ્રત્યેક સભાસદોએ અમુક એક હદ સુધીનું વાંચન કરવું જોઇએ એવું નક્કી કરવામાં આવ્યું. કારણ સાધારણ જ્ઞાન સિવાય રાજકીય મત બનાવવાની પાત્રતા તેમનામાં નિર્માણ થઇ છે કે નહિ એવો પણ અભિપ્રાય આ સભામાં વ્યક્ત કરવામાં આવ્યો. શ્રી જ્ઞાનચંદ્ર વર્માને ફ્રી ઇંડિયા સોસાયટીના મંત્રી નીમવામાં આવ્યા.

લજપતરાયને હદપાર કરવા માટે નિષેધ પ્રદર્શિત કરવા એક જાહેર સભા બોલાવવાનુ ઠર્યું. "સોશિઓલોજિસ્ટ" "ડેમોક્રેટિક" પાર્ટીના અધ્યક્ષ મિ હીંડમનનું આ સભામાં મુખ્ય વક્તા તરીકેનું ભાષણ થવાનું હતું. આ સભાની વ્યવસ્થા કરવાનું કામ પંડિત શ્યામજી કૃષ્ણ વર્માએ શ્રી. જ્ઞાનચંદ્ર વર્માને સોંપેલું. તેથી શ્રી જ્ઞાનચંદ વર્મા અને હિંડમનની સારી ઓળખાણ થઇ વર્માજીએ આ ઓળખાણનો ઉપયોગ સારી રીતે કરી લીધો. રશિયામાંથી હદપાર થયેલા પ્રિન્સ ક્રોપોટકિન્ આ વખતે લંડનમાં રહેતા વર્માજી હીંડમનજી મારફતે આ પ્રિન્સને મળ્યા. આ મુલાકાત પછી ઉત્તમ પ્રકારનું ક્રાંતિકારક સાહિત્ય ઇંડિયા હાઉસમાં આવવા માંડયું. પ્રિન્સ ક્રોપોટકિને પોતાના પેરિસમાં રહેતા રશિયન મિત્રોને આપવા માટે પરિચયપત્રો તૈયાર કરી તે વર્માને આપ્યા પેરિસ ગયેલા બાપટે આ પરિચયપત્રનો ઉપયોગ કદાચ કર્યો હશે. લાલાજીની હદપારીથી પંડિત શ્યામજી કૃષ્ણ વર્માના લખાણમાં જરાક કઠોરતા આવવા લાગી. દિનાંક ૧૯-૬-૧૯૦૭ના લંડન ટાઇમ્સમાં પ્રસિદ્ધ કરવામાં આવેલ નીચે પ્રમાણેનો પત્ર તેની સાક્ષી પૂરે છે.

We are not aware of having advocated armed rebellion in any number of this journal ..... but at the

same time we may say that we are not opposed on principle to an armed rebellion like some who denounce all revolutions, wrought by force of arms holding as we do that resistance to aggression is not simply justified but inperative.......Each case must be judged on its own merits; and, we think that Indians need not resort to arms in order to throw off alien yoke.

( અમે અમારા ઇંડિયન સોશિઓલોજીસ્ટ માસિકમાં સશસ્ત્ર બળવાનો પ્રચાર કર્યાની અમોને ખબર નથી. પણ અમો આ વાત પણ જાહેર કરીએ છીએ કે શસ્ત્રસામર્થ્યથી કરવામાં આવેલી ક્રાંતિનો નિષેધ કરનાર પ્રમાણે અમો તત્ત્વત: સશસ્ત્ર બળવાના વિરુદ્ધ તો નથી જ. આક્રમણનો પ્રતિકાર કરવો એ ક્ષમ્ય છે એટલું જ નહીં પણ જરૂરી પણ છે. દરેક પ્રશ્ન પરિસ્થિતિ પ્રમાણે વિચારમાં લેવો જોઇએ. અને પારકી સત્તાને દૂર કરવા માટે શસ્ત્રનો ઉપયોગ કરવાની જરૂર નથી એવો અમારો મત છે. )

પંડિતજી પ્રમાણે જ સરદારસિંગજી રાણા પણ આ અરસામાં કયા કયા વિચારમાં રમતા હતા તે જાણવા એક સાધન મળી આવે છે. રાણાજીએ આ વખતે ફ્રેંચ ભાષામાં એક લેખ લખ્યો. M. F. Daville નામના એક ફ્રેંચ આરમારી અધિકારીના એક લેખમાંથી રાણાજીએ એક લેખ ઉતારો ઉતારી લીધો છે. આ ઉતારાનું અંગ્રેજી ભાષાંતર નીચે પ્રમાણે કરેલાનું જણાય છે.

Are the people (Hindus) happy and free ? I ask your false philanthropists, who are they that grind them down and enslave them ? O, you Englishmen, who wish to do away with slavery all over the globe! Ah ! If he could only unveil to the world your perfidy and the deplorable state to which you have reduced him, how eloquent would be that sight to the eyes of nations who still believe in your fallacious policy ! but bent under the yoke, Indians, whom you have Loaded

with chains keep a gloomy silence. Fear last they awake, and break their ... When the day comes what will be your ... in the bosom of this same Asia, which is the witness of your ... ties and upon which depends your unjust prosperity.

| હિંદી લોક સુખી અને સ્વતંત્ર છે? ભૂતપ્યાના હિમાયની દાંભિકો, મારો તમને સીધો સવાલ છે કે હિંદુઓ પર હાથ કોણ જુલમ ગુજારે છે અને તેને કોણ ગુલામીમાં જકડી રહ્યું છે? જગતની ગુલામીનો નાશ કરવાની ઈચ્છા રાખનાર અંગ્રેજો, જરા વિચાર તો કરો. જ્યારે હીંદીઓની ભાવના શબ્દરૂપ પામી તમારી કપટલીલા ઉપરથી પડદો ખસેડી તમે તેમને કેટલા બેહાલ બનાવી દીધા છે તે જગત સમક્ષ જણાવશે ત્યારે તમારા ભામક ધોરણથી ઊંધે રસ્તે દોરવાઇ તમારા ઉપર ભરોસો કરતા રાષ્ટ્રો તમારે માટે શું ધારશે? ભારતીઓના પગમાં તમોએ જે બેડીઓ ઠોકી છે અને પરતંત્રતા ધૂંસરી ભાર ભરની ગરદન પર ચડાવી છે તેના ભારથી હિંદીઓ એવા નમી ગયા છે કે તેઓ સર્વ દુઃખ મૂંગે મ્હોએ સહન કરે છે. ગુલામીની બેડીઓ તોડીને હિંદીઓ જ્યારે જાગ્રત થશે ત્યારે તમારું મોત આવી બન્યું છે એ નક્કી જાણજો. આજે એશિયા ... કરેલા ક્રૂર કૃત્યો મૂંગે મ્હોએ જોયા કરે છે. આજ એશિયા ખંડ પર અન્યાયથી મેળવેલી તમારી સમૃદ્ધિ અવલંબી રહી છે. ભારતમાં જાગૃતિ થશે ત્યારે તમારી શી વલે થશે તેનો વિચાર કરો )

લાલાજીને હદપાર કરીએ અને પંજાબના મુખ્ય શહેરોમાં લશ્કરી અમલ શરૂ કરી સભાબંધી વિગેરેના કાયદા ઘડીએ એટલે પંજાબમાંની ઝળવાખોર પ્રવૃત્તિનો નાશ થશે એવું જે અંગ્રેજ સત્તાધીશો માનતા હતા તે માન્યતા ભ્રમરૂપ ઠરી. લાલાજીને હદપાર કર્યાથી સામ્ય પ્રકૃતિના આગેવાનો પણ ચિડાયા. ના. ગોખલેએ ટાઇમ્સ ઓફ ઇંડિયામાં આ બાબતમાં એક પત્ર લખ્યો. લાલાજી જેવા મહાન દેશભક્તને ચોક્સી કર્યા વિના હદપાર કરવા આ વાત ઇંગ્લાંડના ઉદારમતવાદી મંડળને ન છાજે એવી છે એવો અભિપ્રાય ના. ગોખલેએ વ્યક્ત કર્યો. તેમણે વધારામાં એ માંગણી કરી કે લાલાજીની જાહેર તપાસ કરવી જોઇએ. અગર તો રાજ્યક્રાંતિની ચળવળમાં તે તે સામેલ હતા એવો જે કંઇ પુરાવો સરકાર પાસે હોય તે સરકારે જનતા

આગળ મૂકવો જોઇએ. કૉટન વેડરબર્નની સલાહથી ચાલનાર બ્રિટિશ કોંગ્રેસ કમીટીએ પણ હિંદી સરકારના આ કૃત્યનો વિરોધ કર્યો. એડનબરો ગ્લાસગો વગેરે શહેરમાં પણ આ પ્રકરણના વિરોધ સભાઓ ભરાઈ. બની શકે ત્યાં સુધી સરકાર વિરુદ્ધ ટીકા કરવી નહી એવું માનનાર લોકો પણ જ્યારે સરકારને વખોડી કહવા લાગ્યા ત્યારે ચળવળિયા લોકોમાં એક પ્રકારનું જોમ આવ્યું. સરદાર અજીતસિંહને પણ લાલાજી પ્રમાણે હદપાર કરવાનો સરકારનો ઇરાદો હતો. પણ સરદાર નાસી જવાથી તેમને અટક શી રીતે કરવા આ ફીકરમાં જ પંજાબ સરકારને પંદર વીશ દિવસ ગયા. સરદાર અજીતસિંહના સાહસ બાબતની ખરીખોટી નવિન વાતો રોજ પંજાબમાં ફેલાતી. દિનાંક ૨ જુન ૧૯૦૭ ના રોજ અજીતસિંહ સરદાર આખરે અમ્રતસરમાં પકડાઇ ગયા ત્યાં સુધી આ નવલકથાથી આખા પંજાબનું વાતાવરણ પ્રક્ષુબ્ધ થઇ ગયું હતું. ઢાકાના નવાબ સાથે સામનો કરવા બંગાળમાં તૈયારી હતી મે મહિનાની મધ્યના સુમારમાં આ પ્રાન્તમાં રાષ્ટ્રીય સ્વયંસૈનિકોની સભાની સંસ્થા સ્થાપવામાં આવી. અંગ્રેજ સરકારને દરેક વખતે મદદ કરનાર નવાબને કર્જમુક્ત કરવા માટે લાખો રૂપિયા ખરચી પોતાના નિર્લજ્જપણાનું પ્રદર્શન સરકારી અમલદારો કરતા હતા. સરકારી અધિકારીઓની હુકુમી જ નવાપ ઉગલગ બન્યા છે આ મતલબના ખુલ્લા પત્રો પ્રસિદ્ધ કરવામાં બંગ જનના સાગ સાગ ગુદરયો રોકાઈ ગયા હતા. રીસલી સરક્યુલરથી વિદ્યાર્થીઓ બી જરો એ સરકારની ધારણા ખોટી ઠરી. કલકત્તા શહેરમાં હજારો વિદ્યાર્થીઓ સભાઓમાં આ સરક્યુલરનો ભંગ કરતા હતા. આજુબાજુનો ક્ષોભ શાંત થતો નથી એ જોઇ ગુંચવાઇ ગએલી સરકાર વર્તમાનપત્રોને હેરાન કરવા લાગી. પંજાબમાં પ્રસિદ્ધ થતું 'ઇન્ડીયા' નામના ઉર્દુ પત્રના સંપાદક લાલા પિંડીદાસ ઉપર ખટલો કરવામાં આવ્યો. બંગાળમાંના યુગાંતર, સંધ્યા, નવશક્તિ, વંદેમાતરમ્, આ વૃત્તપત્રોને સરકાર સતાવવા લાગી. બિપિનચંદ્ર પાલે મદ્રાસ પ્રાંતમાં જે જાગૃતિ કરી તેને પરિણામે પ્રતીતિ થવા લાગી. કોકોનાડાના કેટલાક વિદ્યાર્થીઓએ વંદેમાતરમનો ઘોષણા કર્યાથી ત્યાંના સર્જને વિદ્યાર્થીઓને માર મરાવ્યો. તેથી ચિડવાઇ ગએલા વિદ્યાર્થીઓએ હુમલો કર્યો અને ત્યાંના ક્લબ્ટર-ના માથા પર સોડા વોટરનો બાટલી મારી. દિનાંક ૧૮-૬-૧૯૦૭ ના રોજ પાર્લામેન્ટની સભામાં જે પ્રશ્નોત્તર થયા તેમાં લાલાજીની હદપારી પછી પણ હિંદુસ્તાનમાંનો ક્ષોભ શાન્ત થતો નથી તે જોઈ બ્રિટિશ લોકો કેટલા બધા ચિડાઇ ગએલા તેનો પુરો ખ્યાલ આવશે. પાર્લામેન્ટમાં લાલાજીની હદપારી માટે મોરલી સાહેબને ઘણા સભ્યોએ પ્રશ્નો પૂછ્યા

અને તે સવાલોના જવાબો આપતાં મોર્લે સાહેબને વાંધા પડયા. મોરલે સાહેબની થયેલી આ ફજેતી વ્હીનસન નામના એક સભ્યે અસહ્ય થવાથી પ્રશ્ન પૂછનારનો નિષેધ વ્યક્ત કરવા તેમજ લાલા લજપતરાય પરનો ગુસ્સો પ્રદર્શિત કરવા માટે આ સર સાહેબ પાર્લામેન્ટમાં એક મોટો ઘાંટો પાડી બોલ્યા, "why not shoot him?" ગોળી ચલાવી તેમને યમસદન કેમ નથી પહોંચાડતા! ૧૯૦૭ ના સાલ બળવાની અર્ધ શતાબ્દી સ્મૃતિનું વર્ષ હતું અને પ્લાસીની લડાઈને દોઢસો વર્ષ પૂરાં થયેલાં. એવી અપશુકનિયાળ સાલમાં પાર્લામેન્ટના સભાસદોએ ભારતમંત્રીને અટપટા સવાલ પૂછવા પ્રવૃત્ત થવું તે માટે પોતાની નાપસંદગી રેમબોલ્ડ સાહેબે દિનાંક ૧૫-૭-૧૯૦૭ના લંડન ટાઈમ્સમાં એક પત્ર પ્રસિદ્ધ કરી બતાવી છે.

લાલાજીની હદપારીથી પંડિત શ્યામજીના મનપર ઘણી ઊંડી અસર થઈ. ૧૮૯૭માં જ્યારે ટિળકપર કેસ કરવામાં આવેલો ત્યારે પંડિતજીએ કેટલોક વિચાર મનમાં કરી હિંદુસ્તાનમાં રહેવું હવે પછી સહીસલામત નથી એવું જાણી તે ઇંગ્લેંડ જતા રહ્યા. ત્યાર પછી બરાબર દસ વરસે લંડન છોડવાની ઊર્મિ પંડિતજીના મનમાં ઉત્પન્ન થઈ. હિંદુસ્તાન કરતાં લંડનમાં રહેવું સલામત છે એવું જો કે પંડિતજીને ૧૮૯૭માં પોતાની વિચારસરણીની દ્રષ્ટિથી બરાબર લાગ્યું હશે પણ હાલમાં તેના વિચારો ઇંગ્લેંડમાં પણ માન્ય થશે નહીં એવું તે સમજી ગયા. માટે પેરિસમાં જઈ કાયમનું રહેઠાણ કરવાનું પંડિતજીએ ઠરાવ્યું. પોતાની સલામતી માટેજ પંડિતજી પેરિસ ગયા એવું તો કહી શકાય નહિ. પણ પેરિસ જવાનો વિચાર અન્ય કારણે પણ પંડિતજીએ કર્યો હોય એવું માનવા કારણ છે. પંડિતજી પેરિસ ગયા તે વખતે સાવરકર વિગેરે તરુણોની ક્રાંતિકારક પ્રવૃત્તિ અને કાર્યપદ્ધતિથી તે પરિચિત હતા. આ તરુણો એકલુંજ પોતે કામ ન કરી શકે છે. તેવું પંડિતજી બરાબર સમજી ગયા હોવા જોઈએ પણ તેટલા માટેજ પોતાની ઇંગ્લેંડમાંની તમામ મિલકત છોડી દઈ એ પેરિસ ગયા હોય એવો તેનો સ્વભાવ જોતાં સંભવિત લાગતું નથી. પોતાની સહીસલામતી ખાતરજ પંડિતજી લંડન છોડી ગયા એવું હરદયાળ વગેરે તરુણો માનતા હોવાથી તેમણે પંડિતજીપર આ મુદ્દા વિષે ઘણી ટીકા કરી છે એ વાત ખરી છે.

ઇન્ડિયા હાઉસમાં દાખલ થયે સાવરકરને લગભગ વરસ પુરું થયું હતું. સાવરકરની કુશાગ્ર બુદ્ધિમત્તા સતત ઉદ્યમ કરવાની વૃત્તિ આજુબાજુના

હિંદી જુવાનોને એકઠા કરવાની કળા વગેરે ગુણોથી સાવરકરે યુવકોનો વિશ્વાસ સંપાદન કર્યો. આ વખતે પંડિતજીએ સાવરકરપર ઘણી બારીકાઇથી લક્ષ્ય રાખ્યું હતું સાવરકર ઇન્ડિયાહાઉસમાં રહેવા આવ્યા બાદ કેટલાક મહિના પછી એક અંગ્રેજ યુવતિ તેમની પાસે અવારનવાર આવવા લાગી. તેથી કેટલાકને આ સંબંધમાં સંશય ઉત્પન્ન થયો. પંડિતજીનો સ્વભાવ પણ વહેમી હતો. એટલે શ્રી જ્ઞાનચંદ વર્માને આ બાબતની તપાસ કરવા માટે કહ્યું. વર્માજીએ આ વિનંતી માન્ય કરી અને તે તપાસ કરવા લાગ્યા. આ તરૂણીનો એક અંગ્રેજપર પ્રેમ છે. એવી માહીતી વર્માએ મેળવી એટલુંજ નહીં પણ એ તરૂણી અને તેના પ્રેમી દરમ્યાન ચાલતો પત્રવ્યવહાર મેળવી તે કાગળો વર્માજીએ પંડિતજીને બતલાવ્યા. ઉપર પ્રમાણે પંડિતજીએ સાવરકરની નીતિ બાબતની ખાત્રી કરી લીધી. લંડન છોડી પેરિસ જઇશું તો સાવરકરની આગેવાની નીચે ઇન્ડિયાહાઉસ સારી રીતે ચાલશે એવો વિશ્વાસ પંડિતજીને બેસવા લાગ્યો.

પંડિત શ્યામજી કૃષ્ણવર્મા લંડન છોડી પેરિસ કેમ ગયા તે સંબંધના સર વેલેનટાઇન ચિરોલના તર્ક પણ લક્ષમાં રાખવા જેવા છે. "Indian unrest" નામના પુસ્તકમાં ચિરોલ સાહેબ લખે છે કે*

In Paris Krishna-Varma has set up, since he migrated to the other side of channel, an organisation for waylaying apd indoctrinating Indians on their way to England so as to induce them to hold aloof from those, who would wish to be their friends when they arrive in London.

( બ્રિટિશ ખાડી ઓળંગી પેરિસમાં ગયા ગયા પછી કૃષ્ણવર્માએ એક સંસ્થા કાઢી છે. ઇંગ્લેંડ જનાર તરૂણ હીંદી વિદ્યાર્થીઓનેજ માર્ગમાંજ પકડવા અને પોતાના મત સંબંધી તેમની ખાત્રી કરાવવી આ હેતુથી આ સંસ્થા કાઢવામાં આવી છે. લંડન જઇ પહોંચ્યા પછી કેટલાક અંગ્રેજો તમારી સાથે મિત્રતાના નાતાથી વર્ત્તવા માંગશે પણ તમે તેમનાથી દૂરજ

* પાન ૧૫૨

રહેજો એવી પ્રવૃત્તિ આ વિદ્યાર્થીઓના મનમાં ઉત્પન્ન કરવાનો ઉદ્દેશ આ સંસ્થાનો છે. )

પંડિત શ્યામજી કૃષ્ણવર્મા લંડન છોડી પેરિસ કેમ ગયા આ પ્રશ્નનો ઉકેલ આણી શકાય એવાં કેટલાંક સૂચક વાક્યો ચિત્રગુપ્તે લખેલા સાવરકર ચરિત્રમાં જણાય છે. પંડીતજી ઇંગ્લેંડ આવ્યા પછી તેમને ઇન્ડિયન હોમરૂલ સોસાયટી સ્થાપી. આયર્લેંડમાં હોમરૂલની ચળવળ જે પદ્ધતિથી ચાલતી તે પદ્ધતિ પ્રમાણે ચળવળ કરવી એવી આ સંસ્થાનો ઉદ્દેશ હતો. આયર્લેન્ડ ઇજીપ્ટ વગેરે દેશોમાંના રાષ્ટ્રવાદી દેશભક્તો સાથેનો પરિચય વધતો ગયો અને હળવે હળવે તે ક્રાંતિકારક વિચારસરણીનો પ્રચાર કરવા લાગ્યા. પણ તેમનો વિશ્વાસ હતો કે નિશસ્ત્ર પ્રતિકાર રાજ્યકારભારમાં ડખલગીરીઓ ઉભી કરવી વગેરે સાધનોથી ક્રાન્તિ યશસ્વી થશે. અને સશસ્ત્ર માર્ગનો કે રક્તપાતના અવલંબન કરવા માટે અંગ્રેજો ભારતીયને ફરજ પાડશે નહીં એવું તે માનતા. સાવરકર ઇંડિયાહાઉસમાં દાખલ થયા પછી ત્યાં ક્રાન્તિમાર્ગના વિષયો માટે તરૂણોમાં જે ચર્ચા ચાલતી તે ચર્ચામાં પંડિતજી ખુલ્લી રીતે ભાગ લેતા. આ ચર્ચાથી નિશસ્ત્ર માર્ગથી થનારી ક્રાંતિ માટેનો વિશ્વાસ ડગમગવા લાગ્યો. લાલાજી અને સરદાર અજીતસિંહને હિંદુસ્તાન સરકારે હદપાર કર્યાં આ ઘટનાથી પંડિતજીના મન પર આઘાત થયો અને તે બાબત ખૂબ વિચાર કરવા લાગ્યા. પોતાના વિચાર કરતાં તરૂણોના વિચાર વધારે બરાબર છે એ વાતની તેમને ખાત્રી થતી ગઇ. આ તરૂણો જે માર્ગથી જવા માગે છે તે માર્ગે પ્રત્યક્ષ કૃતિથી જવાનું કામ વ્યક્તિ તરીકે તેમનાથી બની શકે નહીં માટે હું પોતે દુર, થઇ વિચાર દૃષ્ટિથી તેમને પ્રોત્સાહન આપવું નિદાન તેમના માર્ગમાં આડે આવવુ નહીં એવો પુખ્ત વિચાર કરી પંડિતજીએ ઇન્ડિયા હાઉસની વ્યવસ્થા સાવરકરને સોંપી પોતે પેરિસ જવા તૈયાર થયા. અભિનવ ભારતનાં સોગન ખાધા પછી થોડાક દિવસે એટલે સને ૧૯૦૭ના મેના દિનાંક પંદર કે વીસના અરસામાં પંડિતજીએ સ્થલાંતર કર્યું.

Peaceful Evolution has a meaning and a sense, *peaceful* Revolution has neither.

( શાંતિમય ઉત્ક્રાંતિ આ શબ્દ પ્રયોગમાં કંઈક અર્થ છે અને કંઈક સાર પણ છે પણ શાંતિમય ક્રાંતિમાં અર્થ કે સાર કંઈજ નથી. )

*આ સાવરકરના વાક્યમાં કંઇક તથ્ય છે તેની ખાત્રી થવાથી (Indian homerule society) નું વિસર્જન કરી પંડિતજી પેરીસ ગયા. પોતાનાથી વધારે તેજસ્વી કાર્ય કરી શકશે એવા લોકો મળી આવતાંજ જરાક પાછળ રહી આવા તેજસ્વી મંડળીને મદદ કરવાનું પંડિતજીએ ઠરાવ્યું.

---

*Life of Barrister Savarkar by Chitra Gupta P. 36.

# પ્રકરણ ૫ મું.

## સાવરકર અને તેના સહકારી મિત્રો.

પંડિત શ્યામજી કૃષ્ણ વર્મા પેરિસ ગયા અને "ઇંડિયા હાઉસ"નો વહિવટ સાવરકર કરવા લાગ્યા ત્યાર પછીનો સાવરકરનો વખત વિશ્વાસુ મિત્રોની પસંદગી કરી કાર્ય શી રીતે આગળ ધપાવવું તે બાબતના ચિંતનમાં ગયો હશે એવું લાગે છે. ૧૮૫૭ ની ઘટના માટે સાવરકરે લખવા ધારેલા ગ્રંથ માટે માહિતી ભેગી કરવી, સાપ્તાહિક સભામાં ભાષણો કરવાં, ઓક્સફર્ડ, સાયરેન્સ્ટરના વિદ્યાર્થીઓના કેન્દ્રોમાં ત્યાંના હિંદી વિદ્યાર્થીઓને સંગઠીત કરવા વગેરે કામો તો ચાલુ હતાં જ. પંડિત શ્યામજી કૃષ્ણ વર્મા પેરિસ જતા પહેલાં જ લંડનના હિંદી ક્રાંતિકારોનું લક્ષ જર્મનીમાં ઓગસ્ટ મહિનામાં ભરાનારી એક મહત્વની પરિષદ તરફ હતું આ પરિષદમાં રાણાજી સાથે શ્રીમતી કામાબેને પણ મહત્વનો ભાગ લીધો હતો શ્રીમતી કામાબેનના વિચારો ક્રાંતિકારી બન્યા હતા. સને ૧૯૦૬ માં તે અમેરીકા જઇ આવ્યા સાવરકર સાથે તેમનો ભેટો થવા પછી સશસ્ત્ર ક્રાંતિવાદની અસર તેમના મન ઉપર થવા લાગી. લાલાજી અને સરદાર અજિતસીંગને બ્રીટીશ સરકારે હદપાર કર્યા તે સાંભળી તે ઘણા જ પ્રક્ષુબ્ધ થયા હતા. મન અત્યંત પ્રક્ષુબ્ધ થયેલું તે વખતે તેમણે એક પત્ર પેરિસથી દિનાંક ૨૪-૫-૧૯૦૭ ના રોજ લખેલો તે ઉપરથી જણાશે કે તે અત્યંત પ્રક્ષુબ્ધ થયા હતા અને તેમના વિચારો ઉદામ બની ગએલા આ પત્રમાં શ્રીમતી કામા બેન લખે છે કે :—

"If we all speak bravely like Lajpatrai, how many forts and prisons must the Government built before it can deport us all ?"

( આપણે બધા જો લાલાજી જેવા રાજ્વીરતાની અને પ્રખર ભાષણો કરવાની શરૂઆત કરીશું તો આપણને હદપાર કરવા સારૂ અને કેદમાં રાખવા

સારૂ સરકારને કેટલા બધા કિલ્લાઓ અને જેલો બાંધવી પડશે તેનો વિચાર કરો !) આ પત્રમાં રજપૂત, શીખ, પઠાણ, ગુરખા, મરાઠા, બંગાલી, પારસી અને જૈન વગેરેમાં ચેતના ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરી ભારત સ્વાતંત્ર્ય માટે લડવાની વિનંતી આ પત્રમાં કરવામાં આવી હતી. He who loses his liberty loses Virtue (સ્વાતંત્ર્યનાશથી સદ્‌ગુણોનો લોપ થાય છે. આ જુની કહેવતનો આ પત્રમાં ઉલ્લેખ કરવામાં આવેલો છે. લાલા લજપતરાયને માંડલામાં જકડી રાખ્યાથી થએલો અન્યાય પોતાને કેટલો બધો અસહ્ય લાગ્યો તે શ્રીમતી કામાબેનના નીચેના શબ્દો ઉપરથી જણાઈ આવશે.

"We are burning with rage at this gross injustice and I wonder how anyone in his senses can expect us to take it lying down. I wish I could break the very prison doors and bring out Lajpatrai."

( આ ઘોર અન્યાયથી અમોને ગુસ્સો ચઢયો અને અમારૂં લોહી તપી ઉઠ્યું. આ અપમાન અમારે મૂંગે મ્હોંએ સહન કરવું એવી આશા મુર્ખ સિવાય કોઇ પણ રાખી શકે નહીં એવું મને લાગે છે. જેલના દરવાજા તોડી નાંખી લાલા લજપતરાયને બહાર કાઢી શકાય તો કેવું સારૂં એવા વિચાર પણ મારા મનમાં આવ્યા કરે છે.) પરદેશી રાજ્યકર્તાઓએ આપેલાં વચનોની કોડી જેટલી પણ કીંમત નથી, એ વાતની હિંદના લોકોને ખાત્રી કરવા સારૂ આ બાઇએ આ પત્રમાં નીચે મુજબનાં વાક્યો લખ્યાં છે.

"Do not depend upon the promises of foreign rulers because they are in India not for the purpose of aiding you but they are there for fleecing you." પારકા રાજ્યકર્તાઓનાં વચનો ઉપર વિશ્વાસ રાખશો નહીં; કારણ આ રાજ્યકર્તાઓ તમને મદદ કરવા માટે હિંદુસ્તાનમાં આવ્યા નથી પણ તે તમને લુંટવા આવ્યા છે.)

જર્મનિમાં ભરાનારી આંતર રાષ્ટ્રિય સોશીયાલીસ્ટ કોંગ્રેસમાં હિંદુસ્તાન સંબંધી ઠરાવ કયા સ્વરૂપમાં મૂકવો એ નક્કી કરવાની કામગીરી પંડિતજીને સુપ્રત કરવામા આવી. સરદારસીંહ રાણા અને કામા બ્હેન આ

બન્ને આ કોંગ્રેસમાં હાજરી આપવી એવું હિંદી ક્રાંતિકારોના સંઘમાં ઠર્યું. અને આ બન્ને જણા મી. હીન્ડમન સાથે સ્ટુટગાર્ટમાં ભરાનારી કોંગ્રેસમાં હાજરી આપવા ગયા. સોશીયાલીસ્ટ કોંગ્રેસમાં જતા પહેલાં ગણાત્રે અને રાણા બન્નેએ "અભિનવ ભારત" ના સોગંદ ખાધા હતા. તે વખતે આ કોંગ્રેસનાં વર્ણનની 'લંડન ટાઇમ્સ' અને 'ઇન્ડીયન સોશીયોલોજીસ્ટ' ના વૃત્તપત્રોમાં જે માહિતી મળે છે તે ઉપરથી આ કોંગ્રેસનું સ્વરૂપ કેવું હતું તે હકીકત નીચે પ્રમાણે છે:—

દિનાંક ૧૮ થી ૨૦ ઓગસ્ટ આ ત્રણ દિવસ સુધી આ કોંગ્રેસનું કામ કાજ સ્ટુટગાર્ટ (Srtutgart) માં ચાલ્યું. આ કોંગ્રેસના અધ્યક્ષ જર્મન સોશીયાલીસ્ટ આગેવાન હેર સીંગર હતા. જગતમાંથી હજાર રાષ્ટ્રોના પ્રતિનિધિઓએ આ કોંગ્રેસમાં હાજરી આપેલી. મજૂર પક્ષના આગેવાન તરીકે ઇંગ્લાંડથી મી. હીન્ડમન, મી. રેમ્સ મેકડોનલ્ડ, મી. પેટે કયુરન વિગેરે લોકો મજૂર પક્ષના પ્રતિનિધિ તરીકે ગએલા. ફ્રાન્સના પ્રતિનિધિ તરીકે જોરિસ્ટ અને વ્હેલંટ આ બે સમાજ સત્તાવાદી આગેવાનો જોરિસ્ટ અને હીંડમન વગેરેની સહાનુભૂતિનો ફાયદો લેવાનું ઠરાવી હિંદી ક્રાન્તિકારક પક્ષે આ કોંગ્રેસના ભારતીય પ્રતિનિધિ મોકલવાનો નિશ્ચય કર્યો.

આ કોંગ્રેસમાંના કેટલાક બનાવો ઘણાજ અર્થસૂચક છે. ફ્રેન્ચનો પ્રતિનિધિ જોરિસ્ટે ખુલ્લા મેદાનમાં એક વ્યાખ્યાન આપ્યું તે વખતે ચાળીસ પચાસ હજાર મનુષ્યોની મેદની થઈ હતી. ફ્રાન્સના સામ્યવાદી આગેવાન મી. હારવેએ જ્યારે શસ્ત્રસંન્યાસ માટે ઉપદેશ કરવા માંડયો ત્યારે તેમનો એક આગેવાન સાથે ઘણીજ તકરાર થઇ. કોંગ્રેસના છેવટના દિવસે જર્મન સોશીયાલીસ્ટ આગેવાને સ્પષ્ટ શબ્દોમાં જાહેર કર્યું કે જર્મનો તરીકે અમારી જે ફરજો છે તે અમે પ્રથમ બજાવીશું, અને પછી શક્ય બને તો માનવજાતિ પ્રત્યે પ્રેમ કરીશું. ગમે તેવી સાર્વત્રિક હડતાળોની યોજનાથી એટલે યુદ્ધની કલ્પનાનો નાશ થશે એવું માનવું મૂર્ખાઇ ભરેલું છે એવું તેમણે સ્પષ્ટતાથી કહ્યું.

યુરોપના ભિન્નભિન્ન દેશોના સોશીયાલીસ્ટ આગેવાનો સોશીયાલીસ્ટ તત્વજ્ઞાન તરફ કેવી રીતે જોતા હતા તેની સાધારણ કલ્પના કોંગ્રેસનું જે ટૂંકામાં વર્ણન છપાયું તે ઉપરથી આવે છે. "હિંદુસ્તાન વિષયક પ્રશ્નો કોંગ્રેસમાં મૂકવાનો વચન આપ્યો તે વચનાને રેમ્સેમેકડોનલ્ડ વગેરે લોકોએ

વિરોધ કર્યો. પણ હીન્ડમન, જોરિસ્ટ વિગેરેનો સંપૂર્ણ ટેકો હોવાથી આંતરરાષ્ટ્રિય કોંગ્રેસમાં હિંદુસ્તાન માટેનો એક મહત્વનો ઠરાવ સંમત થયો. આ ઠરાવ કોંગ્રેસમાં મૂકતાં પહેલાંના ભાષણની શરૂઆત કરતા પહેલાં શ્રીમતિ કામાબેન પોતાની સાથે રાષ્ટ્રધ્વજ લઈ ગયેલા તે રાષ્ટ્રધ્વજ સભા સમક્ષ ફરકાવી પોતાના ભાષણની શરૂઆત કરી. આ રાષ્ટ્રધ્વજ ઉપર 'વંદેમાતરમ્' આ અક્ષરો સ્પષ્ટતાથી લખ્યા હતા. આ વાત કામાબ્હેનનો જે ફોટો આ પુસ્તકમાં આપ્યો છે તે ઉપરથી જણાશે. આ ધ્વજ ઉપર જે આઠ કમળાકૃતિઓ છે તે હિંદુસ્તાનના આઠ પ્રાંતોનું નિદર્શક છે. આ ધ્વજ ઉપર સૂર્ય તથા ચંદ્રની આકૃતિઓ કાઢેલી છે. આ ધ્વજ ઉપર જે લીલો-કેસરી અને લાલ આ ત્રણ રંગના જે પટા બતાવવામાં આવ્યા છે તે જાતિઓના નિદર્શક નથી પણ ગુણ નિદર્શક છે. લાલ વર્ણ શક્તિ નિદર્શક, કેસરી રંગ વિજય અને લીલો રંગ ધૈર્ય અને ઉત્સાહ નિદર્શક છે. હાથમાં ધ્વજ લઈ આ બાઈ જ્યારે કોંગ્રેસમાં બોલવા ઉભા થયા ત્યારે પ્રતિનિધિઓને એવું લાગ્યું કે આ બાઈ કોઈ રજપૂતકુળની તરુણી છે. તેથી રાષ્ટ્રધ્વજ ફરકાવી કામાબ્હેને નીચે પ્રમાણે ઠરાવ કોંગ્રેસમાં મૂક્યો.

The continuance of British Rule in India is positively disastrous and extremely injurious to the best interests of Indians, and lovers of freedom all over the world ought to co-operate in freeing from slavery the fifth of the whole human race inhabiting that oppressed country, since the perfect social state demands that no people should be subject to any despotic, or tyrannical form of Government

( બ્રિટિશોની હીંદમાં સત્તા ચાલુ રહેવા દેવી એ વાત ભારતીય હિતની દૃષ્ટિથી નિર્વિવાદ રીતે ઘાતક અને અત્યંત અપકારક છે. ગુલામીમાં રહેતા જગતમાંના માનવસમાજના ⅕ આ લોકો છે. આ લોકોને દાસ્યમુક્ત કરવાના કામે જગતના બધા સ્વતંત્ર પ્રેમીઓએ સહકાર કરવાની આવશ્યકતા છે. સમાજની નિર્દોષ સ્થિતિની સ્થાપના કરવી હોય તો કોઈ પણ લોકસમાજે જુલ્મી અને અનિયંત્રિત રાજ્યવ્યવસ્થાની ગુલામીમાં ન રહેવું જોઈએ. )

આ ઠરાવ ઉપર કામાબ્હેને જે ભાષણ કર્યું તે ઘણુંજ જુસ્સાદાર હતું. હિંદુસ્તાનમાંથી દર સાલ અગ્ગ્રે પાઉન્ડ લૂટાઇ જઈ ઇંગ્લાંડ આવે છે અને તેથી હિંદુસ્તાન દરિદ્રતાની છેવટની કોટીએ જઇ પહોંચ્યું છે આ વાત વિસ્તારથી કહ્યા પછી કોંગ્રેસ પ્રતિનિધીઓને મામાના બ્હેને સીધો સવાલ પૂછ્યો કે "You an discussing colonies all the time, but what about dependencies ?"

તમે વારેવડીએ વસાહતો માટે ચર્ચા કરો છો પણ હિંદુસ્તાન જેવા પરાધીન દેશનું શું ?)

સોશીયાલીસ્ટ લોકોએ હિંદુસ્તાનના પ્રશ્નો તરફ સદૈવ લક્ષ રાખવું જોઇએ એવી વિનંતિ કરતી વખતે કામાબ્હેને કહ્યું "Take up the cause of justice and make it a point to bring India to the front at every Socialist Congress '

(તમો ન્યાયનો પક્ષ પસંદ કરો અને દરેક સોસીયાલીસ્ટ ક્રેસ વખતે હિંદુસ્તાનના પ્રશ્નોને મહત્વ આપવાનો નિશ્ચય કરો )

૧૯૦૭ના ઓગસ્ટ મહિનાની આખરે ભારતમંત્ર મિ મોરલીએ ' ઇન્ડીઆ કાઉન્સિલ " માં બે હીંદી સભાસદોની નિમણુંક કરી હિંદુ સભાસદ તરીકે શ્રી ગુપ્ત અને મુસલમાન તરીકે મી બીલગ્રામી આ પ્રમાણે બે નિમણુંકો થઇ કાઉન્સીલની સુધારણા માટેની મોરલી સાહેબની સૂચના અને આ બે હિંદી સભાસદોની ઇન્ડીઆ કાઉન્સીલમાં થએલી નિમણુંક વિષે પોતાનો અભિપ્રાય સાવરકરે વિહારી પત્રના બાતમીદાર તરીકે પ્રગટ કર્યો છે આ બાતમીપત્રમાં સાવરકર લખે છે કે અંગ્રેજ લોકો પોતાને માટે જે તત્વ અમલમાં લાવે છે તેજ તત્વનો ઉપયોગ બીજાને માટે કરશે એવી આશા રાખવી વ્યર્થ છે સમાનતાના સ્વાતન્ત્ર્યના, અને સુરાજ્યના હકો જીવ જોખમમાં નાંખી મેળવવાના હોય છે હાલ કાઉન્સીલમાં સુધારો કરવાના કેટલાક પ્રયત્નો ચાલુ છે પણ તેથી હિંદુસ્થાનને ખરો લાભ થશે નહીં એવો મી ઓડિનો મત છે ઓડોનલ સાહેબે વધારેમાં કહે છે કે ' કર્ઝન સાહેબના રાજ્ય કારભારમાં જ્યારે ઉદ્ધતાઇ ટોચે પહોંચી ત્યારે હિંદુસ્થાનમાં સખ્ત ખળભળાટ થયો તે શાંત પાડવાના હેતુથી જ મોરલી સાહેબે રીફોર્મ્સ નામની આ યુક્તિ શોધી કાઢી છે પણ મિ. ગુપ્ત અને બિલગ્રામીની ઇન્ડીઆ

દાક્ષિણમાં નિમણુંક કરવાની લાલચ બતાવી હિંદી લોકની મહત્ત્વાકાંક્ષાઓ રોકી રાખવા માટે આ જે ઈલાજ લેવામાં આવે છે તે જરા પણ ફળપ્રાપ્ત થશે નહીં એવો ઓડોનલનો મત છે. આ સભાસદની નિમણુંક કરતી વખતે હીંદુ અને મુસલમાન આ બે જાતિભેદ મી. મોરલીએ જાગૃત કર્યો છે આ પણ ભૂલ છે એવો ઓડોનલ સાહેબનો મત છે. હિંદુસ્તાનની ખરી વસ્તુ-સ્થિતિ બતાવતી વખતે ઓડોનલ સાહેબે કહ્યું છે કે રાજકિય બાબતોમાં ખરેખર હિન્દુ અને મુસલમાન એ બે જાતો વચ્ચે ભિન્નભાવ નથી. એવી સ્થિતિ છતાં મોરલી સાહેબ મુસલમાન કોમને નકામુ મહત્વ આપે છે એવો મી. ઓડોનલ સાહેબનો મત છે.

[ રશીયન ક્રાંતિકારો સાથે મિત્રતા બાંધી બોંબ બનાવવાની કળા હસ્ત-ગત કરવાની વિદ્યા શ્રી. બાપટે સંપાદન કરી. આ વિદ્યા સંપાદન કરવા માટે બર્લીન પણ જવું પડયું હતું. આ વિદ્યા હસ્તગત થતાં જ તેનો પ્રચાર કરવા માટે શી યોજના કરવી તેનો વાદવિવાદ લંડનમાં ક્રાંતિકારોના સમૂહમાં થઇ ગયો. અસલ રશીયન ભાષાના ગ્રંથનો અંગ્રેજી ભાષામાં તરજુમો કરવામાં આવ્યો હતો. આ પુસ્તકની થોડીક પ્રતો તૈયાર કરી વિશ્વાસુ માણસ સાથે હિંદુસ્થાન મોકલવી અને આ નવિન વિદ્યાનું દાન હિંદીઓને આપવું એવું નક્કી કરવું. એવી રીતે બોમ્બ ફોરમ્યુલા સાથે લઇ બે ગૃહસ્થોને હિંદુસ્થાન મોકલવામાં આવ્યા. એવું બાપટ પોતાના આત્મવૃતાન્તમાં લખે છે. હિંદુસ્થાન આ પુસ્તકો લઇ જવાનું કામ શ્રી. હેમચંદ્રદાસ અને હોતીલાલ વર્માને સોંપ-વામાં આવ્યું. આ પૈકી હેમચંદ્રદાસ ૧૯૦૭ ની આખરે સુરત મુકામે કોંગ્રે-સનું અધિવેશન થયું તે પહેલાં હિંદુસ્થાન આવી પહોંચ્યા હતા. હોતીલાલ વર્મા લંડનથી નિકળી સીધા હિંદુસ્થાન ન આવ્યા.] સન ૧૯૦૮ ના સપ્ટેમ્બર માસમાં પ્રયાગમાં શ્રી. હોતીલાલ વર્મા ઉપરના ખટલાનું કામ ચાલતું હતું તે વખતે હોંગકોંગમાંના એક સુબેદાર મેજરની જુબાની થઇ. આ પોતાની જુબાનીમાં સુબેદારે કહ્યું કે આરોપી હોતીલાલ વર્મા કેટલાક અઠવાડિઆ સુધી હોંગકોંગ રોકાયલા અને તે દરમિયાન તે પલટણના સિપાઇઓમાં પત્રિ-કાઓ વહેંચી રાજદ્રોહ ફેલાવતા. સેનાપતિ બાપટ ૧૯૦૮ ના પૂર્વાર્ધમાં હિંદુસ્થાન પાછા આવ્યા પછી ગાયકવાડ વાડામાં લોકમાન્ય ટિળકને મળ્યા. તે મેળાપનું વર્ણન " આમચે સેનાપતિ " નામના મરાઠી પુસ્તકમાં કરવામાં

આવ્યું છે.* હોતીલાલ વર્મા 'સાથે મોકલેલી બૉમ્બ બનાવવાની રીતિનું પુસ્તક આપને મળ્યું હતું ?' એવો સરળ સવાલ સેનાપતિ બાપટે લો. ટિળકને પૂછેલો તેનો હકારમાં જવાબ લોકમાન્યે આપેલો એવું નોંધ ઉપરથી જણાય છે. (શ્રી. હોતીલાલ વર્મા અમેરિકા, જાપાન, ચીન, માર્ગે હિંદુસ્થાન આવ્યા અને સન ૧૯૦૮ ની સાલમાં લોકમાન્ય ટિળકને મળ્યા) આ ઉપરથી સાબીત થાય છે કે બાપટે આપેલી પુસ્તિકા સાથે લઈ વર્માએ સન ૧૯૦૭ના ઑગસ્ટ સપ્ટેમ્બર અરસામાં યુરોપથી નિકળ્યા હોય એ સંભવિત છે

બોમ્બની વિદ્યા હસ્તગત થઈ, તે વિદ્યાનો પ્રસાર હિંદુસ્થાનમાં કરવાનું ઠરાવ્યુ. એટલાથીજ લંડનના ક્રાંતિકારોના મનનું સમાધાન ન થયું. મળેલી માહિતિ બરાબર છે કે નહિ તે અનુભવ અને પ્રયોગોથી પારખી લેવાના પ્રયત્નો શરૂ કરવામા આવ્યા ઇન્ડીઆ હાઉસની ઈમારતમાં સાવરકરની ઓરડી પાસે છેક છેલ્લા માળે આ પ્રયોગો કરવામાં આવતા. આ પ્રયોગો માટે કંઇ નકકી ટાઇમ ઠરવામાં આવ્યો નહોતો. કેટલીક વાર તો આ પ્રયોગ ઉતાવળમાં આટોપી પીકરીક એસીડથી પીળા થયેલા હાથ ધોયા સિવાય સાવરકર Free India Society ના બૌદ્ધિક વર્ગની બેઠકમાં દાખલ થઇ વ્યાખ્યાનોની શરૂઆત કરતા. બોમ્બ બનાવવાના પ્રયોગમાં પિક્રિક એસીડ બનાવવો આ ભાગ અત્યંત મહત્વનો છે આ એસીડ બનાવતી વખતે તે એસીડનો કેટલોક ભાગ કાગળને ચોંટી જતો અને તે કાગળોનો નાશ કરવાની ધણી કાળજી સાવરકરને જાતે લેવી પડતી. આટલી બધી કાળજી લેવામાં આવતી છતાં કેટલીક વખતે આવા કાગળો કેટલાક ઠેકાણે પડી રહેતા. એક વખત ઇન્ડીઆ હાઉસમાં સગડી પાસે તાપવા બેઠેલા તે વખતે બાપટે અજાણપણાથી આ જ્વાળાગ્રાહી કાગળ સગડીમા નાંખ્યો એટલે તુરત મોટો અવાજ થયો અને જ્વાળા પણ પ્રગટી ઉઠી. ઇંડીઆ હાઉસના મેડાને ખુલ્લું ધુમાડીયુ હોવાથી એ જ્વાળા બહાર નિકળી. ઇંડીઆ હાઉસના નોકર ચાકર તથા આડોશી પાડોશીઓ ચમકી ઉઠયા, પણ સાવરકરે આ વાત વધારે ન લંબાય તે બાબતની યોગ્ય તજવીજ કરી. પિકરીક એસીડના પ્રયોગો વખતે ખાસ વિશ્વાસુ માણસો જ હાજર રહેતા. એવા જુવાનો પૈકી શ્રી. મદનલાલ ધિંગ્રાએ એ પ્રસંગે કલ્પનાતિત સહનશક્તિ બતાવી હતી એનું વર્ણન હવે પછીના પ્રકરણમાં જણાવવામાં આવશે

* પૃ. ૫૫૧.

બોમ્બ બનાવવાની વિદ્યા હસ્તગત થઇ છે તે જણાતાંજ શ્રી. બાપટ એટલા બધા અધિરા થઈ ગએલા તેનું વર્ણન પોતાના આત્મચરિત્રમાં જણાવવામાં આવ્યું છે. આ કળા હસ્તગત થતા પહેલાં ભારતમંત્રી મોરલીને પીસ્તોલથી મારી નાંખવા માટેના પોતાનો વિચાર પોતાના સાથીદારોને જણાવ્યો હતો. હવે આ નવું અસ્ત્ર હાથમાં આવતાંજ પાર્લામેન્ટ સભાગૃહ ઉપર તેનો ઉપયોગ કરવો એવો વિચાર તેના મનમાં આવવા લાગ્યો અને આ વિચાર તેમણે સાવરકરને જણાવી પણ દીધો તે વખતે સાવરકરે તેને કહ્યું કે આવું કરવું તદન નિરર્થક છે. સાવરકરે બાપટને મગજ શાંત રાખી હિંદુસ્તાન જવા માટે સલાહ આપી હિંદુસ્થાનમાં જઈ આ બોમ્બ વિદ્યાનો પ્રચાર શાંત ચિત્તે કરી હિંદુસ્તાનમાં અનેક ઠેકાણે બોમ્બનો સંગ્રહ કરી રાખવા સાવરકરે બાપટને સૂચના કરેલી, એવું બાપટે પોતાના આ.મ. ચરિત્ર કાવ્યરૂપે લખ્યું છે તેમાં જણાય છે.

સન. ૧૯૦૮ના માર્ચની આખરે સેનાપતિ બાપટ મુંબઇ આવી પહોંચ્યા. પેરિસથી નિકળતી વખતે પોતાનું નામ બદલ્યું હોય એવું લાગે છે.

શ્રી હેમચંદ્ર, શ્રી હોતીલાલ, વરમા, બાપટ, વિગેરે ક્રાંતિકારીઓએ હિંદના ભિન્નભિન્ન ભાગોમાં ક્રાંતિકાર મંડળની સંગઠના કરવી, સ્ફોટક પદાર્થો અને શસ્ત્રાસ્ત્ર બનાવવાની વિદ્યાનો પ્રચાર કરવો, શકય બને તે માર્ગેથી શસ્ત્રાસ્ત્રોનો ગુપ્ત સંગ્રહ કરવો અને ક્રાંતીકારક પ્રવૃતિને અનુકૂળ એવા યુવાનોની ગુપ્ત મંત્રણા કરી અનુકૂળ તકની માર્ગ પ્રતિક્ષા કરતા રહેવું આવો સંકલ્પ કરી ઉપરના જવાનોને હિંદુસ્થાનમાં મોકલવામાં આવેલા હતા. શિષ્યવૃતિનો ત્યાગ કરી ક્રાંતિકારીના મંડળમાં દાખલ થનાર લાલા હરદયાલને આ બધી બાબતની ખબર હતી. પંજાબમાં પણ આવા પ્રકારના પ્રયાસની જરૂર છે એવા વિચારો તેના મનમાં આવવા લાગ્યા. દિનાંક ૯-૧૧-૧૯૦૭ ના રોજ લાલા હરદયાળે શ્રી રાણાને જે પત્ર લખ્યો છે તેમાં તેમણે પંડીત શ્યામજીની હોમરૂલ સોસાયટી માટે નિરાસાજનક શબ્દો કાઢયા છે અને ઉદ્દામપક્ષના સંગઠનની આવશ્યકતા માટેનું પ્રતિપાદન કર્યું છે. આ પત્રમાંનુ નિચેનું વાકય તેની આ વખતની તેની મનસ્થિતિનો પૂરો ચિતાર આપે છે; I do not know how matters stand in Maharashtra and Bengal, but I can say that organization is absolutely necessary for the Upper Indian people.)

( બંગાળ અને મહારાષ્ટ્ર આ પ્રાંતમાં શી વસ્તુસ્થિતિ છે તેની મને પૂરતી જાણુ નથી પણ ઉત્તર ભારતના લોકો માટે કઈક સંગઠના નિર્માણ કરવાની અત્યંત જરૂર છે એટલુંજ માત્ર હું કરી શકું. આ પત્ર લખ્યા પછી થોડાજ દિવસમાં પોતાની માંદી પત્નિને હિંદુસ્થાન વળાવવાના કારણે હિંદુસ્થાન આવી પહોંચ્યા. લાલા હરદયાલ તા. ૧૪–૨–૧૯૦૮ પહેલાં હિંદુસ્થાન આવી પહોંચેલા હોવા જોઇએ એવું લોકમાન્ય ટિલકે શામજી વરમાના ઉપર લખેલા કાગળ ઉપરથી અનુમાન થાય છે.

I saw Mr. Har Dayal and have given him my views regarding the work to be done in Punjab. He agreed with me generally and means no commence work as soon as possible. I think he will soon develop into a nationalist leader in the Punjab and will prove a power of strength to the nationalist party generally.

( હરદયાળ મને મળ્યા હતા. પંજાબમાં શી રીતે કાર્યના આરંભ કરવો એ બાબત મારા વિચારો એમને જણાવ્યા છે મારો અભિપ્રાય તેમને માન્ય છે એવું લાગે છે. બનતી ત્વરાથી કાર્યના આરંભ કરવો એવો તેનું માનસ જણાય છે. લાલા હરદયાળ ઘણીજ ટૂંક વખતમાં પંજાબના રાષ્ટ્રિય આગેવાન તરીકે આગળ આવશે એટલુંજ નહીં રાષ્ટ્રિય પક્ષના એક સ્થંભરૂપ થઇ માન્યતા મેળવશે એવું મને લાગે છે. )

સન ૧૯૦૬ ની સાલની આખરથી યા તો ૧૯૦૭ ની શરૂઆતથી વિદ્યાભ્યાસ માટે ઈગ્લાંડ આવી રહેલા હિંદી વિદ્યાર્થીઓ વૃત્તિમાં અને વર્તનમાં ઘણોજ ફેર પડી ગએલો છે આ વાત ઇગ્લાંડના અધિકારી વર્ગના ધ્યાનમાં આવ્યા સિવાય રહી નહીં. આ પહેલાં વિદ્યાભ્યાસ માટે ઈગ્લાંડ આવનાર હીંદી વિદ્યાર્થીઓ ઇગ્લાંડની સંસ્કૃતિને શ્રેષ્ટ માનતા, અંગ્રેજી રીતરિવાજોનું અનુકરણ કરવામાં પુરૂષાર્થ છે એવું તેના વર્તન પરથી જણાતું અને અંગ્રેજો સાથે પોતાનું વર્તન વિનયશીલ રાખવું એવી ભાવના તેમનામાં દૃઢ થએલી જણાતી. પણ હાલ હીંદી વિદ્યાર્થીઓની આ ભાવના તદ્દન બદલાઈ ગએલી છે અને તેમનામાં સ્વાભિમાનની લાગણી પ્રગટી છે એટલુંજ નહીં પણ અંગ્રેજ સ્ત્રી પુરૂષો સાથે તોછડાઇથી અને રોફથી વર્તવાની વૃત્તિ

વધતી જાય છે વિગેરે બાબતો અંગ્રેજ અધિકારીઓ સમજી ગયા. આવી ઉચ્છંખલ થતા વિદ્યાર્થીઓને વશ કરવાને માટે કઇક ઉપાય યોજના કરવા માટે એક કમિટી નિમવામાં આવેલી તે કમિટીમાં ઇન્ડીઆ કાઉન્સીલના સભાસદ સર વીલીયમ લી વોરનર, મી. થીઓડોર મોરીસન, અને મોરલી સાહેબના રાજકારણના સલાહકાર સર કર્ઝન વાયલી સભાસદો હતા. ત્રણ ચાર મહિના વિચાર કરી આ કમિટીએ ૧૯૦૭ ની લગભગ આખરે સદર કમિટીએ પોતાનો રિપોર્ટ રજુ કર્યો.*

બોમ્બ બનાવવાની કળાનું હીંદુસ્થાનમાં બીજારોપણ કરવા સારૂ આ યુવાનો યુરોપ છોડી હિંદુસ્થાન પાછા આવવા નિકળ્યા. આજ અરસામાં વ્હી. વ્હી. એસ. આયર નામના એક સદગૃહસ્થ ઇગ્લાંડ આવીને દાખલ થયા. ભવિષ્યમાં સાવરકરના મદદનીશ અને એકનિષ્ઠ ક્રાંતિવીર તરીકે આ સદગૃહસ્થે પ્રતિષ્ઠા મેળવી. આ વ્યક્તિનું ખરું નામ વ્યંકટ સુબ્રહ્મણ્ય આયર એવું હતું. વકીલાતની પરીક્ષા પાસ કર્યા પછી થી આયર ચાર પાંચ વરસ સુધી ત્રિચિનાપલ્લીમાં વકીલાત કરતા. પશુપતિ આયર નામના પોતાના સગાના તેડાવ્યાથી સન ૧૯૦૭ માં તે રંગૂનમાં વકીલાત કરવા ગયા. ત્યાં કેટલાક માસ વકીલાત કર્યા પછી બેરિસ્ટર થવાની ઇચ્છા થવાથી સન ૧૯૦૭ ના અકટોબર માસની આખરે શ્રી. આયર રંગૂનથી લંડનમાં આવ્યા. સને ૧૯૦૭ના ડીસેમ્બર માસમાં શ્રી. આયર ઇંડીઆ હાઉસમાં સાવરકરને મળ્યા* બેરિસ્ટર થવા ગએલા ગાંધીજી જેમ નૃત્ય અંગ્રેજી પદ્ધતિનું ગાયન વિગેરે વિષયોનું શિક્ષણ લેવું શિષ્ટાચાર પાલન દ્રષ્ટીથી આવશ્યક છે એવું લાગ્યું તેવીજ રીતે શ્રી. આયરને પણ આ વાતની જરૂરીઆત છે એવું શરૂઆતમાં લાગેલું. હીંદી તરીકે પોતાને જણાવતાં હિણપત લાગતી હતી; પણ પોતે અંગ્રેજી શિક્ષણ લીધું હોવાથી સામાન્ય મનુષ્ય કરતાં પોતે શ્રેષ્ઠ કોટીના છે બલ્કે આપણે ખ્રિસ્તી થયા છીએ એવી કલ્પના શ્રી આયરના મનમાં આવ્યા કરતી. એવું શ્રી. એમ. પી. ટી. આચાર્યે લખ્યું છે× પણ શ્રી આયરના ચરિત્રકાર શ્રી. સ્વામી શ્રદ્ધાનંદ ભારતીયારે સંસ્મરણોનો વિચાર કરીએ તો શ્રી. આચાર્યનું આ વર્ણન અતિશયોક્તિ ભરેલું એવું ઠરે છે. ઇગ્લાંડ ગયા

---

* લંડન ટાઇમ્સ ૧૯૦૮ The Story of My Experiments with with Truth PP. 70–71.

× Reminis cences of Revolutionary Maratha 27-8-37.

પછી સાવરકરનું નામ જ્યારે તેમણે સાંભળ્યું ત્યારે તેમને તે Fire brand (જાલીમ જટાલ) તરીકે માનતા અને તેથી સાવરકરને મળવા તે બહુ ઉત્સુક નહોતા. એવું શ્રી આચાર્યનું નિદાન માત્ર ખરું લાગે છે.

સાવરકર અને આયરના પહેલી મુલાકાત વખતે નૃત્ય, ગાયન વિગેરે શિખવા પોતાનો વિચાર છે આ શ્રી. આયરના શબ્દો સાંભળતાંજ સાવરકરે આવેશમાં આવી કહ્યું youthful energy must not be waisted now in such paltry things, we have more important things to do) (તરૂણોની કાર્યશક્તિ હાલ એવા ક્ષુદ્ર પ્રકારમાં ખરચી ન શકાય. હવે આપણે તમારે મહત્વના કાર્યો હાથ ધરવાના છે) સાવરકરની આ સલાહ તેમને ગળે ઉતરી. અને સાવરકર માટે તેમનો સારો અભિપ્રાય બંધાય તેઓ ઇન્ડીઆ હાઉસમાંથી નિકળ્યા. ઇન્ડીઆ ઓફિસમાં વ્યાખ્યાનો માટે તે વારંવાર જવા લાગ્યા. Are we obliged to British Rule? (બ્રિટિશ રાજ્ય પદ્ધતિએ કોઇ પણ રીતે આપણને ઉપકૃત કર્યો છે?) આ વિષયપરનું સાવરકરનું વ્યાખ્યાન સાંભળ્યા પછી શ્રી. આયરનું સંપૂર્ણ રીતે મતપરિવર્તન થયું અને ત્યારથી તે સાવરકર પંથમાં કાયમના જોડાયા એવી માહિતિ મળે છે. થોડાક વખતમાં શ્રી. આયર ઇંડીયા હાઉસમાં રહેવા આવ્યા. ઇંડિયા હાઉસમાં ચાલતી અનેક ખટપટોમાં શ્રી. આયર સાવરકરનો જમણો હાથ હતો એવું તેમનું સ્વર્ણન (સીડીશન કમીટી) Sedition commite Report રિપોર્ટમાં લખવામાં આવ્યું છે. પછી અલીપુર કાવત્રા કેસમા પ્રસિદ્ધ પામેલા અને સાવરકર જ્યારે આંદામાન હતા તે વખતે ઘણાજ ચટાનાર શ્રી ઉલ્લાસકર દત્તના નાના ભાઇ સુખસાગર દત્ત, શ્રી બીપીનચંદ્રપાલના કિશ નિરંજનપાલ, નાભા સંસ્થાનના ખ્યાતિ પામેલા બેરીસ્ટર મી. આન, કેરલ પ્રાંતના શ્રી. ગોવિંદ મેનન અને મદ્રાસના કોંગ્રેસ મંત્રીમંડળના મંત્રી ડા. રાજન વિગેરે લોકોની સાવરકરના સાચા અનુયાયીઓ અને સહકારીઓ તરીકે ગણુતરી થવા લાગી.

બંગભંગની ચળવળથી બંગાળમા જે નવચેતન આવ્યુ તેનો ઉત્કર્ષ આ વખતે થયો. બંગાળી વર્તમાનપત્રોમા કયા પ્રકારના લેખો પ્રસિદ્ધ થતા તેના નમુના તરિકે Sedition Committee Report યુગાંતર પત્રના દિનાંક ૧૨–૮–૧૯૦૭ ના અંકમાં નીચે પ્રમાણે ઉતારો આપવામાં આવ્યો છે.

*There is another very good means of acquiring strength of arms. Many people have observed in Russian Revolution that there are many partisans of Revolutionaries among the Czar's troops. These troops will join the revolutionists with various arms. This method succeeded well during the French Revolution. The revolutions have additional advantages where the ruling power is a foreign power, became the latter has to recruit most of its troops from among the subject people. Much work can be done by the revolutionists very cautiously spreading the gospel of independence among those native troops. When time arrives for a practical collection with the ruling power, the revolutionists not only get these troops among their ranks but also the arms with which the ruling power supplied them. Besides all the enthusiasm and courage of the ruling power can be destroyed by exciting a serious alarm in its mind.

(શસ્ત્ર શક્તિ સંપાદન કરવાનું એક વધારાનું સારૂં સાધન છે રશીયન ક્રાંતિનું નિરિક્ષણ કરનાર ઘણા લોકોને એવું જણાયું છે ઝારના સૈન્યમાં ક્રાંતિકારકોના ઘણા પક્ષપાતિ લોકો છે. વિવિધ પ્રકારના શસ્ત્રો લઇ આ સૈનિકો ક્રાંતિકારોને મળી જશે. ફ્રેન્ચ રાજક્રાંતિ વખતે આ પદ્ધતિ ઘણી યશસ્વી થઇ. જ્યાં રાજ્યસત્તા પારકી હોય છે ત્યાં તો ક્રાંતિકારકોને મદદરૂપ થઇ પડે એવા ઘણા અનુકૂળ સંજોગો હોય છે. કારણ સૈન્યમાં ભરતી કરવાના કામે પારકી સત્તાને ગુલામગીરીમાં રીબાતા સ્થાનિક લોકોપર અવલંબીને રહેવું પડે છે. દેશી સૈન્યોમાં સ્વાતંત્ર્યનો પવન શાંતિથી ફેલાવીએ તો ક્રાંતિકારકોનું ઘણું કામ થશે. રાજ્યસત્તા સાથે પ્રત્યક્ષ આથડામણનો પ્રસંગ આવશે તે વખતે આ સેના ક્રાંતિકારકોને મળી જશે એટલુંજ નહીં

*P. 22.

પણ રાજ્યસત્તાના મનમાં ભીતિ ઉત્પન્ન કરી તેનો ઉત્સાહ અને ધૈર્ય નષ્ટ કરી શકાય છે આ પણ એક ફાયદો લક્ષમાં રાખવા જેવો છે.)

લંડનમાં સાવરકરે પણ રશીઆમાં બનેલા બનાવો તરફ બારિકાઈથી જોતા હતા અને તે બનાવોથી જે શિખવા જેવું હોય તે શિખી જવાં પોતાના દેશ બાંધવોને ઉપદેશ કરતા હતા. એવું 'વિહારી' સાપ્તાહિકના દિનાંક તા. ૨૨-૮-૧૯૦૭ના અંકમાં લંડનના બાતમીપત્રના કાગળથી પ્રસિદ્ધ થયું છે. આ બાતમીપત્ર વાંચી જોતા એવું જણાય છે કે એ બાતમીપત્ર નથી પણ ઈંડીઆ હાઉસમાંના ખાસ માણસો આગળ આપેલા વ્યાખ્યાનનો તે ટૂંકસાર છે. Black Hundred યા તો કૌટિલ્યશતક એવું તે બાતમીપત્રનું મથાળું છે. તમામ જુલમી સત્તાધારીઓ ભેદનીતિનો આરંભ કેવી રીતે કરે છે આ મુદ્દાનું સ્પષ્ટિકરણ કર્યા પછી આ બાતમીપત્રમાં સ્વરાજ્ય યુક્ત રાષ્ટ્રો સ્વતંત્ર રાષ્ટ્રો અને પરતંત્ર રાષ્ટ્રો એવા જગતમાંના રાષ્ટ્રોના ત્રણ વિભાગો પાડવામાં આવ્યા છે. ઈંગ્લાંડ, અમેરિકા, અને રશિઆ વિગેરે રાષ્ટ્રો સ્વતંત્ર રાષ્ટ્રો છે, કેનેડા, આસ્ટ્રેલિઆ વિગેરે રાષ્ટ્રો સ્વરાજ્ય યુક્ત રાષ્ટ્રો છે એવું કથન કર્યા પછી આ રાષ્ટ્રોમાં નિચે મુજબનો વિચાર વ્યક્ત કરવામાં આવ્યો છે.

આયર્લેન્ડ, હિંદુસ્તાન, ઇજીપ્ત, આ કમનસીબ દેશોમાં સ્વરાજ્ય પણ નથી અને સ્વાતંત્રતા પણ નથી; આ દેશોને ગુલામી એનાયત કરવામાં આવી છે. પારકા સ્વરાજ્ય કરતાં જુલમી સ્વરાજ્ય પણ સારૂં એવું નામાંકિત રાજ્યકીય નેતાઓ કહેતા આવ્યા છે આ બાબતમાં રશિયન રાષ્ટ્રો આપણા કરતાં પણ સારાવામ છે કારણ ત્યાં જુલમ છે પણ સ્વરાજ્ય છે. આવા જુલમી સ્વરાજ્યમાં રહેતી રશિયન જનતા જાગૃત થતાંજ તેને દાબી દેવા માટે રશિઆની રાજ્ય સત્તાએ કયા કયા પ્રયત્નો કર્યા તેનું વર્ણન આ બાતમીપત્રમાં નીચે પ્રમાણે છે:—

સ્વાતંત્ર્યોન્મુખ રશિયન પ્રજાને દાબી દેવા માટે ઝારના અધિકારીઓએ રશિયન સમાજમાં ભેદનીતિનો આરંભ કર્યો. રશીયામાં જે હાલ ક્રાંતિકારી ચળવળ ચાલે છે તે પહેલાં ત્યાં રશિયન ઐક્ય સમાજ નામની એક સંસ્થા મવાળપણે કામ કરતી હતી હિંદમાં ત્ર્હેશી અને બહિષ્કારની ચળવળ શરૂ થઇ તે વખતે જેમ નેટીવઅસ અને મવાળ પક્ષની સરકારને જેમ જરૂર પડી તેવી જ રીતે રશિયન ઐક્ય સમાજને હાથ કરી આ સંસ્થાની

મદદથી અસ્પૃહણીય, મનનીય, પવિત્ર, અને ઉદાત્ત મહત્વાકાંક્ષાઓ દાબી નાંખવાના પ્રયત્નો કરવામાં આવ્યા. દેશભક્તોના ગળા કાપવાનું કસાઇનું કામ આ સંસ્થા કરવા લાગી. સંસ્થાનું આ ક્રૂર સ્વરૂપ જોઇ સંસ્થાને Black Hundred એવું યથાર્થ નામ લોકોએ આપ્યું. આ જુવાનો માટે જરા પણ સંશય પડતાં જ તેને દરિયામાં ફેંકી દેતા, અગર તેનું ખૂન કરવામાં આવતું યા તો કતલ કરી નાંખતા. એવી સ્થિતિ છતાં રશિઆના તરૂણો આત્મયત્ન કરી રશિઆની ઉન્નતિ કરી રહ્યા છે. રશિયા સ્વાતંત્ર્ય મેળવવાની તૈયારીમાં છે. પણ અભાગિ હિંદુસ્થાન Black Hundred ના જુલમને નહીં ગાંઠનાર મનુષ્યો તારે ત્યાં છે?

વૃતપત્રોમાં પ્રસિદ્ધ થતા એવા લેખો પર અંકુશ મૂકવાની અધિકારીઓએ ઝડપી શરૂઆત કરી. સન ૧૯૦૭ ના જુલાઇ મહિનાની છેવટે બંગાળના યુગાંતર પત્રના સંપાદકને એક વરસની કેદની સજા કરવામાં આવી, યુગાંતર પત્રનું છાપખાનું જપ્ત કરવામાં આવ્યું; પરંતુ પત્ર બંધ ન પડયું તેથી ચીડાઈ આ પત્રના સંપાદકો ઉપર નવીન ખટલા કરવાની શરૂઆત કરી. વંદેમાતરમમાંના કેટલાક લેખો માટે ઓગસ્ટ માસમાં બાબુ અરવિંદ ઘોષની અટક કરવામાં આવી. આ જ અરસામાં યવતમાલથી પ્રસિદ્ધ થતા "હરિ કિશોર" વર્તમાનપત્ર પર કેસ કરવામાં આવ્યો. સાવરકર જે "વિહારી" પત્રને બાતમીપત્રો તથા લેખો મોકલતા તે પત્રમાં "ગ્રેલેસનું ધ્યેય" વિગેરે જે લેખો પ્રસિદ્ધ થયા તે માટે તે પત્રના સંપાદક ભાસ્કર વિષ્નુ ફડકેને અકટોબર માસમાં પકડવામાં આવ્યા. ફડકેનો કેસ માસ સવા માસ ચાલી નવેમ્બરની આખરે તેને બે વરસની કેદની સજા કરવામાં આવી.

દેશમાં એવી રીતે અસંતોષ અનેક રીતિથી વ્યક્ત થતો હોવાથી અને આ અસંતોષ દાબી દેવાનો સખ્ત પ્રયત્ન સરકારે સખ્તાઇથી ચાલુ રાખ્યાથી નાતાલમાં ભરાનારી કોંગ્રેસના અધિવેશન તરફ બધાનું લક્ષ ખેંચાયું. પણ કોંગ્રેસનું અધિવેશન જો નાગપુર મુકામે ભરવામાં આવે તો કોંગ્રેસને અનિષ્ટ વલણ લાગશે એવો ડર કોંગ્રેસના આગેવાન મી. મહેતા જેવાને લાગવાથી તેમણે પોતાના જ અધિકારમાં કોંગ્રેસના અધિવેશનનું સ્થળ બદલવાનું ઠરાવ્યું. સ્થલાંતર વિરૂદ્ધ દેશના તરૂણોએ કોંગ્રેસના આગેવાન વિરૂદ્ધ ધમાલ મચાવી, પણ તેની કંઇ અસર થઇ નહિ. કોંગ્રેસના સ્થલાંતરની વાત ચાલુ હતી ત્યારે નવેમ્બર મહિનાની શરૂઆતમાં સરકારે લાલા લજપત-

રાય અને સરદાર અજીતસીંગને માંડલેથી બંધમુક્ત કર્યા. આ બન્ને દેશભકતો છૂટતાં જ દેશમાંના જહાલ પક્ષમાં ફરી જોમ આવવા લાગ્યું અને સુરતની કોંગ્રેસના અધ્યક્ષ તરિકે લાલા લજપતરાયની નિમણુક, યની જોઇએ એવી આગ્રહ ભરેલી માંગણી તિલક પક્ષના આગેવાનો કરવા લાગ્યા. મહેતા વગેરે અર્દ્ધમન્ય આગેવાનોએ આ રાષ્ટ્રીય માંગણી નામંજૂર કરવાથી સુરતની કોંગ્રેસમાં નેમસ્ત અને જહાલ પક્ષ વચ્ચે ઝગડો ઉભો થશે એવું લગભગ નક્કી થયું.

સુરતની કોંગ્રેસમાં બનેલા બનાવોનું વર્ણન કરવું અને તે બનાવોની ગુણદોષ દષ્ટિથી ચર્ચા કરવી એ પ્રસ્તુત પુસ્તકની કક્ષા બહારની વાત છે. ટૂંકામાં સુરતની કોંગ્રેસથી આટલી વાત તો સાબીત થઈ કે હિંદમાં નવો ઉદય પામનાર પક્ષ કોંગ્રેસના જુના પક્ષ જેટલો જ તાકાતવાન છે. આ વાત સુરતમાં બનેલા બનાવોથી સિદ્ધ થયું સુરતની કોંગ્રેસમાં પુનેરી જોડા જે પ્રસિદ્ધીમાં આવ્યા છે એનો મર્મ એટલો જ છે કે ભિક્ષાવૃત્તિ કરી દેશને સ્વતંત્ર કરવાની ઉમેદ રાખનાર પક્ષને સખ્ત આઘાત થયો અને ઉદ્દામ પક્ષ પ્રભાવશાળી થયો. આ નવીન પક્ષના સંસર્ગથી પોતાનું સરકારમાંનું વજન ઘટી જાય છે અને સરકાર તેમના પર વિશ્વાસ નહિ રાખે એવી માન્યતાવાળા નેમસ્ત પક્ષના આગેવાનોએ કોંગ્રેસ સુરતમાં (ફીરોજશાહ મહેતાના ઘરને આંગણે) લઇ ગયા તેથી થોડા વખત સુધી તો એવો આભાસ થયો કે સુરતમાં આ નવો પક્ષ નિષ્ફળ નિવડશે. પણ તેવું ન થતાં આ પક્ષનો પ્રભાવ સુરતના બનેલા બનાવોથી ત્રિખંડમાં ગાજી રહ્યો.

સુરત કોંગ્રેસમાં જે તરૂણ યુવાનો ગએલા તેમાં 'અભિનવ ભારત' પક્ષના ઘણા લોકો હતા-નાશિકથી તેમજ વડોદરાના "અભિનવ ભારત"ના ઘણા લોકો સુરત ગયા હતા. સુરતમાં જે જાહેર કાર્યક્રમો થયા તેનું વરણન પ્રસ્તુત વિષયની દષ્ટથી વિષય બહારની વાત છે. પણ સુરતમાં હિંદના બીજા ભાગોમાંથી આવેલ ક્રાંતિકારકોની જે ગુપ્ત બેઠકની ચર્ચાનું વર્ણન કરવું આવશ્યક લાગે છે. ૧૯૦૮ના એપ્રીલ-મે માસથી બંગાળમાં જે ધરપકડો થઇ તે પછી બંગાળી દેશભક્તોએ લખેલા વૃતાંતમાં આ ગુપ્તતો નિર્દેશ કરવામાં આવ્યો છે. મહારાષ્ટ્રના ક્રાંતિકારક તરૂણોએ ચર્ચા વખતે મહારાષ્ટ્રની તૈયારી વખતે અતિશયોક્તિ પૂર્ણ વર્ણન કર્યું અને આ કલ્પના ઉપર અવલંબી રહેવાથી અમે ફસાઈ ગયા આ મતલબનું તે લખાણ છે. * યશ પોતાનો અને અપયશ બીજાને માથે ઢોળવો એ માનવ સમાજનો

* રાજનૈતિક કારસ્થાન પ્ર. ખ. પૃ. ૨૨

કુદરતી સ્વભાવ છે. મહારાષ્ટ્રીય ક્રાંતિકારકોએ ખેડેલાં અનુભવોને બંગાળી દેશભક્તોએ પછીથી વખોડી કાઢયા તે ઉપરની દૃષ્ટીથી કુદરતી હતું પણ જે આક્ષેપો બંગાળી દેશભક્તોએ મહારાષ્ટ્રીયો પર મુકયા તેમાં સત્યનો વધારે ભાવ નહોતો. બંગાળી ક્રાંતિકારકોએ જરાક ઉતાવળથી જે કૃત્યો કર્યાં તે શા કારણે તેમને કરવા પડ્યા તે સાબીત કરતો પુરાવો ઉપલબ્ધ છે. સન ૧૯૦૮ના માર્ચ મહિનામાં સેનાપતિ બાપટ યુરોપથી હીંદ પાછા આવતાં થોડા દિવસમાં સેનાપતિ કલકત્તે ગયા. છગ્ગાંડમાં નક્કી કરેલી યોજના પ્રમાણેના માર્ગે નહીં ચાલતાં પોતાના સહકારીઓ અન્ય માર્ગથી જાય છે. તે જોઇ સેનાપતિ વિસ્મીત થયા.

કલકત્તાના યુગાંતર પત્ર પર એક પછી એક કેસો કરવામાં આવતા. યુગાંતર જેટલીજ લોકપ્રિયતા પામેલા "સંધ્યા" પત્રના સંપાદક બ્રહ્મબંધવ ઉપાધ્યાય જેલમાં મરી ગયા આ ઘટનાઓને લીધે સુરતની કોંગ્રેસમાં પહેલાંજ લોકોના મન ઘણાં પ્રક્ષુબ્ધ થયાં હતાં. આ પ્રક્ષોભ્ધ "વીરનવાલી" ના ઓળખાતા બનાવને લીધે અત્યંત તીવ્રતર બન્યો. ભૂત કાળના ઇતિહાસ તરીકે આ બનાવનો શાંત મનથી વિચાર કરનાર હિંદી આ બનાવથી ચિડાઇ જાય અને અંગ્રેજ આજે પણ શરમથી માથું નીચું નમાવી દે એવું આ "વીરનવાલી" પ્રકરણ હતું. "વીરનવાલી" સત્તર અઢાર વર્ષની એક હિંદુ અબળા હતી. સાસરિયામાં કેટલોક ઝઘડો થવાથી તે સાસરેથી નીકળી મધરાતે રાવલપીંડી સ્ટેશને ઉતરી. રાવલપીંડીના એંગ્લોઇન્ડીયન સ્ટેશન માસ્તર મી. મુર અને તેના તાબામાં એક મુસલમાન નોકર આ બેઉ જણે આ બાઇ ઉપર પશુતુલ્ય બળાત્કાર કર્યો. આ પ્રકરણ કોર્ટે ચડ્યું તે વખતે પોતાના બચાવ માટે મી. મુરે જે જુબાની આપી તે જુબાની તેની પાશવીવૃત્તિને ઢાંકી દેનારી પણ હીંદુ સ્ત્રીના પાવિત્ર્યને કલંક લગાડનારી હતી. એ ચાર આનાના પૈસા આપતાંજ આ બાઈ અનીતિના માર્ગે જવા તૈયાર થઇ આટલી બધી અધમતાએ પહોંચી હતી એવું જાહેર કોર્ટમાં કહેતાં મી. મુર શરમાયા નહીં. વધારામાં આશ્ચર્યની વાત એવી કે મુરના આ બેશરમી જવાબ જવાબ ઉપર વિશ્વાસ રાખી ન્યાયમૂર્તિએ તેને નિર્દોષ ઠરાવી છોડી મુકયા. બિચારી વીરનવાલીને શિયળભ્રષ્ટતાનું કલંક લાગ્યું હતું. પણ આ શિયળભ્રષ્ટતામાં પોતાની સંમતિ હતી એવું એક નીચ માણસે જાહેર રીતે કહેવું, ન્યાયની કોર્ટે તેમના પર વિશ્વાસ રાખવો, અને પોતાના શિયળ ઉપર આવા છાંટા ઉડાડનાર ઇસમનું વેર લેવાનું સાધન ઉપલબ્ધ નહીં, તેથી બિચારી

વીરનવાલી ઘણીજ ચીડાઇ ગઇ. એટલે સન ૧૯૦૭ના નવેમ્બર મહિનાના અરસામાં પોતાને થએલા અન્યાયની દાદ પરમેશ્વર પાસે માંગવા જવાનો નિશ્ચય કરી આ દીન અબળાએ હત્યા કરી આ બાઇનું શૌર્ય, મુરતું હલકટપણું અને બ્રિટિશ ન્યાયાધીશોનું પક્ષપાતીપણું આ વાતની ચર્ચા વૃતપત્રોમાં એક સરખી ચાલતી હોવાથી આ અરસામાં રાજકીય કારણોને લીધે પ્રક્ષુબ્ધ થએલો લોકમત વધારે તીવ્રતર બન્યો.

યુરોપમાં રશિયામાં જે રાજ્યક્રાંતિ થઇ તેનું પ્રતિબિંબ અવારનવાર યુરોપના અન્યદેશોમાં દેખાતું. ૧૯૦૭ના ઓગસ્ટ મહિનાના છેવટે બેલફાસ્ટમાં બનેલા બનાવો ઉપરથી આયર્લેન્ડમાં ક્રાંતિકારી પ્રવૃત્તિ ક્યાં સુધી પહોંચી હતી તે સ્પષ્ટ થાય છે. વરિષ્ઠ અધિકારીઓ ગમે તે હુકમો આપે તોપણ અમે અમારા દેશ બાંધવોને અડકવાના નથી એવું બેલફાસ્ટના આયરીશ પોલીસોએ સ્પષ્ટ જાહેર કર્યાથી શહેરમાં શાંતિ સ્થાપવા માટે ત્યાંની સરકારને લશ્કર બોલાવવું પડયું. આ બનાવની ખબર સાવરકરે હિંદુસ્તાન મોકલી નહોતી જણાય છે. પણ ૧૯૦૮ના જાનેવારી માસની આખરે પોર્તુગાલમાં જે ક્ષોભજનક ક્રાંતિકારક ઘટના બની તેની ચર્ચા સાવરકરે કરેલી જણાય છે. દિનાંક ૩૧-૧-૧૯૦૮ના રોજ લીસબીન શહેરમાં ભરરસ્તા વચ્ચે પોર્તુગાલના રાજા અને રાજપુત્ર ઉપર બોમ્બ ફેંકી મારી નાંખવામાં આવ્યા. વિહારી પત્રના દિનાંક ૧૦-૨-૧૯૦૮ના અંકમાં આ બનાવની ચર્ચા છે. આ પત્રના દિનાંક ૨૮-૨-૧૯૦૮ "પ્રકાશ અને અંધાર" આ મથાળા નીચે લખેલા બાતમીપત્રમાંના આ ક્ષુભજનક ચર્ચાની લંબાણથી ચર્ચા કરી છે. પોર્તુગાલના રાજાએ લોકોના હક મર્યાદિત કરી ફ્રેંકો નામના પ્રધાનના હાથમાં એકહથ્થુ સત્તા સોંપી આ વાત લોકોને રૂચી નહિ તેથી રાજા અને રાજપુત્રોનાં ખૂન થયાં એવી આ ઘટનાની મિમાંસા સાવરકરે લોકસત્તાત્મક રાજ્ય પદ્ધતિ માટેના પોતાના વિચારો દર્શાવ્યા છે. આ મુદ્દા માટે સાવરકર કહે છે કે * લોકસત્તાત્મક પદ્ધતિ તદ્દન નિર્દોષ હોય છે એવી સામાન્ય જનતાની માન્યતા હોય છે. પરંતુ આ માન્યતા ભુલભરેલી છે. બહુજન સમાજ જાણી શકે છે કે લોકસત્તા પદ્ધતિમાં પણ દોષ હોય છે. દુષિત સમાજમાં નિર્દોષ પદ્ધતિ વ્યવહારમાં સફળ થતી નથી. આ વાત લોકો ધારે છે. તેથી અનેક શાસન પદ્ધતિઓમાં કમીમાં કમી કયી કયી પદ્ધતિમાં ઓછા દોષ છે તે જોઇ તેવી રાજ્ય પદ્ધતિની પસંદગી જનતાએ કરવી એવું મનાય છે.

* પૃષ્ઠ ૭૫ લંડનના બાતમીપત્રો

બોમ્બ બનાવવાની વિદ્યા હસ્તગત કરી શ્રી. હેમચંદ્ર બંગાળમાં પાછા આવ્યા બાદ આ વિદ્યાના પ્રયોગો કરવાની શરૂઆત થઇ Sedition Committee Reportની માહિતી ઉપરથી લાગે છે. ૧૯૦૭ના અક્ટોબર મહિનામાં બંગાળના ગવર્નરની ટ્રેન (ગાડી) ઉથલાવી નાંખવાના બે યશસ્વી પ્રયોગો થયા. દિનાંક ૬–૧૨–૧૯ ના રોજ મિદનાપુર પાસે બોમ્બનો ઉપયોગ કરવામાં આવ્યાથી લે. ગર્વનરની ગાડી પાટા પરથી ઉછળાઇ પડી. આ બોમ્બના સ્ફોટથી પાંચ ફુટ પહોળો અને પાંચ ફુટ ઉંડો ખાડો પડયો હતો. દિનાંક ૨૩–૧૨–૧૯૦૭ના રોજ ઢાકામાં પ્રથમ ડીસ્ટ્રીક મેજીસ્ટ્રેટ તરીકે કામ કરતા મી. એલન ઉપર ઢાકા અને કલકત્તા વચ્ચે પીસ્તોલ ફોડવામાં આવી. ફકત પીઠ પર જખમી થઇ મી. એલન બચી ગયા. કલકત્તામાં પ્રથમ ચીફ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ તરીકે કામ કરતા કીંગ્સફર્ડની બદલી બિહારમાં મુઝફ્ફરપુર થઇ ત્યારથી બંગાળી ક્રાંતિકારોની તેના પર નજર હતી. એક ચોપડીની અંદરની બાજુ પોલી રાખી અંદરની પોલાણમાં બોમ્બ મુકી તે પારસલ મી. કીંગ્સફર્ડ એમના તરફ મોકલવાનો પ્રયત્ન ક્રાંતિકારકોએ ૧૯૦૮ ફેબ્રુઆરી માર્ચના અરસામાં કરેલો હોવો જોઇએ. મી. કીંગ્સફર્ડે આ પુસ્તકનું પારસલ તોડયું નહીં તેથી તે બચ્યા.*

બંગાળના ઉદ્દામ વૃત્તિનો તરુણો ઉપર પ્રમાણે અત્યાચારી પ્રવૃતિ ચલાવતા તે વખતે મદ્રાસના જહાલ પક્ષના તરુણો વ્યાખ્યાન રૂપે પોતાના આવેશ વ્યકત કરતા. સન ૧૯૦૮ ના ફેબ્રુઆરી માસની છેવટે અને માર્ચ માસની શરૂઆતમાં -શ્રી સુબ્રહ્મણ્ય શિવ અને ચિદંબરમ પિલ્લે તુતીકોરીન અને તિનેવેલ્હીમાં જે પ્રખર ભાષણો કર્યા તેના પર કેસો થઇ તેમને સજાઓ થઈ ઉપરના બંન્ને સદગૃહસ્થો પોતાના ભાષણોમાં વિદેશી માલ ઉપરનો બહિષ્કાર અને નિર્ભય સ્વતંત્ર્ય આ વિષય ઉપર વ્યાખ્યાનો આપતા દિનાંક ૧૨–૩–૧૯૦૮ ના રોજ આ બંને જહાલ આગેવાનોને અટક કરવામાં આવ્યા તેના બીજે દિવસે તિનેવેલ્લીમાં ભયંકર તોફાન થયું. બળવાખોરે જે સરકારી મિલકત હાથમાં આવે તેનો નાશ કર્યો. સરકારી ઇમારતો પર હલ્લો કરી ત્યાંનો સર સમાન બાળી નાખ્યો. તેઓએ કેટલીક સરકારી ઇમારતો સળગાવી દીધી ૧૩–૩–૧૯૦૮ના રોજ કોઇમ્બતુર જીલ્લામાં કારૂર ગામે શ્રી. કૃષ્ણુ- સ્વામીનું ભાષણ થયું તિનેવલ્લીના બનેલા બનાવોનું સ્તુતિ કરવામાં આવી અને તિનેવલ્લીનું અનુકરણ કરવા લોકોને કહ્યું, કારૂરમાં એક નાની પલટન

---

• Sedition Committee Report. P. 32

* S. C. R. P, 163

હતી. આ પલટનમાંના લોકોએ અગ્રેજોને મારી નાખી માતૃભૂમિની સેવા કેમ ન કરવી? એવુ પણ પોતાના પ્રખર ભાષણમાં કહ્યુ. આ ગૃહસ્થને પણ પછી પકડી તેને સજા કરવામાં આવી. બ્રહ્માબાંધવ ઉપાધ્યાયનું મૃત્યુ શ્રી. ચિંદબરમ પિલ્લેનું પ્રકરણ વિગેરે ઘટના તરફ સાવરકર સાભિમાન વૃત્તિથી જોતા હતા એવું લંડનના બાતમીપત્રો આ નામના પુસ્તકમાંના કેટલાક વાક્યો પરથી સમજાય છે. *

૧૯૦૮ ના માર્ચ એપ્રીલના અરસામા સાવરકરનું ગ્રંથ લેખન કાર્ય પૂરૂં થયુ હોય એવુ લાગે છે ૧૮૫૭ ના સ્વાતંત્ર્યયુદ્ધનો સાધાર ઇતિહાસ લખવાનું કામ સાવરકરે સન ૧૯૦૬ ની સાલમાં શરૂ કરેલું આ ગ્રંથના લેખન સારૂ જરૂરિયાત ગ્રંથોના પરિશિલન સારૂ અને આ ગ્રંથોમાંથી મળેલ મહત્વની મહિતિના ટાંચણો ટીપ્પણો કરવાના કામે નિદાન નવ દસ માસ સાવરકરે ગાળ્યા હોય એવું લાગે છે. અધ્યયનમાં એટલો બધો વખત વ્યતિત કર્યા બાદ તેમણે લેખનકાર્યની શરૂઆત કરી હોય એવું લાગે છે. આ ગ્રંથ સાવરકર મરાઠીમાં લખતા તે અરસામાં તેમની આજુબાજુના લોકો સાવરકરે એગી કરેલી માહિતીના આધારે પોતપોતાના નાના નાના ગ્રંથોની સજાવટ કરતા હતા એવુ લાગે છે. આ જ અરસામા ડૉ રાજને તામીલ ભાષામાં રાણી લક્ષ્મીબાઈનું ચરિત્ર લખ્યુ છે ×

બંગાલમાં ક્રાંતિકારકોએ બોમ્બનો ઉપયોગ કરેલો, પણ તે પ્રાણઘાતક કર્યા નહોતા. દિનાંક ૧૧-૪-૧૯૦૮ ના રોજ ચન્દ્રનગરના મેયરના ઘરમાં ફેંકવામાં આવેલો બોમ્બ પણ પ્રાણઘાતક ન ર્યો. પણ મુઝફરપુરમાં ગુરૂવારે દિનાંક ૩૦-૪-૧૯૦૮ ના રોજ ફેંકવામાં આવેલો બોમ્બ આખરે પ્રાણઘાતક ઠર્યો * અને તેથી સ્વાતંત્ર્ય પ્રાપ્તિના સાધન તરીકે ઉપયોગમાં આણવામાં આવેલા આ નાના સાધન તરફ અને આ સાધનના ઉપયોગ કરનાર હિંદી ક્રાંતિકારકો તરફ આખુ જગત આંખો ફાડીને જોવા લાગ્યું. મુઝફરપૂરમાં ત્યાંના ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટ મી કિંગ્જફર્ડ ઉપર નાખવાના હેતુથી રાત્રે સાડા આઠ વાગ્યાના અરસામાં આ બોમ્બ ફેંકવામાં આવ્યો. મિસેસ કેનેડી તેમની દીકરી સાથે ક્લબમાથી નિકળી જ્યારે મી કિંગ્જફર્ડના બંગલા સામે આવી ત્યારે, આ બોમ્બ નાખવામાં આવ્યો મી કીંગ્જફર્ડ અને કેનેડીના

---

* P 87

× બ્રહ્મી બ્રહ્મી એસ આયરના ચરિત્ર, લેખક : શુધ્ધાનંદ ભારતીય, એમના તરફ મોકલેલી માહિતી

* Sedition Committee Report P. 32.

માટીના સાદસ્યથી આ બૉમ્બ મી. કિંગ્જફર્ડ ઉપર નહી પડતાં આ બે સ્ત્રીઓ ઉપર પડયો. મીસેસ કેનેડી તત્કાલ મરી ગયાં અને તેમની દીકરી ત્યાર પછી થોડા વખતે મરી ગઇ. બૉમ્બનો સ્ફોટ થયા પછી તેનો અવાજ ત્રણ માઇલ સુધી સંભળાયો.

મુઝફ્ફરપુરમાં આ બનાવ પછી ત્યાંથી ૨૪ માઇલના અંતરે દૂરના એક સ્ટેશન ઉપર ખુદીરામ બસૂ નામના એક બંગાલી તરૂણને અટક કરવામાં આવેલો. આ યુવાનની ઉમર અઢાર ઓગણીસ વરસની હતી. આ તરૂણે કબુલ કર્યું કે મુઝફ્ફરપુરનું કૃત્ય તે તથા તેના મિત્ર દિનેશચંદ્ર* આ બે જણા થઇને કર્યું હતું + બૉમ્બ ફેંકયા પછી ખુદીરામ અને દિનેશચંદ જુદી જુદી દિશાએથી નાઠા. બૉમ્બ ફેંકયા પછી ખુદીરામ રાતો રાત ચોવીશ માઇલ સુધી દોડયા. દિનેશચંદ્રને પકડવામાં આવ્યા પણ તે પોલીસના હાથમાંથી છટકી ગયા. અને પોતાની પીસ્તોલથી પોતે આત્મઘાત કર્યો. આ પ્રકારથી ગભરાઇ જઇ મુઝફ્ફરપુર ગામે રહવું પણ કીંગસફર્ડને જોખમકારક લાગ્યું. તેથી તે તાત્કાળિક મહુરી હવાફેર માટે નિકળી ગયા. મુઝફ્ફરપુરના આ બનાવ પછી પોલીસ તપાસનું ચક્કર શરૂ થયું. દિનાક ૨-૫-૧૯૦૮ના રોજ કલકત્તાના માણેકતોલાં બાગમાંના ચોત્રીસ તરૂણોને કેદ પકડયા. આ તરૂણોમાં બારીંદ્રકુમાર ઘોષ, ઉપેન્દ્રનાથ બેનરજી, હેમચંદ્ર દાસ, ઇંદુભૂષણરાય ચૌધરી, વિભૂતિભૂષણ સરકાર વિગેરે હતા. માણેકતોલાના બાગની ઝડતી પોલીસે લીધી ત્યારે ત્યાં એક ગ્રંથાલય મળી આવ્યું. આ ગ્રંથાલયમાં જ્વાલા ગ્રાહી પદાર્થ તૈયાર શી રીતે કરવા તે બાબતની કૃતિના અનેક પુસ્તકો હતાં જાનેવારી માસની આખરે લીસબન મુકાતે રાજા તથા રાજપુત્રનું જે ખૂન થયાં તે વાપરવામાં આવેલા બૉમ્બ ગોળાઓનું વર્ણન અને ચિત્રો જે વર્તમાનપત્રના અંકમાં હતા તે અંકો આ ગ્રંથાલયમાંથી મળી આવ્યા. શ્રી અરવિંદ ઘોષને પણ પકડવામાં આવ્યા.

જ્યારે હિંદુસ્થાનમાં આ ઘટનાઓ બનતી હતી ત્યારે ઇંડિઆ હાઉસમાં દશમી મે નો ઉત્સવ મોટા પાયા ઉપર ઉજવવાની તૈયારી સાવરકર વિગેરે લોકો કરવાના કામમાં રોકાયાં હતા. મે ના પહેલા અઠવાડીઆમાં આ મંડળીએ લંડનમા પહેલો * શિવાજી ઉત્સવ ઉજવ્યો દિનાંક ૨-૫-૧૯૦૮ના રોજ આ ઉત્સવ ઉજવવામાં આવેલો. આ ઉત્સવમાં ભાગ

* પ્રફુલચંદ્ર ચાકી આ તરૂણનું ખરૂં નામ છે.

* લંડનના આત્મવૃત્તાંતે પૃષ્ઠ ૭૯.

લેનાર ઇસમોમાં શ્રી. એરહકર આ યાહૂદી ગૃહસ્થ, શ્રી માસ્તર આ પારસી ગૃહસ્થ વિગેરે ભિન્ન ધર્મીઓ હતા. ઉત્સવની ખટપટ કરવામાં નાગપુરના શ્રી. દેશમુખ અને મદ્રાસના શ્રી રત્નમ્ આગેવાન હતા * આ પ્રસગે શ્રી. વ્હી. વ્હી. એસ આયરે મુખ્ય વક્તા તરીકે ભાષણ ભાષણ કર્યું. શ્રી. આયરે જે ભાષણ કર્યું તેનો સારાશ લંડનના બાતમીપત્ર આ પુસ્તકમાં નીચે પ્રમાણે છપાયો છે

શિવાજી જેવા વિભૂતિનો જન્મ આર્યજાતિમાં વેદકાળ જેટલું અને શકય તો એથી પણ વધારે ચૈતન્ય યુકત છે એવો આ જન્મ સૂચને કરે છે જે શિવાજી મુસલમાન વિરૂદ્ધ લડયા તે શિવાજી ન્યાયી મુસલમાન તરફથી પણ લડયા હોત કારણ શિવાજીની લડાઇ વિરૂદ્ધ જાતિ તરફ નહોતી પણ અન્યાય વિરૂદ્ધ, દાસ્ય વિરૂદ્ધ અને ગુલામી વિરૂદ્ધ હતી. જે મરાઠી ભાષામાંથી આ બાણ નિકળ્યુ તેજ આ મરાઠી ભાષામાંથી બીજા આવા બાણ કયારે નિકળશે એવી આશાથી અમો આખા હિંદવાસીઓ શિવાજીની મહારાષ્ટ્ર ભૂમિ તરફ અપેક્ષા વ્હિવળતાથી જોઇએ છીએ. [1]

આ સભાના અધ્યક્ષ સાવરકર હતા. શિવ ચરિત્રની રમ્ય કથા અને તે ઉપરથી શિખવા જેવી બાબતોનું શ્રોતૃ સમાજને તલ્લીન કરી શિવ જય ઘોષમાં અને સ્વતંત્ર લક્ષ્મીના જયનાદમાં આ સભા બરખાસ્ત થઇ *

દિનાંક ૧૦–૫–૧૯૦૮ના રોજ સત્તાવનના સ્વાત ત્ર્યોત્સવ ઉજવવાની કલ્પના એપ્રીલ માસમાં સાવરકરના મનમાં નિશ્ચિત થઈ હોય એમ લાગે છે આ તો ૧૯–૫–૧૯૦૮ના રોજ ઉત્સવ મોટા પ્રમાણમાં ઉજવવાનો છે તે બાબતની ખબર "કાળ" તથા વિહારી આ બન્ને પત્રોને પ્રથમથીજ આપવામાં આવેલી હતી તા ૩ અગર ૪ મે ના રોજ "કાળ" વર્તમાનપત્ર તરફે જે બાતમીપત્ર મોકલવામાં આવ્યું તેમાં આ ઉત્સવની છપાએલી આમત્રણ પત્રિકા અને કાર્યક્રમ પત્રિકા પણ આપેલી છે આ ઉપરથી જણાય છે કે આમંત્રણ પત્રિકા અને કાર્યક્રમ એપ્રીલ આખરેજ છપાઇ તૈયાર થઇ હતી અને તે બ્રિટનના જુદાજુદા વિદ્યાર્થીઓના કેન્દ્રોના રહેનાર વિદ્યાર્થીઓ તરફ મોકલવામાં આવેલી હતી આ આમંત્રણ પત્રિકા તેમજ કાર્યક્રમ પત્રિકા નીચે પ્રમાણે હતી —

[1] * લંડન બાતમીપત્ર પા. ૭૯
* પૃષ્ઠ ૭૯
* „ પા. ૭૯

**BANDE MATARAM**

**To Commemorate,**

# The Anniversary of the INDIAN NATIONAL RISING OF

**1857**

**A**

Meeting of Indians in England will be held at India House, 65 Cromwell Avenue, High gate N.

ON

Sunday, the 10 th. May, 1908 at 4 p m precisely.

You and all your friends are cordially invited to be present.

PROGRAMME.

1 National Song; 2 National Prayer, 3 Tributes to the sacred memory of Emperor Bahadur Sah, Shrimart Nana Saheb, Rani Lakshmibai, and Maulavi Ahmad Shah, Raja kuver Sing other martyrs; 4 Declaration of self denial, 5 Presidents speech, 6 Distribution of Prasad 7 National songs.

૧૮૫૭ નો ભારતીય રાષ્ટ્રીય ક્રાંતિનો વર્ષદિન ઉજવવામાટે રવિવાર દિ. ૧૦-૫-૧૯૦૮ ના રોજ બપોરે બરાબર ચારવાગે, ઇંડિયા હાઉસમાં ૬૫ ક્રોમ્વેલ એવ્હેન્યુ. હાયગેટ નોર્થ આ ઠેકાણે ઇંગ્લંડનાં ભારતીયોની સભા બોલાવવામાં આવેલી છે. આપે આપના ભારતીય મિત્રો સહીત આ પ્રસંગે ઉપસ્થિત રહેવું એવી હાર્દિક વિનંતી છે.

## કાર્યક્રમ

(૧) રાષ્ટ્રગીત (૨) રાષ્ટ્રીય પ્રાર્થના (૩) બાદશાહ બહાદુર શાહ, શ્રીમંત નાના સાહેબ, રાણી લક્ષ્મીબાઇ, મૌલવી અહમદ શાહ રાજા કુંવર સિંગ વગેરે હુતાત્માઓની પાવનકારી સ્મૃતિને વંદન (૪) તપશ્ચર્યાની ઘોષણ (૫) અધ્યક્ષનું ભાષણ (૬) પ્રસાદ (૭) રાષ્ટ્રગીતો.

સાવરકર વગેરે લોકોએ આ સમારંભ મોટા પાયા ઉજવવાનું કેમ ઠરાવ્યુ તેનું કારણ લંડન બાતમી પત્ર નામના પુસ્તક પાન ૭૯–૮૦ માં કહેવામાં આવ્યું છે. આ અરસામાં ઈંગ્લાંડની રંગભૂમિ પર બળવાનું નાટક આ નામનો નાટ્ય પ્રયોગ ભજવવામાં આવતો હતો. આ પ્રયોગની શરૂઆતમાં બળવાખોરોની ગુપ્ત સભા બતલાવવામાં આવતી. ફીરંગીઓને હીન્દમાંથી હાંકી કાઢો ! આ ઉપદેશથી બળવાનો આરંભ થયો અને બળવાખોરે બહાદુર શાહઉપર મુગટ મુકયાનું દ્રશ્ય પણ આ નાટ્ય પ્રયોગમાં બતલાવવામાં આવતું. કાનપુરની કતલ બળવા ખોરે ફીરંગીઓનો લીધેલો પીછો અને નાશ, સ્વતંત્ર હીન્દના વાવટા સાથે બળવાખોરે કાઢેલાં સરઘસો વિગેરે કૃત્યો રંગભૂમિ પર બતલાવવામાં આવતાં. આ દ્રશ્યો જોતાંજ સંતપ્ત થએલા અંગ્રેજ પ્રેક્ષકો આનંદથી તાળીઓ પાડતા કારણ અનેક લડાઇઓ થઇ બળવાખોરો પરાભૂત થયા અને તેમને તોપને ગોળે ચડાવ્યાનાં દ્રશ્યો રંગભૂમિ ઉપર જણાતા. આ પ્રયોગથી ઈંગ્લીશ જનતના મન પર થનાર પરિણામની ઓછી થવા સારૂ આવા ઉત્સવ ઉજવવાની ખાસ આવશ્યકતા છે એવુ લાગવાથી હીન્દી તરૂણોએ આ ઉત્સવ લંડન શહેરમાંજ મોટા પાયા પર ઉજવવાનુ ઠેરવ્યુ. સમારંભ ઉજવવાનો દિવસ ઉગવાના અરસામાજ હિન્દુસ્તાનમા કેટલીક ગંભીર્ષણ ઘટનાઓ બન્યાનું સંભળાયુ, તેથી આ સમારંભ ઉજવનાર તરૂણોનો ઉત્સાહ વૃદ્ધીગત થયો હશે તે શકય છે આ સમારંભનું અધ્યક્ષસ્થાન દેશભક્ત રાણાને આપવામાં આવેલું. રાણા જી આ સમારંભમા ભાગ લેવા માટે ખાસ પેરિસથી લંડન આવ્યા હતા. કામાબ્હેન આ વખતે પેરિસથી ન આવી શકયા પણ તેમણે રાણાજી સાથે લેખી સંદેશ મોકલ્યો હતો. આ સંદેશ સમારંભ વખતે જાહેર રીતે વાંચવામાં આવ્યો. કામાબ્હેને મોકલેલો સંદેશ નીચે પ્રમાણે હતો *

---

* સિદ્ધરી. ૧ જુન ૧૯૦૮

Youths of India, you stand between the past and the future. Work up the cause for the principles though it may be our destiny, not to reach the promised land, but only to hail it in, dying and from afar off. Remember, freedom is a conquest and never a bequest.

Open your eyes! I beseech you to open your eyes! Listen the cry of millions eager to advance! Glory be to those patriotic men who are suffering martyrdom in the mother-land. We cannot help feeling for these brave men who have put their all in all, their life, on the altar of Mother.

ભારતીય તરૂણો, ભૂત અને ભવિષ્યના સંધીકાળ નજદીક તમો ઊભા છો. તત્વપ્રેમથી પ્રેરિત થઇ તમો ભારતીય સ્વાતંત્ર પક્ષના ઉત્કર્ષ માટે પ્રયત્ન કરો. ધ્યેય હસ્તગત થયાનું દૃષ્ય જોવા જીવવા જેટલા ભાગ્યવાન કદાચ આપણે ન પણ હોઇએ; દૂરથી દેખાતું ધ્યેય મરતા મરતા જોવું અને તેનું સ્વાગત કરવું એટલુંજ કદાચ આપણા ભાગ્યમાં લખાયલું હોય ? સ્વાતંત્ર શક્તિથી મેળવવાનું હોય છે તે બક્ષીસથી મળતું નથી. તે લક્ષમાં રાખજો ! આંખો ઉઘાડો આંખો ઉઘાડો ! એવી મારી આપ સૌને વિનતિ છે ધ્યેયની દિશાથી પ્રગતિ કરવા માટે ઉત્સુક થએલ લક્ષાવધિ લોકોના અવાજ સાંભળો ! સ્વદેશમાં જે દેશભક્તો હુતાત્મા બન્યા તેને ધન્ય છે ! માતૃભૂમિની વેદી ઉપર આ શૂર બાંધવોએ પોતાના સર્વસ્વનું. પોતાના પ્રાણનું બલિદાન કર્યું ! તેમના માટે લાગ્યા સિવાય આપણાથી કેમ રહેવાય !

આ સમારંભ માટે ઇંગ્લાંડમાંનાં સેંકડો વિદ્યાર્થીઓ તથા અન્ય નાગરિકે એકઠા થયા હતા. આ સમારંભની જગ્યા કેવી રીતે શણગારવામાં આવી હતી તેનું વર્ણન લંડનબાતમીપત્ર નામના પુસ્તકમાં પા૮૦માં નીચે મુજબ કર્યું છે.

ઇન્ડીઆ હાઉસનો હૉલ આ કાર્ય માટે બહુ સુંદર રીતે શણગારવામાં આવ્યો હતો. શ્રોતૃસમાજની સામી બાજુએ એક ભવ્ય રક્ત વસ્ત્ર બાંધી તેના પર પુષ્પમાળાઓની પંક્તીઓ ગુંથવામાં આવેલી, આ નાનાવિધ પુષ્પ મંડપમાં

આડખા પુટ જેટલા જાડા અક્ષરોથી સોનેરી, લાલ, શ્વેત અને ગુલાબી રંગમાં રાજા બહાદુર શાહ, શ્રીમંત નાના સાહેબ, રાણી લક્ષ્મીબાઇ, મૌલવી અહમદ શાહ, રાજા કુંવર સીંગ, અને ૧૮૫૭ની ફસાલમાં ઝઝુમેલ કેટલાક યોધ્ધાઓ આ બધાના નામો અભિનાર્થ સ્મરણ ત કે કોતરી લખવામાં આવ્યા હતા આ ભવ્ન સ્મૃતિ દર ની આજુ બાજુ જુદા જુદા દેશ ભક્તોની તસવીરો પણ ચોટાડવામાં આવી હતી હૉલમાં સર્વત્ર મને હર પુષ્પોના નાના નાનાં કુંડાં મુકવામાં આવ્યા હતા અગરબત્તીની સુવાસ આખા હૉલમાં વ્યાપી રહી હતી અને પેટીના સુસ્વરથી અને દેશ ભક્ત વરમાના રાષ્ટ્રગીત ગાયનોથી સર્વત્ર ઉદાત્ત સ્ફુર્તિનો સંચાર થયો હતો

દશમી મે પહેલાં આઠ દશ દિવસ આખા લંડનમાં મહોલે મહોલે હીંદી લોકોની નાની નાની સભાઓ ભરાઇ. સત્તાવનના ક્રાંતી યુધ્ધનું સ્વરૂપ લોકોને સમજાવી હીંદીતરૂણોએ આ ઉત્સવની પુર્વ તૈયારી સારી રીતે કરી હતી તેથી ઉત્સવને દિવસે ઇંડીયા હાઉસમાં હીંદી સ્ત્રી પુરૂષોની જંગી મેદની એકઠી થઇ હતી લંડન, ઓક્સફર્ડ, કેમબ્રીજ, સાયરેન્સ્ટર, રેડીંગ, વિગેરે ઠેકાણે રહેનાર હિંદી વિદ્યાર્થીઓ આ ઠેકાણે એકઠા થયા હતા ગીરદીને લીધે જગ્યા ન મળવાથી કેટલાકને રસ્તાપર ઉભા રહેવુ પડયુ હતુ શરૂઆતમા શ્રીયુત આગરે રાષ્ટ્રીય પ્રાર્થના કરી. સાવરકર, બહાદુર શાહ અને નાના સાહેબના સ્મૃતિ ગૌરવ અર્થ ભાષણ કર્યું અને સત્તાવનની ઘટનાનું સત્ય સ્વરૂપ લોકોને સ્પષ્ટ કરી બતાવ્યું. આ વખતે બધા સભાજનો ઉભા થયા અને સત્તાવનના આ શહીદોના ગૌરવ માટે લોકોએ ત્રણ વાર કૃતજ્ઞત પૂર્વક જય ઘોષ કર્યા, દેશભક્ત ખાનદેશી કુંવરસી ગનું, દેશભકત દાસે રાણી લક્ષ્મીબાઇનું અને દેશભકત માસ્તર, દેશભકત એરલકર, દ રાયેન (હીઓપન) વગેરે વક્તાઓએ સત્તાવનના ક્રાંત યુદ્ધમાના અન્ય દેશવીરોના સ્ફુર્તી ગૌરવ કર્યા દેશભકત રાણાએ કામાબ્હેનનો સંદેશ વાચી બતાવ્યો અને સમારોપનુ ભાષણ કર્યું સત્તાવનના દેશવીરોની સ્ફુર્તી માટે જ નિધિ કાઢવામાં આવેલી તેમા પોતાના ફાળા તરીકે કામાબ્હેને રૂપિઆ પોણોસો રાણાજી સાથે મોકલ્યા હતા. ત્યાર પછી દશ મે થી દશ જુન સુધીગાનો વખત તપસ્યા માસ તરીકે ગણવા અને તે માટે અનેક પ્રકારના ભોગ દો આપવામા આવ્યા કેટલાકે મહિના સુધી ઉપવાસ કરવાનુ, કેટલાકે મદ્યપાન ત્યાગ કરવાનુ કેટલાક ધુમ્રપાન ત્યાગ કરવાનુ અને કેટલાકે નાટક ન જોવાનુ જાહેર કર્યું એવી રીતે બચેલા પૈસા આ નીધિ માટે આપવાના

સોગંદ ખાધા. સભામાં એકઠા થયેલા સર્વ લોકોએ આ પ્રસંગે મુદ્દામ કાઢવામાં આવેલી વીર સ્મૃતિ મુદ્રા ધારણ કરી હતી. આ મુદ્રાઓ તપસ્યા માસમાં પોષાક ઉપર સતત્ ધારણ કરવાનો સંકેત આ સભામાં કર્યો. આ સોગંદ વિધિ પછી મીગીસ દત્ત આ વિદુષ બાઈએ રાષ્ટ્ર ગીત ગાયા. ૧૮૫૭ ના ક્રાંતિ યુદ્ધમાં ક્રાંતિનો ગુપ્ત સંદેશ આખા દેશમાં પહોંચાડવાનું કામ ચપાટી (રોટલી) એ કરેલું માટે આ વાતના સ્મરણ ચિન્હ તરીકે પ્રસાદ માટે રોટલીઓ વહેંચવામાં આવેલી.+

આગામી ક્રાંતિનો સંદેશ ફેલાવવા સારૂ રોટલીનો ઉપયોગ કરવાની પદ્ધતિ ૧૮૫૭ પહેલાં વેલોરના બળવા વખતે ઉપયોગમાં આણવામાં આવેલી હતી. ૧૮૫૭ સાલમાં કેટલાક અંગ્રેજોને સર્વત્ર ફેલાઈ રહતી આ રોટલીઓ માટે સંશય આવ્યો. કેટલાક અંગ્રેજોએ આ રોટલીનો નાશ કર્યો. તે લોકોએ ખૂબ વિચાર કર્યો પણ રોટલીનો અર્થ તેઓ ન કરી શક્યા. ગામમાં આવેલી રોટલીઓ પ્રસાદ તરીકે આખા ગામમા વહેંચવી અને આ પ્રસાદનું સેવન કરનારાઓએ મનથી ક્રાંતિના સોગંદ ખાવા અને જેટલી રોટલી આવી હતી તેટલી રોટલી ફરી બનાવી આગળના ગામના ચોકીદાર તરફ મોકલવી આવો સંકેત ૧૮૫૭ ની સાલમાં પાળવામાં આવતો.

આ પ્રસંગ માટે મુદ્દામ લખી છપાવવામા આવેલુ Oh Martyrs! [ હે હુતાત્માઓ આ નામનું પત્રક વહેંચવામા આવ્યું. આ પત્રક અને Grave warning આ નામનુ બીજુ એક પત્રક આ નામના બે પત્રકો ઈંડીઆ હાઉસમાં આવનાર લોકોને મફત આપવામાં આવતા, એવુ વિધાન Sedition Committee report પાન ૮ માં કરવામાં આવ્યું છે Oh Martyrs આ પત્રક નિચે પ્રમાણે છે.

**Oh martyrs!**

The battle of freedom once begun and handed down from Sire to Sun

---

+ Indian war of independence by Savarkar part I Page No. 86–87

Though often lost is ever won !!

To-day is the 10th of May! It was on this day that in the ever memorable year 1857, the first campaign of the war of Independence was open by you, oh, martyrs! On the battle field of India The Mother-land, awaken to the sense of her degrading slavery, unsheathed her sword, burst for the shackles and struck the first blow for the liberty and for her honour. It was on this day that the war cry ' Maro-Firangee ko!' was raised by throats of thousands It was on this day the sepoys of Meerut, having reason in a terrible uprising, ' March down to Delhi, ' saw the waters of Jamuna glittering in the sunshine, caught one of those historical moments, which close past epoch to introduce new one, and "*Had found in* a moment, a leader, a flag, and a cause, and converted the mutiny, in a National and Religious war '

All honour be to you, oh martyrs, for it was for the preservation of the honour of the race that you perform the fiery ordeal of a revolution when the Religions of the land were threatened with a forcible and sinister conversion, when the hyprocrite threw of his friendly grab and stood up into the naked heinousness of a perfidious *for* breaking treaties, smashing crowns, forging chains, mocking all the while our merciful Mother for the very honesty and with which she belived the pretensions of the white liar, then you, oh martyrs, of 1857 awoke the Mother, inspired the Mother and for the honour of the Mother rush to the battle field, terrible and tremendous, with the war cry, " Maro Firaangi ko, ' on your lips and with the sacred ' Mantra, ' "*God and Hindustan*, *on your banner!* Well did you do in rising! For, otherwise, although your blood

might have been spared, yet the stigma of servility would have been deeper, one more link would have been added to the cursed chain of demoralising patience, and the world would have again contemptuously, pointed to our Nation saying, "She deserves Slavery, She is happy in Slavery! For even in 1857 She did not raise even a fingure to protect her interest and her honour!"

This day, therefore, We dedicate, oh martyrs, to your inspiring memory! It was on this day that raised a new flag to be upheld, you uttered a mission to be fulfilled, you saw vision to be realised, you proclaimed a Nation to be born!

We take up your cry, we revere your flag, we are determined to continue that fiery mission of" Away with the foreigner " which you uttered amidst the prophetic thunderings of the Revolutionary war—Revolutionary, war. yes, it was a Revolutionary war For the war of 1857 shall not cease till the revolution arrives, striking slavery into dust, elevating liberty to the throne. Whenever a people rises for its freedom, whenever that seed of liberty gets germinated in the blood of its fathers, whenever the seed of liberty gets germinated in the blood of its martyrs, and whenever there remains atleast one true, son to avenge that blood of his fathers, as there never can be an end to such a war as this No, a Revolutionary, war knows no truce, save liberty or death! We inspired by your memory, determine to continue the struggle you begen in 1857, we refuse to acknowledge the armistice as a truce, we look upon the battles you fought as the first campaign–the defeat of which cannot be the defeat of the war. What shall the world say that India has accepted the

defeat as the final one ? That the blood of 1857 was shed in vain ? That the sons of Ind betray there fathers Vows ? No, by Hindustan, no, the historical continuety of the Indian Nation is not cut off. The war began on the 10th of may 1907 is not ovet on the 10th of May nor shall it ever cease till a 10th of May to come sees the destiny accomplished sees the beautiful Ind crowned either withe lustre of Victory or by the holo of Martyrdum !

But O glorious martyrs, in this pious struggle of your sons, help ? O help us by your inspiring presence ! Torn in innumerable petty selves, we cannot realise the grand unity of Mother. Wisper then unto what magic you caught the *Secret of union How the Firangee rule was shatered to pieces* and Swadeshi thrones were set by the common consent of Hindus and Mohmedans How is the higher love of Mother united in the different castes and creeds, how the venerated and venerable Bahadur Shah prohibited the *killing of cows throughout India How Srhimant Nana Saheb,* after the first salute of thundering cannon of the Emperor of Delhi, reserved for him the second one How you struggled the whole world by uniting under the banner of Mother and forced your enemies to say, " Among the many lessons the Indian mutiny conveys to the historian and administrator, none is of greater importance than the warning that it is possible to have revolution in which the Brahmins and Shudras, Mohmedans and Hindus were united against us and that it is not safe to suppose that the peace and stability of our dominion in any great measure depends on the continent being inhabited by different races with different religious systems, for they mutually understand each other and respect

and take part in each other's, ways, modes and doings." Wispér unto us the nobility of such an alliance of religion and patriotism, the true religion which ever is on the side of patriotism the true patriotism which secures the freedom of religion !

And give us the marvellous energy, daring and secrecy with which you organise volcano, show us the volcanic magma that underlie the green than crust, on which the foe is to be kept lulled in to a false security. Tell us how the Chapaty –that fiery crust of India flew from village to village, from valley to valley setting the whole intellect of the Nation on fire by the very vagueness of its message and then let us hear the roaring thunder with which the volcano at least burst forth, with an all shattering force, running, smashing and burning, consuming into one continuons fiery flow of red hot lava flood ! Within a month, regiment, police, zamindars, pundits maulvies, the multiple, bended revoultion, sounded its teesm and temples and mosques resoundod with the cry · ' Maro Firange. ko' Away with the foreigners ! Meerut rose, Delhi rose, Benares, Agra, Patna, Lucknow, Allahbad, Judagerpore, Jhansi, Banda, Indore,–from Peshawar to Calcutta and from Narbada to Himalaya, the voleano burst forth into a sudden simultaneous and all--consuming conflagration !

And then Oh martyrs, tell us the battle as will as the great defects which you found out in our people in that great experiment of yours. But above all point out that most ruinous waye, the only material drawbac in the body of the Nation which rendes all your efforts futile—the mean selfish blindness which refuses to see its way to join the Nation's cause Say that the only cause of the defeat of Hindustan was Hindustan

herself, that shaking away the slumber of centuries the Mother rose to hit the foe but while her right hand was striking to Firangees dead, her left hand struck, alas not the enemy but her own forehead ! So she staggered and fell back into the inertable swoon of 50 years.

50 years are passed, but oh the restless spirits of 1857 we promise, you with our heart blood, that your Diamond Jubilee shall not pass without seeing your wishes fulfilled ! We have heard your Voice and we gather voice from it with limited means you sustained a war, not against tyranny alone but against tyranny and trechery together The Ayodaya and making aunited stand waged a war not only against whole of the British power but against the rest of India too and yet you fought for these years and yet you had well-nigh snatched away the crown of Hindustan and smashed the hollow existence of the alien rule What an encouragement this ! What the Duab and Ayodhya can do in a month the simultanions and sudden and determined rising of the whole of the Hindustan can do in a day ! This hope illumines our heart and assures u of success And so we avow that your Diamond Jubilee the year of 1917 shall not pass without seeing the returning Ind making a triumph entry into the world

For the bones of Bahadur Shaha are cry ing vengance from their grave ! For the blood of dauntless Laxmi is boiling with indignation ! For thes Saheed Peer Ali of Patna when he was going to the gallows for having refused to divulge the secrets of the consp racy, whsipered defiance to Firangee said in prophetic words ' You may hang me today, you may

hang such as me everyday but thousands will still rise in my place-your object will never be gained, "Indians, these words must be fulfilled ! your blood oh martyrs, shall be avenged !

[ આજે ૧૦ મી મે નો દિન છે. હુતાત્માઓ, ભારતના રણાંગણ પર તમે સંગ્રામની પહેલી લડાઇ શરૂ કરી તે અટારસો સત્તાવન આ નિત્ય સ્મરણીય વર્ષનો આજદિને શરૂ કરી. આપણી માતૃભૂમિનું જે દાસ્યને લીધે અવનતિ થએલી તે દાસ્યની જાણ થવાથી તે દિવસે પોતાનું ખડગ મ્યાનમાંથી બહાર કાઢ્યું, શૃંખલા તોડી નાંખી અને સ્વાતંત્ર્ય અને સ્વાભિમાન માટે તેમણે આ પહેલો ઘા કર્યો. સહસ્ત્રાવધિ લોકોના કંઠમાંથી "મારો ફીરંગીકો" નો આ રણનાદ નિકળ્યો તે આજ દિવસ. મિરતના સૈનિકો ઉશ્કેરાઇ આ ભીષણ ક્રાંતિના ઉત્સાહથી દિલ્હી તરફ ગયા સૂર્યપ્રકાશમાં ચમકતું યમુના જળ તેમણે જોયું. જુના અને નવા યુગના સન્ધિકાળ ઉપર રહેલા આ ઐતિહાસિક ક્ષણ તેમણે બરાબર ઓળખ્યા તુરત તેમણે પોતાના નેતા, ધ્વજ અને પોતાનો પક્ષ નિશ્ચિત કર્યો અને બળવાને રાષ્ટ્ર સંગ્રામ અને ધર્મ સંગ્રામ કરી આપ્યું તે બધું આજ દિને,

હુતાત્માઓ તમને ધન્યવાદ છે. પોતાના વંશના સ્વાભિમાન ટકી રહે એજ હેતુથી ક્રાંતિના બળતા દીપમાં જવા તમો તૈયાર થયા. સત્તાથી અને દુષ્ટ વિચારથી ચલાવવામાં આવેલા ધર્માંતરના સંકટમાં આ આપણા દેશના ધર્મ સપડાયો હતો. ઢોંગી પરસ્થોએ મૈત્રીનો પડદો ફેંકી દીધો હતો. વિશ્વાસઘાતિ શત્રુઓએ પોતાનું નીચ સ્વરૂપ પ્રકાશ્યું હતું. આ પરસ્થ લોકોએ તહનામાઓનો ભંગ કરવાની, રાજમુકુટોનો ભંગ કરવાની, પરરાષ્ટ્રની બેડીઓ જડવાની, આ પ્રેમાળ દેશને ખિજવવાની શરૂઆત કરી હતી. અને આ ખિજવવું શા માટે ચાલતું હતું ! અસત્યવાદી ગોરા લોકોનાં ગપ્પાં ઉપર પ્રમાણિકપણે વિશ્વાસ રાખ્યો તેનું આ પરિણામ આવ્યું. ૧૮૫૭ના હુતાત્માઓ આવા પ્રસંગે તમોએ દેશમાતાને જાગૃત કરી તેને સ્ફુરિત કર્યા અને તેના સ્વાભિમાન રક્ષણાર્થે તમો સમરાંગણમાં ઉતર્યા "મારો ફીરંગીકો" આ રણનાદની ગર્જના કરતા અને "ભગવાન અને ભારતવર્ષ" આ ચિન્હથી અંકિત થએલો ધ્વજ હાથમાં લઇ તમો જ્યારે રણાંગણમાં નીકળ્યા ત્યારે તમો શત્રુને કેવા ભયંકર અને પ્રચંડ દેખાયા હશો ! તમે આવી રીતે ઉઠ્યા તે શત્રુ

સાર થયુ   તમે આવુ ન કર્યું હોત તો બચી જાત ખરા પણ દાસ્યનુ લાંછન માન વર્જલેપ થઈ જાત, મનની ઉર્મીઓનો નાશ કરનાર ઓગ સહનશીલ પણાને લીધે દાસ્ય શૃખ્ખલાનો એક આકડો માત્ર વધારે ભેરવાઇ જાત અને જગતે આપણા દેશ તરફ તુચ્છતાથી આંગળી બતાવી કહ્યુ હોત કે "દાસ્યમાં રહેવા લાયક જ આ દેશ છે અને તે ગુલામીમાં રહેવામા સુખ માને છે પોતાના હિતના તથા માનના રક્ષણ માટે ૧૮૫૭ માં પણ જરા હિલચાલ કરી નહોતી "

હુતાત્માઓ ! આજ કારણે હાલનો આ દિવસ તમારી સ્મૃતિંદાયક ન અમે આજે ઉજવીએ છીએ કાયમને મ ટે ફરફરતો રહે એવો ધ્વજ આજ દિવસે તમે ઉડાવ્યો, જે ધ્યેય ની પૂર્તિ માટે અભિમાન ઉપજે એમ ધ્યેયનો ઉચ્ચાર તમે આ દિવસે કર્યો જે સ્વપ્નુ સત્ય સૃષ્ટીમાં ઉતારવામાં આનદ થાય એવુ સ્વપ્ન તમે આ દિવસે જોયુ આપણે રાષ્ટ્ર તરિકે અવતીર્ણ થઇએ છીએ આ સત્યની ઘોષણા તમોએ આજ દિને કરી

તમોએ કરેલી હાકનનો અમે સ્વીકાર કરીએ છીએ તમોએ ફરકાવેલા, રાષ્ટ્ર ધ્વજનુ અમે સ માન કરીએ છીએ ક્રાંતિ યુધ્ધની ધમાચકરીમાં 'મારો ટીરગીકો ' એવા વીરને છાજે એવા શબ્દ ઉચ્ચારી જે દાહક કાર્ય તમે નિશ્ચિત કર્યુ તે કાર્ય આગળ ધપાવવાનો અમારો નિર્ધાર છે તમોએ પોકારેલા યુધ્ધને ક્રાંતિયુદ્ધ કહેવાય છે તે ખરેખર સત્ય છે તે ૧૮૫૭ નો સગ્રામ હતો. ક્રાંતિ થતા સુધી આ સગ્રામ બધ પડવાનો નથી. ક્રાંતિનો વખત આવે કે તુરત ગુલામી ધૂળ ભેગી થશે અને, સ્વાતત્ર્ય સિહાસન ઉપર બિરાજમાન થશે જ્યારે જ્યારે રાષ્ટ્ર સ્વાતત્ર્યતાની લડાઇ પોકારે છ જ્યારે જ્યારે સ્વાતત્ર્યની કલ્પનાનુ, બીજારોપણ રાષ્ટ્રની વ્યકતિઓમાં રોમે રોમ પ્રસરી જાય છે, જ્યારે જ્યારે આ બીજ તે રાષ્ટ્રના હુતાત્માના એમકાર થઇ જાય છે, અને જ્યારે જયર પૂર્વજોને યજ્ઞના અન્યાયનુ વેર લેવા તતરી રહેલા નિદાન એક પણ સુપુત્ર તે રાષ્ટ્રમાં સિનિક રહે છ ત્યારે ત્યારે આ સ્વાતત્ર્ય યુધ્ધ કાયમ ચાલે છે. આ ૧૮ જ છે ક્રાંતિ યુધ્ધ શરૂ થયુ કે સ્વાતત્ર્ય મળતા સુધી કે તે સ્વાતત્ર્યતા મેળવનારના મૃત્યુ સુધી તેને વિરામ મળતો નથી, આપની સ્તુતીથી ઉત્તેજીત થયેલા અમે, ૧૮૫૭ની સાલમા તમોએ શરૂ કરેલી લડાઇ આગળ ચાલુ રાખવાના નિશ્ચય કરીએ છીએ આ લડાઇ બધ પડી છે અને કામચલાઉ,

તેહનામ એ થાય છે આ વાતને અમે માનતા નથી. તમે જે લડાઓ લડયા તે સ્વાતંત્ર્યસંગ્રામોની પહેલા લડાઇ હતી એવું અમે માનીએ છીએ આ લડાઇનો પરાભવ એટલે આ લડાઇના આખરનો પરાભવ નથી. ભારતવર્ષ કાયમનો પરાભવ પામ્યુ છે એવુ જગત કહી શકે? ૮૦૭ની ખાલમાં રેડાયલું લોહી નિરર્થક ગયું એવું જગતે માનવુ કે શું ! પૂર્વજોએ કરેલી પ્રતિજ્ઞાનો ભંગ ભારતપુત્રોએ કર્યાં એવું જગને માનીને ચાલવાનું કે શુ ! ભારત માતાના સોગંદ ખાઇ અમે જાહેર કરીએ છીએ કે એવું ન થાય ભારતીય રાષ્ટ્રના ઐતિહાસિક સ્વાતંત્ર્યનો ભંગ થયો નથી. ૧૦ મી મે ૧૮૫૭ ને રોજ શરૂ થએલો સંગ્રામ ૧૦ મી મે ૧૯૦૮ ના રોજ પુરો થયો નથી. ગમે તે સાલની ૧૦ મી મે આ દિવસ એવો ઉગશે કે જે દિવસે ભારતનું ભાગ્ય નિશ્ચત થએલું જણાશે. એક તો સોંદર્યસંપન્ન ભારતના માથા પર વિજયનો દેદિપ્યમાન મુગટ જણાશે યા તો હુતાત્માઓનો તેજોવલય જણાશે ત્યાં સુધી આ લડાઇ બંધ થવાની નથી. પણ એ મહાન્ હુતાત્માઓ આ પવિત્ર લડાઇમાં તમે અમોને મદદ કરો; આપના સ્ફૂર્તિપ્રદ સહવાસથી અમોને સહાય કરો. ક્ષુદ્ર સ્વાર્થી ભાંગલાઓથી માતૃભૂમિના ઐક્યની વિશાળ કલ્પનાનું આકલન અમારાથી થતું નથી. કયા ગૂઢ મંત્રથી આ ઐક્ય ભાવના આપે નિર્માણ કરી તે અમોને શાંતિથી કહો. ફિરંગીઓની રાજસત્તાનો નાશ કેવી રીતે થયો અને હિંદુ-મુસ્લીમની સંમતિથી દેશી રાજ્યો કેવી રીતે સ્થપાયા તે અમોને સમજાવો. માતૃભૂમિના પ્રેમની ઉચ્ચ ભાવનાથી જુદી જુદી જાતિઓ મા જુદા જુદા ધર્મ પંથોમાં ઐકય ભાવના શી રીતે ઉત્પન્ન થઇ. પૂજ્ય બહાદુરશાહે આખા ભારતમા ગૌમાતા વધનો શી રીતે પ્રતિબંધ કર્યો, અરસ-પરસ તોપોની સલામી આપવાનો પ્રસંગ ઉભો થતાં જ શ્રીમંત નાના સાહેબ પેશવાએ દિલ્હીપતિને સલામી કેવી રીતે આપી અને પોતાનો ક્રમ ત્યાર પછી કેવી રીતે નક્કી કર્યો તે અમોને સમજાવો ! “આ બળવાથી એવું સુચન થયું કે બ્રાહ્મણ અને શૂદ્ર, મુસલમાન, અને હિંદુઓએ એકત્ર થઇ અંગ્રેજો વિરૂદ્ધ ક્રાંતિયુદ્ધ શરૂ કરવું શક્ય છે” એવું તમારા શત્રુઓને પણ, કહેવડાવવાની આપે જ આ પ્રસંગે ફરજ પાડી. ઇતિહાસકાર અને મુત્સદ્દીઓને આ બળવાથી ઘણું શીખવાનું છે ! આ બધી બાબતોમાં “ભારતીઓનું ઐકય” આ બાબત અત્યંત બોધપ્રદ છે, ભારતખંડમાં ભિન્ન ભિન્ન વંશો અસ્તિત્વમાં છે અને જુદા જુદા પંથોથી તે જુદા પડી ગયા છે. ભારતમાતા આપણા આધિરાજ્યનું સ્થૈર્ય અને શાંતિ આ ભેદભાવ ઉપર અવલંબી રહે છે. એવું અત્યાર

સુધી આપણે માનતા હતા પણ આ પછી આવુ માનવુ ઠીક નથી કારણ આ લોકો એક બીજાના વિચારો જાણે છે અરસપરસ પ્રેમ રાખે છે અને એક બીજાના જીવનક્રમથી સહકાર કરે છે દ્રષ્ટા પાસેથી પણ તમો એ આ વાત કબુલ કરાવી છે! રાષ્ટ્રધ્વજ નીચે બધાને સંઘટિત કરી તમોએ આખા જગતને કેવી રીતે આશ્ચર્ય ચકિત કર્યું તે અમોને સમજાવો ખરા ધર્મમાં દેશાભિમાન હોય છે અને ખરા દેશાભિમાનમા ધર્મ સ્વાતંત્ર્ય હોય છે, આ તત્વ જાણી તમોએ દેશ પ્રેમ અને ધર્મપ્રેમનુ સુંદર મેળાપ કેવી રીતે કરી આપ્યો તે પણ તમો અમને શાંતિથી કહો. એકાદ પ્રચંડ જ્વાળામુખિ સાથે જેની સરખામણી કરી શકાય એવી આ જ્વાળાગ્રાહી ઘટના જે અતિ ઉત્સાહથી, સાહસથી અને ગુપ્તતાથી ઘડી આપી તે ઉત્સાહ, સાહસીપણુ અને ગુપ્તપણુ એ ગુણ તમો અમોને આપો લીલી હરિયાળીના આછા ઢાંકણ નીચે છુપાઇ રહેલા જ્વાળામુખિમાં કશુ જોખમ નથી એવું માનવા વાળાને તમો કેવી રીતે પ્રેર્યા તે તમે અમને કહો ભારતીય સ્વાતંત્ર્યનુ દાહક ચિન્હ એવુ જે ચપાટી ( રોટલી ) નુ વર્ણન કરી શકાય તે ચપાટીઓનો પ્રચાર ગામડાઓમા, પર્વતાની ખિણોમાં શી રીતે થયો અને આ ચપાટીના મૂક સંદેશથી રાષ્ટ્રમા જાગૃતિ તમોએ શી રીતે કરી તે બાબત અમને સ્પષ્ટતાથી સમજાવો.

છેવટે આ જ્વાળામુખિ કેવી રીતે ભભુક્યો અને તેની જ્વાળાઓથી સઘળી વસ્તુઓનો કેવી રીતે નાશ થયો, આ જ્વાળામુખિનો વેગ કેવી રીતે વધતો ગયો અને તપ્ત રસના દાહક પ્રવાહમા સર્વ વસ્તુઓનો સંહાર શી રીતે થયો તે પણ અમને સમજાવો એક મહિના જેટલા ટુંકા સમયમાં એક પછી એક સૈન્યની ટુકડીઓ એક પછી રજવાડાઓ, એક પછી એક શહેરો, સૈનિકો પોલીસો, જમીનદારો, પંડીતો, મૌલવીઓ, આ ઘટનામાં સામેલ થયા મંદિરોમા અને મસજીદમાં ' મારો ફીરંગીકો " ની ગર્જનાઓ થવા લાગી મિરતમા ઉશ્કેરણી થઇ દિલ્હી શહેર લુંટાયુ, બનારસ પર ચઢાઈ કરી, આગ્રા, પટના લખનૌ, અલ્હાબાદ, જગદીશપુર, ઝાંસી, બાન્દા, ઈન્દોર, પેશાવરથી કલકત્તા સુધી અને નર્મદાથી હિમાલય સુધી આ જ્વાળામુખિની જ્વાળાઓ અનપેક્ષિત રીતે પ્રસરવા લાગી અને આ દાહમાં બધાનો નાશ થવા માંડયો.

અને હે હુતાત્માઓ તમોએ જે આ પ્રયોગ કર્યો તે કરતી વખતે આપણા વચ્ચે જે નાના મોટા દોષો જણાયા તે પણ અમને કહી મહત્વના દોષોનુ તમે સ્પષ્ટીકરણ કરો. આ દોષ રાષ્ટ્રની ઘટનામાં અત્યંત

મહત્વનાં હોઈ ને રાષ્ટ્રને અત્યંત હાનિ કારક નિવડે છે. સ્વાર્થના કારણે કેટલાક લોકે આપણી સાથે સહકાર ન કર્યો તેથી તમારા પ્રયત્નો નિષ્ફળ ગયા કે શું? તે અમોને કહો. હિંદુસ્થાનના પરાભવનું કારણ હિંદુસ્થાન જ ખરું? આ પ્રશ્નનો જવાબ આપો. આપણી માતૃભૂમિ સો કરો વરસની નિંદ્રામાંથી જાગૃત થઇ શત્રુ પર ઘા કરતી હતી અને જ્યારે જમણો હાથ ફીરંગીઓને મારી નાંખવામાં રોકાએલો હતો તે વખતે ડાબો હાથ શત્રુને મારતો નહતો પણ પોતાનું જ માથું કુટતો હતો. તેથી આપણી આ માતૃભૂમિ લથડીઓ ખાઇને પડી અને પચાસ વરસ લગી મૂર્છાવસ્થામાં રહી.

૧૮૫૭ ના સ્વાતંત્ર્ય સંગ્રામમાં આગેવાની લેનાર હુતાત્માના દૃઢ ભ્ય આત્માઓ, આપે કરેલા પ્રયત્ન ને પચાસ વરસ પુરાં થઇ ગયાં છે. એતું છતાં અમે અમારા પોત ના લોહીના સોગંદ ખાઇને વચન આપીએ છીએ કે જ્યારે તમારા પ્રયત્નોને હીરક મહોત્સવ આવશે તે વખતે તો નિદાન તમારી બધી ઇચ્છાઓ તૃપ્ત થએલી હશે. દુઆબ અને અયોધ્યા એ બે પ્રાંતો એક મના અને તેઓએ શરૂ કરેલો સંગ્રામ એકલી ફીરંગી સત્તા વિરૂદ્ધ નહતો પણ બાકી રહેલા તમામ ભરતખંડ વિરૂદ્ધ હતો. એમ છતાં હે હુતાત્માઓ, આપે ત્રણ વરસ સુધી સંગ્રામ ચલાવ્યો અને હિંદુસ્થાનનો રાજમુગુટ લગભગ હસ્તગત કર્યો અને પારસી સત્તાનો પેઢગી અસ્તિત્વના નાશ કર્યો આપણા આ કર્તૃત્વનું સ્મરણ કેટલું બધું ઉત્સાહદાયક છે? દુઆબ અને અયોધ્યાએ જે એક માસમાં કર્યું તે સમસ્ત હીંદ એકાએક અને નિશ્ચયથી કરવાનું ઠરાવે તો તે એક ક્ષિણમાં સાધ્ય થશે એ આશાથી અમારા અંતઃકરણો પ્રજ્વલિત થયાં છે. અને એ આશાથી જ અમોને વિજયની ખાત્રી લાગે છે. માટે અમે પ્રતિજ્ઞાથી કહીએ છીએ કે સન૧૯૦૭માં જ્યારે આપણો હિરક મહોત્સવ ઉજવવામાં આવશે ત્યારે પુનર્જીવન પામેલું ભારતવર્ષ રોષથી જગતમાં પ્રવેશ કર્યા સિવાય રહેશે નહી. કારણ બહાદુરશાહની કબરમાંનાં હાડકાં બુમ પાડે છે કે વેર લો વેર લો; નિર્ભય લક્ષ્મીબાઇનું લોહી ગુસ્સાથી તપી રહ્યું છે,

પટનાના શહીદ પીરઅલીએ. કાવત્રાની ગુપ્ત યોજનાનો રીપોટ કરવાની ના પાડ્યાથી તેમને ફાંસી ની સજા ફરમાવવામાં આવેલી; આ શહીદને ફાંસીને માંચડે લઇ જતી વખ . તેમણે ફીરંગીઓનો ધિક્કાર કર્યો અને એકાદ ભવિષ્યવ દીને છાજે તેવી રીતે નીચે પ્રમ ણે ઉદગાર કાઢ્ય ; "તમો આજે મને ફાંસીને માંચડે લટકાવી દેશો; વખતે તમો ખુપ મારા જેવાને દરરોજ ફાંસીએ ચડાવશો; પણ

માની જગ્યા હજારો જણ પૂરશે. તમારો હેતુ કોઇ પણ રીતે પાર પાડવાનો નથી. હિંદીઓ આ ૨૦૬ પારા પડવા જોઇએ હુતાત્માઓ, તમોએ રેડેલાં લોહીનો બદલો લેવામાં આવશે. વંદેમાતરમ્

સાવરકર વિગેરે તરુણો આ ઉત્સવ ઉજવવામાં ગોઠાયલા તે જ દિવસે ના, ગોખલે ઈગ્લાંડ આવી પહોંચ્યા. તેમનું સ્વાગત કરવા સ્ટેશન પર ફક્ત બેજ હિંદી હાજર હતા તે જોઈ ગોખલેએ તપાસ કરી અને સાવરકર વિગેરેની પ્રવૃતિને ઓળખી ગયા. ગોખલે આ વખતે મનમાં એટલા બધા અસ્વસ્થ બન્યા હતા કે એ બાબતનું વર્ણન દાદા સાહેબ કરંદીકરે "Letters from England" આ પુસ્તકમાં કર્યું છે." દિનાંક ૧૮-૧૦-૧૯૦૮ના રોજ ગોખલે અને દાદા સાહેબ કરંદીકર લંડનમાં મળ્યા તે વખતે આ બે વચ્ચે જે વાતચીત થઇ તે આધારે દાદા સાહેબ કરંદીકરે નીચે પ્રમાણેની હકીકત લખી છે "આ વખતે છોકરાઓ માટે ગોપાળરાવ ઘણાજ ફીકરમંદ થયા છે. ત્યાં ભણનાર છોકરાઓએ ૧૮૫૭ ની સાલની જ્યુબીલી ઉજવી. આ બનાવને આજે ચાર માસ થયા છતાં પણ લંડન ટાઇમ્સવાળો હજી બૂમો પાડીજ રહ્યા છે. કાર્ય વખતે સો વિદ્યાર્થી હાજર હતા, ૧૦મી મે ના રોજ ગોપાળરાવ ઉતર્યા ત્યારે ઉત્સવ ચાલુ હતો. તેમના સ્વાગત માટે સ્ટેશન પર ફક્ત બેજ હિંદીઓ હાજર. આ પહેલાં ચાળીસ ઉપરાંત વિદ્યાર્થીઓ હાજર રહેતા હતા. ઠીક આ કારણથી તેમજ અન્ય કારણને લીધે ગોપાળરાવ એમ માને છે કે છોકરાઓ ઘણીજ ખટપટ કરી રહ્યા છે."

મુઝફ્ફરપુરમાં ખુદીરામ બસુએ જે બોમ્બ ફેંક્યો તેનો અવાજ તે વખતે ત્રણ માઇલ સુધી સંભાયો. આ વાત અગાઉ આવી ગઇ છે. પણ આ બોમ્બનો અવાજ હજારો માઇલ દૂર સુધી સંભળાઓ છે. હજારો વર્ષોથી ભારતના ઘેટાંઓને હાંકનાર સ્વારીના સંઘમાં આ બોમ્બના ધડાકાની શી અસર થઇ તે જાણવા જેવું છે. લંડનટાઇમ્સે ૪-૫-૧૯૦૮ રોજ સંપાદકના લખેલા લેખમાં મુઝફ્ફરપુરના બોમ્બના ધડાકા પછી કલકત્તામાં બોમ્બ બનાવવાના ગુપ્ત કારખાના મળી આવ્યા તે માટે ડર વ્યક્ત કર્યો છે. ૧૮૯૭ માં પુંનામાં રેંન્ડ, આયર્સ્ટના, ખુન થયાં તેથી હાલનું પ્રકરણ વધારે ચિન્તાજનક છે એવું કબુલ કરી ટાઇમ્સે મદમાં લખ્યું છે કે બોમ્બ ઉડે છે તેથી અમરાધ જાઇ સરકાર બળની સાથનો અને ભગતા અધિકાર આપવાની નથી. સરહદ પાસે શત્રુ આવી પહોંચે અને

અરાજકતા ઉત્પન્ન કરવા માટે કાવત્રાં થાય તે પણ હિંદુસ્થાન ઉપરનું ગાજ્ય કરવાનું અને હિંદુસ્થાનને વિકાસ કરવાનું મહાન કાર્ય આગળ ચલાવવું જ જોઇએ.

એમને સ્ટેટ બંગાળમાં થતાં તે સ્ટેટનું મૂળસ્થાન મહારાષ્ટ્રમાં છે એવી અંગ્રેજોને વાસ આવી. અંગ્રેજોનો આ સંશય નીચેના વાક્યોથી વ્યક્ત થાય છે:–

"If Bengal has been chiefly conspicuous in its resort to destructive methods the cunning brains that conceived and fostered the movement are probably to be found for the most part in Western India ..An equally grave question is raised by the announcement that persons charged in the present conspiracy include men who have had the advantage of education in Europe.

( વિધ્વંશ માર્ગનું અવલંબન કર્યાથી બંગાળ લોકોની નજરે ચઢ્યું છે એ વાત ખરી પણ જે હુસ્યાર લોકોના મગજમાં આ ચળવળની કલ્પના પ્રથમ જાગી અને જેણે આ ચળવળનું સંરક્ષણ કર્યું તે લોકો મુખ્યત્વે પશ્ચિમ ભારતના છે. હાલના કાવત્રામાં તહોમતદાર થયેલા આરોપીઓ પૈકી કેટલાક યુરોપમાં જઇ શિક્ષણસંપન્ન થઇ આવ્યા છે એવું પ્રસિદ્ધ થયું છે આ માહિતીમાંથી પણ એક ગંભીર પ્રશ્ન ઉપસ્થિત થયો છે ) ×

પેરિસના 'Le Temp's પત્રે દિનાંક ૭-૫-૧૯૦૮ ના સંપાદકીય લેખમાં આ પ્રકરણનો ઉલ્લેખ કર્યો છે. અલજીરીયા, ટયુનીસ, વિગેરે ફ્રેન્ચ ભુભાગમાં એવી ભાંજગડો ઉપસ્થિત થઇ, ત્યારે ફ્રેન્ચ સરકારે તુરત જ આ બાબતનો ઉદારતાથી નિકાલ કરી આ લેખમાં અંગ્રેજ મુત્સદ્દીઓને નિચે પ્રમાણે ઉપદેશ કર્યો છે:–

" We do not presume to give advice to a friendly government We confine ourselves to recalling what experience has

× London Times 7-5-1908

taught us The arbitrary system of colonial administration, wichh in days gone by was nceassary and fruitful, would seem to have served its time.

ઇંગ્લાંડને અમારી વચ્ચે સ્નેહભાવ છે એવા સ્નેહિ રાષ્ટ્રને ઉપદેશ કરવાનો દિમાગ બતાવવાની અમારી ઇચ્છા નથી. અમો અનુભવથી ડાહ્યા બનેલા હોવાથી તે અનુભવનું સ્મરણ કરી આપવું એટલોજ અમારો હેતુ છે વસાહતોનો રાજ્યકારભાર અનિયંત્રિત પદ્ધતિથી ચલાવવો એ આ પહેલાં આવશ્યક અને ફાયદાકારક પણ હતું હવે તો આ પધ્ધતિમાં ફેર કરવો આવશ્યક છે.

મૌલવી લીયાકત હુસેન, ચિદંબર પિલ્લે', 'વિહારી' ના ફડકે વિગેરેને શિક્ષાઓ કરી ચળવળ દાબી દેવાના પ્રયત્ન આગળ થયા છે આ ધોરણને ફરી ચાલુ રાખવામાં આવ્યું. થાણામાના 'અરૂણોદય' પત્રના સંપાદક શ્રી. ધોંડુપંત ફડકે અને 'વિહારી'ના નવા સંપાદક શ્રી રામભાઉ મંડલિકને દિનાંક ૧૫-૫-૧૯૦૮ ના રોજ અટકમાં લેવામાં આવ્યા.

# પ્રકરણ ૬ ઠ્ઠું

## " લંડનમાંનું રહસ્યાગાર "

મે ની ૧૦ મી તારીખે સાવરકર અને તેમના સહકારીઓએ ' ભારત ભવન ' મા જે ઉત્સવ ઉજવ્યો તેનો પડઘો ઘણા દિવસ સુધી ગાજતો રહ્યો. 'આ પ્રસંગે વહેંચવામાં આવેલું 'ઓ હુતાત્માઓ' નામનું પત્ર જેમ જેમ પ્રસરવા લાગ્યું તેમ તેમ તે અંગ્રેજોની ટીકાપાત્ર બનતું ચાલ્યું. આ સમયે તૈયાર કરવામાં આવેલી " વીરસ્મૃતિ મુદ્રા " હરેક જણ પોશાક ઉપર ધારણ કરી સમાજમાં ફરવા લાગ્યો. આથી આ મુદ્રાનું ધ્યેય અંગ્રેજોને સમજવામાં આવ્યું, અને આ મુદ્રા ઉપરનો તેમનો ગુસ્સો અનેક રીતે પ્રકટવા લાગ્યો. આ મુદ્રા ધારણ કરી હિંદીઓ રેલ્વે વગેરેમાં ફરતા ત્યારે તેના દર્શનથી અંગ્રેજો ગુસ્સે થતા અને તકરારો કરતા. ઇંગ્લેન્ડમાં કેટલાક કોલેજના અધિકારીઓને આ મુદ્રાનું દર્શન અસહ્ય થઇ પડ્યું. સાયરેન્સ્ટરના ખેતીવાડી ખાતાની કોલેજના મુખ્યાધિકારીએ આ મુદ્રા જોઇ " શ્રીમંત નાના સાહેબ " અને ઝાંસીનાં રાણી સાહેબને ગાળી પ્રદાન કર્યું, આ સહન ન થવાથી ત્યાંજ વિદ્યાભ્યાસ કરતા શ્રી " હરનામસિંહજી " અને " મિ. એમ. આર. ખાન " આ બન્ને તરુણોએ કોલેજનો ત્યાગ કર્યો. તેમના આ સ્વમાનીપણાની કદર કરવા લંડનના હિંદીઓએ એક મોટી મીજબાની આપી " * આ સભાના અધ્યક્ષ ' ધનદેવી ' નામના પંજાબી મહિલા હતાં. " પ્રો. ગોકુલચંદ નારંગે " આ પ્રસંગે સુંદર વક્તવ્ય કર્યું" તેમજ લંડનના હિન્દી મંડળે " ધાર–એ–હિન્દ ' આ નામની પદવી આ બન્ને યુવાનોને આપી. " વીરસ્મૃતિ મુદ્રા "

* લંડનનાં બાતમીપત્રો પૃ.—મે.—

ધારણ કરી "શ્રી મદનલાલજી ધીંગ્રા" કોલેજમાં ગયેલા ત્યારે તેમના એક મિત્રે ગુદાને મશ્કરીમાં દૂર ફગાવી દીધી. આથી શ્રી ધીંગ્રા એક મોટો છૂરો લઈ તેના ઉપર તૂટી પડયા.

'ઓ હુતાત્માઓ' પત્રકનો પ્રચાર શરૂ થયા પછી, અને ૧૦મી મેના સમારંભની હકીકત પ્રસિધ્ધ થયા પછી અંગ્રેજના સરકારી મંડળમાં જે ભાવના ઉત્પન્ન થયેલી તે 'લંડનટાઈમ્સ'ના દિનાંક. ૨૩-૫-૧૯૦૮ ના અંકમાં પ્રસિધ્ધ થઈ છે. આ લેખમાં પંડિત શ્યામજીનો ઉલ્લેખ હોવાથી પંડિતજીએ પેરિસથી દિ. ૨૮-૫-૧૯૦૮ ના રોજ લંડન ટાઈમ્સને એક પત્ર લખ્યો. આ પત્રમાં ઉત્સવ ઉજવનારા હિંદીઓનું સમર્થન કરી, તે સમર્થને આધારે તેમણે ડૉ. 'રિચર્ડ કોનગ્રેવ'ના પત્રના કેટલાક ઉતારા ઉધ્ધૃત કર્યા છે. 'ઓ હુતાત્માઓ' પત્રની નકલો ઉત્સવ પછી ટુંક સમયમાંજ હિંદ તરફ રવાના કરવામાં આવી. આ પ્રતો હિંદમાં આવતાંજ હિંદ સરકાર ચીડાઈ ગઈ. આ પત્રની ભાષા ઘણીજ ઓજસ્વી, (Glowing) છે એવું પ્રશસ્તિપત્ર 'લંડનટાઈમ્સ'ના સિમલા ખાતેના બાતમીપત્રે આપ્યું છે. 'કાળ', 'વિહારી' વગેરે પત્રોમાં આ સમારંભનાં વર્ણનો પ્રસિદ્ધ થયાં છે, તે વાતનો ઉલ્લેખ પણ આ બાતમીદારે કર્યો છે. આ પત્રના પ્રસારને રોકવાને કોઈપણ યોજના સરકારે ઘડવી જોઈએ એવી સૂચના પણ બાતમીદારે આપી છે. આ બાતમીદારે આ પત્રનો સંબંધ પંડિતજી સાથે જોડયાથી પંડિતજીએ ફરીથી 'લંડન ટાઈમ્સને' એક પત્ર લખ્યો તેમાં તેમણે "આ પત્રક મેં લખ્યું છે." એવો આરોપ નીરાધાર છે મેં નનામે કે તખલ્લુસ નામે કોઈપણ લેખ લખ્યો નથી. વિગેરે મુદ્દા સ્પષ્ટ કરતાં પંડિતજીએ આ પત્રમાં નીચે પ્રમાણે વાક્ય લખેલું છે.

"This does not prevent me from frankly admitting that I am in full sympathy with the chief objects of the leaflet"

(આ પત્રના મુખ્ય હેતુ માટે મારી પૂર્ણ સહાનુભૂતી છે એવું ખુલ્લી રીતે કબૂલ કરતાં મને કોઈ પ્રકારની હરકત આડે આવે એમ નથી.)

ખેતીવાડી કૉલેજના વિદ્યાર્થી હરનામસિંહ અને પ્રો. ખાનનાં પ્રકરણના પ્રતિધ્વના દિનાંક ૨૫-૬-'૦૮ ના રોજ બ્રિટીશ પાર્લામેંટમાં ઉઠયો. 'Rees' (રીસ નામના સભાસદે પૂછેલા પ્રશ્નનો જવાબ દેતાં, નાયબ ભારત

મંત્રી મી. શુકાનને જાહેર કર્યું કે બીલમુદ્રા ધારણ કરનાર યુવાનો અંગાળીઓ ન હતા તેમ તેઓને સરકારી શિષ્ય વૃત્તિઓ પણ મળતી નહતી. સરકાર તરફથી એવું કહેવામાં આવ્યું કે કોલેજના મુખ્યાધિકારીઓએ જે વર્તન ચલાવ્યું છે, તે શિસ્તપાલનના માટે આવશ્યક હતું.

૧૦ મી મેના રોજ ઉજવાએલા સમારંભ વખતે 'તપશ્ચર્યામાસ' પાળવાનો નિશ્ચય જાહેર કરવામાં આવ્યો હતો આ નિશ્ચય અમલમાં લાવવાની યોજના પણ તાત્કાલિક ઘડવામાં આવી હતી. પોતાના સવાજમ તરીકે દર અઠવાડીએ શ્રી સાવરકર અને શ્રી આયર ૨૫ શીલીંગ જુદા જુદા સ્થળે ફરી ફંડ એકઠું કરવાનું કામ જુદા જુદા તરુણોને સોંપવામાં આવેલું. આ યુવાનો જે પેટીયો લઈને ફરતા તે પેટી ઉપર " ૧૮૫૭ ના હુતાત્માઓ માટે " આવા અંગ્રેજી શબ્દો લખેલા હતા. લંડનમાંના પ્રતિષ્ટીત હિંદિઓને મળવાનું કામ સાવરકર, શ્રી આયર, અને ડૉ. રાજન આ ત્રણ જણને સોંપવામાં આવેલું આ ત્રણે જણ શ્રી રમેશચંદ્ર દત્ત અને ગોખલેને મળ્યા હતા. +

આ તરુણો રમેશચંદ્રને મળ્યા તે સમયે ૧૮૫૭ ના સ્વરૂપ માટે ઘણીજ ચર્ચા થઈ આ પ્રસંગનું સ્વરૂપ રાષ્ટ્રીય ન હતું, એવું શ્રી દત્તે જણાવ્યું એટલે સાવરકરે વિશદ કરીને સમજાવ્યું કે, આ ક્રાંતિમાં હિંદના દરેક ભાગનો સાથ હતો. આ વાત હિંદનો ઇતિહાસ જાણનાર શ્રી દત્તે કબુલ રાખી.

જે લડતમા કરોડો માણસો એકરસ બન્યા હતા. જે ક્રાંતિમાં આખા મધ્ય ભારતે, ઉત્તર હિન્દે, અને પૂર્વ આર્યાવર્તે ઝંપલાવ્યું હતું. તે ક્રાંતિ નિશ્ચિત રીતે રાષ્ટ્રીય રૂપની હતી એ વાત શ્રી દત્ત છેવટે કબુલી.

આ ત્રિપુટી ગોખલેના નિવાસસ્થાને ગયા અને પ્રાથમિક વાતો રોજની બેઠકમાં ચલાવ્યા પછી રાજ્યકારણ બાબત શરૂ થશે એમ જણાતાં શ્રી. સાવરકર અને શ્રી આયરને ઉપલા માળે બોલાવીને વાતો કરી. ફર્ગ્યુસન કોલેજના માજી વિદ્યાર્થી અને એક હુશીયાર યુવાન ઉપરાત લંડનના એક આગેવાન વિદ્યાર્થી તરીકે સાવરકર સાથે મોટે ભાગે ચર્ચા કરી. ૧૮૫૭ ના પ્રસંગ માટે વાર્તા શરૂ થતા ગોખલે કહ્યુ કે " મે ઇતિહાસ ભણાવ્યો છે."

---

+ સ્વામી સુધ્યાનંદ ભારતી–પારે–મોડકોની માહીતી ઉપરથી

ત્યારે સાવરકર સ્વતંત્રનિષ્ઠ દૃષ્ટિથી ઇતિહાસ લખવા વાંચવા અને ભણાવવાનું મહત્વ ગોખલેને કહ્યું. " આ વિષયની ચર્ચા ઉપરથી ગોખલેએ પ્રચલીત રાજ્ય કારણ તરફ વળ્યા. " ચાલુ પરિસ્થિતિમાં હિન્દી રાજ્ય કારણમાં સ્વાતંત્ર્યની માગણી કરવી અશક્ય છે અને તમો જે સાધનો અને માર્ગનો ઉપયોગ કરવા માગો છો, તે માર્ગ અને સાધનો અવ્યવહારૂ છે. " એવું ગોખલેએ કહ્યું. સાવરકરે તેમના માર્ગથી પણ વિફળતા સિદ્ધ કરાવી દીધી. જો બન્નેના માર્ગો નિષ્ફળ છે એવું માનવામાં આવે, તો આપણે બન્નેએ એકજ ધ્યેય લોકો સમક્ષ વિચારવા માટે મૂકવો જોઈએ અને તેના ઇતિહાસપ્રસિદ્ધ માર્ગો ક્યા છે તે બાબતની ખાત્રી કરી આપવી જોઈએ એ સમજુ માણસોનું આજ કર્તવ્ય છે. ત્યાર બાદ ઇટાલીના ઇતિહાસના આધાર ઉપરથી થોડીક ચર્ચા ચાલી. શ્રી ગોખલેએ ફાળામાં કાંઈ ભર્યું નહિ, પણ મોટા માણસ પાસે પોતાના વિચારો રજુ કર્યા એ પ્રચારક દૃષ્ટિથી મહત્વનું સમજી બન્ને જણા પાછા વળ્યા.

તપસ્યા માસનું કાર્ય આ પ્રમાણે ચાલતું હતું તે અરસામાં 'ઓ હુતાત્માઓ' આ પત્રકો હિંદના જુદા જુદા ભાગોમાં રવાના કરવામાં સાવરકર રોકાયલા હતા. ૧૯૦૮ ના મે જુનના અરસામાં ઇંડિયા હાઉસમાં ચતુર્ભુજ પટેલ નામનો ગુજરાતી માણસ રસોયો હતો. સાવરકરે ધીમે ધીમે તેને વિશ્વાસમાં લઈને અભિનવ ભારતના સોગંદ લેવડાવ્યા. + આ સોગંદવિધિ કેવા રીતે થયો તે ચતુર્ભુજે પોતાના જવાબમાં કહ્યું છે. ઇંડિયા હાઉસમાં સાવરકરની ઓરડીમાં શ્રી છત્રપતીની છબી હતી. આ છબી પાસે એક દિવીમાં જ્યોતી જલાની રાખતા. સાવરકરે આપેલા સોગંદ ચતુર્ભુજે આ તસ્વીર આગળ ઉચ્ચાર્યા અને પછી સાવરકરે કહ્યું, " હું ગુપ્ત કાવત્રાનો સભાસદ થયો છે, તે કાવતરું પૃથ્વીના, ચારે ખંડમાં છે. અને હું તેનો આગેવાન છું "* "ઓ હુતાત્માઓ' પત્રની થડીયા વળી પોસ્ટમાં રવાના કરવાનું કામ રાત ચાલતું. સરનામાં સાવરકર જાતે કરતા ન હતા. આ બાબતમાં પૂછતાં એક વખત તેમણે જણાવેલું કે "સરકાર મારા હસ્તાક્ષરો ઓળખે છે" આથી જાતે ન લખવું જ હિતકારી છે. આ પત્રકો હાઇગેટ પોષ્ટ ઓફીસમાં

---

* દિ. ૫-૫-૧૯૧૦ ના રોજ ચતુર્ભુજે મેજીસ્ટ્રેટ આગળ આપેલો જવાબ

* નાશિકનું કાવતરૂ ખોળી કાઢનાર પોલીસે ચતુર્ભુજ વગેરેના જે જવાબો લીધેલા છે, તેમાં કેટલુંક સત્ય છે, અને કેટલીક પોલીસની કલ્પના છે.

નાખવું શ્રેયસ્કર ન હતું. આથી સાવરકરે ચતુર્ભુજને જુદી જુદી ઓફીસોમાં થોડા થોડા પત્રો રવાના કરવાનું સૂચન કરેલું.)

તપાસ્યા માસ પછી સાવરકર એકવાર પેરીસ પણ જઇ આવ્યાની માહિતી પણ શ્રી ઇંદુલાલ યાજ્ઞિકે પંડીતજીના ચરિત્રમાં નીચે પ્રમાણે આપી છે.

' He even went to Paris, and incredible as it might seem and all that Skamji wrote on the subject notwithstanding scored such a personal triumph, that he actually persuaded hard headed Indian businessmen to take solemn vow in the service of his new society. He further secured the manuscript of a Bomb—Manual that Hemachandra Das had secured, with the help of some Russian Revolutionaries.

( સાવરકર પેરીસ પણ ગયા. પંડિતજીએ આ મટે ગમે તે લખ્યું હોય, અને સાવરકરે કરેલાં કેટલાંક કાર્યો પહેલી નજરે કદાચ વિશ્વાસપાત્ર ન જણાય તો પણ વેપારમાં ખૂચી ગયેલા કેટલાક વ્યવહારકઠોર લોકો પણ અભિનવ ભારતના સોગંદ લેવા પ્રવૃત્ત કર્યા હતા, એ વાત તો સાચી જ છે. સાવરકરની દૃષ્ટિથી જોઇએ તો આ તેમને મોટો વિજય હતો. શ્રી હેમચંદ્રદાસનો કેટલાક રશીયન ક્રાંતિકારોની મદદથી મેળવેલી 'બોમ્બની સુધારેલી' હસ્તપ્રતિકા સાવરકરે આ મુકામે જ હસ્તગત કરેલી. )

(સાવરકરે પેરીસથી આવીને આ 'બોમ મેન્યુઅલ' ની પ્રતો સાયક્લોસ્ટાઇલ કેપર છાપી. આ પુસ્તિકા ૨૦ પૃષ્ઠોની હતી. છપાઇનું કામ સાવરકરની ઓરડીમાં યા તો ઓરડી પાસેના માળીયા ઉપર ચાલતું. આ વખતે ચતુર્ભુજ સિવાય અમૃતદત્ત નામનો એક ગૃહસ્થ પણ હાજર રહેતો. છાપવાનું કામ સાવરકરે ૩ રાતો ગાળીને પૂરું કર્યું. પ્રતો તૈયાર થતાંજ ટપાલ માર્ગે રવાના કરવાની તૈયારીઓ થઇ) 'એ હુતાત્માઓ' નામના પત્રો જેવી રીતે ટપાલમાં પડતાં તેવીજ રીતે આ પત્રો પણ રવાના થતાં.

— મુજફ્ફરપુરના બોમ્બ સ્ફોટ પછી બંગાળમાં માણીકતોળા બાગનું કાવતરું પકડાયું કાવતરાની તપાસમાં પોલીસે અનેક બંગાળીઓને પકડ્યા

તેમ બંગાળમાં અટકો અને જપ્તીઓની 'ધમાચકડી' શરૂ થઇ, પણ બંગાળમાં બોંબના ધડાકા બંધ ન થયા. દિ ૧૫-૫-૧૯૦૮ ના રોજ કલકત્તાની ગ્રેસ્ટ્રીટમાં 'બોંબ' ફાટયો, તેથી ૪ આદમી જખમી થયા. ૧૯૦૮ ના જુનથી ડિસેંબર સુધીના વખતમાં કલકત્તાની આજુબાજુની રેલ્વેમાં ૪ વાર બોંબ ફેંકવામાં આવ્યા. Sedition Committee Report માં આપવામાં આવ્યું છે. * આ પ્રકાર રોકવા સારૂ હિંદી સરકારે દિ. ૮ જુન ૧૯૦૮ ના રોજ બે નવા ધારા બહાર પાડયા. બોંબ ગોળા બને તેવી સામગ્રી પાસે રાખનારને જન્મટીપ થશે, એવો આશય પહેલા કાયદાનો હતો અને ખૂન જેવા ગુન્હાઓને પ્રોત્સાહન દેતા લેખો માટે વર્તમાન પત્રકારોને ભારે શિક્ષા કરવામાં આવશે એવો બીજો કાયદો હતો.

મુજફ્ફરપુરના બોંબ પ્રકરણ સંબંધી લખેલા લેખ માટે 'કાળ' પત્રના અધિપતિ પ્રો. પરાંજપેને દિ. ૧૧ જુનના રોજ અટકમાં લીધા. આ બાબતનો કેસ ૩ સપ્તાહ ચાલ્યો અને દિ. ૬ જુલાઇ ૧૯૦૮ ના રોજ પ્રો. પરાંજપેને ૧૯ મહિનાની સખત મજુરીની શિક્ષા ફરમાવવામાં આવેલી.

આ ખટલો ચાલતો હતો તે સમયમાં લોકમાન્ય મુંબાઇ ગયા ત્યારે તેમને પણ અટકમાં લીધેલા શ્રી. તીલકના કેસનું કામ ૩ જુલાઇ ૧૯૦૮ નાં રોજથી ચાલ્યું તેમને ૬ વર્ષની દેશનિકાલની સજા ફરમાવાઇ. આ અરસામાં મહારાષ્ટ્રીય પત્રોને સરકાર ઘણુંજ હેરાન કરતી હતી મુંબાઇના વિહારીપત્ર, તથા સાતારાના 'અરૂણોદય' પત્રના સંપાદકોને અટકમાં લીધાની હકીકત પ્રથમ આવી ચૂકેલી છે. 'વિહારી' પત્રના સંપાદક શ્રી રાં. ના મંડલીક તથા 'અરૂણોદય'ના સંપાદક શ્રી ધાડુપંત ફડકેને કઠોર શિક્ષાઓ ફરમાવવામાં આવેલી. સોલાપુરના 'સ્વરાજ્ય' વર્તમાન પત્રના સંપાદક શ્રી અનવત શંકર લીમયે, નાગપુરના 'દેશ સેવક' પત્રના આનંદરાવ અચ્યુતરાવ કોલ્હાટકર અને હિંદિ 'કેસરી' પત્રના સંપાદક " શ્રી માધવરાવ સપ્રે " ને સરકારે ખૂબજ હેરાન કર્યા

બોંબ બનાવવાની કળા હસ્તગત કરી હિંદમાં આવેલા છાત્રો પૈકી શ્રી. હેમચંદ્રદાસને 'માણીકતોળા' કાવતરા કેસમાં તેમજ શ્રી હોતીલાલ વર્માને જુન માસમાં અટકમાં લીધા. માણીકતોળા કાવતરા કેસના આરોપીઓ પૈકી નરેન્દ્ર ગોસ્વામી તાજના સાક્ષી બન્યો અને તેણે બીજા આરોપીઓ ઉપરાંત સેના

---

* Page 33

પતિ બાપટનું નામ પણ આપ્યું. ગોસ્વામીએ પોતાનું નામ આપ્યાનું વર્તમાન પત્ર વાંચતાં બાપટે ભવિષ્યનું પરિણામ કલ્પી જુનની આખરમાં બાહોશી પૂર્વક પૂના શહેર છોડયું. આ પછીનાં ઘણાં વર્ષો સેનાપતિએ દુઃખ અને અજ્ઞાન વાસમાં ગાળ્યાં. લાલા હરદયાળ શ્રી. સેનાપતીના પહેલાં જ હિંદમાં આવી પહોંચ્યા હતા. તેમને પણ જુલાઈ ઑગસ્ટના અરસામાં પોલીસ હેરાન કરવા લાગી. ત્યાર પછી થોડા દિનોમાં જ લાલા હરદયાળ હિંદુસ્થાનથી યુરોપ ગયા.

જુન માસથી અભિનવ ભારતના લંડનમાં રહેતા યુવાનો નિશાનબંધીનું શિક્ષણ લેવાનો વિચાર કરવા લાગ્યા. આ શિક્ષણ સારૂ ડૉ. રાજને પણ ક્લબમાં જગા મેળવી. થોડા દિનો ડૉ. રાજને આ ક્લબમાં કેળવણી લીધી, બાદમાં તેમને એમ જણાવવામાં આવ્યું કે, "તમો હિંદી હોવાથી તમોને આ શિક્ષણ આપવામાં આવનાર નથી." આવો જવાબ મળવાથી તેમણે તે ક્લબનો ત્યાગ કર્યો ૧૯૦૮ ના જુલાઈ માસમાં 'અભિનવ ભારત' કેન્દ્રના અન્તર્ગત મંડળની એક સભા થઈ. આ સભા વેરીંક સ્ટ્રીટમાં શ્રી. જ્ઞાનચંદ વર્માના નિવાસ સ્થાને ભરવામાં આવેલી. શ્રી. વર્માએ હાથમાં રિવોલ્વર લઈ સૌગંદના શબ્દો ઉચ્ચાર્યા તેમ અન્ય સભાસદોએ પણ આનો ઉચ્ચાર કર્યો. આ સભામાં મદનલાલ ધિંગ્રા, રેરિંગાવકર, સાવરકર, બાપા જોશી, શ્રી સેન, હરનામસિંગ, ખાન જાફરવાલ વિગેરે યુવાનો હતા. આ સભાના પ્રમુખ સાવરકર હતા.

'કાળ' પત્રના સંપાદક શ્રી પરાંજપે અને લો. ટિલકના ઉપર ચાલતા કેસની કેટલીક વાતો આ સ્થળે ઉતારવી જરૂરી છે. શ્રી પરાંજપે ઉપર કેસ ચાલતો ત્યારે શ્રી બાબારાવ સાવરકર મુંબાઈ આવીને રહ્યા હતા. નાશકના આગેવાનો ઉપર સરકારની દેખરેખ હતી. ૧૯૦૭ ના ઉત્તરાર્ધમાં અને ૧૯૦૮ ના પહેલા ૩-૪ માસમાં નાશકના બાબારાવ ખરેને ત્યાંના કલેક્ટર મી. જૅક્સને બે ત્રણ વાર બોલાવ્યા હતા, અને રાજ્યદ્રોહી ભાષણો ન કરવા સૂચના આપવામાં આવેલી. બાબારાવ સાવરકરને મુંબાઈમાં આવેલા જોઈ તેમને કોઈ પણ પ્રકારે આફતમાં ઉતારવાની તૈયારીજ કરીને બેઠા હતા. માર્ગમાં ગીરદી હતી ત્યારે ગીરદી વીખેરવાના બહાના હેઠળ શ્રી બાબારાવને થોડો પ્રસાદ દીધેલો. આ વખતે શ્રી. બાબારાવ અને પોલીસ અધિકારીઓ વચ્ચે બોલાચાલી થએલી. આ બાબતનો લાભ લઈ પોલીસ કેસ

કર્યો, અને શ્રી બાબારાવને ૧ માસની સખ્ત મજુરીની સજા કરી લોકમાન્ય તિલક ઉપરનો ખટલો ચાલુ હતો ત્યારે સરકાર લોકપક્ષથી ખૂબ ડરતી. આથી હિંદી સરકાર વિલાયત સરકાર સાથે મહત્વના સંદેશાઓની આપલે કરતી. મુંબાઇ ખાતેના અધિકાર 'ભારત'ના લેખકોએ આ સંદેશાઓ ઉપર બારીકાઇથી દેખરેખ રાખી. આ સંદેશ લેવા દેવાનું કામ રાતના ૧૨ વાગ્યા બાદ ચાલતું, અને તે કામ માટે ખાસ એંગ્લોઇન્ડીયનોની યોજના થતી. સરકારે એટલો બધો કડક બંદોબસ્ત રાખેલો છતાં અભિનવ ભારતના યુવાનો આ સરકારી ભેદ મેળવવામાં યશસ્વી થયા. ના. ગોખલે અને ભારતમંત્રી મી મોર્લી વચ્ચે જે સંભાષણ થયેલું તેની વિલાયત સરકારને જે બાતમી મળેલી તે બાતમી હિંદી સરકારને મોકલવા સંદેશો મોકલવામાં આવેલો. આ સંદેશાનો આશય એવો હતો કે શ્રી બાપટ અને સાવરકરનો શ્રી, તિલક સાથે ગાઢો સંબંધ હતો, એમ ગોખલેએ જાહેર કરેલું. હિંદિ સરકારને આ બાતમી મળતાં થોડા દિનોમાં જ સાવરકરના પગે બેડીઓ પહેરાવવામાં આવેલો. વિલાયતથી આવેલ સંદેશાની પ્રથમથીજ ખબર પડી ગઇ હોવાથી આની કોઇજ નવાઇ ન લાગી.

૨૩ જુલાઇ ૧૯૦૮ ના રોજ લોકમાન્ય તિલકને ૬ વર્ષની દેશનિકાલની સજા ફરમાવતાં દેશમાં જે લોકક્ષોભ જાહેર થયા, તેની ધ્વનિ વિલાયતના વર્તમાનપત્રોમાં પણ ઉઠયો હતો એવું સાવરકરે મોકલેલ બાતમીપત્રો ઉપરથી જણાય છે. દિ ૨૧–૯–૧૯૦૮ ના રોજ કાળ પત્રના બાતમીપત્રની શરૂઆતમાં જ સાવરકરે જણાવ્યું કે દેશભક્ત શ્રી તીલક મહારાજને થયેલી ૬ વર્ષની કાળાપાણીની સજા સાંભળી દરેક હિંદિઓ આવેશથી સળગી ઉઠયા, તેમ હરેકોએ એકસ ૬ થઇ હડતાળો પાડી લોકોએ શસ્ત્રો થઇ યુરોપીયનો ઉપર હલ્લા કર્યા આથી ગોળીઓનો મારો શરૂ થતાં જનતાએ પથ્થરોથી સતત ૮ દિનો સુધી સામનો કર્યો આ પ્રમાણે ક્ષોભ ઉત્પન્ન કરનારું વૃત્તાંત રોજ તારથી ઇંગ્લેંડ આવે છે તેથી અહિંનો સમાજ આ વર્ષમાં ગરકાવ થયો છે

લોકમાન્યની થયેલી શિક્ષાનો વિરોધ કરવા માટે લંડનમાં હિંદિઓની સભા 'જેકસન' હોલમાં શ્રી ખ રેખના અધ્યક્ષપણા નીચે ભરવામાં આવેલી ના. ગોખલેને પ્રમુખસ્થાન માટે વિનંતી કરવામાં આવેલી તેમ પ્રમુખ ન

અને તો વક્તા થવા માટે અને વક્તા ન બને તો એક સભાસદ તરીકે આવ-વાની વિનંતીને પણ શ્રી ના. ગોખલેએ અમાન્ય કરી. આથી આ સભામાં ગોખલેનો વિરોધ કરતો ઠરાવ પસાર કરવામાં આવ્યો, એવું સાવરકરે મોકલેલા બાતમીપત્રોમાં જણાવ્યું છે.

તીલકને થયેલી સજાનો વિરોધ આખા દેશે કર્યો છતાં સરકારની વૃત્તિ ન બદલાઇ. શ્રી. 'ખુદીરામ બસુ' ને ફાંસીની સજાના ઠરાવ ઉપર આગળની કોર્ટમાં દાદ માગતાં તેનો કાંઇ પ્રત્યુત્તર ન મળ્યો. આથી આ બંગાળી યુવાન દિ. ૧૧–૮–૧૯૦૮ ના રોજ ધૈર્યથી ફાંસીએ ચઢયો. શ્રી. ખુદીરામ બસુ પછી 'માણીકતોળા' ના કેસમાં ગીરફતાર થયેલા યુવાનો અલીપુરની જેલમાં હતા. આ તરૂણોમાંથી નરેન્દ્ર ગોસ્વામી તાજનો સાક્ષી બનતાં તેઓ તેના ઉપર ખુબજ ચીઢાયા. શ્રી કનૈયાલાલ દત્ત અને નરેન્દ્રનાથ બોઝે મળીને શ્રી ગોસ્વામીને ફસાવી સુરંગમાં ચોરી આણેલી રીવોલ્વરનો ઉપયોગ કરી. દિ. ૩૧–૮–૧૯૦૮ ના રોજ શ્રી ગોસ્વામીને સ્વધામ પહોંચાડયા. આ ખુન પછી શ્રી કનૈયાલાલ દત્ત અને સત્યેન્દ્રનાથ બસુને સરકારે ફાંસી દીધી. આથી ભારતનું વાતાવરણ ક્ષુબ્ધ બન્યું. શ્રી તિલકને થયેલી શિક્ષા બદલ પ્રિવી કાઉન્સીલમાં અપીલ દાખલ કરવા શ્રી દાદા સાહેબ ખાપર્ડે, શ્રી દાદા સાહેબ કરંદીકરને ઇંગ્લેંડ મોકલવાનું ઠરાવ્યું શ્રી દાદા સાહેબના આગમનની ખબર હિંદિઓને તેમના ઉતરતા પહેલાં ત્રણ કલાકેજ મળી હતી છતાંય તેમનું સ્વાગત કરવા સેંકડો વિદ્યાર્થીઓ સ્ટેશન ઉપર આવી પહોંચેલા. આ ઉપરથી જણાય છે, કે લંડનનો હિંદિ સમાજ તીલકના ધ્યેયનું કેટલું માન કરતો હતો.

ઇંગ્લેંડના હિન્દી વિદ્યાર્થીઓ ચીઢાયેલા જણાયાથી તેમની વૃત્તિમાં ફેરફાર જણાયો. આથી તેમને શાંત પાડવાના ઇરાદાથી 'લી વોર્નરની' અધ્યક્ષતા નીચે એક સમીતી નીમી હતી, જેનું વર્ણન આવી ચૂકયું છે, આનો હેવાલ દિ. ૧–૯–૧૯૦૮ ના રોજ 'લંડન ટાઇમ્સ' માં પ્રસિદ્ધ થયો છે. તેમાં દર્શાવ્યું છે, કે હિન્દના વિદ્યાર્થીઓ અભ્યાસ તરફ દુર્લક્ષ્ય રાખી, રાજકીય બાબતોની ચર્ચા કરવામાં, તેમજ હિન્દને કાલ્પનીક અન્યાયોની ટીકા કરવામાં પોતાના સમયનો દુરૂપયોગ કરે છે. આ યુવાનોને શાંત કરવા અનેક પ્રયત્નો કરવા છતાં, હિંસાનો માર્ગ અવલંબીને પણ બ્રિટીશ રાજ્યને ઉથલાવી પાડવાની શિખામણનો ઉપયોગ કરવામાં આવે છે. ઇંગ્લેંડ આદિ પશ્ચિમના દેશોમાં આશરે, ૪૦૦–૫૦૦ જણો જુદા જુદા વિષયનું શિક્ષણ લેતા હતા.

લંડનના હિન્દી વિદ્યાર્થીઓનો મોટો ભાગ બેરીસ્ટરનો અભ્યાસ કરવા પાછળ લાગ્યો હતો. આ બધી માહિતી આપી, લંડન ટાઇમ્સે ૧૦ મે નો ઉત્સવ ઉજવવા માટે હિન્દી છાત્રો મોટા પ્રમાણમાં ભેગા થયેલા તેનો ડર પણ બતાવેલો. ઉપરનો લેખ લંડન ટાઇમ્સમાં પ્રસિધ્ધ થયા પછી તે લેખ કાળપત્રના બાતમીદાર તરીકે સાવરકરે દિ ૨૫-૯-૧૯૦૮ ના રોજ હિન્દ રવાના કર્યો તેમાં જણાવ્યું છે, કે ટાઇમ્સે અનેક મુદ્દાઓનું વર્ણન કર્યું અને છેવટે એવી સૂચના કરી કે બધા હિન્દી વિદ્યાર્થીઓને એક કબ્જામાં પૂરી તેના ઉપર અંગ્રેજોનો પહેરો રાખવાની આવશ્યકતા છે રાજ ખલાસ થતાજ ઇન્ડીયન વિદ્યાર્થીઓને આ રાજનિષ્ઠાના કબ્જામાં પૂરવામાં આવશે એ નિશ્ચિત છે, પણ આ પ્રમાણે કબ્જામાં પૂરવાથી પણ અન્તર્વૃત્તિઓ કાંઇ બદલાવાની છે ?

ઇંગ્લેન્ડનો અધીકારી વર્ગ હિન્દીઓની ઉપર પ્રમાણેની વ્યવસ્થા કરવા પાછળ રોકાયેલો હતો. તેજ અરસામાં પંડિત શ્યામજી આ યુવાનોને ઉત્તેજન આપતા હતા

સને ૧૯૦૮ ના સપ્ટેમ્બરમા પ્રસિધ્ધ થયેલ 'ઇંન્ડિયન સોસીયોલોજીસ્ટ' ના અંકમાં તેમણે "The Ethics of Dynamik British Depootism in India' ડાયનમાઇટનુ નૈતીક સમર્થન અને હિન્દમાં બ્રિટીશોનો જુલમ આ શિર્ષક હેઠળ તેમણે લેખ લખ્યો છે હિન્દમા રાજ્યકારભાર ચલાવનાર બ્રિટીશ પ્રતિનીધીઓનુ વર્ણન પંડિતજીએ આ લેખમાં "The most organized-gang of robbers murderers of the India people' ( હિન્દીઓની લૂટ કરી તેમનું પ્રાણહરણ કરનારી આ એક સુસંગઠીત ટોળી છે ) એમ વર્ણવ્યું છે. આવા લોકોનો વિરોધ કરવામાં હિન્દીઓએ કેટલી હદ સુધી પહોંચવુ ! આ સવાલનો જવાબ દેતાં પંડિતજીએ ઈંડિયન પિનલકોડમાંના આત્મ સંરક્ષણમાંના કાયદા નુ વિવેચન કર્યું છે એક આયરીશ રાષ્ટ્ર વાદીનાં નીચે પ્રમાણેનાં વચનો પંડિતજીએ આ લેખમા ઉધ્ધૃત કર્યાં છે

*We cannot be fastidious as to the methods by which* our cause may be promoted We will not say you should alone use dynamite or the knife or the rifle or parliamentary

agitation. We hold no Indian true who will use all and each method, as the opportunity presents itself

અમારા પક્ષની પ્રગતી માટ અમુકજ સાધનો લાલસા માટે નિષ્કારણ વાદવિવાદ કરવાનો અર્થ નથી, ડાયનમાન્ટ હશે કે ગાયકવા અગરતો પાર્લામેન્ટ-માંની પદ્ધતીસરની ચળવળ વિગેરે સાધનો પૈકી કોઈએક વિશિષ્ટ સાધનનોજ તમે ઉપયોગ કરો એવુ અમારાથી કહી શકાર નહિ તકની અનુકુળતા પ્રમાણે જે હિંદી ઉપરોકત સાધનાનો એક અથવા સઘળા પ્રમાણમા ઉપયોગ ન કરે તો તે સાચો હિન્દી નથી.

નેપાળના તે સમયના દિવાન મહારાજ ચંદ્રસમસેર બહાદુર સને ૧૯૦૮ના મે માસની શરૂઆતમા લંડનમા આવ્યા હતા સાવરકર વગેરે હિંદી તરૂણો ભારતના ભવિષ્યની ચર્ચા કરતા તે વખતે નેપાળના સ્વતંત્ર હિંદુરાજ્યનુ મહત્વ તેમના મનને આકર્ષતુ હતુ નેપાળના પ્રધાનના મુકામે ફરફરતો હિંદુધ્વજ જોઇ અભિનવ ભારતના યુવાનો ધન્યતા અનુભવતા નેપાળ વિષે ચર્ચા ચાલતાં આ તરૂણોએ નેપાળના પ્રધાન તરફ એક પત્ર લખવાનુ ઠરાવ્યું. તે પત્રનો આ શય નીચે પ્રમાણે હતો

હિંદના સ્વાતંત્ર્ય યુદ્ધમા જો આપ પ્રકટ રીતે આગેવાન બનશો તો સામ્રાજ્યનો કૈદિવ્યમાન મુગટ નેપાળ નરેશના મસ્તકે બીરાજશે. આપ હિંદના વ્હિકટર ઇમેન્યુઅલ થશો આટલુ સાહસ આપ જરૂર ખેડો

આ પત્ર ઉપર ક્રાંતિવાદીઓની સહી કેવી રીતે કરવી તેની ચર્ચા શરૂ થઇ. આ સહિઓ લોહીથીજ કરવી જોઈએ એમ કહેતાં થી મદનલાલ ધિંગ્રાએ પોતાની આગળી ઉપર ઝખમ કરી આ લોહીથી ક્રાંતવાદીઓએ સહિયો કરી પત્ર રવાના કર્યા આ પત્ર લઇ જવાનુ કામ પણ શ્રી મદનલાલે કર્યું આ પત્રનો પ્રત્યુતરતેવા બીજે દીને મોકલવામા આવેલા માણુસને પહેરેરીતે બીજે દીવસે જવાબ આપ્યો કે પત્ર મળ્યો, પ્રશ્ન્ગ કરે તે ખરૂ. આ પત્ર ૧૯૦૮ ના ઓગસ્ટ સપ્ટેમ્બરના અરસામા રવાના કરવ મા આવેલછે. આજ વખતે શ્રી બિપિનચંદ્રપાલ રામભુજદત્ત ચૌધરી વિગેરે રાષ્ટ્રિય વૃત્તિના આગેવાનો લંડનમા આવ્યા હતા. સાવરકર વિગેરે તરૂણો

આ આગેવાનોને મળવી વાર મળતા.

તેમ આ ગૃહસ્થો પૈકી કેટલાક યુવાનોના નિવાસસ્થાને જઇ તેમના વિચાર જાણવા પ્રયત્ન કરતા. દાન સાહેબ કરંદીકરના એક સગા શ્રી. વામનરાવ ફડકે ( જે હાલ આફ્રિકામાં બેરિસ્ટર છે ) ઇંડિયા હાઉસમાં રહેતા હોવાથી શ્રી. દાદાસાહેબ ઘણીવાર ત્યાં જતા.

આ અરસામાં હિન્દી આગેવાનો આવવાથી ' ફ્રિ ઇન્ડીયા સોસાયટી ' તરફે ભરાનાર જાહેર સભાઓને વિશેષ પ્રોત્સાહન મળ્યું. દિ. ૧૬-૧૦-૧૯૦૮ ના રોજ કેક્સ્ટન હોલમાં લાલા લજપત રાયના પ્રમુખપણા હેઠળ ' બંગભંગ ' દીન ઉજવાયો. અગ્રેસરોના ભાષણો બાદ શ્રી નીતી સેન દ્વારકાદાસે રક્ષા બંધનનનો વિધિ કર્યો. આ સભામાં ગીતા વાક્ય જેવું નીચે પ્રમાણેનો મંત્ર બોલવામાં આવ્યો.

येन बध्दो बलीराजा दानवन्द्रो महाबली ।
तेन त्वा प्रति बध्नामि रक्ष मा चल माचल ।

एक देश एक भगवान एक जगत एक मनः प्राण
भाइ भाइ एक ठांयि भेदनाहि भेदनाहि ।।

રક્ષા બન્ધનના કાર્યક્રમ પછી બીપીનચન્દ્ર પાલે વકતવ્ય પૂર્ણ આવવું કર્યું જેનો સાર સાવરકરે નીચે મુજબ આપ્યો છે. + " બીપીનચન્દ્ર પાલે કહ્યુ કે :—

" હુ ગઇ સાલ જેલમાં હતો, અને આજ વનવાસમાં છુ, પણ મારૂ હ્રદય/જ્યાં અરવિંદઘોષ તથા લો. તીલકને જેલમાં દિનો વીતાવે છે, ત્યાંજ મારૂં લક્ષ્ય છે. અરવિંદ અને તીલક આ બે વ્યક્તિઓના નામોચ્ચારણ કરવા પાછળ ૩૦-૪૦ મીનીટ જેટલો વખત ગયો, કારણ કે પ્રત્યેક નામના પાછળ વન્દેમાતરમ્ અને તાળીઓના ગગડાટ સતત ૧૫-૨૦ મીનીટ સુધી ચાલુ રહ્યો, ત્યારબાદ બિપિનબાબુએ જે તરૂણોએ રાષ્ટ્ર માટે

+ લંડનની બાતમી પત્રો પૃ. ૧૦૭
÷ નેપાલી આંદોલનનો વિપક્રમ પ્રસ્તાવના ૫૦૪.

અમર્યાદ યાતનાઓ સહી, છેવટે દેહનું બલીદાન દીધું, તે શહીદોનાં સ્મરણ કર્યાં ત્યારે હોલમાં તાળીઓના અવાજ વીના કાંઇ ન સંભળાતું. માત્ર વન્દેમાતરમ્ અવાજ વીના કાંઇ ન સંભળાતું. માત્ર વંદેમાતરમનો ધ્વનિ ગાજતો હતો. સભામાં અંગ્રેજી રિપોર્ટરો અને અન્ય અંગ્રેજો પણ હાજર હતા. તેમના મુખો ઉપર વિપિનબાબુના વકતૃત્વની છાપ પડી ગઇ હતી.

આજ દીને દક્ષિણ હિંદની જનતા પ્રત્યે સહાનુભૂતી વ્યક્ત કરવા હિંદિઓની સભા ભરવામાં આવેલી. આ વખતે સભાધિપતિ સર મંચેરજી ભાવનગરી હતા. સાવરકર તથા લાલા લજપતરાય, સકલાતવાળા વિગેરે હિંદિ આગેવાનો હાજર હતા.

હિંદિ આગેવાનોની ઉપસ્થિતી હોવાથી લંડનના હિંદિઓને સારા પ્રમાણુ જોસ મળ્યું હતું. દિ. ૩—૮—૧૯૦૮ ના રોજ ઇસ્ટ ઇન્ડીયા એસોસીએશન તરફથી કેક્સ્ટન હોલમાં એક જાહેર સભા બોલાવવામાં આવેલી. સભાપતી તરીકે મુંબાઇના માજી ગવર્નર લોર્ડ લેમિંગ્ટન હતા. હિંદિ વિદ્યાર્થીઓને એક કેન્દ્રમાં લાવી તેમને કાબુમાં રાખવા શી યોજના કરવી તે સબંધમાં ભાષણો કરવામાં આવેલાં. બિપિનચન્દ્રનું ભાષણ છાત્રોએ આનંદથી સાંભળ્યું, અને બ્રિટીશ સામ્રાજયનાં સ્તુતી સ્તોત્રો ગાનાર શ્રી વેલીનકર જેવાના ભાષણોની શ્રોતાઓએ ખુબ હાંસી કરી. આ બાબતનું વર્ણન 'ડેલી ક્રોનીકલ' પત્રમાં પ્રસિધ્ધ થયું હતું. તેનો કેટલોક ભાગ સાવરકરે બાતમી પત્રમાં નીચે પ્રમાણે આપ્યો છે.

A demonstration of disloyalty on the heart of the Indian students was witnessed yesterday. Lord Lamington referred to the King's proclaimation that very great Document, which was promulgated yesterday (Loud hissing and derisive laughter) stated our feelings towards them. We do wish them well. (Booing and laughter by students and cheers by the Britishers.) When an Indian student affirmed that there must be awakening in the Indian students first and foremost of a sense of loyalty to the English throne and to the person of the King, the hissing and the derisive

laughter were tremendous and the chairman had to call for order.

( હિંદિ વિદ્યાર્થીઓમાં રાજ્યનિષ્ઠાના અભાવનું પ્રદર્શન ગઇ કાને થયું. લૉ ગેમિંગટનને બાદશાહના જાહેરનામાનો ઉલ્લેખ કરી કહ્યું કે કાલે જે બાદશાહનુ જાહેરનામું પ્રસિદ્ધ થયુ છે, તે ઘણું જ મહત્વનુ છે. [ હુર્રે હુર્રે અને નિંદા વાચક હાસ્ય] હિંદી લોકો માટેની અમારી આ ભાવનાઓ જાહેરનામામાં સ્પષ્ટ કરવામાં આવી છે. અમારા દિલમાં હિંદીઓ માટે સદ્‌ભાવના છે. [ હિંદી યુવાનોના મશ્કરી રૂપ અવાજો અને હાસ્ય અગ્રેજોએ ઠોકેલી તાળીઓ] વેલીનકર નામના મુંબઇના એક યુવાન ઉભા થયા અને બોલ્યા કે હિન્દ યુવાનોમાં ઇંગ્લેંડની રાજગાદી તેમજ બાદશાહ માટે પ્રથમ નિષ્ઠાની ભાવના જાગૃત થવી જોઇએ એવું તેઓ જોરથી બોલવા લાગ્યા [ સભામાં હુર્રે હુર્રે અને પ્રચંડ ગડગડાટ તેમજ નીંદા સૂચક હાસ્ય જેથી સભાપતીને શાંતિ માટે અપીલ કરવી પડી ] )

ઉપરનો અવતરણમા બાદશાહના જાહેરનામા તરીકેનો જે ઉલ્લેખ છે, તે દિ. ૨-૧૧-૧૯૦૮ ના રોજ પ્રસિધ્ધ કરવામા આવ્યુ હતુ. કંપની સરકારના હાથમાથી રાજ્યલગામ લીધે ૫૦ વર્ષ થયાં હતા તે પ્રસંગના સ્મરણાર્થે આ જાહેરનામુ પ્રસિધ્ધ કરવામાં આવ્યુ હતું હિંદના વાયસરોય લોર્ડ મિન્ટોએ જોધપુરમા એક મોટો દરબાર ભરી આ જાહેરનામુ હિંદની પ્રજાને જણાવ્યુ હતુ આનો જવાબ ક્રાંતિકારીઓએ તરતજ આપ્યો સને ૧૮૫૮ ની સાલમાં રાણીનુ જાહેરનામુ પ્રસિધ્ધ થતાંજ અયોધ્યાના બેગમ સાહેબે તે રાણીના જાહેરનામાના પ્રત્યુત્તર રૂપે એક વિસ્તૃત જાહેરનામુ અયોધ્યાની પ્રજાને સંબોધીને કાઢયુ હતું ક્રાન્તિવાદીઓએ અયોધ્યાની બેગમનું આ જુનું જાહેરનામુ પ્રસિદ્ધ કર્યું. સને ૧૮૫૭ના ક્રાંતિકારક યુધ્ધ માટેનું સાવરકર કૃત મરાઠી પુસ્તક હિંદમાં છાપવુ અશક્ય છે, એમ જણાયાથી આ પુસ્તકની હસ્ત લીખીત પ્રત પાછી આવી દિ ૧૩-૧૦-૧૯૦૮ ના રોજ શ્રી વામનરાવ ફડકે બેરીસ્ટરની પરીક્ષામાંથી નિવૃત્ત થઇ, તેમણે તથા કો ગાવકરે થઇ આ પુસ્તકનું અંગ્રેજી ભાષાંતર કરવુ શરૂ કર્યું અયોધ્યાની આ બેગમનુ જાહેરનામુ "*Indian war of Independence*" આ સાવરકર કૃત પુસ્તકમાં સમાવિષ્ટ છે ×

× Page II P. P. 132–135

શ્રી. ખુદીરામ બસુ, શ્રી. કનૈયાલાલ દત્ત, સત્યેન્દ્રન ઘોષ વગેરેને ફાંસી દેવામાં આવી અને માણીકતલા કેસના તરુણ આરોપીઓને ભારે શિક્ષા ફરમાવવામાં આવશે એવી ખાત્રી થવા છતાંય બંગાળી યુવાનોએ ક્રાંતિકારક ચળવળ ચાલુ રાખી. રાય ચૌધરી નામના યુવાને દિ. ૭-૧૧-૧૯૦૮ ના રોજ બંગાળના લે.ગવર્નર સર એન્ડ્રુફ્રેઝર ઉપર ગોળી ચલાવી પણ નીશાન ચૂકતાં ગવર્નર બચી ગયા. ખુદીરામ બસુને પકડનાર ગુપ્ત પોલીસ ખાતાના ફર્સ્ટ ઇન્સ્પેક્ટર સર બેનરજીને ૯ મી નવમ્બરે એક ક્રાંતિકારે ગોળીથી ઠાર કર્યા. બંગાળમાં ચાલતી આ ઘટનાઓનુ પરીણામ પંડિત શ્યામજીના મન ઉપર કેવું થયું અને લંડન ગ્રેટ ભારતીયો ઉપર આ ઘટનાએ કેવી અસર નીપજાવી તેનું વર્ણન શ્રી. દાદાભાઇ કરંદીકરે ૯—૧૧—૧૦ ના રોજ લખેલા Letters From England P. 3836 નામના પુસ્તકમાં છે. ના ગોખલેએ આ વખતે ખુલ્લી રીતે જાહેર કર્યું હતું, કે બંગાળી યુવાનો આવા પ્રકારનાં કામો ચાલુ રાખે માટે પંડિત શ્યામજીએ ઇંડિયા હાઉસ નામનું આશ્રયસ્થાન સ્થાપ્યું છે. ના. ગોખલેએ વધુમાં જાહેર કર્યું કે લંડનના હિંદીઓ વધુ પ્રમાણમાં ઉદ્દામ માર્ગના ન બને તે માટે સરકાર કેટલોક બંદોબસ્ત કરવાના વિચારમાં છે.

પંડિતજીના મનમાં જે વિચારો ચાલતા તે તેમણે ઇન્ડિયન સોશીયોલોજીસ્ટ નામના પત્રના સને ૧૯૦૮ ના ડિસેમ્બર અંકમાં વ્યક્ત કર્યા છે. શ્રી ખુદીરામ બસુ, પ્રફુલ્લ ચાકી, કનૈયાલાલ દત્ત, સત્યેન્દ્રનાથ બોઝ આ નામના ચારે તરુણોનું વર્તન તદ્દન નિસ્વાર્થ હતું, એમ આ લેખમાં પંડિતજીએ જણાવ્યું છે. આ તરુણોના સ્મારકની ખાસ આગ્રહ પ્રતિપાદ કરતાં નીચેનાં વાક્યો લખ્યાં હતાં.

Theirs deeds which the enemies of India have called crime must be regarded as patriotism and virtue by all Indians, who really love their country.

( આ તરુણોનાં કૃત્યોનું વર્ણન હિંદના શત્રુઓએ ગુન્હા તરીકે કર્યું છે પણ ભારત ઉપર સાચો પ્રેમ દર્શાવનાર હિંદીઓએ આ કૃત્ય દેશપ્રેમ, અને સદ્‌ગુણ તરીકે પ્રશંસનીય માનવું જોઇએ. આ પ્રમાણે કૃત્યોનું વર્ણન કરવું જોઇએ.)

આ વિવેચન બાદ આ તરૂણોના સ્મારક માટે રૂ ૫૦૦) આપવાનું પંડિતજીએ જાહેર કર્યું. આ રકમમાંથી કેટલીક રકમ ખુદીરામના માબાપોને આપવી, બાકીની રકમમાથી આ તરૂણોના નામની શિષ્ય વૃત્તિઓ આપવી, તેમ આ ચારેની તખ્તીઓ ઇન્ડિયા હાઉસમા સ્મરણચીહ્ન તરીકે ગોઠવવી, એવી યોજના પંડિતજીએ આ લેખદ્વારા જાહેર કરી

આ સાલના ડિસેમ્બરના ઉત્તરાર્ધમાં લંડનના હિન્દીઓએ ઘણી સભાઓ ભરી દિ. ૧૮ ૧૯ ના રોજ કેક્સ્ટન હોલમાં દેશભક્ત બિપીનચંદ્ર તથા શ્રી કામા બેનનાં જાહેર પ્રવચનો થયાં વ્યાખ્યાનો વખતે પ્રવેશ ફી રૂ ૨॥ ની ટીકીટ રાખી હતી છતાંએ ઘણાં હિંદી તેમજ અંગ્રેજો વ્યાખ્યાનો સાંભળવા હાજર હતા શ્રી. કામાબેને વ્યાખ્યાન આપતા પહેલાં વંદેમાતરમ્ ધ્વજ ખુલી રીતે ફરકાવ્યો અને તમામ સભાસદોએ વંદેમાતરમ્ ઘોષ કર્યો દિ ૩૦ ડિસેમ્બરના રોજ ઇંગ્લેન્ડમાના હિન્દીઓની રાષ્ટ્રિય પરિષદ લંડનમાં ભરવામા આવેલી આ બેઠક માટે શ્રી. કામાબેન તેમ જ રાણા હાજર હતા દાદાભાઇ બાપટે સભામાં અધ્યક્ષ હતા. આ સભામા ડૉ કુમાર સ્વામીએ સ્વરાજ્યનો ઠરાવ મૂક્યો. જે ઠરાવને સાવરકરે ટેકો આપી નીચે મુજબ ભાષણ કર્યું. *

"સ્વરાજનો સંપૂર્ણ અર્થ પૂર્ણ સ્વાતંત્ર્ય છે તે આપને તમો સમંતિ આપો છો, પણ આ સંમતિ આપતા પહેલા તે શબ્દનો ખરો અર્થ ધ્યાનમાં રાખો આ ઠરાવને સંમતિ આપતા પહેલા કારાગારની દીવાલો અંધાર ગુફાઓ વગેરેનાં ચિત્રો નજર સમક્ષ લાવો, આ ચિત્રના ભયંકર દેખાવો તમને આકર્ષક અને મનોહર લાગે છે, કે કેમ તે વિચારો. અગ્નિ ઉપર પાદ ધરવાની આદના જેવી મૃદુતા આપે છે, કે નહિ, તે વિચારો, અને ત્યાર બાદજ આ યજ્ઞમા આનંદથી બલીદાન બનવાની ઇચ્છા થાય છે, એમ લાગતું હોયતોજ આ ઠરાવને સમંતિ આપો નિષ્કારણ ઉતાવળ કરવાની જરૂર નથી. સ્વરાજ્ય એ દિવ્ય વસ્તુ છે, અને તે દિવ્ય અન્ત કરણમાંજ વૃદ્ધિ પામે છે."

આ પરીષદમાં કામા બેન તેમ સ્થાનચંદ વર્માએ ભાષણો કર્યાં, તુર્કસ્તાનમાં સ્થપાયેલી લોકસત્તાત્મક રાજ્ય પદ્ધતિને અભિનંદન આપવામાં

---

* લંડનના બાતમી પત્રો ૫—૧૨૭.

મૂકાયું. આ ઠરાવ ઉપર શ્રી વિ. વિ. એસ. અય્યર અને શ્રી આગાખાને આક્ષેપો કરેલા. આ પરીષદમાં લાલા હરદયાળે બહિષ્કારના ઠરાવ ઉપર ભાષણ કરવાની સૂચના મૂકાએલી, પરન્તુ લાલાજીએ ભાષણ કરવાની ના પાડી. તા. ૨૧ ના રોજ બીપીનચન્દ્રનું ઈતિહાસ ઉપર વ્યાખ્યાન થયું. સભાપતિ તરીકે ડૉ. કુમારસ્વામીનુ નામ સૂચવાતાં શ્રી. હરદયાળે એકાએક સભા ત્યાગ કર્યો. દિ. ૨૨-૧૨-૧૯૦૮ ના રોજ હરદયાળે કરેલા ખુલાસાનો પત્ર પ્રસ્તુત લેખકે વાંચ્યો છે. શ્રી લાલાજીના સ્વભાવના પરીચયનો અનુભવ કરવા માટે નીચેનાં વાક્યો સૌ કોઈને બોધપ્રદ જણાશે.

I at once refused to appear on the same platform with a person who was a Hindu, but who has been converted to Christianity since his arrival in England, under circumstances which were known to all... The list of speakers at this meeting included men who have married English women and Mohamedans who are so patriotic as to eat beef.. Dr. Commar Swami is an Eurasian, has married an English woman although he possesses an Indian name and wears a turban.

( જન્મતઃ હિંદુ છતાં ઈંગ્લેન્ડ આવ્યા બાદ ખ્રિસ્તિ ધર્મ સ્વીકારનાર સાથે વ્યાસપીઠ ઉપર ઉભા રહી વ્યાખ્યાન આપવા મેં તુરત ના કહી આ સભાના વક્તાઓની યાદી મેં જોઈ. ઈંગ્લીશ સ્ત્રીઓ સાથે વિવાહબદ્ધ થયેલા લોકો, અને ગોમાંસ ખાવા સુધીની જેમની દેશભક્તિ પહોંચેલી એવા મુસલમાનોનાં નામો પણ મેં આ યાદીમાં જોયા. ડૉ. કુમારસ્વામી યુરેશીયન છે. તે હિન્દી નામ ધારણ કરે છે, તેમ માથે પાઘડી બાંધે છે, આ વાત સત્ય હોવા છતાં તેમણે એક અંગ્રેજ યુવતી સાથે લગ્ન કર્યું છે. )

આજ વર્ષે દિ. ૨૯ મી તારીખે કેક્સ્ટન હોલ શ્રી 'ગુરુગોવિંદ'ની જન્મ તીથી નિમિત્ત ઉત્સવ યોજાયેલો. તે વખતે પ્રો. ગોકુલચંદ નારંગ, લાલા લજપતરાય, સભાધ્યક્ષ બિપિનચંદ્ર પાલ વિગેરે એ 'ગુરુ ગોવિંદ'ના ચરિત્ર ઉપર ભાષણ કર્યા બાદ, શ્રોતાઓના આગ્રહથી સાવરકરે નીચે મુજબ ભાષણ કર્યું. +

---

+ લંડન બાતમી પત્રો પૃ. ૧૩૭

તેમણે કહ્યું કે :— "ધ્વજ ઉપર લખેલા ત્રણ શબ્દો દેગ, તેગ, ફતેહ આ શબ્દોનાં અર્થ ઘણા જાણતા નથી શિખ ધર્મની અને ગુરૂ ગોવિંદ સિંહના ચરિત્રની આ ત્રણ શબ્દોની કુંજી (નીશાની) છે અને તે શ્રી ગુરૂ ગોવિંદસિંહે જાતે કહી છે દેગ એટલે તત્વ તેગ એટલે તલવાર અને ફતેહ એટલે વિજય તલવાર વિના તત્વો લૂલા પડે છે, તે જોઇ ગુરૂ ગોવિંદે તલવાર ખેંચી અને છેવટે હિંદુ પક્ષને વિજય વર્યો.

એમ સાવરકરનું ભાષણ અસરકારક નીવડયું અને મી પી ટી. આચાર્ય એનુ પ્રમાણ આપ્યું કે "આવું ભાષણ" કોઇ શીખ પણ ન કરી શકત * સાવરકરનુ ભાષણ અસરકારક થવાનું કારણ એ કે, તેમણે આજ અરસામાં શીખ ધર્મનાં પુસ્તકોનો અભ્યાસ બારીકાઇથી કર્યો હતો.

હિંદી સૈન્યના શીખ સૈનીકોમાં બેદિલી ફેલાવવી એ ક્રાંતિકારક કાર્ય પક્ષનુ મહત્વનુ અંગ છે, તેની ખાત્રી થવાથી ૧૯૦૮ ની શરૂઆતમાં સાવરકરે "ગુરૂમુખી" ભાષાના અભ્યાસ શરૂ કર્યો. આ ભાષા શીખ્યા પછી સાવરકરે આદી ગ્રંથ, પન્થ પ્રકાશ, સૂર્ય પ્રકાશ, વિચિત્ર નાટક વગેરે શીખ ગ્રન્થો વાંચી કાઢ્યા અને ગુરૂ મુખીમા થોડુ થોડુ લખવા પણ લાગ્યા સાવરકરે શિખ સૈનીકોને સંબોધીને લખેલી હજારો પત્રિકાઓ રવાના થવા લાગી, અને પંજાબની પનટનોમાં તે વહેચાઇ; વરિષ્ટ અધીકારીઓએ આ પત્રીકાઓ પકડી છતાંય શીખ સૈનિકો વાચતા +

૧૯૦૮ ના ડિસેમ્બરમાં કે ૧૯૦૯ ના જાન્યુઆરી માસમાં બ્રાઉનીગ રીવોલ્વર્સ અને કારતુસોની પેટીયો સાવરકરે પેરીસમાથી ખરીદી ઇંડીયા હાઉસમાં આણેલી, ચતુર્ભુજ સાથે સાવરકરે મોકલેલી રીવોલ્વરો પેરીસમાંથી ખરીદી હતી, પણ તે સાવરકરની ખરીદી નહતી એવુ ઇગ્લેંડના ગુપ્ત પોલીસ અધીકારી મી પારકરે નાશક કાવતરા કેસમાં પોતાની જુબાની વખતે કહ્યુ છે એવી વાત નક્કી છે કે પીસ્તોલ વાળી પેટી હિંદમાં લઇ જવા ચતુર્ભૂજ સાવરકરના આગ્રહથી તૈયાર થઇ ગયો, અને દિ. ૧૫-૨-૧૯૦૯ નાં રોજ ઇગ્લેંડથી નીકળ્યો આ ઉપરથી જણાય છે કે પેરીસથી ખરીદેલી આ રિવોલ્વરો

---

* Maratha D 27-8-37

+ नपाभा आंदोलनाच्या उपकर्म प्रस्तावना भा ८

ડિસેંબરની આખરમાં કે જાન્યુઆરીમાં મળેલી એમ જણાય છે. સાવરકરે ચતુર્ભુજ સાથે પાર્સલ મોકલ્યું હતું તેની ઉપર બે સરનામાં લખી આપ્યાં હતાં. હરી અનંત થત્તે,૧૨૦ મીન્ટોરોડ તથા વિષ્ણુ મહાદેવ ભટ્ટ, માધવ આશ્રમ. આ પ્રમાણે તે બે સરનામાં હતા. ચતુર્ભુજ મુંબાઇ આવી પહોંચ્યો ત્યારે તેની તપાસણી થઇ પણ જેમાં આ રીવોલ્વરો હતી તેની બનાવટ એવી સરસ હતી કે તે પકડાવા પામી નહિ.)

ચતુર્ભુજ મુંબાઇ આવી સરદારગૃહમાં ઉતર્યો.) સાવરકર તરફથી રિવોલ્વરો લઇ કોઇ ગયુ છે, એવી બાતમી પોલીસ ખાતા તરફથી આવી હોય તેમ જણાય છે. આ રીવોલ્વરો સાવરકરે પોતાના ભાઇ બાબા સાવરકર તરફ રવાના કરી હોય એવો શક જતાં તા. ૨૮-૨-૧૯૦૯ માં બાબા સાવરકરને નાશકના ડિ. મેજીસ્ટ્રેટના હુકમથી માધવ આશ્રમ મુંબાઇમાં અટકમાં લીધા. આ અટક પહેલાં ૧૫ દીન અગાઉ સાવરકરનો મોટો પુત્ર પ્રભાકર બળીયાના રોગથી ગુજરી ગયો. કુટુંબમાં આફત આવી જતાં બાબા સાવરકર ઉતાવળથી મુંબાઇ આવેલા તેથી ચતુર્ભુજ સાથે કાંઇ મુદ્દાની ચીજોની તેમને કલ્પના હોવી જોઇએ, તેમ તે વસ્તુઓની કાંઇક વેળાસર વ્યવસ્થા કરવાની જરૂર જણાવાથી જ તેઓ તાકીદે આવ્યા હોય તેમ જણાય છે.

બાબા સાવરકરને મુંબાઇ અટકમાં લઇ નાશક લઇ જવામાં આવ્યા. આ વખતે તેમની સાથે વિષ્ણુ મહાદેવ ભટ્ટ પણ નાશક ગયેલા પ્રવાસમાં સાથેના પોલીસોની વિશેષ દેખરેખ ન જોતાં ટલાક સવાલો બાબા સાવરકરને પૂછેલા. સરકારની દૃષ્ટિથી કેટલીક ગુન્હો ગણાતી વસ્તુઓ ક્યાં છે? તે જાણવાની ભટ્ટની ઇચ્છા હતી. પણ બાબા સાવરકરે આ વખતે કાંઇ કહ્યુ નહિ. ૧-૨ દિન નાશક રહી ભટ્ટ મુંબાઇ આવ્યા. દિ. ૭ ૬-૧૯૦૯ ના રોજ ચતુર્ભુજ મુંબાઇ આવી ગયા પછી તેણે થત્તેને મળવાની કોશીશ કરી, અને માધવ આશ્રમ તરફ ગયો. ત્યાં તેને ભટ્ટ મળ્યા. ચતુર્ભુજે આણેલી વસ્તુઓ ગોપાળરાવ પાટણકરને સોંપવી, એવુ ઠર્યાથી ચતુર્ભુજ પાટણકરને ત્યાં ગયો. ચતુર્ભુજ અને પાટણકર ઉપર પોલીસની દેખરેખ હતી. છતાં ગોપાળરાવ પાટણકરે પોલીસને છુપી રીતે ચતુર્ભુજે સોંપલી વસ્તુઓ પોતાને ત્યાં લઇ ગયા.

થોડાજ દિનોમાં આ વસ્તુઓ "પેણ" મોકલવામાં આવી ચતુર્ભુજ

સાથે નાની મોટી ૨૧ રીવોલ્વરો મોકલવામાં આવી હતી તે પૈકીની ૧ પોતાની પાસે રાખી બાકીની રીવોલ્વરો અને અન્ય સામાન શ્રી પાગળુકરને સોંપ્યાં.

બાબા સાવરકરને મુંબાઈથી નાશક લઈ ગયા ત્યારે શ્રી ગણપતરાવ જોગળેકર મુંબાઈમાં "L. L. B" નો અભ્યાસ કરતા પોતાની ગેરહાજરીમા પોતાની હાજરી પોતાના મિત્રને પૂરવાનું કહી નાશક આવ્યા. નાશક આવતા જ સૌ. યશોદા બેનને મળ્યા કોઠુરના શ્રી. ગવેને ત્યાં ઘણાં 'બોમ' તૈયાર કરી રાખેલા છે અને પોલીસો ઝડતી કર ત્યાર પહેલાં ગવેને સૂચના હવાના ઈરાદાથી કોઇ અપરિચીત માણસને કોઠુર મોકલવો જોઇએ એમ સૌ યશોદાબેને ઠરાવ્યુ હતુ. નાશકના કોઇ વિશ્વાસુ માણસને કોઠુર મોકલીએ તો પોલીસ તેના પર છાયો પકડશે, તેથી નાશક બહારના માણસ સાથે સંદેશ પહોંચાડવાના વિચારમાં તલ્લીન હતાં તેવામાંજ શ્રી. જોગળેકર જઇ પહોંચ્યા કોઠુર જવાની કામગીરી જોગળેકરને સોંપવામાં આવી જે તેમણે સારી રીતે બજાવી નાશક પ્રાંતના બોમીયા તરીકે સાથે એક સ ધાગ્ગ્ણ ભણીનાને મોકલવામાં આવેલ, નાશકના કાપતરાની આગળ તપાસ કરતાં પોલીસે જોગળેકરને ખૂબજ હેરાન કર્યા અને અમુક તારીખે કોઠુર ગયેલા કે નહિ ? તેના રીધો પ્રશ્ન પૂછતાં તેમણે કોલેજની હાજરીનું પ્રમાણ પત્ર રજુ કરતા નિર્દોષ બની છૂટી ગયા

બાબા સાવરકર ઉપર કેસ ચાલ્યો અને 'અભિનવ ભારત માલા' માં જે કાવ્ય બાબા સાવરકરે પ્રસિધ્ધ કરેલું તે કારણે અગ્રે તે સાથે યુધ્ધ પુકારવું કાર્ય છે, એમ ની તા. ૮-૬-૧૯૦૯ ના રોજ બાબાને દેશનીકાલની સજા ફરમાવવામાં આવી બાબા મચી જેલમાં હતા ત્યારે તેમના ખાવાની વ્યવસ્થા તેમના નાના ભાઈ નારાયણ કરતા. એક વખત નારાયણરાવ ખાવાનું લઇ ગયેલા ત્યારે પેતાના પાણી પીવાના લોટા ઉપર બાબા સાવરકર કાંઇક લખી બતાવે છે, એવો શક પોલીસને પડ્યો નારાયણરાવ સાવરકર ફરી એકવાર બાબાને મળવા ગયેલા ગએલા ત્યારે આજુબાજુ પોલીસ નથી એવું સમજી બાબાએ સૂચક ભાષામાં નારાયણરાવ સાથે વાત કરી કે 'ઘરમાં છાપરા નીચે ૩ પાનીનો મૂકેલ છે અને નજીક દિવાલ પાસે અમુક જગાએ દવાઓ મૂકી છે'

આ શબ્દો પોલીસના સાંભળવામાં આવતાં સાવરકરના ઘરની તરતજ ઝડતી લેવામાં આવી, અને ઝડતી કરવાનો નિશ્ચિત જગા જણાવામાં આવેલી

— —

હોવાથી ઝડતીમાં બોંબ મેન્યુઅલની સાયક્લોસ્ટાઇલ ઉપર છાપેલી કેટલીક પ્રતો સાવરકરે લખેલા મેઝીનીના ચરીત્રની દોઢસો પ્રતો અને અભિનવ શાખાના ભિન્ન ભિન્ન ગામોના સભાસદોની યાદી પોલીસના હાથમાં આવી. નાશકના કાવતરા કેસમાં જે લોકો પકડાઇ ગયેલા તેમાંના ઘણા લોકો જેક્સનના ખૂન પછી પકડાઇ ગયા. આ વાત જો કે ખરી છે તો પણ આ ઝડતીમાં જે માહિતી પોલીસને મળેલી તે ઘણીજ ઉપયોગી થઇ પડી હશે, તેમાં શંકા નથી.

પેરીસમાંથી મળનારી ક્રાંતીકારક વિચારોની સૂચના તેમ ક્રાંતિકારક કૃત્યોમાં જરૂરી સાધનો લંડનથી પૂરા પાડવામાં આવતાં. તેમજ હિંદમાં અનેક ક્રાંતિકારક કૃત્યો થતાં, તેથી ઇંગ્લેંડના સરકારી અધિકારીઓ યુરોપની ક્રાંતિકારક ચળવળથી વાકેફ નહોતાં તેવી પ્રવૃત્તિ આ સમયે ગોઠવાઇ હતી. લંડનમાંના સાવરકર વગેરે તરફોની આયરીશ રાષ્ટ્રવાદીઓ સાથે મિત્રતા બંધાઇ હતી. બેલ્જીયમમાં પિસ્તોલો સારી બને છે, માટે એકાદને ત્યાં મોકલી આ વિદ્યા ભણી આવવા સાવરકરને વિચાર આવ્યો. પેરીસમાં રહેલા શ્યામજી કૃષ્ણવર્મા આદિ હિંદી રાષ્ટ્રવાદીઓ ઇજીપ્તના રાષ્ટ્રવાદીઓ સાથે મિત્રતા બાંધવાના પ્રયત્નો કરતા હતા. એ વાત બ્રિટીશ સરકાર જાણતી હતી. હિંદુસ્થાનમાંની બહિષ્કારની ચળવળને લીધે જર્મન વેપાર વધી ગયેલો. તેમ બ્રીટીશ વહેપારને સખ્ત ફટકો પડયો તે વાતની ૧૯૦૮ ની સાલમાં ખબર પડવા માંડી. આ વાતની ચોકકસાઇ થઇ તે વેળા જણાયું કે બર્લિનની જર્મન કમર્શીયલ બ્યુરોમાં બે હિંદી તરૂણોને નોકરીમાં દાખલ કરવામાં આવેલા. હિંદીઓની રૂચી પ્રમાણે કેવો માલ તૈયાર કરવો તે બાબતની સૂચનાઓ જર્મન કામદારોને આ યુવાનો આપતા, આ વાત ચોકકસ થઇ *આ પ્રમાણે જરમનીમાં ગુપ્તપણે હિંદીઓ બ્રિટીશ વિરોધી પ્રચાર કરતા હશે તેમ બ્રિટીશ વિરોધી ચળવળ ફેલાવી જર્મની જેવા મહત્વાકાંક્ષી સાથે મિત્રતાનો સંબંધ બાંધવાની કોશીષ કરતા હોવા જોઇએ, તે સંબંધમાં બારીકાઇથી નીરીક્ષણ બ્રિટનનું જાસુસીખાતું કરતું હતું. તુર્કસ્તાનના ક્રાન્તિવાદીઓની ગુપ્ત બેઠક સને ૧૯૦૮ ની શરૂઆતમાં પેરીસમાં થઇ તે વેળાએ હિંદી ક્રાન્તિકારોએ આ તુર્કસ્થાનના ક્રાન્તિકારકો સાથે કેટલીક ગુપ્ત વાતચિત કર્યાનું સંભવિત છે. "ગેલીક અમેરિકન" તરફે અમેરિકામાં થતો પ્રચાર તથા લંડનના અભિનવ ભારતીય કેન્દ્રોમાંથી હિંદી લશ્કરમાં મોકલવામાં આવતા પત્રકોના

* લંડન ટાઇમ્સ દિ. ૨૭–૩–૧૯૦૮

પરિણામ આ વખતે જણાવવા લાગ્યા. 'અમેરિકામાં' પણ હિંદી લોકો બ્રિટન વિરુધ્ધ પ્રચાર કરે છે એવી હકીકતો 'લંડન ટાઇમ્સમાં' છપાવવા લાગી. અમેરિકાના "ન્યુ વેસ્ટ મિનિસ્ટર" નામના મહત્વના શહેર નજીકના 'મિલસાઇડ'ના ગામથી ચળવળ થાય છે એવું જણાયું. શીખોને અંગ્રેજી ભણાવવાના બહાનાથી ચલાવવામાં આવતી નિશાળમાં ક્રાંતિકારક વિચારો જ ફેલાવવામાં આવે છે. આ નિશાળના સૂત્રો એક પંજાબી અને બે બંગાળી એવા ત્રણ હિંદીઓ ચલાવે છે. આ મતલબની હકીકત દિનાંક ૨૫-૫-૧૯૦૮ ના 'લંડન ટાઇમ્સના' અંકમાં પ્રસિધ્ધ થઇ હતી. વ્હેન ફ્લ્હર (અમેરીકા) ગામે તા. ૨૭—૧૧—૧૯૦૮ ના રોજ પ્રો. તારકસિંગ નામના શીખે એક વ્યાખ્યાન આપ્યું કે, એવું વૃત્ત "લંડન ટાઇમ્સના" દિનાંક ૨૪—૧૧—૧૯૦૮ ના અંકમાં પ્રસિધ્ધ થયું છે. પ્રો. તારકસિંગે આપેલા ભાષણનો સાર નીચે મુજબ છે —

" If, he said, the just rights of the people of India, were not granted, a leader would rise to direct the cause in *open Warfare The Shikhs were getting their eyes opened* and all India demanded justice, "

"( પ્રો. તેજસિંગે કહ્યું કે " ભારતીઓના ન્યાય હક્કો અમાન્ય કરવામાં આવે તો ખુલ્લો લડાઇના માર્ગનું અવલંબ કરવા પ્રવૃત્ત થનાર કોઇ આગેવાન નિકળી આવશે તેમાં શંકા નથી શીખો જાગ્રત થવા લાગ્યા છે. સમસ્ત હિંદ ન્યાયની માગણી કરી રહ્યું છે )

આ અરસામાં લોર્ડ મોર્લે મિંટો આ નામથી ગવાતો જે રાજકીય હક્ક હિંદને આપવામાં આવેલો તે હક્ક અંગ્રેજોની સદભાવનાથી મળ્યા નથી પણ બોમ્બ ફોડવાનું સાહસ જો હિંદી તરૂણોએ ન બતાવ્યું હોય તો અંગ્રેજોએ કદાપિ આપ્યું નહી હોત એવી લોકોની ભાવના થઇ હતી એવું સર વ્હેલેન્ટાઇન ચિરોલે લંડન ટાઇમ્સને દિનાંક ૮૧—૧૯૦૯ ના રોજ જે પત્ર લખ્યો છે તે ઉપરથી જણાય છે ચિરોલ સાહેબે લખ્યું કે —

" I detect a very general tendency to ascribe these lavish gifts to the vigorous actions of the extremists. If

it had not been for the Bombs, was a remark which roughly, summed up the popular opinion in this aspect of the subject

(ઉદ્દામવાદીઓના કૃત્યોથી મોર્લેમિંટાવાળા ઉદાર હક્ક હિંદને મળ્યાં છે એવી સર્વત્ર માન્યતા છે એવું મને જણાય છે. બોમ્બ ન પડયા હોત તો અમારા હાથ કંઇ પણ આવવાનુ નહોતું " એવો સામાન્ય લોકમત હતો )

હિંદી લોકોનો વિશ્વાસ દિન પ્રતિદીન બોમ્બ ઉપર વધતો જતો જોઇ આ લક્ષણ સારા નથી તે ગણી સરકારે આ ચળવળ દબાવવા માટે ઉપાય યોજના શરૂ કરી. અને આચાર્યે સને ૧૯૦૮ માં વરિષ્ટ કાયદે મંડળમા " સમરી જસ્ટસ " નામનો કાયદો ઘડવામાં આવ્યો. હિંદના ધોરણ પ્રમાણે વિલાયત સરકાર ઇગ્લેંડ રહેતા હિંદી વિદ્યાર્થીઓ માટે પણ તેવીજ તજવીજ કરવી જોઇએ. એવી હિન્દી સરકારની ઇચ્છા હતી. અને તે બાબતની સૂચના ઓ "લંડન ટાઇમ્સ" ના કલકત્તાના ખાસ બાતમીદાર તરફથી હિન્દમાંથી રોજ લખાતી આવતી ભારતીય ક્રાંન્તિકારો લંડન પેરિસ વિગેરે ગામોમાં રહેતા લાગશે એવું ભવિષ્ય વર્ણવી "લંડન ટાઇમ્સે" વધારામાં લખ્યુ કે હિંદી ક્રાંતિકારોની ચળવળ દાબી દેવામાં વિલાયત સરકારે પણ યોગ્ય તે મ દોબસ્ત કરવો જોઇએ

They should be taught that the English Police can detect and the English Courts can punish treason and conspiracy to murder, with effect . We are face to face with a constracy which may be limited in cossent and power, but which is unquestionably fraught with very serious danger

( અગ્રેજી પોલીસો પણ ગુન્હાનો તપાસ કરી શકે છે અને રાજદ્રોહ અને ખુનનાં કાવત્રાં માટે અગ્રેજી ન્યાયાધીશીઓ તેમને પુરી સજા કરી શકે તે વાતની લોકોની ખાત્રી થવી જોઇએ કાવત્રાની સામે થવાનો પ્રસગ હવે ઉભો થયો છે. આ કાવત્રાઓ જો હાલ અલ્પપ્રમાણમાં છે પણ આ કાવત્રાનાં પરીણામ ઘણાં ભયકર છે એમાં શંકા નથી. ) " લંડન ટાઇમ્સે" ફરી તા. ૧૬-૨-૧૯૦૯ ના રોજ એક સંવાદકીય લેખ લખી તેમા ઇગ્લેન્ડના વિદ્યાર્થીઓની ગુપ્ત ચળવળો કેવી રીતે વધતી જાય છે તે બાબત ચર્ચા કરી હતી.

અનેક ખટપટોનું ઉગમ સ્થાન "ઈંડીયા હાઉસ" છે તે બાબત ઈંગ્લેન્ડના જાસુસી ખાતાને સંશય આવેલો હતોજ. સને ૧૯૦૮ ના નવેમ્બર માસની શરૂઆતમાં પ્રસિધ્ધ થએલ જાહેરનામાના પ્રત્યુત્તર તરિકે સાવરકર વિગેરેએ સને ૧૮૫૮ નું અયોધ્યાના બેગમનુ જાહેરનામું પ્રસિધ્ધ કર્યું. અને બે જાહેરનામાઓ એકત્રિત કરી "Two historic documents" આ નામનું પત્રક તઈયાર કર્યું. આ પત્રકની સેંકડો પ્રતો હિંદમાં પહોચી ગઈ હતી. એવી તકરાર લંડનના "સ્ટેન્ડર્ડ" પત્રે સને ૧૯૦૯ ના ફેબ્રુઆરી માસમાં કરી હતી. આવા રાજદ્રોહ ફેલાવતા પત્રકોનો બંદોબસ્ત કરવાનો વીલાયત સરકારનો પ્રયત્ન વિફલ ગયો એવું કથન કરી આ વૃત્તપત્રે પોતાના મનનો ગુસ્સો નીચે પ્રમાણે વ્યક્ત કર્યો છેઃ

"It is beyond question that a few of the highly intelligent Indians in our universities and reading for the bar are striving their utmost by such means, partiucularly to accustion the minds of the rising generation to the idea of an armed revolt."

( અંગ્રેજી વિદ્યાપીઠમા ભણતા અને બેરિસ્ટરની પરિક્ષાનો અભ્યાસ કરતા હિંદી વિદ્યાર્થીઓ પૈકી કેટલાક અત્યંત બુધ્ધિમાન હતા. બીજા જેવા સાધનનો ઉપયોગ કરી તરૂણોના મન શસ્ત્ર ક્રાંતિ તરફ આકર્ષાય તે માટે આ લોકો અત્યત મહેનત કરે છે તેમા શંકા નહિ ) આ અરસામા સર વેલેન્ટાઈન ચીરોલે લંડન ટાઈમ્સને 'ચીરોલે' મહારાષ્ટ્રમાં ચાલતી ગુપ્ત ચળવળનું વર્ણન કરનારો એક પત્ર પ્રસીદ્ધ કર્યો. ૧ ગાળના ક્રાંતિકારો કરતાં મહારાષ્ટ્રના ક્રાંતિકારો જરાક ઓછું બોલે છે પણ તે વધારે ભયકર હોય છે એવું કથન સર વેલેન્ટાઈન ચીરોલે કરેલું છે.

'The Deccan is in Honeycombed with secret societies' ( મહારાષ્ટ્રોમાં ગુપ્ત સસ્થાઓ જ્યાં ત્યાં છે ) એવી ચેરોલ સાહેબ તકરાર કરેલી. નાશીક અને સોલાપુર આ બે પ્રાંત આ ચળવળમાં વધારે ભાગલે છે એમ ચીરોલ સાહેબે કબુલ કરેલું.

લંડનમાં આ પ્રમાણે વીરોધી પ્રચાર ચાલુ હોવાથી ઇન્ડીયા હાઉસ તથા સાવરકરને ગુપ્ત પોલીસો હેરાન કરવા લાગે તે સ્વભાવીક હતું સાવરકર

વીગેરે તરુણો પાછળ પોલીસો પડતાં તેમને ભુલ ભુલામણીમાં નાખવાનો એક માર્ગ આ તરુણોએ નક્કી કરી રાખ્યો હતો. રસ્તામાં થોડા સમય સુધી વાતો કરતાં જવું, અને મોટર સ્ટેન્ડ ઉપર એકજ મોટર છે એમ જોતાં ચઢી બેસવું એવું તે લોકોએ ઠરાવ્યું હતું. બીજી મોટર ન મળ્યાને કારણે ગુપ્ત પોલીસની ઘણી ફજેતી થતી હતી. ઇન્ડીયા હાઉસમાં ખુદ સાવરકરની ખોલીમાં ગુપ્ત પોલીસોની આવજાવ સરૂ થઇ ત્યારે સાવરકરે પોતાની ઓરડીમાં કોઇપણ સામાન રાખવો નહિ એમ ઠરાવ્યું. માત્ર એક વખત બોંબ રાખ્યો હતો. બારીકાઇથી તપાસ કરવાના ઇરાદાથી જો કોઇ પોલીસ અમલદાર આ ખુરશી ઉપર બેસશે તો બોંબનો સ્ફોટ થશે તો આ અમલદારને બારીકાઇથી તપાસ કર્યાનું ઇનામ મળી જશે આ માટે આ યોજના યોજવામાં આવી હતી. કેટલીક વખતે ગુપ્ત પોલીસ ખાતાના નોકરો પોતે વર્તમાન પત્રના બાતમીદારો છે એવો ઢોંગ કરી સાવરકરને મળતા ત્યારે સાવરકર કહેતા 'કે તમારા વર્તમાન પત્રના સંપાદકને મને લખવા કહો એટલે તે લખાણનો હું જવાબ આપીશ ? એવો સાવરકર જવાબ આપતા.

ઇગ્લેન્ડનું ગુપ્ત ખાતું સાવરકરને હેરાન કરવા લાગ્યું ત્યારે ઈન્ડીયા હાઉસના સભાસદોએ એવું ઠરાવ્યું કે તેમનાજ પૈકી કેટલાક માણસોએ ગુપ્ત પોલીસ ખાતામાં નોકરી મેળવી અને આ પ્રયત્ન ઘણા લાંબા સમય સુધી યશસ્વી રીતે પાર પડ્યો. શ્રીયત્ એમ. પી. ટી. આચાર્ય ૧૯૦૮ માં ઈંગ્લેન્ડ આવી ઇન્ડીયા હાઉસમાં શ્રીયુત વ્હી. વ્હી. એસ આયરની ઓળખાણથી થોડા દિવસ ઇન્ડીઆ હાઉસમાં રહ્યા. ઇન્ડીયા હાઉસમાં કેટલુંક પરચુરણ કામ કરી પોતાનો ખર્ચ પુરો કરતાં શ્રીયુત આયરની સલાહથી તે ગુપ્ત પોલીસના વડાને મળ્યા. ઇન્ડીયા હાઉસનાં કઇ કઇ ખટપટો ચાલે છે. તે બાબતની તમામ માહીતી આપવાનું શ્રીયુત આયરે કબુલ કર્યું એટલે માસીક પાંચ પાઉન્ડ પગાર મળવા લાગ્યો. ગુપ્ત ખાતાના વડાને આચાર્ય તરફથી જે ટાંચણો મળતાં તે શ્રીયુત આયર પ્રથમ તપાસી લેતા અને પછી તો પોલીસ તરફ રવાના કરવામાં આવતા. ૧૯૦૯ ના માર્ચ સુધી આયરે ઉપર પ્રમાણે કામ કર્યું. આજ અરસામાં મુંબાઇની ગુપ્ત પોલીસ તરફે કીર્તીકર નામના ગૃહસ્થને તે ઇન્ડીયા હાઉસમાં રાખવામાં આવ્યા હતા. આ ગૃહસ્થે મુંબાઇ હાઇકોર્ટમાં ભાષાંતરકાર તરીકે કામ કર્યું હતું. આ ગૃહસ્થને ૭ ભાષાઓનું જ્ઞાન હતું. દંતવૈદક શીખવાનું બહાનું કહાડી આ ઇસમને ઇંગ્લન્ડ મોકલેલા

હદપાર કરવા એવી પણ સૂચના લી વોર્નર સાહેબ અને અન્ય અંગ્રેજો ગૃહ-ખાતાના મંત્રીને સલાહ આપવા લાગ્યા. લી વોર્નરે આ પ્રમાણેની સલાહ આપી છે એવું હિંદીઓએ જાણ્યા પછી તેઓ હિંદિઓને અળખામણા થઈ પડ્યા હતા. હિંદી તરૂણોનું અપમાન કરવું સહેલું નથી એવી અંગ્રેજોને ખાત્રી કરાવવા ખાતર શ્રી. ભટ્ટાચાર્યે લી વોર્નરને પ્રસાદી આપી હતી એવું હિન્દીઓ માનવા લાગ્યા. જે લી વોર્નર હિન્દના રાજા રજવાડાઓને એક લાકડીએ હાંકતા હતા, તેજ લી વોર્નરની આવી દશા થતાં અંગ્રેજો ભયચકિત બની ગયા. ડા. કુંજવિહારી ભટ્ટાચાર્યે લી વોર્નરને માર્યા બાબતની આગળની ભૂમીકા બરાબર તૈયાર કરી રાખી હતી. આ ભૂમીકાનું વર્ણન લંડનના ખાતમી પત્રોમાં + નીચે પ્રમાણે છે. કોઈ એક પ્રકારની અરજી લઇને શ્રી. ભટ્ટાચાર્ય લી વોર્નરની પાસે ગયેલા, અને કહેલું કે આ અરજી મી. મોર્લી તરફ રવાના કરો. પરંતુ આ યુવાનની વાત તરફ દુર્લક્ષ્ય કરી મી. લી વોર્નર આગળ ચાલવા લાગ્યો. છેવટે બન્ને જણ એથેનીયન કલબની સામેના રસ્તા ઉપર ઘેરાયા, અને ત્યાંજ બોલાબોલી થઇ. તેમાં મી. લી વોર્નરે કેટલીક ગાળો દઇને કહ્યું કે " દૂર હટ, ચાલ્યો જા નીગર * " આ શબ્દ સાંભળતાંજ યુવાને ગુસ્સે થઇને મી. લી વોર્નરનો હાથ ખેંચ્યો અને બે તમાચા જમાવી દીધા. પોલીસ. દોડી આવ્યા પણ ત્યાર પહેલાંજ લી વોર્નર ૫-૬ વાર દૂર ગોટમળાં ખાતા પડ્યા હતા. પોલીસે ભટ્ટાચાર્યનું નામ ઠામ લખી લીધું પણ અટકમાં લીધા નહિં. આ કોની દોરવણીથી કર્યું તેની બાતમી માટે પોલીસે અથાગ મહેનત કરી. પરંતુ તેમાં પોલીસ નિષ્ફળ નીવડી. ભટ્ટાચાર્ય ઉપર ફરીયાદ કરતાં પોતાનીજ ફજેતી થશે, એવું જણાતાં તેણે ફરીયાદ કરવા ના પાડી આ પ્રકરણ જેમ તેમ કરી શાંત થતાંજ બીજા એક ભટ્ટાચાર્ય આગળ આવ્યા. આ ગૃહસ્થનું નામ વાસુદેવ ભટ્ટાચાર્ય હતું અને તે પ્રથમ બંગાળની સંધ્યા, યુગાન્તર, વગેરે પત્રોના સંપાદક મંડળમાં હતા 'લી વોર્નરે' એક હિંદી યુવાનને 'હટજાવ નીગર' જેવા અપમાન કરનારા શબ્દો ઉચ્ચાર્યાથી તેઓએ માફી માગવી જોઇએ અને તે પત્ર શ્રી ભટ્ટાચાર્ય પોતેજ લી વોર્નરના હાથમાં આપી આવવો એવું ઠરાવ્યું. રસ્તામાં તેમનો ભેટો થતાંજ આ યુવાને લી વોર્નરને આ તરૂણને

---

+ ખાતમી પત્રો પૃ-૧૨૧

* નીગર=એક ગાળી પ્રદાન

'સુવરકા બચ્ચા'ની ગાળ દીધી, અને પોતાની છત્રીથી ગોદો મારવાનો પ્રયત્ન કર્યો, આથી શ્રી ભટ્ટાચાર્યે પોતાના હાથમાંની લાઠી ફેરવી ત્યાને ત્યાજ લી વોર્નરને કેટલાક ફટકા માર્યા. ઉપરની હકીકતની મોર્નીંગને ખબર પડતાંજ સરકાર તરફથીજ શ્રી ભટ્ટાચાર્ય ઉપર ફરીયાદ દાખલ કરવાનું ફરમાન કર્યું. ભટ્ટાચાર્ય ઉપર કેસ ચાલતાં ૬ માસ માટે સારી ચાલચલગત માટે પૌંડ ૧૦ ૧૦ ના બે જામીન આપવા અગર એક માસની સજા ભોગવવી એવો ઠરાવ ન્યાયકોર્ટે કર્યો. કામાગેન, ચૌધરી, રોય વગેરેએ ભટ્ટાચાર્યજીના જામીન બનવાની ઇચ્છા દર્શાવી પણ તેમણે તે ના પાડી અને સ્વીકારી પણ નહિ ભટ્ટાચાર્યના પ્રકરણ કરતાં પણ એક મહાન કાર્ય કરવાની આ વખતે હિંદી યુવાનોએ તૈયારી કરી હતી.

આ યુવાનોના શાણપણે અને સફળતા પૂર્વક યુક્તિથી કાર્ય કરવાની શકિત હોવાથી આ યુવાનો આગામી કાર્ય સફળતા પૂર્વક પાર પાડી શકયા

# પ્રકરણ ૭ મું

## મદનલાલ ધિંગ્રા અને સાવરકર

ઇંગ્લેંડમા રહેતા હિંદી યુવાનોને વશ કરવાના પ્રયત્નો સરકાર તરફથી ચાલતા હતા, તે વખતે ભટ્ટાચાર્યના જેવુ પ્રકરણ બ્રિટીશ રાજ્ય ધાનીમા ઉદ્ભવે અને લીવોર્નર જેવા અગ્રેજનું જાહેર રસ્તા ઉપર અપમાન થવાથી અગ્રેજો ઘણાજ ગુચવાઈ ગયા આ જ અરસામા અગ્રેજોના હૃદય ઉપર એક મજબૂત આઘાત થાય એવુ એક પ્રકરણ બન્યું જગતમા ગાજી રહેલા આ પ્રકરણમાના સૂત્રધાર શ્રી મદનલાલ ધિંગ્રાએ જાણુકારજગતને પોતાના વર્તનથી દુનિયાને હિંદની આકાક્ષાઓ તરફ જોવાની ફરજ પાડી આ પ્રકરણનુ તમામ વૃત્તાત સરળતાથી સમજવા માટે મદનલાલ ધિંગ્રાની થોડી હકીકત આ સ્થળે લખવી ઉપયોગી છે

'ધિંગ્રા' નામનુ ક્ષત્રિય કુટુબ મૂળ પજાબી છે મદનલાલજીના પિતા સાધનસપન્ન હતા, તેમ તેઓ ડી એસ પી હોવાથી સરકાર દરબારમા પણ એમની સારી પ્રતિષ્ઠા હતી હિંદના અનેક મોટા અગ્રેજોની મુલાકાત લેવાની તક તેમને મળતી હતી મદનલાલજીના મોટા તેમજ નાના ભાઇ વિદ્યાભ્યાસ માટે ઇંગ્લેંડ આવ્યા હતા મદનલાલજીના મોટાભાઇ હિંદુસ્થાનમા ડોકટરીનો અભ્યાસ પૂરો કરી આગળના અભ્યાસ માટે ઇંગ્લેંડ ગયેલા તા ૨૬-૫-૧૯૦૬ ના રોજ શ્રી સાવરકરનો પહેલા નિકળવાના નિર્ણય પ્રમાણે 'પેસાડોનીયા બોટ મારફત ઇંગ્લેંડ' ગયા હોત તો આ બન્નેનો મેળાપ સ્ટીમરમાજ થાત લગભગ બે વર્ષ ઇંગ્લેંડમા રહી શારિરીક વિજ્ઞાન (Physiology) આ વિષય ઉપર એક નિબન્ધ પ્રસિદ્ધ

કરી ડૉ. સાહેબ ૧૯૦૫ ની શરૂઆતમા હિંદ આવી પહોચ્યા મદનલાલજીનો નાનો ભાઈ ૧૯૦૫ ની સાલમા ઇંગ્લેંડમા જ અભ્યાસ કરતો હતો ડૉ. ધિંગ્રાના ઇંગ્લેંડ ગયા બાદ થોડા દિવસોમાજ મદનલાલ ઇંગ્લેંડ ગયેલા

મદનલાલે સ્વદેશ છોડયો ત્યારે તેમની ઉમર આશરે ૨૧-૨૨ વર્ષની હતી આ પહેલાજ તેમનુ લગ્ન થયુ હતુ તેમ એક પુત્ર પણ હતો બાળવયમાજ મદનલાલજી તોફાની હોવાથી તેમના પિતાશ્રી તેમને ઇંગ્લંડ મોકલવા તૈયાર નહતા પણ કેટલાક તોફાની અને હઠીલા હિન્દી તરૂણો પૈકી જેઓમા ધાર્યું તે કરવાની વૃત્તિ હોય છે, તે વૃત્તિ શ્રી મદનલાલજીમા હતી પિતાશ્રીની સમતિની કે આર્થિક મદદની આશા ન રાખતા એક મોટી સ્ટીમરમા કોલસા નાખનારના મદદનીશ તરીકેની નોકરી સ્વીકારી સન ૧૯૦૬ ના ઑક્ટોબર, નવેમ્બરમા ઇંગ્લંડ જઇ પહોચ્યા ઇંગ્લેંડ ગયા બાદ થોડાજ દિવસોમા ઇન્જીનીયર થવા માટે લંડન યુનીવરસીટી કોલેજમા પોતાનુ નામ નોધાવ્યુ અનેક ખટપટોમા ભાગ લેતા છતાય તેમનો કોલેજનો અભ્યાસ ઉત્તમ પ્રકારે કરતા, તેમ પરીક્ષામા પ્રથમ નબરે ઉત્તીર્ણ થએલા એવુ સાવરકરે જણાવ્યુ છે સાવરકર વગેરે મંડળીમા ધિંગ્રાનો સબધ ક્યારે જોડાયો એ જો કે નક્કી નથી છતાય ૧૯૦૮ ના મે માસની ૧૦ મીએ ભારત-ભુવનમા ઉજવાયેલા ઉત્સવમા શ્રી મદનલાલજીએ ઉત્સાહ પૂર્વક ભાગ લીધો હતો આ ઉત્સવનુ રહસ્ય શ્રી મદનલાલજી પૂરતી રીતે સમજ્યા હતા એવુ સાવરકરના નીચેના વાક્ય પરથી સમજાય છે.

' ગઈ સાલ અન્ય સભ્યો પ્રમાણે તેમણે પણ પોતાના કોટ ઉપર ૧૮૫૭ ની વીરસ્મૃતિ ધારણ કરી હતી પણ કોલેજમાના તેમના એક મિત્રે તે સ્મૃતિને રમુજમાં દુર ફગાવી દીધી આ જોતા આ યુવાન એટલો ચીડાઈ ગયો કે, તેની પાછળ છરો લઇને દોડયો ' લાલા હરદયાળની જેમ હિંદુત્વા ભિમાન શ્રી ધિંગ્રાની નસોમા પણ વહી રહેલુ હતુ આ વાત સાવરકરે અનેકવાર જોયેલી આ બન્ને તરૂણોમાં ફરક એટલો જ હતો કે મુસલમાનો માટે સશય વ્યક્ત કરતા શ્રી. હરદયાળ વિવેકયુક્ત ઘણાજ શબ્દો વાપરતા, પણ શ્રી ધિંગ્રા તો તે વખતે તદ્દન ગ્રામ્ય અને બેફામ બોલતા. અભિનવ ભારતની લંડનની શાખામાં ઇસ્લામીઓને દાખલ કર્યા હતા પરતુ શ્રી મદનલાલ ધિંગ્રાને આ વાત સર્વથા અરૂચિ ઉત્પન્ન કરનારી હતી તેઓ સાવરકરને ' અરે યાર ! ' નુ સબોધન કરી હરરોજ કહેતા કે " આ અહિંદુઓ પૈકી



શ્રી. એમ. પી. ટી આચાર્ય



જ્ઞાનચદ વર્મા

ખાસ મુસલમાનો જ ક્યારે આપણને દગો દેશે તેની કંઈ ખાત્રી ન કહેવાય."

સાવરકર આદિ યુવાનોએ સંસ્થાપેલી 'ફ્રી ઈંડીયા સોસાયટીમાં' વ્યાખ્યાન વગેરે થતાં તેમાં શ્રી. ધિંગ્રા કોઈવાર હાજરી આપતા, પરંતુ ખરેખર તો વ્યાખ્યાન, ચર્ચા વગેરેનો તેમને કંટાળોજ હતો એવું કહેવું અયોગ્ય ન જ કહેવાય. ભારત ભુવનની સાપ્તાહિક બેઠકોમાં તો મદનલાલ સર્વથા બનતા સુધી ગેરહાજર રહેતા નહિ પરંતુ સાવરકર ઉપર અતિશય શ્રદ્ધા હોવાથી તેમનું ભાષણ સાંભળવા નિયમિત આવતા અને ધ્યાનપૂર્વક સાંભળતા. સભામાંના અન્ય માણસો કેવળ ભાષણીયાઓ છે. એમ કહી તેઓ ફવગીત મશ્કરી પણ કરતા અને સાંભળવા બેસતા નહિ. આવા કાર્યકારોની ફજેતી કરનાર શ્રી. મદનલાલ ધિંગ્રા. કેટલીક વેળા અકલ નિશ્ચયી બની જતા. જાપાની માણસોના શુરાતન વિષે એક દિવસ વાતો ચાલતાં એક માણસે હિન્દીઓની નિંદા કરી. આ વખતે શ્રી. ધિંગ્રા ગુસ્સે થઈને ઊભા થઇ ગયા. અને બોલ્યા કે "અમારૂં ભારત પણ એટલુંજ શુરવીર અને સાહસિક છે. અમારાં સાહસોની પણ લોકો કીર્તિ ગાવા માંડશે" આ શબ્દો સાવરકરના પૂરતા લક્ષમાં હતા. ધિંગ્રાના આ શબ્દો સાંભળી અન્ય યુવાનો બોલ્યા કે આ બોરો ડોળ છે. દેશભક્તિમાં શરીરકષ્ટો સહન કરવાનાં આવતાં આપણે અચળ રહી શકતા નથી. છેવટ આ વાત પ્રત્યક્ષ પ્રયોગ કરવા સુધી આવી પહોંચી, અને હિંદુઓના સાહસની પરીક્ષા કરવાનું ઠરાવ્યું, અને ધિંગ્રાના હાથ ઉપર ટાંકણી પોચવાની શરૂઆત કરી. શ્રી. ધિંગ્રાએ પોતાનો હાથ બીલકુલ અચળ રાખ્યો. ટાંકણી આખી અંદર હાથમાં ઉતરી ગઈ, લોહીના ફુવારા ઉડવા લાગ્યા છતાંય શ્રી. ધિંગ્રાએ હાથને હલાવ્યો પણ નહિ. ભારત ભવનના ત્રીજા માળની એક ઓરડીમાં બોંબ તથા બોંબનાં રસાયણના દ્રવ્યો ઉત્પન્ન કરવાનું ચાલતું. એક વખત રાત્રિના બાર વાગે આ કામ ચાલતું હતું, તે વેળા એક રસાયન ભરેલું કાચનું વાસણ અગ્નિ ઉપરથી નીચે ઉતારવાનો વખત થયો છતાં સાવરકર પાસે સાંણસી ન હોવાથી સાવરકર ઘણીજ વિચિત્ર સ્થિતિમાં મુકાયા. ગરમી વધુ લાગતાં વાસણ ફૂટી જશે અને રસાયણ–દ્રવ્ય સળગી ઉઠતાં ગુપ્ત વાત જાહેર થઇ જશે એવો ડર જણાવા લાગ્યો. એટલામાં શ્રી. મદનલાલે પોતાનો હાથ આગળ ધરી ગરમ થયેલું વાસણ પકડી નીચે ઉતારી દીધું, હાથનાં તળીયાં દાઝી ગયાં છતાંય મદનલાલે તેની તરફ બીલકુલ

ધ્યાન આપ્યું નહિ. આ પ્રસંગ સાવરકરના મનમાં રમી રહેલો હતો. આથી મદનલાલ કેટલીકવાર તોફાન કરતા તેમજ ચિડાઈ જતા છતાં પણ તે તરફ સાવરકર ધ્યાન ન આપતા.

૧૯૦૮ ની આખરમાં એક રવિવારે શ્રી મદનલાલની તોફાની વૃત્તિએ ખરેખર કમાયજ કરી. ભારત ભુવનની અંદરની ઓરડીમા સાપ્તાહિક વ્યાખ્યાનો ચાલતાં હતાં પણ આ ભીરાદરે તો સડક ઉપર પડતી કોટડીમાં બેસી ગ્રામોફોન વગાડવામાં મશગૂલ બની ગરતા ઉપર ઘણી યુવાન છોકરીઓને ગાયનો સાંભળવા ટોળે વાળી શ્રી મદનલાલજીએ રેકોર્ડમાંના પ્રેમનાં ગાયનો મોઢેથી ગાવાં શરૂ કર્યાં. આ હાસ્યરસ અને તોફાનથી અંદરનાં વ્યાખ્યાનો બંધ પડયાં. સાવરકર અંદર વ્યાખ્યાન સાંભળતા હતા પણ તેમને ખબર ન પડી કે આ ધમાલ કોણે મચાવી છે. આથી તેઓએ બહાર આવી જોયુ, તો શ્રી મદનલાલની સ્વારી જણાઇ મદનલાલને જોતા જ શ્રી સાવરકરે કહ્યુ કે " તમે પ્રત્યક્ષ કામ કરી શહિદ બનવાનું ધ્યેય બતાવી સભામાં આવતા નથી અને અહિંયાં છોકરીઓ જોડે હસાહસનો તાયફો મચાવો છો, એ શું શહિદનું લક્ષણ છે ? તમને સભામા આવવુ ન રૂચતું હોય છતાં પણ બીજાઓને નડતરરૂપ થઈ તમારે ત્રાસ ન આપવો જોઇએ " સાવરકરના આ શબ્દો સાભળી શ્રી ધિંગ્રાને ઘણુંજ લાગી આવ્યું, અને ગ્રામોફોનનો સામાન લઇને ચાલ્યા ગયાને ૩-૪ દિવસ સુધી ભારત ભુવનમાં દેખાયા પણ નહિ શ્રી ધિંગ્રાની જગાએ જો બીજો કોઇ અભિમાની વિદ્યાર્થી હોત, તો તે કેવી રીતે વર્તો હોત તેની કલ્પના કરવી કઠણ નથી સાવરકરે પોતાનું જાહેર અપમાન કર્યું. અને તે શિષ્ટાચાર જાણતો નથી આ પ્રમાણે ઠેકાણે ઠેકાણે કહેતો તે અભિમાની વિદ્યાર્થી ફર્યો હોત, પણ શ્રી. ધિંગ્રાજીએ આ પ્રમાણે કાંઇજ ન કર્યું.

સાવરકરના કહેલા શબ્દો શ્રી ધિંગ્રાના દીલમાં ઘોળાતા હતા આપણે દરેક વેળાએ શહિદોની વાતો કરીએ છીએ તે કાંઇ અર્થવાળી હતી, કે નહિ એવો પ્રશ્ન શ્રી ધિંગ્રા પોતાના દીલને પૂછવા લાગ્યા. પોતાના જીવને જોખમમાં નાખી અત્યારે કોઈ કાર્ય કરવું જરૂરી છે, કે નહી આવી જાતના પ્રશ્નોથી તેમનું મન અસ્વસ્થ બન્યું, મરવા-મારવાના પ્રશ્નો ઉદ્‌ભવતા મનમા જે વ્યાકુળતા ઉત્પન્ન થાય છે, તેવીજ વ્યાકુળતાનો અનુભવ શ્રી ધિંગ્રા કરવા લાગ્યા. સાવરકરને મળીને પોતાની

ઇચ્છાનું નિરાકરણ કરવાની તેમને ઘણીજ ઇચ્છા થઇ પણ તે સાવરકરને મળતા શરમાતા. ૩, ૪ દિવસ સુધી વિચાર કરી ચોકકસ કર્યું, કે સાવરકરને મળીને આ ઇચ્છાનું નિરાકરણ કરવું. આમ ઠરાવી તેઓ ભારત ભુવનમાં આવ્યા.

મદનલાલજી સાવરકરને એકાંતમાં મળ્યા અને પોતાની તોફાની વૃત્તિથી સાવરકરનો પ્રેમ ઓછો નથી થયો એમ જાણતાં તેઓએ સાવરકરને એક સીધો પ્રશ્ન કર્યો છે કે, " Do you think the time of Martyrdom has really come ? (હુતાતમાઓ બનવાનો સમય આવી પહોંચ્યો એમ તમે માનો છો ?) સાવરકરે જવાબ દીધો કે .— શહિદ

શહિદનું દ્રઢતા અને નીડરતા એજ શહિનાં લક્ષણો, ૭ શહિદ શ્રી. ધિંગ્રાએ સાવરકરને પોતાનો મકકમ વિચાર જણાવ્યો. ત્યાર બાદ બન્ને જણ સાવરકરની ઓરડીમાં ગયા. આવખતે શ્રી કોરેગાંવકર પણ ત્યાં હાજર હતા. આ ત્રણ જણ વચ્ચે ગમે તે ચર્ચા થઇ હોય પણ એટલું સાચું કે, આ ચર્ચા બાદ શ્રી મદનલાલના વર્તનમાં એકાએક પલટો આવ્યો હતો.

સાવરકર અને કોરેગાંવકર સાથે ચર્ચા બાદ થોડાજ દિવસોમાં પોતાના નામથી રિવોલ્વરનો પરવાનો મેળવ્યો. તા. ૨૬–૧–૧૯૦૯ ના રોજ ગેમેજ ( Gamage ) કંપનીની દુકાનમાંથી ૭ ફેરની એક કોલ્ટ રીવોલ્વર ખરીદી તેની કિંમત ૩પૌં.૫શિ. હતી. રિવોલ્વર હાથમાં આવતાં તે નીશાન તાકવાની કળા હસ્તગત કરવા પ્રયત્ન કર્યો. ન્હોઇ સ્ટેન્ટન મોર્લે જોન નામનો એક માણસ ટૉટેનહૅમ કોર્ટ યાર્ડમાં નિશાનબાજીનું શિક્ષણ આપે છે, એમ જાણતાં.શ્રી ધિંગ્રાએ ફેબ્રુઆરી માર્ચમાં આ શિક્ષણની શરૂઆત કરી. અઠવાડિયામાં બે વાર આ નિશાળમાં જતા.હતા, અને જુદા જુદા અંતરેથી લાગલાગટ તેમ ધીમે ધીમે લક્ષ તરફ ૧૦, ૧૫ ફેર કરીને નિશાન કળા પ્રાપ્ત કરવા લાગ્યા. ૧૨ ગોળીઓ ફોડવા માટે તેમને ૧૨ પેન્સ આપવા પડતા. એન્જીનીયરીંગનો અભ્યાસ તો ચાલુજ હતો. આટલાથી કાર્યસિદ્ધિ પૂરી નહિ થાય એમ જણાયાથી તેમણે બીજી દિશામાં કાર્યનો આરંભ કર્યો.મોટા માણસો જ્યાં વારંવારે એકઠા થાય છે, તે જગાએ પ્રવેશ કરવાની ઇચ્છા થતાં નેશનલ ઈંડિયન એસોસિએશન નામની સંસ્થા યાદ આવી. મીસ એમા જોસેફિન બેક નામની સ્ત્રી આ સંસ્થામાં મંત્રી તરીકે કામ કરતાં. શ્રી ધિંગ્રાએ માર્ચમાં,

તેમની સાથે પોતાનો પરિચય કર્યો. આ સસ્થામાં કોણ કોણ આવે છે, તેના સભાસદોની સંખ્યા, વગેરે માહિતી મેળવી આ સંસ્થાના ઍસોસિ મેમ્બર (Associate Member) થયા. હિંદી વિદ્યાર્થીઓને વશ કરવા માટેજ હિન્દી યુવાનોને તેની સભાસદ તરીકે દાખલ કરવામાં આવતા.વાર્ષિક ફી પાંચ શિલીંગ હતી. અને કાયમના સભાસદ જેટલાજ અધિકારો મળતા.

મોટા મોટા અંગ્રેજી અધિકારીઓનો વિશ્વાસ સંપાદન કરવા માટે હિન્દી યુવાનોના સંઘમાંથી બાતમી લાવવાનું કામ પણ તેઓએ સ્વીકાર્યું. કર્નલ વાયલીએ ધિંગ્રાને તા. ૧૩–૪–૧૯૦૯ ના રોજ પત્ર લખેલો તે ઉપરથી આ વાત લોકોના જાણવામાં આવેલી. શ્રી મદનલાલજીના મોટા ભાઈ ડૉ. ધિંગ્રાએ એપ્રીલના અરસામાં કર્નલ વાયલીને પત્ર લખ્યો હતો જે પત્ર પાછળથી પ્રગટ થયેલો તેના ઉપરથી જણાય છે કે, મદનલાલજીએ જે કારણે આ કામ સ્વીકાર્યું તે કામ સફળ થતું ગયું અને કર્નલ જેવા મોટા અંગ્રેજ શ્રી મદનલાલજી સાથે પ્રેમથી વર્તવા લાગ્યા એપ્રીલ માસમાં શ્રી મદનલાલજી પ્રથમનું નિવાસસ્થાન છોડી મીસીસ મોરીસ નામની બાઈને ત્યાં રહેવા ગયા ત્યારપછી તો ભારત ભુવનના ઘણા વિદ્યાર્થીઓ તેમની તરફ શંકાની નજરે જોવા લાગ્યા. શ્રી મદનલાલજી ભારત–ભુવનમાં કવચિતજ આવતા.દિ.૩જી એપ્રિલે સાવરકર ઇંડિયાહાઉસમાંથી નિકળી બિપિનચંદ્રપાલના નિવાસ સ્થાને ચલાવવામાં આવતા વસતિગૃહમાં દાખલ થયા. ફ્રી ઇંડિયા સોસાયટીની સભામાં કેટલાક સભાસદો મદનલાલજી તરફથી વિરુદ્ધ ઠરાવ કરવામાં આવનાર હતો પણ સાવરકરની લાગવગથી તે પસાર ન થઈ શક્યો શ્રી મદનલાલ દેશદ્રોહી બન્યા માટે આપણી મંડળીમાંથી તેમનું નામ કમી કરવું જોઇએ એવો ઠરાવ કેટલાકોએ મુક્યો આ સમયે સાવરકર ઘણીજ વિચત્ર સ્થિતિમાં મુકાયા. મદનલાલ વિરુદ્ધ જે તકરારો કરવામાં આવેલી તે ખોટી હતી, પણ તેના કારણો જાહેર રીતે પ્રગટ કરવા શક્તિમાન ન હોવાથી તેમણે એવી ભલામણ કરી કે જે માણસ આટલા સમય સુધી સહકારી મિત્ર તરીકે કામ કર્યું છે, તેની વિરુદ્ધમાં ઠરાવ કરવો ગેરવ્યાજબી છે, માટે થોડા દિવસો રાહ જોવી. હું પણ બારીકાઈથીનજર રાખીશ. જો તેમના વર્તનમાં ફેર નહિ પડે તો આપણે કરવાનું કરી નાખીશું.

દિ. ૭-૧૦-૧૯૦૯ ના રોજ વેસ્ટ મીનીસ્ટર પોલીસ કોર્ટમાં મદનલાલજીના કેસનું કામ ચાલતું હતું. તે વખતે એક સાક્ષીદારે જુબાનીમાં

કહ્યું કે તા. ૧ લી જુલાઈને દિવસે કર્નલ વાયલીનું ખૂન કર્યું, ત્યાર પહેલાંના દિવસોમાં શ્રી મદનલાલ ધિંગ્રા કોઇ કૃત્ય કરવાનું હોય તેમ ઘણાજ વિચારમગ્ન રહેતા. સાક્ષીદારના ઉદ્‌ગાર કેવળ કલ્પનાશકિતના જોરે રચાયેલા ન હતા. બ્રિટિશરના ખૂનથી છૂપી પોલીસ ક્રાંતિવાદીઓનાં કાર્યો ઉપર ઘણી'જ બારીક નજરથી જોતી, અને હિંદી ક્રાન્તિકારક પોતાના કારસ્થાનોની જાળ ઘણી જ બારીકાઇથી અને વ્યાપક રીતે બિછાવે છે તે બાબતની ખાતમીઓ લંડનના કેટલાક મોટા અધિકારીઓને આપવામાં આવેલી, આ મતલબની હકીકતો લંડનના ટાઇમ્સના સંપાદકીય લેખ ઉપરથી જણાય છે.

More than a year ago, some public men of great prominence were privately warned that the question of removing them was under the consideratien of Indian anarchists, approached with a view to securing their co-operation, declined to give any aid on the ground that such action might prejudice the asylum they now obtain in England .....In the course of the Bhattachary 'affair, Mr. Muskett, prosecuting solicitor stated that there was more in the matter than appeared on the surface.

તમને મારી નાખવાનો વિચાર હિંદી ક્રાન્તિકારકો સેવે છે એવી ઇશારત કેટલાક અગ્રગણ્ય આગેવાનોને એક વર્ષ પહેલાં કરવામાં આવી હતી. યુરોપના કેટલાક ક્રાન્તિકારકોની મદદ મેળવવાના પ્રયત્નો કરવાના છે એવી માહિતી મળી છે. પણ યુરોપના ક્રાન્તિકારકોએ તેમને મદદ ન કરી કારણ કે, જો તેઓ મદદ કરે તો ઇંગ્લેંડમાં તેમને રહેવાને સ્થાન ન મળે. ભટ્ટાચાર્ય પ્રકરણ ચાલુ હતું ત્યારે ફરિયાદી. સોલીસીટર મી. મસ્કેટે એવા ઉદ્‌ગારો કાઢયા હતા કે, આ પ્રકરણ જેટલું ઉપરથી સાફ દેખાય છે એટલું સાફ નથી. પરંતુ તેમાં ગૂઢાર્થ સમાયેલો છે. તા. ૮. ૬. ૧૯૦૯ ના રોજ લોર્ડ કર્ઝનનાં પ્રમુખપણા નીચે રોયલ કોલોનિયલ ઇન્સ્ટીટયૂટ તરફથી સર બેનફીલ્ડ ફુલરે હિન્દી મહેચ્છાઓ ( Indian aspiration ) વિષય ઉપર વ્યાખ્યાન કર્યું તે વખતે કર્ઝન અગર ફુલર ઉપર રિવોલ્વર નાકવાનો પ્રયત્ન ધિંગ્રાએ કર્યો હોય એવું લાગે છે. ગણેશપંત સાવરકરને

કાળાપાણીની સજા પણ આ જ દિને થયેલી. દિવસની સામ્યતા જોતાં આ કઠોર શિક્ષાના પ્રત્યુત્તર રૂપે કાંઈક પ્રતિકાર જરૂર કરેલો હોવો જોઈએ. તા. ૧ જુલાઈના રોજ ધિંગ્રાએ સર કર્ઝન વાયલીને ઠાર કર્યો. આ દિવસે ધિંગ્રા સમારંભની શરૂઆતથીજ હાજર હતા. આ ઉપરથી લાગે છે, તા. ૮ જુને કર્ઝન અને કુરલગ બન્ને સભાસ્થાનમાં આવતાં દરવાજા બંધ કરવામાં આવ્યાથી તે દિવસે તે બહાર જ રહી ગયા. આથી તે દિને તેમને નિરાશા અનુભવવી પડેલી. આ પ્રકારે બીજીવાર નિરાશ ન થવું પડે માટે બીજીવાર ધિંગ્રાએ કેટલી બધી કાળજી રાખી હતી તે જણાશે.

ડા. ધિંગ્રાએ લે. કર્નલ સર વિલીયમ કર્ઝન વાયલીને એક પત્ર લખ્યો હતો એવો ઉલ્લેખ ઉપર થઈ ગયો છે. આ પત્રમાં ડા. ધિંગ્રાએ મદનલાલના વર્તન માટેનો ઉલ્લેખ કરી. મદનલાલના વારંવાર ભારત-ભુવનમાં જવા માટે દિલગીરી વ્યક્ત કરી હતી. ડા. ધિંગ્રાનો આ પત્ર મળતાં મી. વાયલીએ મદનલાલને પત્ર લખી ઇંડિયા હાઉસમાં મળવા જણાવ્યું હતું. મદનલાલજી કર્નલ વાયલીને ઇંડિયા હાઉસમાં ન મળ્યા પણ અન્ય સ્થળે મળ્યા અને સારી મૈત્રી સંપાદન કરી. શ્રી. મદનલાલજી ઢોંગ કરીને કહેવા લાગ્યા કે હવે તો હું ભારત-ભુવનથી જુદો જ રહું છું અને માત્ર બાતમી મેળવવા જ જાઉં છું. આ પ્રમાણેની છેતરપીંડીમા મિ. વાયલી આબાદ છેતરાયા. મદનલાલ મિ. વાયલી સાથે વાત કરતાં કહેતા કે આ તો ખુદ સાવરકરને મોઢેથી જ સાંભળી છે, તેમ કોઈ વારના પૂર્વસંકેત મુજબ સાવરકરે ટેબલ ઉપર મૂકેલો કોઈ કાગળ મિ. વાયલીને પ્રત્યક્ષ બતાવવા શ્રી. મદનલાલ તેડી લાવતા, અને ખાત્રી કરાવતા કે હું તમારો ખરેખરો જાસુસ છું. ભારત-ભુવનની ગુપ્ત વાતો જાણવાનું ઉત્તમ સાધન આપણી પાસે આવ્યું છે, એવી આશામાં મી. વાયલી ઘણા દિવસ સુધી ફુલાયા. એવામાં નેશનલ ઇંડિયન એસોસિયેશન સંસ્થાનો વાર્ષિક સમારંભ ૧ લી જુલાઈની રાત્રે ઇમ્પીરીયલ ઇન્સ્ટીટયુટના જહાંગીર હોલમાં ઉજવવામાં આવશે એમ જાહેર કર્યું.

આ સમારંભ વખતે કોણ કોણ આવનાર છે, અને તેમના સ્વાગતની કામગીરી કોને સોપવાની છે, તેમાં આમંત્રિતોમાં હિંદીઓ કેટલા છે, અંગ્રેજ અને હિંદી મહેમાનોને પોષાક માટે કાંઈક સૂચના આપી છે, કે નહિ, સમારંભ ક્યારે શરૂ થઈ ક્યારે પૂરો થશે, વગેરે માહિતી શ્રી મદનલાલે

બારીકોઇથી મેળવી. મિ. એક સાથે મદનલાલનું પહેલેથી ઓળખાણ હતું. આથી માહિતી મેળવવામાં તેમને કોઇ જાતની અડચણ નડેલી નહિ. આ સમારંભના આગલા દિને સંધ્યાકાળે મદનલાલજીની સ્વારી શ્રી. બીપીનચંદ્રપાલના નિવાસસ્થાને ગઇ હતી. પણ સાવરકર કંઈક અન્યત્ર ગયેલા હોવાથી તેમનો ભેટો ન થઈ શકયો. આ વખતે મદનલાલજીનું સ્વરૂપ કેવું હતું તેનું વર્ણન તે વખતે સાવરકરના મુકામ ઉપર હાજર રહેલા હિંદી વિદ્યાર્થીએ લખી રાખ્યું છે.

The evening before when he came to look up for Savarkar, I found him like a bird. He was always of a brooding temperament when he was in India House, but not so that evening. But it is true that he spoke very little, so that one could have no inkling of what was going in his mind.

આગલે દિને સાયંકાળે તે સાવરકરને મળવા આવ્યા હતા તે વખતે અત્યંત આનંદ અને ઉલ્લાસમાં હતા. તે ભારત-ભુવનમાં રહેતા ત્યારે ચિંતનશીલ વૃત્તિમાં રહેતા. આ સાયંકાળે તેમની વૃત્તિ તેવી ન હતી. પોતાના મનના વિચારોની જાણ કોઈને ન થાય માટે કંઇ બોલ્યા નહિ. આ વાત ખરી. ઇમ્પીરીયલ ઇન્સ્ટીટયુટ સમારંભ માટે શ્રી ધિંગ્રા હાજર રહેવાના છે, આ વાત ૨૯ જુન પહેલાં જ સાવરકર જાણતા હોવા જોઇએ. કારણ કે ,સાવરકરના સહકારી પૈકી ગ્યાનનયન વર્માએ કાલક્રમવાર લખેલા ટિપ્પણમાં ૨૯-૯-૧૯૦૯ ના નોંધ નીચે મુજબ છે.

Chief Savarkar asked G. C. not to leave London and told to attend function at Inperial Institute.

અભિનવ ભારતના પ્રમુખ સાવરકરે જી. સી. જ્ઞાનનયન વર્માને લંડન ન છોડવા માટે સૂચના કરી હતી. તેમ ઇમ્પીરીયલ ઇન્સ્ટીટયુટના સમારંભ વખતે હાજર રહેવા આદેશ હતો.

તા. ૩૦ મીની જુન સાયંકાળે મદનલાલ અને સાવરકરનો ભેટો ન થયો. તે મુલાકાત રાત્રે તેમ જ બીજે દિને થઇ કે ન થઈ તે સમજવું મુશ્કેલ છે.

તા. ૧ લી જુલાઈની રાત્રે કર્ઝન વાયલીનું ખુન કર્યા બાદ મદનલાલજીની ઝડતી લેવામાં આવી ત્યારે હાથમાંની રિવોલ્વર ઉપરાંત બીજી બે રિવોલ્વરો પણ મળી આવી મદનલાલજીએ જે ૭ બારની રિવોલ્વરથી વાયલી અને લાલકાકાને પરલોકના પ્રવાસી કર્યા તે રિવોલ્વર બેલ્જીયમ બનાવટની હતી. ૨૬. જાન્યુઆરીને રોજ ખરીદેલી રિવોલ્વર મદનલાલજીએ પહેરેલા કોટની જમણી બાજુએ અંદરના ખિસ્સામાં હતી તે સિવાય ૩૨ બોરની બ્રાઉનીંગ રિવોલ્વર તેમના કોટના ગજવામાં હતો. જેકસન પ્રકરણમાં આ બ્રાઉનીંગ રિવોલ્વરની ઘણી જ ઉહાપોહ થઈ અને ચતુર્ભુજ નામના રસોઇયા સાથે મોકલવામા આવેલી ૨૦ બ્રાઉનિંગ પિસ્તોલો વિનાયક સાવરકરે જ મોકલી એવુ ન્યાયાધિશે સાબીત કરી ઠરાવ્યું. આ ઉપરથી જણાય છે કે આ ત્રણ પિસ્તોલોમાથી એકાદ શ્રી સાવરકરે મદનલાલને આપી હોય. પરતુ એવું માનવાને પ્રત્યક્ષ પુરાવો ન હોવાથી તે ભાગ છોડી દેવો પડે છે.

તા. ૫. ૭. ૧૯૦૯ ના રોજ સર કર્ઝન વાયલી અને ડા. લાલકાકાના શબોની મરણોત્તર તપાસ વખતે જે સાક્ષીઓની જુબાની થઈ છે તેમાં મદનલાલજીના ઘરની માલીક મીસીસ મેરી હોરીસની જુબાની થઈ છે દિનાક ૧૭. ૭. ૧૯૦૯ ના રોજ ધિંગ્રાના કેસની પ્રાથમિક ચોકસી વેસ્ટ મિનિસ્ટર પોલીસ કોર્ટમા થયેલી ત્યારે ધિંગ્રાને નિશાનબાજીનું શિક્ષણ દેનાર મી. મોર્લી સાહેબની જુબાની થઈ. આ બન્ને જુબાનીઓનો એકત્ર વિચાર કરતા જણાય છે કે તા. ૧ લી જુલાઇના બપોર બાદ મદનલાલજીએ શું શું કર્યું તે સમજાશે. સાયકાળે પોતાને ખાવું નથી એમ કહી બપોરે વખત પહેનાજ બોગક મગાવી લઈ મધ્યાહ્ને બે વાગે પોતાના નિવાસસ્થાનેથી બહાર નિકળ્યા ૬ વાગના સુધી તે બહાર જ હતા. વચલા સાડા ત્રણ કલાકમા મોર્લી સાહેબના નિશાનબાજીના વર્ગમાં ગયા. ત્યાં ૧૨ ગોળીઓ છોડી મદનલાલજીએ મોર્લી સાહેબને ૬ પેન્સ આપ્યા ત્યારે મોર્લી સાહેબે કહ્યુ, " તમે અમારા કાયમના ગ્રાહક માટે હવે પછી ૧૨ ફેરના તમારી પાસેથી ૪ પેન્સ લઈશું. આ પ્રમાણે સંભાષણ ચાલતું હતું તે વખતે મદનલાલજીએ પોતાની રિવોલ્વર બરાબર સાફસુફ કરી લાવવા કહ્યું. રિવોલ્વર સાફસુફ થઈને આવતા મદનલાલ બહાર નીકળ્યા. ૬ વાગ્યાના સુમારે મદનલાલ પોતાની ઓરડીમાં આવ્યા. ઇમ્પીરીયલ ઇન્સ્ટીટયુટ સમારંભમા હાજર રહેનાર હિંદી ઈસમોને પોતાના સ્વદેશી પોશાકમાં કે એઓ રાત્રે જે વિશિષ્ટ પોશાક પહેરે છે, તે પોશાકમા આવવાનું હતું. આ પુસ્તકમાના

છાયાચિત્રમાં મદનલાલજીનો જે પોષાક છે તેવોજ પોષાક મદનલાલજીએ પહેર્યો. ત્રણે રિવોલ્વર બરાબર ભરી અને ગજવામાં રાખી, અને તરતજ મેળવેલું એક મેજરમેન્ટ ૧૨ ઈંચ લાંબો એક છરો પણ મ્યાનમાં રાખી ખિસ્સામાં મૂકી એકંદરે પાંચ હથિયારો ધારણ કરી શ્રી. મદનલાલ બહાર નીકળ્યા ત્યારે થઈ ગયેલા. અને લગભગ નીકળતી વખતે એક આસમાની રંગની પાઘડી ધારણ કરી તેમજ આંખો ઉપર સુશોભિત ચશ્મા પણ ધારણ કર્યાં.

નેશનલ ઇંડિયન એસોસિએશનનો આ સાલનો સમારંભ મોટા પ્રમાણ ઉપર ઉજવવામાં આવનાર છે એવું જાહેર થયું હતું. આ સમારંભની આમંત્રણપત્રિકાઓ ખાસ ચૂંટેલા ૨૦૦ માણસોને આપવામાં આવેલી. સર કાવસજી જહાંગીર, પ્રિન્સેસ સોફીયા, ધુલીપસિંહ, ફાઝલભાઈ કરીમભાઇ ઇબ્રાહીમ વગેરે હિંદીઓ આમંત્રિત ગૃહસ્થો તરીકે હાજર રહેનાર હતા. સર ચાર્લ્સ લાયન, અને તેમનાં પત્ની પ્રવેશદ્વાર પાસે ઊભાં રહી મહેમાનોની આગતાસ્વાગતા કરતાં હતાં. સંસ્થાના મંત્રી મીસ બેક અંદરની વ્યવસ્થા કરવામાં તેમ આમંત્રિતો સાથે મધુર વાતચીત કરવામાં મશગુલ બન્યાં હતાં. સર કર્ઝન વાયલી અને તેમનાં પત્ની, ફાઝલભાઇ કરીમભાઇ ઇબ્રાહીમને ત્યાં જમવાનાં હોવાથી સેવોય હોટલમાં જમી પરવારી આ પતિપત્નિ શ્રી ફાઝલભાઇ સાથે જરા મોડાં આવવાનાં હતાં એવી વ્યવસ્થાપકોને ખબર આપવામાં આવી હતી. મધ્યરાત્રે સમારંભમાં ઘણો જ આનંદ આવશે એવી અપેક્ષા બધા રાખતા હતા.

શ્રી. મદનલાલ ધિંગ્રા જ્યારે સમારંભમાં આવ્યા ત્યારે લગભગ ૮ વાગ્યાની તૈયારી હતી. સમારંભ માટેના આમંત્રિતો માટેની ખાસ પત્રિકા પોતાની પાસે નથી એવી તે વખતે જ પોતાને ખબર પડી. જેમની પ્રવેશ-પત્રિકાઓ ગુમ થઇ હોય તેવા લોકોએ એક નોંધપોથીમાં સહી કરી પ્રવેશ કરવો એવો આ સભામાં નિયમ હતો તે વાત શ્રી ધિંગ્રા જાણતા હતા. આથી નોંધપોથીમાં સહી કરી મદનલાલજીએ પ્રવેશ કરવાની નિશ્ચિત ગોઠવણ કરી દીધી. આ વ્યવસ્થા થતાં તેઓ અંદર દાખલ થયા, અને પરિચિત આદમીઓ સાથે વાતો કરવા લાગ્યા. પોતાની બાબતના નિશ્ચિત નિયમને ન માનનાર ઓલિયા માણસ જોઇને કેટલાક ટીકા કરવા લાગ્યા. આ લોકો વધારે ટીકા ન કરે માટે શ્રી મદનલાલે પોતેજ તેમની સાથે

વાર્તાલાપ આરંભ્યો. મંત્રી મીસ એક સાથે તેમનો પરિચય સારો હતો. તેમની સાથે તો મદનલાલજીએ બેત્રણું વાર વાતો કરી સ્વદેશ પાછા ક્યારે જવાના છો ? એવો પ્રશ્ન પુછોતાં તેમણે સરળતાથી જવાબ આપ્યો કે યુનિવર્સિટીની છેલ્લી પરીક્ષામાં સફળ થઈ ઑક્ટોબરમાં નીકળનાર છુ

રાતના ૯, ૯॥ ના અરસામાં ઘણાખરા આમંત્રિતો આવી ગયેના બેમા થયેલા લોકોના રંગબેરંગી પોશાક અને આનંદિત વૃત્તિઓ તેમ ચાલુ સંગીતના આલાપોથી સભાના વાતાવરણમા આનંદ પ્રગટ થતો હતો ઉપર પ્રમાણે આનંદ ચાલતો હતો એટલામા લગભગ ૧૦॥ નો સુમાર થયો. બેરમે મીસ ઓનર્સ એસોસિયેશનના ચેરમેન શ્રી ફાજલભાઈ અને તેમના નાના ભાઈ સર કર્ઝન વાયની અને તેમના પત્ની સાથે આવી પહોંચ્યા આ વખતે મધાનુ લક્ષ નવા આગતુકો તરફ દોરાયુ શ્રી કર્ઝન વાયલી બહુ જ મીઠું બોલનાર હતો આથી તે ત્યાં ઉપસ્થિત થયેલ ઘણા લોકો સાથે સંભાષણ કરવા લાગ્યો

૧૧ વાગ્યાનો ટકોરો પડતા જ લોકો વિખરાવા લાગ્યા કેટલાક લોકો ધીમે ધીમે બહાર જતા કેટલાક હોલના દરવાજા બહારની જગામા ઉભા રહેતા કેટલાક દાદર ઊતરી નીચે આવતા શરીર ઉપરના ભારે કપડા કાઢવા માટે એક સગવડવાળી ઓરડી નીચેના માળ ઉપર રાખવામાં આવી હતી તેમા કર્ઝન વાયલીના પત્નીએ કેટલાક કપડા મૂક્યા હતા તે લેવા સારુ તે આગળ ચાલવા લાગ્યા અને પ્રતિહારી તરીકે ફાજલભાઈ કરીમભાઈ તેમની આગળ ચાલતા હતા ગીરદીને કારણે હોલમાંના હિંદીઓ સાથે વાતચીત કરવાની તક કર્ઝન સાહેબને ન મળવાથી આ સમયે તે હિંદીઓ સાથે વાતચીતો કરતા હતા અને માણસો બાજુ પર ખસી ગયા જોઈને શ્રી મદનલાલ આગળ આવ્યો કર્ઝન વાયલી અને મદનલાલનો પરિચય ગાઢ થયો હતો તેમજ મદનલાલજીને મળવા માટે તેમણે પત્ર પણ લખ્યો હતો આથી કર્ઝન સાહેબે જાણ્યુ કે શ્રી મદનલાલ કાઈક વાત કરવા ઈચ્છે છે પોતાને કાઇક ગુપ્ત વાત કરવી છે, એમ જણાવવા કે કાઇક અન્ય કારણે હોય પણ મદનલાલજી બહુ જ ધીમે અવાજે બોલવા લાગ્યા વાતચીત સારી રીતે સાંભળવા કર્ઝન સાહેબ મદનલાલજીની નીકટ આવ્યા એટલા નજીક આવ્યા કે લગભગ કર્ઝન સાહેબ પોતાના કાન મદનલાલજીના છેક મો પાસે લઈ ગયા

શિકારનો કોળિયો પોતાના હાથમા આવી ગયો છે એવું જોતાં મદન-લાલજીએ વિચાર્યું કે આવો ઉત્તમ સમય નિષ્ફળ જવા દેવો જરાયે સારો નથી એવો નિશ્ચય થતાજ મદનલાલજીએ પોતાની પાસેની બેલ્જીયમ રિવોલ્વર બહાર કાઢી મી વાયલીની આંખ ઉપર નિશાન લઇ પહેલો બાર કર્યો. મદનલાલજીના હાથમા રિવોલ્વર જોતાં જ કર્ઝન વાયલી સાહેબ ૪, ૫ ડગલા પાછા હઠયા હોવા જોઇએ. પરંતુ આ પ્રમાણે ખસવાથી મદનલાલજીની પહેલી ગોળી મિ. વાયલીના શરીરમા પેઠી જુદા જુદા અંતરેથી નિશાન-બાજીમા નિષ્ણાત થયેલા મદનલાલજીએ એક પછી એક ૨, ૩, ૪ ગોળીઓ છોડતા વાયલી સાહેબનુ ખોળિયુ ધરણી માને ખોળે આળોટવા લાગ્યું. પડેલા બે બાર સાંભળતા ડા. લાલકાકા તે જગા તરફ દોડતા આવ્યા, તે આગે આવે તે પહેલા આ ભીષ્મરૂપ મહારૂદ્રે ૪ ગોળીઓ છોડી. હેમ્લેટ અને તેના કાકા વચ્ચે વગર કામની દખલગીરી કરનાર પોલોનીયસ હેમ્લેટની તલવારથી નિષ્કારણ કપાઇ ગયો તેમ લાલકાકા પણ શ્રી. મદનલાલની પાચમી ગોળીનો ભોગ બની ઢળી પડયા. કયાં શાંગહાઇ... અને કયા લંડન .આ બીચારા શાંગહાઇના પારસી લાલકાકાનું મોત લંડનમા આ ઠેકાણે નિર્માયું હોય તે કોણ મિથ્યા કરે...રિવોલ્વરની છઠ્ઠી ગોળી પોતાના ઉપર છોડી આત્મહત્યા કરવાના ઇરાદાથી મદનલાલે રિવોલ્વર પોતાના માથા તરફ તાકી પણ રિવોલ્વર ઊંધી દિશામાં વાપરવાની હોવાથી ઘોડા ઉપર પૂરતું દબાણ ન આવતાં નકામો ટીક એવો અવાજ થયો પણ ગોળી ન ચાલી.

એટલામા સર લેસ્લી પ્રોબીને પાછળથી તેમનો જમણો હાથ પકડયો. ડાબા હાથે બીજી રિવોલ્વર કાઢી પ્રયોગ કરવાનુ મદનલાલજીના મનમાં આવ્યુ અને તેમનો હાથ ખિસ્સા તરફ ગયો પણ મિ. પ્રોબીનના ધ્યાનમાં આ વાત આવતા તેમણે બીજો હાથ પણ પકડયો. શ્રી મદનલાલ અને પ્રોબીનની ઝપાઝપી શરૂ થઈ આ ઝપાઝપીમા સાહેબનું કાંડુ મરડાઇ જઈ સૂજી ગયુ. તેમ ઉન્મત્ત બનેલા શ્રી. મદનલાલજીએ તેમની બન્ને બાજુની પાસળીઓ ઉપર એવો મજબૂત પ્રહારો કર્યો કે જેથી તેમના અંગરખાનો ભાગ લોહીથી ભીંજાઇ ગયો. મેદનમોહનસિંહ નામનો એક હિંદી વિદ્યાર્થી સાહેબની મદદે દોડી આવ્યો ન હોત તો મદનલાલજીના ખિસ્સામાં રહેલી રિવોલ્વરના ભોગ કેટલા આદમીઓ બન્યા હોત તે કહેવું અશક્ય છે. સર લેસ્લી પ્રોબીન

અને મદનમોહનસિંહ એ બન્ને જણા આગળ નમી શકશે નહિ એમ જણાતા મદનલાલે પ્રતીકાર બંધ કર્યો મદનમોહનસિંહે તેમના હાથમાના રિવોલ્વર પકડી લીધી, અને તેમને છતા પાછો પકડી રાખ્યા આવી સ્થિતિમાં મદનલાલજી હતા છતા તેમણે હસતાહસતા આ યુવાનને કહ્યુ કે ભાઇ મારા ચશમાં તો લેવા દે પાસેની ખુરશી પાસે પડેલા ચશમા લઇ આંખે ચઢાવ્યા

રિવોલ્વરનો પહેલો બાર થયો ત્યારે કાૅજનભાઇ તથા કર્ઝન વાયલીના પત્ની બોયતળાયે વાયલી સાહેબની રાહ જોતા હતા ગોળીબારથી કોઈ મરી ગયુ એવી સાધારણ જાણ થતા શ્રી કરીમભાઇએ કહ્યું કે, શુ થયું છે તે હુ જોઈ આવુ છુ મિસિસ કર્ઝન પણ તેમની સાથે ચાલ્યા કોઈક અંગ્રેજ મરી ગયો છે એવી ખબર મળતાજ કર્ઝન સાહેબની પત્ની બોલ્યાં ગરીબ બીચારાને આ વખતે મોત આવ્યુ પડેલા આદમીનો ચહેરો કદરૂપો બની ગયો હતો છતા નીચા વળીને જોતા પોતાના પતિને ઓળખ્યા અને ઓળખવાની સાથેજ પોક મૂકીને રડવા લાગ્યા કે હું પાસે હોવા છતા તમારી આ વખતે વિયોગિની બની ત્યારબાદ આર્તસ્વરે ડૂસકાં ભરવા લાગ્યા કર્ઝન સાહેબના ડાકટર પાસે જ રહેતા હતા તેમને બોલાવવાની સૂચના કરી બાઇ તેમના ધણી પાસે આવીને બેઠી હજી પણ હૃદયમા ધબકારા ચાલે છે કે નહિ તે જોવા આ અભાગિનીએ આશાથી પોતાના ધણીની છાતી ઉપર શર્ટનો ભાગ બાજુ પર ખસેડયો હજુ દુનિયાની બાર વાગવાની થોડી વાર હતી છતાંય શ્રી કર્ઝન સાહેબના ચેતનવંત શરીરના બાર તો કયારના વાગી ચૂકયા હતા ડા જહોન બુકાનન અને ડા. થોમસ નેવીલ આ બે રાજ્યવૈદ્યોએ કર્ઝન વાયલી અને શ્રીયુત લાલકાકાને તપાસ્યા વાયલી સાહેબના નશ્વર દેહને તપાસવાનુ કાંઈ હતુ નહિ પરંતુ લાલકાકાના હૃદયમા કાંઇક ધબકારા જેવુ સંભળાતુ હતુ એટલે તેમને સેંટ જ્યોર્જ હોસ્પીટલમા રવાના કરવામા આવ્યા પરંતુ તેમનુ ખોળિયુ હાસ્પીટલ જુવે તે પહેલા જ લાલકાકાનો આત્મા તેમના નશ્વર ખોળિયુ ત્યાગ કરી ચૂકયો હતો પોલીસ આવી. પોલીસે મદનલાલજીની નાડી તપાસી જોઈ આ બધો પ્રકાર જોતા ડાકટર સાહેબોની નાડી અવ્યવસ્થિત બની ગઇ હતી ડાકટરોએ આગળ ઉપર જુબાનીમા જણાવ્યુ છે કે શ્રી મદનલાલજીની નાડી અત્યંત સ્વસ્થ સ્વરૂપે ચાલતી હતી પોલીસો મદન-

લાલજીની નાડી અત્યંત સ્વસ્થ સ્વરૂપે ચાલતી હતી પોલીસો મદનલાલજીને વોલ્ટન સ્ટ્રીટ પોલીસ સ્ટેશન ઉપર લઈ ગયા તેમની પાસે મળેલા કાગળો પોલીસોએ હસ્તગત કર્યા આ પત્રોમા ઘણાખરા વિઝિટિંગ કાર્ડો હતા પોતાનો સંકલ્પ સિદ્ધ થતા ન્યાયાલયમા પોતે નિવેદન તરીકે શું કહેવું તે મદનલાલજીએ પ્રથમથી જ કાગળ ઉપર લખી રાખ્યુ હતુ તે કાગળ પણ કોટના ગજવામાથી મળી આવ્યો આ કાગળ પોલીસોએ પેટીને તાળુ મારીને વ્યવસ્થાપૂર્વક રાખ્યો પોલીસ સ્ટેશને ગયા બાદ થોડા કલાકમા જ શ્રી મદનલાલજી નિદ્રાધીન થયા મદનલાલજીના મદદનીશ તરીકે કોરેગાવકરની વ્યવસ્થા થઈ હતી આ યોજના પ્રમાણે કોરેગાવકર ઇમ્પીરીયલ ઇન્સ્ટીટયુટના સમારંભ માટે બધી તૈયારીપૂર્વક ગયેલા મદનલાલની રિવોલ્વરના અવાજો સાભળતા શ્રી કોરેગાવકરે બિપિનચંદ્ર પાલના નિવાસસ્થાને જઈને જે કંઈ જણાવવાનુ હતુ તે સાવરકરને જણાવી દીધુ જ્ઞાનચંદ વર્મા પોતાના બિહારી મિત્રો સાથે સ્વતંત્રરીતે સભામા હાજર રહ્યા હતા તે બીજે દિને બપોરે સાવરકરને મળ્યા અને પોતાનું નિવેદન સાવરકર આગળ રજૂ કર્યું

ગુરુવારની મધ્ય રાત્રીના ભીષણ બનાવ માટે બીજા દિવસે સવારે લંડનના વૃત્તપત્રોમા ઘણું જ ટુંકમા વર્ણન આવ્યુ શુક્રવારે સવારે જે ત્રુટક બાતમી મળી તે વાચી લંડન શહેરમા ઘણો જ ખળભળાટ મચ્યો આગલી રાત્રે સમારંભ વખતે જે લોકો હાજર હતા તેમની પાસેથી બાતમી મેળવવા વર્તમાનપત્રોના બાતમીદારોએ દોડાદોડ શરૂ કરી ખુદ લંડન શહેરમા આવુ સાહસિક કૃત્ય કરનાર હિંદી કોણ છે તે બાબતની લોકોની જિજ્ઞાસા પૂરી કરવા હિંદી આરોપીની માહિતી મેળવવાના પ્રયત્ન શરૂ થયા તે વખતે સુરેન્દ્ર નાથ બેનરજીને વર્તમાનપત્રવાળાઓએ કેવી રીતે હેરાન કર્યા તે બાબતની હકીકત સબંધમા ' A Nation in Making " નામના સુરેન્દ્રબાબુના આત્મચરિત્રાત્મક ગ્રંથમા તેમણે વર્ણન કર્યું છે હિંદી મગરૂરી ગૃહસ્થ ન હોવા જોઈએ એવો જવાબ સુરેન્દ્રબાબુ આપતા આ દિવસે બપોરે મદનલાલજીને વેસ્ટ મિનિસ્ટર કોર્ટમા રજૂ કરવામા આવ્યા આરોપીના પાંજરામા જ્યારે મદનલાલજી ઊભા રહ્યા તે વખતે તે અત્યંત શાન્ત જણાતા હતા ગજવામા હાથ ઘાલી રોફમા ઊભા રહેનાર મદનલાલજીની ગંભીર મુખમુદ્રા જોઈ આ પ્રસગે આગલી રાત્રે ખૂન કર્યું છે તે વાત ઉપર કોઈનો વિશ્વાસ પણ ન રહે નિકોલસ નામના કોન્સ્ટેબલને બધી હકીકત કહી અને બે જણના ખૂન કર્યાના આરોપ આ ગૃહસ્થ ઉપર છે એમ તેને જ્યારે કહ્યું ત્યારે મદનલાલજીએ

કેવળ સ્મિત કર્યું. કોન્સ્ટેબલને કંઈ પણ સવાલ વિગેરે પૂછવાની ખોળજગામાં નહિ પડતાં તેમણે કહ્યું કે, ડાકટર લાલકાકાનું મેં જાણીબુજીને ખૂન કર્યું નથી, એટલુંજ મારે કહેવાનું છે. મારે અને ડાકટરને ઓળખાણ પણ ન હતી. મને પકડવા માટે તે આગળ આવ્યા એટલે આત્મસંરક્ષણ સારૂ મે એમના ઉપર ગોળી છોડી. મદનલાલજીને એક અઠવાડિયા સુધી કાચી કેદમાં રાખવાનો કોર્ટે હુકમ કર્યો. મદનલાલજીને કોર્ટમાં ઉભા કર્યા તે પહેલાં ડેપર નામના છુપી પોલીસ ખાતાના ઇન્સપેકટરે તેમના નિવાસ-સ્થાનની ઝડતી લીધી હતી. મદનલાલજીના ગજવામાં એક લખાણ જડી આવ્યાનો ઉલ્લેખ પ્રથમ કરવામાં આવેલો છે જ. તે કાગળની એક પ્રત ડેપરને મળી આવી તે પણ પોલીસના સખ્ત જાપ્તામાં મૂકવામાં આવી

કર્ઝન વાયલીના ખૂનની હકીકત જેમજેમ અંગ્રેજ સ્ત્રીપુરુષોને મળતા ગઈ તેમતેમ તે હિન્દી વિદ્યાર્થીઓ ઉપર વધારે ગુસ્સે થવા લાગ્યા. ઇન્ડીયા હાઉસ અને સાવરકરનું નામ સર્વતોમુખ થઈ ગયેલું હોવાથી કેટલાક પ્રક્ષુબ્ધ લોકો સાવરકરની શોધ કરવા માટે બિપિનચંદ્ર પાલને ત્યાં આવ્યા. બિપિનચંદ્ર પાલે જાહેર કરી દીધું કે પૈસા આપી વસ્તિગૃહમાં સાવરકર મારે ત્યાં રહે છે એ સિવાય તેમની સાથે મારો કોઈ પણ જાતનો વિશેષ સંબંધ કે ઓળખાણ નથી.

બનેલ બનાવ માટે લોકોની દોડાદોડ શરૂ થઈ. મદનલાલજીના પિતા-શ્રીએ મિન્ટો સાહેબને તાર કરી પોતાના દીકરાના વર્તન બદલ નાપસંદગી જાહેર કરી અને થયેલા ખૂન માટે દુઃખ પ્રદર્શિત કર્યું. દિનાંક બે જુલાઈના રોજ ઇંગ્લંડના મુખ્ય પ્રધાન એસ્કિવથે પાર્લામેન્ટમાં એક ભાષણ કર્યું તે વખતે તેમણે બિઆ પ્રકરણનો એકાદ કાવત્રા સાથે સંબંધ હોવો જોઇએ એવું વિધાન કરેલું. દિનાંક ત્રણના રોજ ન્યૂ રિફોર્મ કલબમાં લંડનમાંના હિન્દી લોકોની નિષેધ પ્રદર્શિત કરવા એક સભા ભરાઇ. સુરેન્દ્રબાબુ સભાધિ-પતિ હતા. સાવરકર અને તેમની સાથેના વિદ્યાર્થીઓ પણ સભામાં હાજર હતા એવું સુરેન્દ્રબાબુના આત્મવૃત્તાંતમાં લખ્યું છે. સાવરકર પોતે તે સભામાં હાજર ન હતા પરંતુ તેમણે પોતાના સાક્ષીદારોને સભામાં મોકલ્યા હતાં. સુરેન્દ્રબાબુએ બનેલ બનાવ માટે નાપસંદગી જાહેર કરી પણ કાવત્રા માટે જે વિચારો મુખ્ય પ્રધાને જાહેર કરેલા તેના ઉપર તેમણે સખ્ત ટીકા કરી આ સભામાં કે. બિપિનચંદ્ર પાલ હાજર હતા તેમણે પણ ભાષણ કર્યું.

[illegible] ની રોજ [illegible] સાથે [illegible] કેમ તે વાત હજી નક્કી નથી. માટે તે બાબત કોઈએ પણ કંઈ મત જાહેર કરવો નહિ. વધારામાં તેમણે કહ્યું કે ભારતમાતાની રાષ્ટ્રીય ચળવળ સાથે આ ખૂનનો સંબંધ જોડી દેવાની કોશિશ કરાશે તો તે બાબતનો નિષેધ કરવાની ખાસ આવશ્યકતા રહેશે.

લોકમાન્ય ટિળકને થયેલ શિક્ષા વિરૂદ્ધ અપીલ કરવા સારૂ આવેલ શ્રીયુત દાદાસાહેબ ખાપરડે હજી લંડનમાંજ હતા. શ્રીયુત પારેખના ઠરાવને અનુમોદન આપતા દાદા સાહેબે આ સભામાં એક સારું ભાષણ કર્યું. તે નીચે મુજબ છે. આ ભાષણમાંના દરેક શબ્દનું બારીકાઈથી અવલોકન કરીએ અને વાપરેલા શબ્દથી થનાર સૂચન તરફ લક્ષ રાખીએ તો આ ભાષણનું રહસ્ય સમજી શકાશે. દાદાસાહેબે કહ્યું કે...

Those who have made a study of natural history know that of the 800 classes of crawling things which bear likeness to snakes, only two are poisonous. The rest are really harmless and innocent Yet, whenever anyone sees a snake, the natural impulse is to beat it and if possible, to kill it. Unfortunately Indians are in a similar position. They would be blamed as a body for the mad act of a mad man. Even the Prime Minister, a keen lawyer as he is, has fallen into that error.

જીવસૃષ્ટિનો અભ્યાસ કરનારાઓ જાણે છે કે પેટ પર ચાલનારાં પ્રાણીઓની આઠસો જાતિ છે. પણ તેમાંની બે જ જાત વિષારી હોય છે અને બાકીની બધી નિરુપદ્રવી હોય છે. એમ છતાં સરકનાર કોઈ પણ પ્રાણી જણાય તો તેમને મારવા દરેક જણ તૈયાર થાય છે. અભાગી ભારતની પણ તેવીજ સ્થિતિ છે. એકાદ ગાંડા માણસના ગાંડા કૃત્યને માટે ભારતીયોને સામુદાયિક રીતે વખોડી કાઢવામાં આવે છે. ઇંગ્લાંડના મુખ્ય પ્રધાન બુદ્ધિવાન વકીલ છે છતાં તે પણ આ ભૂલ કરી રહ્યા છે.

સોમવાર દિનાંક ૫–૭–૧૯૦૯ ના રોજ કર્ઝન વાયલી અને લાલકાકાના શબની કોરોનર કોર્ટમાં તપાસણી થઈ. કાચી કેદમાંના મદનલાલજીને

જો હાજર રહેવું હોત તો તે આ વખતે હાજર રહી શકત, પણ હાજર રહેવા તેમણે ના પાડી. આ ચોકસી વખતે એક નવીન જ હકીકત એક સાક્ષીની જુબાનીમાં જણાઈ આવી. દિનાંક ૬ ના રોજ મદનલાલજી જ્યારે વિક્ટન સ્ટ્રીટ પોલીસ સ્ટેશનમાં હતા ત્યારે ત્યાંના ઇન્સ્પેક્ટર ચાર્લ્સ નામે તેમને પૂછેલું કે, તમારા શેષ ભાઈબંધને કંઈ સન્દેશો વિગેરે મોકલવો છે ? આ પ્રશ્નનું રહસ્ય મદનલાલજી તરત સમજ્યા અને તેમણે શાન્તિથી કહ્યું કે તેની ખાસ જરૂર મને જણાતી નથી. હળવે હળવે બધી હકીકત તે લોકો જાણશે. આ ઉપરથી ઇન્સ્પેક્ટરની ખાત્રી થઈ કે મદનલાલજી કોઈ કાચા ગુરૂના ચેલા નથી.

આજ દિને હાઉસ આફ કોમન્સની બેઠકમાં પિંગ્રા બાબત કેટલાક સવાલો પૂછવામાં આવેલા પણ ખૂન સંબંધીની બધી હકીકત ન્યાયની કોર્ટમાં જાહેર થશેજ એવું સરકાર તર્ફે જાહેર કરવામાં આવશેજ. છતાં પણ કેપ્ટન ક્રેમે કહ્યું કે,

"The profound horror which this crime has excited has already receıved universal expression I cannot at this moment make any further statement."

આ ગુનાથી જે ગંભીર સ્વરૂપની ભીતિ ઉત્પન્ન થઇ છે તે બાબતનું વર્ણન આ પત્રેનાં ઘણુંએ કર્યું છે. પણ હાલ મારે કંઇ વધારે કહેવાનું નથી. પંડિત શ્યામજી કૃષ્ણ વર્માએ ઈન્ડીયન સોશિયોલોજીસ્ટ માસિકમાં એવું જાહેર કરેલું કે રાજકીય ખૂનનો ક્ષમ્ય બુદ્ધિથી વિચાર કરવો જોઇએ. એથી પાર્લામેન્ટના ઘણા સભાસદો આ લખાણથી ચિડાઇ ગયા હતા. આ લોકોએ પાર્લામેન્ટમાં એવી સૂચના કરેલી હતી કે આ પત્રનો કંઇ પણ બંદોબસ્ત કરવાની જરૂર છે. પંડિત શ્યામજી કૃષ્ણ વર્માનું લખાણ નીચે મુજબ હતું.

At the risk of alienating the sympathis and good opinion of almost all our old friends and acquaintances we repeat that political assassination is not crime .. All *umprejudiced* men treat political assassins not as criminals *in any way, but often regard them* as benefacters of their race.

અમારા જૂના મિત્રો તેમ-પરિચિત ગૃહસ્થોની સહાનુભુતિ અમારા તરફ રહેશે નહિ એટલુંજ નહિ પણ અમે તેમના રોષને પાત્ર થઇશું એવું અમે જાણીએ છીએ. છતાં રાજકીય ખૂન ગુનો થતો નથી એવું અમે સ્પષ્ટતાથી જાહેર કરીએ છીએ. નિર્વિકાર બુદ્ધિથી વિચાર કરનાર તમામ લોકો રાજકીય ખૂની માણસને ગુનેગાર માનતા નથી પણ તેમને જનતાનું કલ્યાણ ઈચ્છનારા માને છે.

આ જ દિવસે સાંજે કેકસટન હોલમાં નિષેધ માટે સભા ભરવામાં આવેલી તે અનેક દૃષ્ટિથી યાદગાર રહેશે. સભાના અધ્યક્ષ આગાખાન હતા અને ઘણા હિન્દી લોકો સભામાં હાજર હતા. આ સભામાં હાજર રહેવાનું સાવરકર વગેરેએ ઠરાવ્યું હતું. વિદ્યાર્થીઓ પણ મોટા પ્રમાણમાં હાજર હતા. સાવરકર, જ્ઞાનચંદ્ર વર્મા, વ્હી. વ્હી. એસ. અય્યર વ્યાસપીઠના સામેના ભાગમાં જોડેજોડ બેઠા હતા. અને આ લોકોની પછવાડે શ્રીયુત એમ. પી. ટી. આચાર્ય બેઠા હતા. નિષેધ માટેના ઠરાવો થયા તે વખતે મદનલાલજીના નાના ભાઈનો હાથ પકડી થીઓડર મોરીસન નામનાં ઇન્ડીયા કૌન્સીલનો એક સભાસદ વ્યાસપીઠ ઉપર આવ્યો. અને પોતાના ભાઈએ સર કર્ઝન વાયલીનું ખૂન કરી તેમના કુળને કલંક લગાડયું છે વગેરે મોઢે કરાવેલું ભાષણ નાના ધિગ્રાએ કર્યું. આ નાટકથી હિંદી લોકો ઘણા ચિડાઈ ગયા અને સભામાં અશાન્તિ ફેલાઇ. આ બાબતની ચર્ચા આગળ ચલાવીએ તો સભાગૃહમાં અશાન્તિ થશે એવું લાગવાથી અધ્યક્ષે પોતે નિષેધનો ઠરાવ વાંચી બતાવ્યો. એટલે ઘણા હાથ ઊંચા થયા એ જોતાં જ અધ્યક્ષ મહાશય બોલ્યા કે સદરહુ ઠરાવ સર્વાનુમતે મંજુર કરવામાં આવે છે. આ વાક્ય સાંભળતાંજ સાવરકર એકદમ બોલી ઉઠયા કે સદર ઠરાવ સર્વાનુમતે મંજુર થતો નથી પણ આ ઠરાવ વિરુદ્ધ પણ ઘણાના અભિપ્રાય છે. આ ઠરાવનો વિરોધ કરનાર સાવરકર તરફ સૌ જોવા લાગ્યા. સાવરકરનું નામ સભાજનોપૈકી અનેકે આ પહેલા સાંભળ્યું હતું. હવે સાવરકર શું કરશે તે તરફ દરેકનું લક્ષ ખેંચાયું. સદર ઠરાવનો વિરોધ કરતું ભાષણ કરવાની શરૂઆત સાવરકરે કરી. મંચેરજી ભાવનગરી આ ભાષણથી ઘણાજ ચિડાઇ ગયા અને સભા ભેગી કરનાર પૈકી તે હોવાથી તેમને એવું લાગ્યું કે સભા શાન્તિથી પૂરી થશે નહિ. મંચેરજી ભાવનગરી પ્લેટફાર્મ ઉપરથી નીચે કૂદયા અને પકડો પકડો એવી બૂમો મોટેથી પાડવા લાગ્યા. ખુરશીઓની પણ ફેંકાફેંક શરૂ થશે એવો ડર લાગ્યો. સભામાં હિન્દી તરુણ ક્રાન્તિકારો હાજર

છે તેની જાણ સૌ કોઈને હતી તેથી સભામાં હાજર રહેલી અંગ્રેજ બાનુઓને એવું લાગ્યું કે હવે પિસ્તોલો ફૂટશી અને ઘણા અંગ્રેજો મરી જશે તેથી આ સ્ત્રીઓ બરાડા પાડવા લાગી અને બાંકડા નીચે તેમજ ખુરશી નીચે જ્યાં જગ્યા મળે ત્યાં સંતાવા લાગી. પ્રેક્ષકોપૈકી સૌ હોલમાંથી બહાર સરકી જવાનો પ્રયત્ન કરવા લાગ્યા. એટલામાં પામર નામનો એક બેરિસ્ટર સાવરકર ઉપર ધસી આવ્યો અને તેણે સાવરકરની આંખ ઉપર ઘા કર્યો. તો પણ સાવરકરે પોતાનું ભાષણ ચાલુ જ રાખ્યું હતું. સાવરકરને આંખ ઉપર વાગ્યાથી લોહી પુષ્કળ પ્રમાણમાં વહેવા લાગ્યું તે જોઇ ગુસ્સાનું વાતાવરણ નિર્માણ થયું સાવરકર ઉપર આ પ્રમાણે હુમલો કરવામાં આવેલો જોઇ સુરેન્દ્રનાથ બેનરજી પણ ઘણા જ ગુસ્સે થયા અને પોતાનો નિષેધ બતાવવા સભાસ્થાન છોડી ગયા. સાવરકરની પાછળ બેઠેલ શ્રીયુત તીરૂમલાચાર્ય નામના એક સદ્ગૃહસ્થે પોતાની લાકડીનો એક ફટકો પામરના માથા ઉપર માર્યો. એક શીખ વિદ્યાર્થીએ પામરને પકડવાનો ઘણો પ્રયત્ન કર્યો. શ્રીયુત આચાર્યે પિસ્તોલ કાઢી વેર વાળવાની તૈયારી કરેલી. પણ સાવરકરે ઇશારાથી તેવું કરવાની ના પાડી માથા પર મલમપટ્ટી લગાવેલ પામર વ્યાસપીઠ પર આવીને બોલ્યો કે.

" જુઓ, મારા માથામાંના રક્તથી એ સામ્રાજ્યનો બચાવ કર્યો છે " આ પામરના ભેજામાં લોહી પ્રમાણે અક્કલ પણ હોત તો તે સહેજે જાણી શકત કે લાકડીના ફટકાથી તેનું માથું લોહીલુહાણ થયું તે લાકડીની પાછળ સામ્રાજ્યનો કેફ ઉતારી નાંખે તેવી પ્રતિકારશક્તિનો નાશ થાય તેવા પ્રકારની તે કમતાકત પ્રતિકારશક્તિ ન હતી.

પોલીસ સભાસ્થાને દાખલ થઇ પોલીસે થોડો વખત સાવરકરને કબજામાં લીધા. વાતાવરણ શાન્ત થયું. અને સાવરકરને છોડી મુકવામાં આવ્યા ત્યારે તે તેમના મિત્ર સાથે ઘેર જઈ પહોંચ્યા. વધારે તોફાન થવાથી પોલીસ પણ રાજી થઈ. શ્રીયુત આચાર્યે આ સભામાં જે પરાક્રમ બતાવ્યું તે માટે પામર કંઈ કાયદેસર ઇલાજ લેશે કે શું તે બાબતની ચર્ચા સાવરકરના મિત્રમંડળમાં થઇ. પણ સાવરકરે આ બાબત એક યુક્તિ રચી. તેમણે એવું ઠરાવ્યું કે પોતાના વર્તનનું સ્પષ્ટીકરણ કરતો એક પત્ર લખી તે વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ કરવો કે જેથી પામર ફરિયાદ કરતા અટકશે. દિનાંક ૬-૭-૧૯૦૯ ના રોજ સાવરકરે લંડન ટાઈમ્સ જેવા વર્તમાનપત્રમાં નીચે પ્રમાણેનો પત્ર છપાવ્યો...

To

The Editor of the Times,

Sir,

In fairness to me will you kindly insert the following lines in the next issue of your valuable paper?

In reference to the unfortunate incident which happened in the meeting held in Caxton Hall this evning in order to express horror at the murder of Sir Curzon Wyllie, it is to be feared that my attitude would be open to misinterpretation. The fact is that, when the President put the resolution defore the meeting and asked those in favour of the same to raise their hands, he acknowledged the right, in accordance with invatiable practise in all public meetings of everyone who was present to vote according to his choice, The resolution was explained by those who proposed and seconded it, so as to presume the criminality of the man who is accused of having committed the murder. It seemed to me an encroachment upon and as sumption of the authority of the Law Courts to declare a man, who is still under trial, to be a criminal. The man accused of the murder has made no confession. So it seemed to me more just and appropriate to omit the words crime and criminals from the resolution. As the proceedings had aduanced too far to effect this I simply voted against the resolution as it stood and wanted to bring to the notice of the president the fact that the resolution could not be declared as passed unaimously. I was perfectly in my rights as a voter and the only proper way for the president was to count the votes against and for

and declare the result But, some excited spirits forget themselves so much as to shout 'eject him' etc. and even went so far as to threaten me with physical force. I stood perfectly calm, simply asserting my right and without giving the least provocation. In a minmte or two, one man Mr. Palmer by name reached to the place where I was standing and attacked me while I was actually in the act of lexplaing the meaning of my opposition in clear terms, though they were drowned in the cry of the excited few. The man who committed this iwprovoked assault upon one who simply insisted upon either being heard or ejected will scon be brought before the courts. Meanwhile, I hasten to write this letter to you to explain my conduct at the meeting and to prevent any misunderstanding.

140 Sinclair Road,
July 5

I am,
Yours faithfully,
S D. Savarkar.

ટાઇમ્સના સંપાદક સાહેબ,

આપના કીમતી વર્તમાનપત્રમા નીચેનો મજકુર છાપી આપ મારે નિપક્ષપાત બુદ્ધિ વ્યક્ત કરશો. સર કર્ઝન વાયલીના ખૂન માટે નિષેધ પ્રદર્શિત કરવા જે જાહેર સભા આજે કેક્સટન હોલમાં ભરવામાં આવેલી તેમાં કેટલાક અનિચ્છનીય બનાવો બનવા પામ્યા. મારા વર્તનનો ભળતો જ અર્થ કદાપિ મારા દુશ્મનો કરશે એવી શંકા જવાથી ખુલાસો કરવા સારૂં આ પત્ર લખ્યો છે. સભામાં અધ્યક્ષ સાહેબે સદર ઠરાવને જે લોકો અનુકુળ હોય તે લોકોએ હાથ ઉંચા કરવા એવી સૂચના કરેલી. સાર્વજનિક સભામાં હાજર રહેનાર દરેકને પોતાનો મત જાહેર કરવાનો અધિકાર છે તેથીજ અધ્યક્ષ સાહેબે આ સૂચન કરેલું. સદર ઠરાવ મૂકનાર અને તે ઠરાવને ટેકો આપનારાઓએ ઠરાવ મૂકતી વખતે અને અનુમોદન આપતી વખતે ઠરાવનું સ્પષ્ટિકરણ કરતી વખતે એવું જાહેર કર્યું કે જે ગૃહસ્થ ઉપર ખૂન કર્યાનો આરોપ છે તે ગૃહસ્થે ગુનાહીત કૃત્ય કર્યું છે એવું જ

માનીને ચાલવું. જે ગુનાની ચોકસી હાલ ચાલુ છે અને જેનું કામ રીતસર ન્યાયાધીશીમાં ચાલે છે અને જેને ન્યાયની કોર્ટે દોષિત ઠરાવ્યો નથી તેવો માણસ ગુનેગાર છે એવું માનીને ચાલવું તે ન્યાયાધીશના હકકનું અતિક્રમણ છે એવું મને લાગ્યું. આરોપીએ ગુન્હો કબુલ કર્યો નથી તેથી મૂળ ઠરાવમાંના ગુનો ગુનેગાર વિગેરે શબ્દો ખાતલ કરવા જોઇએ એવી મારી માન્યતા હોવાથી તે ઠરાવનો મેં વિરોધ કર્યો. આ ઠરાવનો મેં એકલાએ જ વિરોધ કર્યો. આ વિરોધથી મારે અધ્યક્ષ સાહેબને એવું જ જાહેર કરવાનું હતુ કે આ ઠરાવ સર્વાનુમતે મંજુર થયો છે એવું જાહેર કરી શકાય નહિ. એવું જાહેર કરવાનો મતદાર તરીકે મને સંપૂર્ણ હકક હતો. ઠરાવના લાભમાં અને વિરૂદ્ધમાં કેટલા સભાસદો છે તે નકકી કરી લેવું એટલું જ કામ અધ્યક્ષનું હતું. પણ કેટલાક માણસો તો એટલા બધા ચિડાયા કે પોતાનું દેહભાન ભૂલી જઇ "તેમને હાંકી કાઢો" વગેરે શબ્દો તે ઉચ્ચારવા લાગ્યા એટલું જ નહિ પણ મને મારવાની ધમકીઓ પણ આપવા લાગ્યા. મારો અધિકાર શો છે એવી દલિલો હું શાન્ત ચિત્તે ઊભો રહીને કરતો હતો. એટલામાં પામર નામના એક ગૃહસ્થે મારા પર હુમલો કર્યો. સભામાં ઘણો જ ઘોંઘાટ થવાથી મારું પૂરતું ભાષણ અધ્યક્ષ સાંભળી પણ ના શકયા. મારું ભાષણ પૂરું સાંભળી લો પછી મને બહાર કાઢી મૂકો એવો મેં આગ્રહ ચાલુ રાખ્યો છતાં મારા ઉપર પામરે હુમલો કર્યો. હુમલા કરનાર વિરૂદ્ધ ન્યાયની કોર્ટમાં હું કાયદેસર પગલાં ભરવાનો છું જ. સભામાંનો મારા વર્તનનો ખુલાસો કરવા માટે આ પત્ર તાકીદે પ્રસિદ્ધ કરવા મોકલું છું. મારા વર્તન માટે ગેરસમજ ના ફેલાય અને ક્રોધ ભીલટો અર્થ ન કરી બેસે તે માટે જ આ પત્ર મોકલ્યો છે. માટે આ કાગળ આપના વર્તમાનપત્રમાં છાપવા માટે આપનો પ્રથમથી જ આભાર માનનાર જ.

૧૪૦ સિંકલેઅર રોડ
૫ જુલાઇ

આપનો
વિ. દા. સાવરકર

આ પત્રની ઘણી પત્રિકાઓ તૈયાર કરી શ્રી જ્ઞાનચંદ વર્માએ રાતોરાત જાતે જ ટાઇમ્સ, ડેલીમેલ, ન્યુઝ, ડેલી ટેલીગ્રાફ વગેરે વર્તમાન પત્રોના કાર્યાલયમાં પહોંચાડી દિ. ૬ ને મંગળવારે આ પત્ર ઘણાખરાં વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયો. આ દિવસે આખો દિન વકીલ બેરીસ્ટરોના

મંડળોમા ચર્ચા થઇ હતી, અને આ પત્રમાની સચોટ ટીકાની પ્રસંસા કરી હતી સર મચેરજી ભાવનગરી અને ભાવાનજી દુભેએ આ સભા બોલાવેલી. તેઓને એવો ડર લાગવા માંડયો કે ગુનો સાબીત થતા પહેલા આ સભામાં ધિંગ્રાના કૃત્યને વખોડી કાઢના ઠરાવો થયા છે. તે જો ધિંગ્રા ન્યાયાલયમાં જાહેર કરે, તો પોતાની ફજેતી થશે, માટે ધિંગ્રાએ કાંઇ પણ કહેવુ નહિ એવી વિનતી આ નિર્લજ્જ લોકોએ કરેલી. મૃત્યુને ભેટવા તૈયાર થયેલ થી મદનલાલ આવા પામરો ઊપર ટીકા કરે તે સ્વાભાવિક હતું જ નહિ. પણ આ પત્રની પ્રસિદ્ધિથી શ્રી તીરૂમલાચાર્ય ઉપર પામર ફરિયાદ કરવાના હતા તે મોકુફ રહી. સર હેનરી કોટન, વગેરેએ આ પ્રકરણમા જે ભાષણો કર્યા તેમા ધિંગ્રાના નિષેધ બાટેનો એક શબ્દ પણ ઉચ્ચાર્યો ન હતો આ વાત લક્ષમા રાખવાની છે ગુપ્ત પોલીસના હાથ તરીકે કામ કરનાર તીરૂમલાચાર્યે જે પરાક્રમ આ સભામા કર્યુ હતુ, તેથી તેના સાચા સ્વરૂપનુ દર્શન થવાથી પોલીસખાતાની સતામણીના ડરથી તેમને એક દૂરના બંદરથી જીબ્રાલ્ટર મોકલી દીધા. ધિંગ્રાનો નિષેધ કરતી સભાઓ ઇંગ્લેંડ પ્રમાણે હિંદમા પણ થઇ કેકસ્ટન હોલમા સભા થઇ તેના પહેલાજ દિને ક. ગોખલેએ પુનામા, કર્નલ વાયલીના ખુનનો નિષેધ કર્યો ના. ગોખલેએ ડેકન સભામા આ વાર જે ભાષણ, કર્યુ તેમા તેમણે બે ભયંકર વિધાનો કર્યા.

૧ અત્યાચારનો ઉચ્છેદ કરવા માટે સરકાર જાલીમ હાથે ઉપાયો યોજશે ૨. હિંદમા ઇંગ્લેંડ રહેતા યુવાનો પૈકી ૪૦, ૫૦ વિદ્યાર્થીઓની એક મડળી ક્રાંતીકારક વિચારોની ધૂનમાં મસ્ત બની ગઇ છે. આ મંડળી તમામ સાર્વજનિક કાર્યોમાં પોતાનો પ્રભાવ બતાવ્યા વિના રહેતી નથી. દિ. ૯ ના રોજ પૂનાના નગર વાચન મદિરમા શ્રી ન ચિં. કેળકરના પ્રમુખપણે સભા ભરાઇ અને શ્રી ધિંગ્રાજીના કાર્યને વખોડતો ઠરાવ થયો.

દિ. ૭–૧૦–૧૯૦૯ ના રોજ વેસ્ટ મિનીસ્ટર પોલીસ કોર્ટમાં શ્રી. મદનલાલજીના કેસની પ્રાથમિક ચોકસાઈ થઈ. ફરિયાદ પક્ષ તરફથી સાક્ષી પુરાવો ચાલતો હતો ત્યારે શ્રી મદનલાલજી શાંતિથી કોર્ટમા બેઠા હતા. પોતાના કૃત્યનુ વર્ણન ખૂન શબ્દથી થાય છે, એવું જોતા એકવાર તેમણે વિરોધ દર્શાવ્યો હતો. મદનમોહનસિંહ નામના સાક્ષીની જુબાની વાચી બતાવી ત્યારે શ્રી મદનલાલજીએ કોર્ટને કહ્યું કે, આ પ્રસંગ કેવળ ...

પોતાના ગજવામાંથી મળેલી લેખી હકુમાનીને પોલીસ દાબી દે છે એવું જણાતાં શ્રી ધીંગ્રાએ આ દિને કોર્ટમાં નવું ભાષણ કર્યું.

"I do not want to say anything in defence of myself but simply to prove the justice of my deed. As for myself, no English Law Court has any authority to arrest and detain me in prison or pass sentence of death on me. That is the reason I did not have counsel to defend me,

And I maintain that it is patriotic in an Englishman to fight against the Germans if they were to occupy this country, it is much more justifiable and patriotic in my case to fight against the English. I hold the English people responsible for the murder of eight millions of Indian people in the last 50 years and they are also responsible for taking away Rs.100,000,000 every year from India to this country. I also hold them responsible for the hanging and departation of my patriotic countrymen who did just the same as the English people here are advising their countrymen to do. And the Englishman who goes out to India and gets, say Rs. 100 a month that simply means that he passes a sentence of death on a thousand of my poor countrymen because those thousand people could easily live on this Rs. 100 which the Englishman spends mostly on his frivolities and pleasures

Just as the Germans have no right to occupy this country, so the English people have no right to occupy India; and it is perfectly justifiable on our part to kill the Englishman who is polluting our sacred

kind I am surprised at the terrible hypocrisy, the farce and the mockery of the English people They pose as *the* Champions of *oppressed humanity–the people of the Congo and the people of Rusia–when* there is terrible *oppression* and horrible atrocities committed in India, for example the killing of two millions of people every year and the outraging of our women In case this country is occupied by Germans and an Englishman, not bearing to see Germans walking with the insolence ef conquerors in the streets of London goes and kills one or two Germans and that Englishman is held as a patriot by the people of this country, then certainly I am prepared to work for the emancipation of my Motherland Whatever else *I have to say is in the paper before the Court. I make* this statement not because I *wish* to plead for mercy or anything of that kind I wish that English people should sentence me to death for in that case the vengeance of my countrymen will be all the more keen I put forward this statement to show the just justice of my cause to the outside world and especially to our sympathisers in *America* and Germany

( વ્યક્તિગત બચાવ કરવાને મારે કંઈ પણ જણાવવાનું નથી પણ મારૂં કૃત્ય ન્યાયી છે એ જણાવવા માટેજ હું કેટલીક બાબતો કહેવા માગુ છું મારા માટે મારૂં કહેવું એટલુંજ છે કે મને કેદખાનામાં રાખી દેહાંત દેવાનો અધિકાર કોઈ પણ ન્યાય કોર્ટને નથી અને તેથીજ મે વકીલ રોક્યો નથી

જર્મનીએ ઈંગ્લેંડ પાદાક્રાંત કર્યું હોય તો તે માટે લડનાર અંગ્રેજ દેશાભિમાની ઠરે છે તો અંગ્રેજ વિરૂદ્ધ જે મે લડાઈ શરૂ કરી છે તે વધુ ન્યાયી અને દેશાભિમાની ગણાશે ગયા ૫૦ વર્ષમા ૮ કરોડ હિંદીઓના ખૂન થયા તેના ખૂનની જવાબદારી અંગ્રેજોને શિર છે એવો મારો મત છે

૬૨ વર્ષે અંગ્રેજો હિંદમાંથી ૧૦ કરોડ પૌંડ ખેંચી જાય છે. તે લૂટના લુટારાઓ હું અંગ્રેજોને ગણું છું. અહિંના અંગ્રેજો સ્વાતંત્ર્ય માટેનો જે ઉપદેશ પોતાના લોકોને કરે છે, તેવીજ રીતનો ઉપદેશ મારા દેશબાંધવોએ કર્યો. એથી તેમને ફાંસીને માંચડે લટકાવી દીધા છે અને કેટલાકને દેશનિકાલ કે જેલોમાં પૂરી દીધા છે તેની જવાબદારી પણ અંગ્રેજોને શિર છે. અહીંનો એક અંગ્રેજ હિંદમાં જઈ માસિક ૧૦૦ પૌંડ મેળવી શકે છે. આનો અર્થ એજ થાય છે કે, તે અંગ્રેજ મારા દેશબાંધવોને મૃત્યુના મુખમાં નાંખી દે છે. કારણ કે, આ અંગ્રેજ જે ૧૦૦ પૌંડના પગારથી લહેર કરે છે તે જ ૧૦૦ પૌંડમાં મારા કેટલાક દેશબાંધવો જીવ નિભાવતા હોત. જેમ ઇંગ્લેંડ ઉપર રાજ્ય કરવાનો હક્ક જર્મનીને નથી, તેમ હિંદ ઉપર રાજ્ય કરવાનો હક્ક અંગ્રેજોને નથી અંગ્રેજોએ ઉપર પ્રમાણે અનેક પાતકો કર્યાથી અને અમારી માતૃભૂમીને દૂષિત કર્યાથી અંગ્રેજોને ઠાર કરવા એ બધીજ રીતે યોગ્ય ઠરે છે. અંગ્રેજોએ ચલાવેલા અમાનુષી ઢોંગો અને તેમના તમાસા તેમ વિડંબનો જોનાં મને આશ્ચર્ય ઉપજે છે. કોંગોના લોકો અને રશિયાની જનતાનો પક્ષ કરી મોટી મોટી આઝાદીની વાતો કરતાં અંગ્રેજો સ્વતંત્રતાની ખોટી બડાઈઓ હાંકે એ, તે તેમનો ખોટો ઢોંગ બતાવે છે. પરંતુ એવી સ્વાતન્ત્ર્યતાની બડાઈઓ હાંકવા છતાં મારા દેશ હિંદુસ્તાન ઉપર તો કેવળ ભીષણ હત્યાકાંડજ આરંભ્યો છે. હિંદુસ્તાનમાં દર વર્ષે થતાં ૨૦ લાખ ખૂન અને હિંદી સ્ત્રીઓ ઉપર ગુજરતા અત્યાચારો દાખલા તરીકે આપી શકાય તેમ છે. જર્મનોએ અંગ્રેજોના દેશ જીતી લીધો હોય, અને જીતની ખુમારીથી જર્મનો લંડનના જાહેર રસ્તા ઉપર આનંદથી ફરતા હોય તો તે દૃશ્ય અસહ્ય થઈ પડતાં એકાદ અંગ્રેજ આગળ આવી ૧–૨ જર્મન માણસોનાં ખૂન કરે તો તેને અંગ્રેજો દેશભક્ત ગણશે. હું ખાત્રીપૂર્વક કહું છું કે, આજ ન્યાયે હું મારી માતૃભૂમીની મુક્તિ કાજેજ આ કાર્ય કરવા પ્રેરાયો છું. આ સિવાય મારે જે વધારે કહેવાનું છે તે કોર્ટમાં રજૂ થયેલા પત્રમાં છે, આજે જે મેં કહ્યું છે, તે દયાની યાચના કરવા કહ્યું નથી. અંગ્રેજો દેહાંતની સજા ફરમાવે એવી મારી ઇચ્છા છે. કારણ કે, આમ થશે એટલે મારા દેશબાંધવોની વેરવૃત્તિને વેગ મળશે. મારું આ કથન મેં એટલા માટેજ કોર્ટ સમક્ષ મૂક્યું છે કે બહારની દુનિયા...જર્મની...અમેરીકા જે અમારા હિતચિંતકો છે તેમને અમારો સત્ય પક્ષ જણાય.

શ્રી મદનલાલજીનો આ જવાબ સાથેના તમામ વર્તમાનપત્રોમ પ્રધાનપણે ચર્ચાયો. લંડન શહેરની બીતો અને દુકાનો પર શ્રી. ધિંગ્રાજીનુ નામ લટકી રહ્યું. ધિંગ્રાનો વિલક્ષણ જવાબ. તે ધિંગ્રા કહે છે, કે મારા દેશભાઈઓ મારું વેર જરૂર લેશે. ધિંગ્રા પોતાના બચાવમા કહે છે કે હુ દેશભક્ત છુ. ધિંગ્રા હિંદુસ્થાનની આઝાદી માટે મરે છે વગેરે શિર્ષકો મોટા મોટા અક્ષરોએ લખેલા વર્તમાનપત્રો લંડનમાંજ નહિ પણ આખા ઇંગ્લેંડમાં લટકાતા. ધિંગ્રાજીએ કરેલા પ્રત્યક્ષ ખૂનથી જેટલું વાતાવરણ ગરમ ન બન્યું તેટલું આ જુબાની આપવાથી ગરમ બન્યું.

બેરિસ્ટરની પરીક્ષામા પસાર થતાં શ્રી. સાવરકરને બેરીસ્ટરની ઉપાધિ ન આપવા માટે અંગ્રેજોએ ઘણીજ દખલગીરી કરી હતી. ક્રાંતિવાદી તોફાની હોવાથી ડીગ્રી ન આપવી.

શ્રી મદનલાલજીને જેલમાં રાખ્યા પછી પહેલાંના કેટલાક દિવસ તેમના સાથીઓ તેમને મળી ન શક્યા પછીના દિનોમાં તે રોજ એકએ મિત્રોને મળી શકતા આ મુલાકાત દરમ્યાન બદોબસ્ત બહુજ કડક રહેતો. અંદર પ્રવેશ કરનારની જાતી બહુ જ સખ્તાઈથી લેવામા આવતી અને ધિંગ્રા સાથે કોઈએ હિંદીમા વાતચીત કરવી નહિ એવી તાકીદ કરવામા આવતી અંગ્રેજ પહેરેગીર તદ્દન પાસે ઊભો રહીને જ વાતચીત કરવા દેતો. ધિંગ્રા સાથે હસ્તધૂન ન કરવા કે મીઠાઇ આપવા માટે સખ્ત મનાઇ હતી તા. ૫ મી જુલાઈના દિને શ્રી આનચંદ વર્મા મળવા માટે ગયા તે વખતે બનેલો બનાવ શ્રી વર્માજીએ હિંદીમાં લખી રાખ્યો છે તે નીચે મુજબ છે. વર્માજી લખે છે કે

"મૈં જબ ધિંગ્રા કે પાસ ચોથે યા પાચવે દિન ફિર ગયા તો ધિંગ્રાને મુઝસે પૂછા કિ મૈં તુમારે લિયે ક્યા કર સકતાં હૂ ? મૈંને ઘબરા ઉઠા કી કિ મૈંને ઇસ ખ્યાલ કિયા કે ઇસ સખ્સ કી તો ફાંસી હોનેવાલી હૈ, યહ મુઝે પૂછતા હૈ કિ મૈં તુમારે લિયે ક્યા કરું ? મૈંને ઇસ બાતકા કુછ જવાબ ન દિયા ઔર મૈંને કહા કિ આપને મુઝકો ચારપાચ દિનકે બાદ બુલવાયા થા. ઇસ લિયે મૈં આયા હૂં. ધિંગ્રા મુઝકો જોરસે સેલ્યુટ દેને લગા ઔર કહા કે મૈંને કુરબાની ભારતમાતા કે લિયે કી હૈ."

લંડનના ખાતમીપત્રોમા સાવરકરે મદનલાલજીની આત્મદીપ્તિ ચરિ

જે અનેક વાતો કહી છે તે પ્રસંગો બનતા સુધી આ વખતની મુલાકાતોમાં જ યોજાયા હશે એમ જણાય છે, સાવરકરે લખ્યું છે કે ધિંગ્રા એટલા બધા નિર્ભય અને આનંદી હતા કે, તેમણે મંગાવેલી વસ્તુઓમાં એક અરીસો પણ મંગાવ્યો હતો. મારે ડ્રેસ પહેરવા માટે એક આયનાની જરૂર છે, મારે એક સુંદર અરીસો મોકલી દો. આ પ્રમાણે તેમણે કહેલું. શ્રી મદનલાલજીને એકવાર મળીને ધન્યવાદ દેવાની ઇચ્છા તેમના મનમાં લાંબા સમયથી હતી. આથી દિ. ૨૨ જુલાઇના રોજ તે બ્રિસ્ટન જેલમાં જઈ પોતાના મિત્રને મળ્યા. જે જેલખાનાના અનુભવ ભવિષ્યમાં સાવરકરને અનુભવવાનો હતો તેના શ્રી ગણેશ સાવરકરે આ વખતે જ થવા માંડયા. પોલીસના પહેરા હેઠળ મુલાકાત ગોઠવવાની હોવાથી શ્રી ધિંગ્રાજીને ખુલ્લી રીતે અભિનંદન ન આપી શકાય તેમ જાણી પોતાનો મનોભાવ ધિંગ્રાને કયા પ્રકારે જણાવવો તે નક્કી કરીને સાવરકર આવેલા. હું આપના દર્શન માટે આવ્યો છું. એવું સાવરકરે કહેતાં જ શ્રી ધિંગ્રાજીએ પોતાના ગુરૂનો મનોભાવ જાણી લીધો. શ્રી મદનલાલજીએ જાણ્યું કે નિત્યનો બોલચાલીનો વ્યવહાર ત્યાગીને સાવરકરે આપનાં દર્શન જેવા માનવાચક શબ્દો વાપર્યા હોવાથી પોતાની ગણના દેશભક્ત હુતાત્મા સાથે કરી છે.

આવતી કાલે પોતાને ફાંસીની શિક્ષા ફરમાવવામાં આવનાર છે, તેમ, સાવરકર સાથેની આ લોકમાં ફરીવાર ભેટ અશક્ય છે. તે વાત તેઓ જાણી ચુકયા હતા માટે પોતાની અંતિમ ઇચ્છાઓ કહેવાની તક મદનલાલજીએ ઝડપી લીધી. તેમણે કહ્યું કે મારી ઉત્તરક્રિયા હિંદુ ધર્મ પ્રમાણે જ થાય અને મારા મૃત દેહને કોઈ અહિંદુ કે અન્ય ભાઈ સ્પર્શ ન કરે એવી ઇચ્છા દર્શાવી કોઈ બ્રાહ્મણે મારા શબને મંત્રદાહ દેવો. આ તેમની દ્વિતીય ઇચ્છા હતી. તેમણે છેવટની ઇચ્છા દર્શાવી કે, મારી ઓરડીમાંથી મારાં શ્રુમડાંસતાં પુસ્તકો તેમજ અન્ય વસ્તુઓની હરરાજી કરતાં જે દ્રવ્ય ઉપજે તે લંડનમાંના યુવાનોએ ચલાવેલા રાષ્ટ્રીય ફંડમાં આપી દેવું.

થિયોડર મોરીસન જેવા, એક પારકા માણસની ઝડે ચડી પોતાના સગા નાના ભાઇએ કેકસ્ટન હોલમાંની જાહેર સભામાં શ્રી મદનલાલજીના કૃત્યનો વિરોધ કર્યો હતો. આ વાતથી મદનલાલજી એટલા બધા ગુસ્સે થયા હતા, કે નાના ભાઇએ અનેકવાર માફી માગવા છતાં પણ તેમને મુલાકાત પણ આપવા સાફ ના પાડી હતો.

દિ ૨૩ જુનાઇને શુક્રવારે શ્રી ધિંગ્રા ઉપરનો કેસ ચાલ્યો, તે વખતે કોર્ટ બહાર વિદ્યાર્થી વગેરે મળીને ૧૦૦ જેટના હિંદીઓ ઉભા હતા ધિંગ્રા આરોપીના પિંજરમા ધૈર્યથી અને બેશીકરાઇથી વર્તતા હતા. તોહમતનામુ ફરમાવ્યા બાદ આરોપી ગુનો કબુલ કરે છે કે નહિ તે બાબતમા તેમને પુછતા શ્રી ધિંગ્રાએ કહ્યુ કે

' તહોમતનામાના શબ્દો મને જરાય લાગુ પડતા નથી. મારુ કૃત્ય કેવળ દેશભક્તિનુ જ છે માટે તે કૃત્ય યોગ્ય જ હતુ મારે જે કાંઈ કહેવાનુ છે તે મે મારા જવાબમા જણાવ્યુ છે તે મારો લેખી જવાબ આપની પાસે છે એમ હુ માનુ છુ હાલમા તમારે બીજુ કાંઈ કહેવાનુ નથી વળી માત્ર ગુનો કબુલ છે કે નહિ એટલુ જ જણાવવાનુ છે ત્યારે મદનલાલજી એ કહ્યુ કે મારી માન્યતા પ્રમાણે હુ નિર્દોષ છુ મારુ તમામ કથન મારા જવાબમા કહેલું છે ન્યાયાધિશીએ શ્રી ધિંગ્રાને બેસવા સુચવ્યુ ત્યારબાદ ફરિયાદ પક્ષનુ કથન સાંભળવામા આવ્યુ. પછી ન્યાયમૂર્તિ અને મદનલાલ વચ્ચે નીચે પ્રમાણે વાર્તાલાપ ચાલ્યો

ન્યાયમૂર્તી— તમારે કાંઈ સાક્ષીપુરાવો આપવો છે તમારે કાંઈ વધારે કહેવુ છે ?

શ્રી મદનલાલ— મારે કાંઈ કહેવુ છે મે કરેલુ કૃત્ય કબુલ કરુ છુ બધાજ સાક્ષીપુરાવા સાચા છે મારો જવાબ વચી સાંભળવાની મારી ઈચ્છા છે

ન્યાયમૂર્તી— પોલીસ કોર્ટમાંનો તમારો જવાબ વાચી સાંભળવાની તમારી ઈચ્છા છે, ખરી ?

શ્રી મદનલાલ— હા

— લેખી જવાબ વાચવામા આવ્યાબાદ —

ન્યાયમૂર્તી— તમારી ઇચ્છા કાંઈ સાક્ષી પુરાવા આપવાની છે

શ્રી મદનલાલ— મારો લેખી જવાબ વાચી બતાવવો એવી મારી ઈચ્છા છે

ન્યાયમૂર્તી— વધારે કાંઈ કહેવુ છે ?

શ્રી મદનલાલ— ફુલ્સકેપ કાગળ ઉપર લખેલો વધારેનો મારો જવાબ છે

ન્યાયમૂર્તી— તમારે વધારેનુ કહેવુ હોય તો તમારે જાતે જ કહેવુ પડશે

શ્રી મદનલાલ— તમારી વાત સાચી છે, પણ મને યાદ આવતું નથીને.

ન્યાયમૂર્તી— તમારે જ્યુરીને કાંઇ કહેવું હોય તો કહો.

શ્રી મદનલાલ— મારા ગજવામાં જે બીજા કાગળપત્રો હતા તેમાં આનો પણ એક જવાબ હતો

ન્યાયમૂર્તી— તમારા ગજવામાં શું શું હતું તે જોવાની જરૂર મને તો જણાતી નથી. તમે આ પત્રમાં શું લખેલું હતું તે જાણવાની હમોને જરૂર નથી. જ્યુરીને કહેવાનું હોય તે હમણાજ તમારે કહેવું જોઇએ તમારે કહેવું હોય તે કહો.

શ્રી મદનલાલ—– ના.

જ્યુરીએ એક અવાજે શ્રી મદનલાલને દોષિત ઠરાવ્યા જ્યુરીએ પોતાનો નિર્ણય જણાવતા શ્રી મદનલાલજીએ નીચે પ્રમાણે ઉદ્‌ગારો કાઢ્યા આ ન્યાયાધિશીની સત્તા કે હુકમ માનવા હું બીલકુલ તૈયાર નથી આ વાત મે અનેકવાર જણાવેલા છે તમો ધારો તે કરી શકો છો. તમો ફાંસીની કે ગમે તે શિક્ષા ફરમાવો તેની મને પરવા નથી પણ એટલું જરૂર યાદ રાખજો કે એક વખત હમારો એવો પણ આવશે કે જ્યારે હમો સર્વ સત્તાધીશ હોઇશું ત્યારે હમો પણ હમારી ઇચ્છા પ્રમાણે વર્તવા ચૂકીશું નહિ, આથી વધુ કહેવાની મારી ઇચ્છા નથી.

આવા ભાષણનો ઉપયોગ ન્યાય કે બચાવમાં થવાનો ન હતો. માટે ન્યાયાધિશીએ દેહાંત દંડ કરવાના રુપે પોતાના માથે કાળી ટોપી ચઢાવી. તે વખતે ન્યાયાધિશે કહ્યુ કે, મદનલાલ ધિંગ્રા, મારા કહેવાનું પરિણામ તમારા ઉપર કાંઇ જ થવાનું નથી તે હું જાણું છું. ખૂનનો આરોપ તમારા વિરૂદ્ધ સાબિત માનવામાં આવતાં તમોને ફાંસીની શિક્ષા ફરમાવવામાં આવે છે. ત્યારબાદ ધર્માધિકારીઓએ ઠરેલા ધોરણ મુજબ " પરમેશ્વર તમોને માફ કરે " એવો મંત્ર ઉચ્ચાર્યો એટલામાજ શ્રી મદનલાલજી એકદમ પાંજરામા ઉભા થઇ હિંદી પદ્ધતિથી ન્યાયમૂર્તીને પ્રણામ કરી બોલ્યા કે, ' હું આપનો ઘણોજ આભારી છું. મારી માતૃભૂમિનું બલિદાન બનવાનું માન મને મળ્યું માટે મને અભિમાન ઉત્પન્ન થાય છે " એ આટલું બોલી પોતાની સાથેના ત્રણ પહેરેગીરો સાથે હસતા મોએ શ્રી મદનલાલજી ચાલ્યા આ

ફાંસીની, સજામાંથી મુક્ત કરી દેશનિકાલની સજા કરવાના પ્રયત્નો 'રિવ્યુ ઑફ રિવ્યુઝ'ના સંપાદક સ્ટેડ સાહેબે કર્યા. શ્રી મદનલાલજીના મિત્રોએ એક જુદી જ ખટપટ શરૂ કરી હતી. મદનલાલજીના ગજવાના લેખી જવાબને દાબી દેવાની પોલીસે ઘણી ધમાલ કરી છતાં તે જવાબ ડેલી કોટમાં દિ. ૨૩-૭-૧૯૦૯ના રોજ વંચાઇ જશે અને તેની પ્રસિદ્ધ આખા જગતમાં થશે એવી તેમની માન્યતા હતી પણ મદનલાલજીના ન્યાયાધિશે મદનલાલના આગ્રહ પ્રત્યે દુર્લક્ષ કરતાં આ મિત્રમંડળને દુ:ખ થયું.

શ્રી મદનલાલજીએ જે જવાબ લખ્યો છે, એવું સિદ્ધ કરવા માટે જેની નકલ તેમના ગજવામાં રાખવામાં આવેલી તેવી જ બીજી નકલ તેમની પેટીમાં પણ મૂકવામાં આવેલી. આ બન્ને નકલો પોલીસને જડતીમાં હાથ લાગતાં પોલીસ આનંદમાં આવી ગયેલી કે, આ બન્ને નકલો આપણે હાથ કરી પરંતુ તા ૧૦ જુલાઈના રોજ મદનલાલજીનો કોર્ટમાં જે જવાબ થયો તે જવાબ અને પોલીસના હાથમાં રહેલો લેખી જવાબ બન્ને જુદા જ સ્વરૂપના છે એવી ખાત્રી પોલીસને થઈ ચૂકી. આથી તેઓને એમ માલુમ પડ્યું કે પોલીસોના હાથમાં તો માત્ર નકલો જ છે, અસલ તો અન્ય માણસ પાસે જ છે આથી આવી અસલ કોપી કયાં ને. અને કોણે લખી હશે તે વાતો પોલીસ ચર્ચવા લાગી શ્રી જ્ઞાનચંદ વર્માએ લખેલી નોંધ ઉપરથી જણાય છે કે, તા. ૨૯-૭-૧૯૦૯ એટલે મદનલાલજીને ફાંસીની શિક્ષા ફરમાવ્યા પછી ૬ દિવસે સાવરકર બ્રાયટન ગયા પછી 'ચ્યાલેંજ' (Challenge) ના નામથી શ્રી મદનલાલજીના લેખી જવાબની પ્રસિદ્ધિ માટે યોજના વિચારવા શ્રી વર્માને સાવરકરે બ્રાયટન બોલાવી લીધા. પેરિસ જઇ 'ચ્યાલેંજ'ના નામથી પત્રિકાઓ છપાવી લાવવાનું શ્રી વર્માએ સ્વીકાર્યું. શ્રી વર્મા આ કામ કરી લાવશે એવો સાવરકરને વિશ્વાસ હતો. આ લેખી જવાબની પ્રતો અમેરિકા, જર્મનિ વગેરે દેશોમાં પ્રસિદ્ધ કરવાની નિશ્ચિત વ્યવસ્થા પણ થઇ. પરંતુ ચિંતા એટલી જ હતી કે તા ૧૭ મી ઑગસ્ટે શ્રી મદનલાલજીને ફાંસી દેતા પહેલાં તેઓ આ વાંચી શકશે કે નહિ શ્રી વર્માજીએ અત્યંત ખટપટ કરી 'ડેલી ન્યૂઝ' દૈનિકના સહતંત્રીને હાથમાં લઇ પોતાનું કામ કાઢી લીધું. અને તા. ૧૬ ઑગસ્ટ એટલે મદનલાલજીને ફાંસી દેવાના પહેલાં ૨૮-૩૦ કલાકે આ પત્રિકા છપાણી. આથી પોલીસ અને અંગ્રેજો ખરેખર બાઘા જેવા બની ગયા. વર્તમાનપત્રના સંપાદકને પણ ખબર ન પડી

કે આ વાત કયા પ્રકારે બની. તેથી તે ઘણો જ ગુંચવાઈ ગયો. આટલો ખળભળાટ મચાવી દેનારી પત્રિકા તે નીચે પ્રમાણે હતી.

## CHALLENGE.

I admit, the other day, I attempted to shed English blood as an humble revenge for the inhuman hangings and deportations of patriotic Indian youths. In this attempt I consulted none but my own conscience, with none but my own duty.

I believe that a nation held in bondage with the help of foreign bayonets is in a perpetual state of war. Since open battle is rendered impossible to a disarmed race, I attacked by surprise; since guns were denied to me I drew forth my pistol and fired.

As a Hindu, I feel that a wrong done to my country is an insult to God Poor in health and intelect, a son like myself has nothing else to offer to the Mother but his own blood and so I have sacrificed the same on her altar. Her cause is the cause of Shri Ram Her services are the services of ( shri ) Krishna. This war of independence will continue between India and England so long as the Hindu and the English races last ( if this present unnatural relation does not cease )

The only lesson required in India at present is to learn how to die and the only way to teach it is by dying ourselves. Therefore I die and glory in my martyrdom My only prayer to God is; may I be re-born of the same Mother and I may & re-die in the same sacred cause till the cause is successful and should

stand free for the Good of humanity and the glory of God.

આહ્‌વાન...પરમ દિને એક અંગ્રેજનું મેં રક્ત વહેવડાવ્યું તે મારે માન્ય છે દેશાભિમાની હિંદી યુવાનોને નિર્દય રીતે ફાંસી ઉપર લટકાવવામાં આવ્યા. અને કેટલાકને દેશનિકાલની સખ્ત ફરમાવવામાં આવેલી તેનું જગાફેર લેવાની વૃત્તિથી મેં આ કૃત્ય કર્યું છે. મારી સદ્‌મનવૃત્તિને જે યોગ્ય જણાયું તે મે કર્યું છે આમાં મેં કોઇની સલાહ લીધી નથી. કે સામેલગીરી કરવા દીધી નથી.

પરદેશીઓ શસ્ત્રાસ્ત્રથી ભલે ગુલામીમાં જકડી રાખે છતાંય તે ગુલામ રાષ્ટ્ર લડાયક જ રહેવાનું. નિ:શસ્ત્ર પ્રજા ઉઘાડેછોગે લડાઇ લડવા મેદાનમાં ન આવી શકે તેથી જ મેં આવી તક શોધીને ગુપ્ત હલ્લો કર્યો. અને તોપો ફોડવાની પરવાનગી ન હતી એથી જ મેં આવી ક્ષુદ્ર પિસ્તોલનો ઉપયોગ કર્યો નહિ હોતતો હું તોપથી જ ઉડાવી મૂકત.

હિંદી તરીકે મારી એવી ભાવના છે, કે મારી માતૃભૂમિનું અપમાન એટલે માગ પરમેશ્વરનું અપમાન છે મારા જેવા કમજોર અને થોડી બુદ્ધિના ભારતપુત્ર પાસે મારી માતૃભૂમિની વેદી ઉપર અર્પણ કરૂં છું. મારી માતૃભૂમિનો પક્ષ શ્રી અયોધ્યાપતિ રાઘવેન્દ્રનો પક્ષ છે મારી માતૃભૂમિની સેવા એટલે ભગવાન શ્રીકૃષ્ણની સેવા છે. હિંદુવંશ અને મારા ઇંગ્લીશવંશ આ બે વંશો જ્યાં સુધી હયાત રહેશે ત્યાં સુધી ભારતખંડ અને ઇંગ્લંડ વચ્ચે શરૂ થયેલો આ સ્વતંત્ર સંગ્રામ ચાલુ રહેશે આ બે દેશોનો અંત અસ્વાભાવિક સંબંધો બંધ પડી લડાઇનો અંત આવે તો પણ કોને ખબર છે ?

આત્મબલિદાન કેવી રીતે કરવું તેજ હવે હિંદુસ્થાનને ભણાવવાનું હતું. પોતાની જાતનું બલિદાન કર્મને છૂટા થવું આ રીત શિક્ષણ આપવાની સારામાં સારી છે આ વાત મારી ધ્યાનમાં આવતાંજ હું મારા પ્રાણનું બલિદાન કરૂં છુ. પરમેશ્વરના ચરણોમાં મારી એટલીજ પ્રાર્થના છે કે આ ભારતભૂમિના પુત્ર તરીકે જ મારો પૂનર્જન્મ થાય, અને આજ પવિત્ર કાર્યમાં મારૂં બલિદાન દેવાય. પરમેશ્વરને પ્રાર્થના કરૂં છું કે ભારતીય

સ્વાતંત્ર્યનો પક્ષ વિજેતા બની માનવ જાતીનુ કલ્યાણ, અને ઇશ્વરનો વૈભવ પોકારતુ આઝાદ હિંદ જગતમાં આત્મ તેજથી ઝળકતા સુધી મારા પુનર્જન્મની પરંપરા ચાલુ રહે. વંદેમાતરમ્

' ડેલી ન્યુઝ 'મા ધિંગ્રાનો આ જવાબ પ્રસિદ્ધ થતા જ ઇંગ્લંડના સરકારી અમલદારોમા ઘણી જ ધાંધલ શરૂ થઇ લંડનની પોલીસમાં જે ધમાલ થઇ ન્તુ વર્ણન લંડનના માતમીપત્રોએ કરેલુ તે આ પુસ્તકમા પોતે સંઘરકરે જ આ હકીકત લખી છે તે નીચે પ્રમાણે છે પોલીસની તિજોરીમા દાબી ગયેલ આ એક દસ્તાવેજની ચોરી થઇ હિંદુએ તે છાપી પ્રસિદ્ધ કર્યો તેનો હજારો પ્રતો રસ્તામા હાથોહાથ વહેંચવામા આવી પોટીમો તો ઘણા શરમાઇ ગયા પોલીસની તિજોરાગાની પ્રત તો એમને એમ પડી રહી છતાં આ બીજી પ્રત કયાંથી મળી આવી એવી અનેક શંકા ઉપસ્થિત થઇ, બ્રિટિશ તુરંગમાના કોઈ ગોરો અધિકારી હિંદી લોકોને મળી ના ગયો હોય એવુ થયા સિવાય આ જવાબની બીજાને શી રીતે જાણ થઈ? કેટલાક કહે પ્રપંચ કાવત્રુ ના હોવુ જોઇએ પણ ધિંગ્રાજી જ્યારે તુરંગમા હતા તે વખતે કાગળની જે આપ લે થતી હતી તે વખતે આ પ્રત છુપાવી બહાર કાઢી હોય આ પ્રમાણે આ પ્રત માટે ધાંધલ ચાલી રહ્યુ છે.

'ડેલી ન્યુઝ'મા પ્રસિદ્ધ થયેલુ ધિંગ્રાનુ' આહ્વાન ધિંગ્રાનુ નથી એવુ' જો પોલીસનુ કહેવુ હોય તો ધિંગ્રાનો અસલ જવાબ પોલીસે પ્રસિદ્ધ કરવો જોઇએ એવો પ્રત્યુત્તર ' ડેલી મીરર ' આપ્યાથી તો પોલીસ ઘણીજ વિચિત્ર સ્થિતિમા મુકાઇ ગઇ તા. ૨૦–૮–૧૯૦૯ ના 'લંડન ટાઇમ્સ'ના અંકમા આ બાબતની નીચે પ્રમાણે હકીકત પ્રસિદ્ધ થઇ છે.

There is every reason to believe that Dhingra did not compose the statement but that it was composed by those who egged him on to commit murder. The statement found in Dhingra's room was at once taken possession of by the police, it remains in their possession and it has been shown to none outside the official circle. Yet none the less, copies of the statement have been given to various persons and to one

newspaper These circumstances it is pointed out afford proof that the statement found in Dhingra's room was the copy of a document, the original of which is in the hands of the others Moreover, the style of the composition of the statement is unlike the style of Dhingra's statement before the Magistrate Copies of the document it is stated, have been received by some persons in this country from Paris

‘ આ જવાબ પોતે ધિંગ્રાએ લખ્યો જ ન હોય જે લોકોએ તેમને ખૂન કરવા ઉશ્કેર્યા હોય તેવા એ જ આ કાગળ લખ્યો હોય એવું માનવા કારણ મળે છે ધિંગ્રાની ઓરડીમાં જે જવાબ પોલીસને મળી આવ્યો તે તુર્ત પોલીસે કબજામાં લીધો અને તે કાગળ હજી તેમના કબજામાંજ છે અને સરકારી અમલદારો સિવાય કોઇને પણ આ કાગળ હજુ સુધી બતાવવામાં આવ્યો નથી. છતાં આ પત્રની નકલો કેટલાક ઇસમોને અને વર્તમાનપત્રોને આપવામાં આવેલી છે ધિંગ્રાની ઓરડીમાં મળેલો જવાબ અસલ નહિ પણ તે નકલ હોવી જોઇએ અને જે અસલ ઉપરથી આ નકલ કરવામાં આવેલી તે અસલ કાગળ બીજા કોઇના હાથમાં રહી જવા પામ્યો હોય એવું આ તમામ હકીકત ઉપરથી સાબિત થાય છે આ સિવાય પણ એક મુદ્દો મહત્વનો છે ધિંગ્રાએ મેજીસ્ટ્રેટ કોર્ટમાં જે જવાબ આપ્યો તેની ભાષા અને હાલ પ્રસિદ્ધ કરવામાં આવેલા જવાબની ભાષામાં કોઇપણ રીતે સામ્ય નથી એટલુંજ નહિ પણ ઘણી ભિન્નતા છે ઇંગ્લંડના કેટલાક લોકો તરફ આ જુવાનીની પ્રતો પેરિસથી આવેલી હોય એવું સંભળાય છે

ઉપર લખેલા લેખના વિચારો ઉપર ટીકા કરવાનું કામ તુર્ત બાજુપર મૂકી આપણે હવે એક પવિત્ર અને મહાન કાર્ય માટે પેન્ટેનવિલના જેલમાં નજર કરીશું તા ૧૭ આગસ્ટ મંગળવારનો દિવસ હતો મદનલાલજીને દેહાંતની શિક્ષા ફરમાવવામાં આવેલી તેની આજે અમલબજાવણી થવાની હતી તેથી સવારે તુરંગમાં ઘણી ગરબડ મચી રહેલી આખી રાત્રે નિદ્રા દેવીના ખોળામાં સંપૂર્ણ રીતે ઉંઘનાર મદનલાલજી જાગ્યા અને ઉત્તમ પ્રકારનો પોશાક પહેરી પોતાના પરલોકના પ્રવાસ

માટે તૈયાર થયા. મદનલાલજીને ટૂંક સમયમાં જ ફાંસી દેવામાં આવશે તેથી તેમના દેશબંધુઓ દુઃખી થઇ અંતઃકરણથી, તે બહાર આંટા મારતા હતા મદનલાલજીના વર્તનનું જેના ઉપર કાંઇ પરિણામ થયેલું તેમાં બમો-ત્રણસો અંગ્રેજો પણ આતુરતાથી તુરંગ બહાર ઉભા હતા. સવારનો નાસ્તો કેદીઓને આપવામાં આવ્યો. મદનલાલજીએ પણ તેજ ખોરાક શાન્તિથી ખાધો. નવના ટકોરા પડયા. એટલે ઘંટના અવાજ થવા લાગ્યા. ખ્રિસ્તી ધર્મનો એક ઉપદેશક મદનલાલજી પાસે આવ્યો, પણ હિંદુત્વનું આખર સુધી અભિમાન ધરાવનાર મદનલાલજીએ તેનો એક પણ શબ્દ સાંભળવા ખુશી બતાવી નહિ. તે હિંદુ તરીકે જ મરવા ખુશી હતા. જુઓ આ વધસ્તંભ તરફ નીકળ્યા ! તેમનો ઉંચો ઉન્નત શીર્ષ ભાગ તેમના ઉદાર મનની સાક્ષી દેતો હતો. તેમનું મન તદન શાંત હતું અને તે ગંભીરતાથી પગલાં ભરતાં તે જુઓ મદનલાલજી વધસ્થંભ ઉપર ચઢે છે. અદશ્ય એવી કિર્તીવધુ સિવાય કોઈ પણ પ્રકારની અપેક્ષા ન રાખતા તે ફાંસીના માંચડે ચડવા લાગ્યા બસ પાસમાં તેમનું ગળું ભરાવું અને મદનલાલજી આ નશ્વર દેહ છોડી દેવનોક સિધાવ્યા. જે નાટકની શરૂઆત જાન્યુઆરીમાં શરૂ થઇ ને નાટકનો મુખ્ય ભાગ એક જુલાઇની મધ્યરાત્રે ભજવવામાં આવ્યો. અને તા. ૧૭ આગસ્ટના રોજ સવારે નવ વાગે આ નાટકનો છેવટનો પડદો પડયો.

તા. ૧૭ના રોજ અમેરિકાના પ્રખ્યાત વર્તમાનપત્રોએ મદનલાલજીનું આહ્વાન પ્રસિદ્ધ કર્યું શબ્દોથી જગતની આંખમાં ધૂળ ફેંકનાર ઇંગ્લંડની અમેરિકામાં ઘણી ફજેતી થઇ. આયરિશ જર્મન, ફ્રેન્ચ વગેરે દેશોએ પણ અમેરિકા જેવું કર્યું. અને સર્વત્ર ઇંગ્લંડની નિંદા થવા લાગી.

તા ૨૦-૮-૧૯૦૯ ના 'લંડન ટાઇમ્સ'ના અંકમાંનો જે ઉતારો ઉપર આપ્યો છે તે ઉપરથી 'ટાઇમ્સ'નું મંતવ્ય એવું જણાય છે કે આ ખૂન મદનલાલજીએ પોતાની પ્રેરણાથી નહિ પણ બીજાની ઉશ્કેરણીથી કર્યું હતું. પણ આ માન્યતા તદન ખોટી છે. આવું સાહસ લોકોની ઉશ્કેરણીથી થતું નથી પણ તે સાહસ એ.નારની નિશ્ચયી અને ગંભીર વૃત્તિથી જ થાય છે. મદનલાલજીએ કોર્ટમાં જવાબ આપ્યો તે જવાબ અને Challenge નામથી જે જવાબ પ્રસિદ્ધ થયો તે બન્ને જવાબોની ભાષામાં જે ફેરફાર

જણાય છે તે ઉપરથી આ બન્ને જવાબોની લખનાર વ્યક્તિઓ જુદી જુદી હોવી જોઈએ એવો જે મત ટાઈમ્સે આપેલો છે તે કેટલાક અંશે ખરો છે. સેશન્સ કોર્ટમાં મદનલાલજીએ જાહેર કરેલું કે જે જવાબ તેમણે ફુલસ્કેપ કાગળ ઉપર લખી રાખ્યો હતો તે કાગળ પોલીસે દબાવી ગયેલો છે. અને મદનલાલજીએ સેશન્સ કોર્ટમાં એવું પણ કહેલું કે, મને તેમાંનો મજકુર હાલ યાદ આવતો નથી. તે ઉપરથી પણ માનવા કારણ મળે છે કે મદનલાલજીએ આ ભાષણ કોઈની પાસેથી લખાવી મોઢે કર્યું હોય, આહ્વાનની ભાષા ઉપરથી અને એકંદરે પુરાવાનો વિચાર કરતાં આ લખાણ સાવરકરેજ મદનલાલજીને લખી આપ્યું હોય એવું લાગે છે. સાવરકરે લખેલા લેખો સને ૧૯૦૮ ના મે મહિનામાં ૧૮૫૭ ની ક્રાન્તિ માટે જે મોટો ઉત્સવ લંડનમાં ઉજવવામાં આવ્યો તે વખતે 'હુતાત્માઓ' આ શિર્ષકથી જે લેખ લખવામાં આવ્યો છે તે આ પહેલાં આગળ આવી ગયો છે. આ લેખમાં સંગ્રામ માટેના વિચારો, વાપરેલી ભાષા વગેરે ઉપરથી આ જવાબ સાવરકરનાજ હાથનો છે એવુ બારીકાઈથી જણાયા સિવાય રહે નહિ.

ધિંગ્રાને જે દિને ફાંસી દેવામાં આવી તે વખતે લંડનના તમામ હિંદી વિદ્યાર્થીઓએ નકોડો ઉપવાસ કર્યો. ધિંગ્રાનું શબ હિંદી વિદ્યાર્થીઓના હવાલામાં સોંપવામાં આવેલું નહિ તેથી મદનલાલજીની છેવટની ઈચ્છા પ્રમાણે વિધિ વગેરે કરવાનું બન્યું નહિ. તે પણ તેમના મૃત્યુના દશમે દિવસે શ્રીયુત જ્ઞાનચંદ વર્માએમુછ ઉતરાવડાવી તેમનું શ્રાદ્ધ કર્યું. ધિંગ્રાના ગુણગાન તો ચાલજ હતા. ધિંગ્રાને જે દિવસે ફાંસી દેવામાં આવી તે દિવસે સવારે લંડનના હિંદી ક્રાન્તિકારોએ નીચે પ્રમાણેનું પત્રક પ્રસિદ્ધ કર્યું.

This day, the morning of 17th August 1909, will remain engraved in red letters in the heart of every Indian who loves his Motherland. This is the morning that our great *patriot, our beloved Dhingra*, is swinging to and fro with his sacred neck in the grip of the execution ropes in Pentenville prison. His high soul is rising from his earthly body, giving more

spirituality to the cause on those 'altar he is sacrificed. The great patriot is no more with us, in his earthly body but in spirit he is with us, will remain with us, will guide us in the battle of the freedom of our Motherland and his namewritten in the history of India will go down to posterity. The alien oppression on his Motherland he could not bear and he decided to help the movement which is engaged in freeing Her by giving his life.

I told you that the English Court has no authority over me. I do not care for my life; You are all powerful You can do what you like. But remember, that one day we shall be powerful and then we shall do what we like ' were his words when the English judge who must have been feeling demoralized in hie inner heart told him that his life would be taken...And now our enemies have killed him. But let them remember that they will never, never succeed in suppressing or killing the movement.

આ દિવસ ૧૭ ઓગસ્ટ ૧૯૦૯ નો પ્રાતઃકાળનો સમય હતો. માતૃભૂમિ ઉપર પ્રેમ કરનાર દરેક ભારતીયનાં અંતઃકરણ ઉપર આ દિન હંમેશ રક્તાક્ષરથી કોતરાયલો રહેશે પ્રાતઃકાળે અમારો મહાન દેશભક્ત, અમારા પ્રિય ધિંગ્રા પેન્ટહિલીના ટુરંગમાં સવારે ફાંસી પર ચઢે છે. અને તેમનું પવિત્ર ગરદન ફાંસીના લાકડામાં જકડાયું છે. ધિંગ્રાનું પાર્થિવ શરીર હાલ અમારી પાસે નથી પણ તેનો આત્મા અમારી પાસે સદૈવ રહેશે અને માતૃવિમોચનના સંગ્રામમાં તે અમોને માર્ગદર્શન કરશે. ભારતભૂમિમાં તેમનું નામ સદૈવ અમર રહેશે. પારકાઓએ હિંદનું છળ આરંભ્યુ તે ધિંગ્રાને સહન ન થવાથી પોતાની માતૃભૂમિને સ્વાતંત્ર્ય મેળવવાના કામમાં મદદ તરીકે તેમને પોતાનો પ્રાણ અર્પણ કરવાનો નિરધાર કર્યો. અંગ્રેજી કોર્ટને મારા ઉપર કોઇ પણ પ્રકારનો અધિકાર નથી. મને મારા પ્રાણની

પરવા નથી. તમો સર્વ શકિતમાન છો. તમો જે ચાહો તે કરી શકો છો. પણ અમે જ્યારે શકિતમાન થઇશું તે વખતે અમોને જે ફાવે તે કરીશું. એવો વખત પણ જરૂર આવશે એ ભુલશો ના. આ પ્રમાણે ધિંગ્રાજીએ સ્પષ્ટ રીતે કહી બતાવ્યું છે અમારા દુશ્મનોએ તેમને હાલ ફાંસીએ દીધા છે. પણ આમ કરવાથી તે અમારી ચળવળ દાબી શકવાના નથી. તેમ તે મારી પણ શકે નહિ આ વાત શત્રુ પક્ષે ખાસ લક્ષમાં રાખવી જોઇએ.

દિ ૧૦-૯-૧૯૦૯ ના વંદેમાતરમના પહેલાજ અંકમાં લાલા હરદયાળે ધિંગ્રા ઉપર સ્તુતિ સુમનો નીચે પ્રમાણે ચઢાવ્યાં છે.

*Dhingra, the immortal has behaved at each stage,* of his trial like a hero of ancient times. He has reminded us of the history of mediaeval Rajputs and Shikhs, who loved death like a bride England thinks she has killed Dhingra in reality he lives forever and *has given the deathblow to Enlish sovereignty in India.* In time to come, when the British Empire in India shall have been reduced to dust and ashes, Dhingra's monuments will adorn the squares of our chief towns, recalling to tne memory of out chidren the noble life and nobler death of him who laid down his life *in a far-off land for the cause he loved so well*

ન્યાયાધીશીમાં ચોકસી ચાલતી તે વખતે દરેક પ્રસંગે ધિંગ્રાજી પ્રાચીન શૌર્યશાળી મહા પુરૂષો પ્રમાણે અમર થયા. મધ્યયુગના ઇતિહાસમાં પ્રસિદ્ધી પામેલ શિખ્ખને રજપુત લોકો મૃત્યુને પોતાની પ્રેયસી પ્રમાણે ચહાતા. આ શુરવિરોનું સ્મરણ પોતાના વર્તનથી ધિંગ્રાજીએ જાગૃત કર્યું છે. ઇંગ્લંડને લાગે છે કે તેમને ધિંગ્રાને મારી નાખ્યાં છે. પણ ધિંગ્રા મરી ગયા નથી કાતો ચિરંજીવ થયા છે અને તેમણે સામ્રાજ્ય સત્તાને એક પ્રાણઘાતક ફટકોજ માર્યો છે, ભવિષ્યમાં જ્યારે બ્રિટીશ સામ્રાજ્યનો નાશ થશે તે વખતે હિંદના મોટા મોટા શહેરોની પ્રસિદ્ધ જગ્યાઓમાં ધિંગ્રાજીની

ખાંભીઓ વૈભવથી દરેક ઠેકાણે ઝળહળી ઉઠશે. આ ખાંભીઓ જોતાં જ ધિંગ્રાના ઉગ્ર જીવનનું અને મરણની યાદ આવશે.

પરદેશમાં સ્વાતંત્ર્ય પ્રાપ્તિ અર્થે પોતાના દેહનું બલિદાન કરનાર હુતાત્મા આજ ધિંગ્રાજી છે, તેનું સ્મરણ કરી ભારતીય બાલકો આ મહાનવિભુતિ આગળ પોતાના મસ્તક નમાવશે.

## Secret HIstory of the English Occupation of Egypt.

આ ગ્રંથનો લેખક W. S. Blunt ની હિંદી Diary બે ભાગમાં પ્રસિદ્ધિ થઇ છે કે. દાદાસાહેબ સાથે બ્લન્ટની ધિંગ્રા માટે જે વાતચિત ૨૪-૭-૧૯૦૯ ના રોજ થઇ તે નીચે મુજબ હોઈ તેની નોંધ મી. બ્લન્ટે નીચે પ્રમાણે રાખી છે.

No Christian martyr ever faced his judges more fearlessly or with great dignity. I discussed his case with Khaparde who is here for the week-end, his first country-visit in England. He is as full of admiration as I am of Dhingra's courage. We agreed that if India could prodice five hundred men as absolutely without fear, she would achieve her freedom. It was recorded in the medical evidence at the trial that, when arrested Dhingra's pulse beat no quicker than was normal nor from first to last has he shown any sign of weakening.

ખ્રીસ્તી ધર્મના તત્વ માટે હુતાત્મા થયેલાઓએ ન્યાયાધીશી આગળ જે ભાષણો કર્યા તેમાં તેમની નિર્ભયતા અને ઉદાત્તપણાના ગુણ વ્યક્ત થવા ધિંગ્રાજીની આ હુતાત્માઓ સાથે સરખામણી કરતાં જણાય છે કે તે પણ એક ઉચ્ચ કોટીના હુતાત્મા હતા. ધિંગ્રાજી માટે ખાપરડે સાથે મારી ચર્ચા થઇ. ધિંગ્રાજી માટે મને જેટલો પ્રેમ હતો તેટલો જ પ્રેમ તેમના માટે ખાપરડેને પણ હતો. અમો ચર્ચા કરતા તે વખતે અમો બન્નેને એવું લાગ્યુ કે ધિંગ્રાજી જેવા પાંચસો નિર્ભય તરુણો જો નિર્માણ થશે તોજ હિંદુ જરૂર સ્વાતંત્ર્ય

બેળતી શકશે ધિંગ્રાજીની ચોકસી વખતે ડાક્ટરોએ ધિંગ્રાજીને તપાસેલા તે વખતે તેમની નાડ તદ્દન શાન્ત હતી એવું ડાક્ટરની જુબાની ઉપરથી જણાય છે જેથી આખરસુધી દુર્બલતાનું એક પણ ચિન્હ ધિંગ્રાજીમાં જણાયુ નહિ

બ્લન્ટનો ચનેન્જ નામથી પ્રસિદ્ધ થએલા પત્ર માટેનો અભિપ્રાય પણ ઘણોજ માર્મિક છે તે અભિપ્રાય નીચે મુજબ છે

No greater fortitude was ever shown by a martyr for any faith With such men to love her Mother India must succeed. But the British public is so besotted with *its own selfsatisfaction that it refuses to acknowledge this marty's death endured to calmly* as anything but a murder s wish for notoriety The day of rekoning however, cannot be long delayed

( ધર્મ માટે બલિદાન કરવા તૈયાર થનાર કોઇ પણ હુતાત્માએ ધિંગ્રાજીથી વધારે ધૈર્ય બતાવ્યું નથી. જો ભારતમાતા ઉપર એવા સુપુત્રોનો પ્રેમ છે તે ભારતમાતા જરૂર યશસ્વી થવીજ જોઇએ પણ અહંકારમાં અન્ધ બનેલ બ્રિટીશ જનતાને તેની જાણ નથી ધિંગ્રા આ પ્રમાણે તે ધૈર્યથી મરવા તૈયાર થયા તેમા ધિંગ્રાએ કાંઇ વિશેષ કર્યું નથી પણ તે કેવળ પોતાની મોટાઇ માટેજ મરવા તૈયાર થયેલા એવું અંગ્રેજો માને છે. પણ એવી નાદાન વૃત્તિ બહુ વખત ટકે નહિ તેનો જવાબ અંગ્રેજોને આપવો પડશે )



॥ ॐ ॥

# પ્રકરણ ૮ મું.



## અટક થતા પહેલાંની ખટપટો



"ઇંડિયા હાઉસ" છોડી સાવરકર એપ્રિલ માસથી બિપીનચંદ્ર પાલના નિવાસ સ્થાને રહેવા ગયા આ વાત આગળ કહેવાઈ ગઈ છે. પાલબાબુના પુત્ર શ્રી નિરંજન પાલ અને સાવરકર એક બીજાના સ્નેહી બન્યા હતા. હવે ઇંડીયા હાઉસ ચલાવવાની આવશ્યકતા નથી આથી શ્રી પાલને ત્યાં રીતસરનું ખર્ચ આપી શ્રી સાવરકર રહેવા લાગ્યા. ઈંડીયા હાઉસ સંસ્થા જે હેતુથી ચલાવવામાં આવેલી તે હેતુ સંપૂર્ણ સિદ્ધ થયો છે. લંડનમાં જ્યાં જ્યાં હિંદિ વિદ્યાર્થીઓ રહેતા, ને પ્રત્યેક સ્થળે ઇંડીયા હાઉસ સ્થપાઈ જવાથી હવે ઇંડીયા હાઉસ નામ ધારણ કરનાર સંસ્થાની કોઈ જરૂર નહતી. આવી સંસ્થા જો ચલાવવામાં આવે તો અનેક વ્યક્તિઓ પોલીસના હાથમાં ઝડપાઈ જશે, અને અનેક વસ્તુઓ પકડાઈ કાર્ય બગડશે, એવી સૂચનાઓ કરતો પત્ર શ્રી પંડીતજીને પ્રત્યે રવાના કર્યો હતો. એપ્રિલ માસમાં સાવરકરે ઈંડીયા હાઉસ છોડતાં આ સંસ્થા લગભગ નિર્જીવ બની અને શ્રી ધિંગ્રા પ્રકરણનું વાવાઝોડું આવતાં આ સંસ્થા રામશરણ બની. થોડાજ દિનોમાં પંડીતજી શ્યામકૃષ્ણ વર્માએ આ સંસ્થાનું મકાન વેચી દઈને સંસ્થા માટે થયેલો ખર્ચ પૂરેપૂરો વસૂલ કરી લીધું. શ્રી ધિંગ્રા પ્રકરણની જ્વાળા જલતી રહી ત્યાં સુધી શ્રી સાવરકર શ્રી પાલને ત્યાં રહ્યા. પરંતુ જ્યારે ધિંગ્રા પ્રકરણે પૂર્ણરૂપે પ્રકટ કર્યું ત્યારે તેનાથી રોષે ભરાયેલાં અંગ્રેજ ઓ પુરુષોએ ટોળાબંધ પાલ

બાબુના નિવાસ સ્થળે જમા થવા માંડયું; આથી પાલ બાબુ વિચારગ્રસ્ત બન્યા. શ્રી વિપિનચંદ્ર પાલે એક પત્રિકા બહાર પાડી જણાવ્યું કે આ મારે ત્યાં પૈસા આપીને રહેનાર ( Paying Guest ) મહેમાન છે આ સિવાયનો મારે તેમની સાથે કોઈ પ્રકારનો સંબંધ નથી શ્રી પાલબાબુનું મકાન છોડયા બાદ સાવરકરને ઘણું જ કષ્ટો સહનકરવાં પડયા સાવરકર ઘરનો બધો સામાન લઈને ભાડાના ઘરમા રહેવાય જાય, ત્યાં તો પોલીસ પાછળજ આવી પહોંચી, ઘરના માલીક મારફતે ઘર ખાલી કરવવાની ફરજ પાડે. એક વખત તો તેમને મધ્યરાત્રીને સમો પાથરેલી પથારી ઉઠાવી બહાર સૂઈ રહેવુ પડેલું અને, ॥ શય્યા ભૂમિતલં દિશોપિવસન ॥ આ ન્યાયે તે રાત્રી તેઓને વીતાવવી પડી. આ પ્રમાણે બે ત્રણ દિવસ સતા કુકડીની રમતનો અનુભવ કર્યો બાદ તેમને એક રહેવાનું સ્થાન મળી આવ્યું.

મોટાભાઈને થયેલી જન્મ ટીપની શિક્ષા, ચૌદ જુલાઈને દિન પોતાને બૅરીસ્ટરની ઉપાધિ નહિ આપવા બાબત જે ચોકસી થઈ તે વખતે વિરુદ્ધ પુરાવા તરીકે હિન્દુસ્થાનની ખટપટોની મારેની જે માહિતી આપવામા આવી; ધીંગ્રા પ્રકરણ શરુ થવાથી કામનો પડતો બોજો, ઠેકસ્ટન હોલ-ઞાનો પ્રકાર અને ત્યારથી ઘણા દિવસ સુધી સોસવો પડેલો મનસ્તાપ વિગેરે બાબતોથી સાવરકરની તબિયત બગડી. લંડનમા ભાડાની જગ્યા પણ મળવી કઠણ બની વેથી થોડાક દિવસ માટે સ્થાનાન્તર કરવુ પાયુ. લંડનથી નજીક સમુદ્રકિનારા ઉપર બ્રાઈટન ગામે વિશ્રાન્તિમાટે રહેવા જવાનુ ઠરાવી તે પ્રમાણે ૨૯-૭-૧૯૦૯ ના રોજ તે મુકામે ગયા શ્રી આનંદ વગોને બ્રાઈટન મુકામે બોલાવી લઈ શ્રી ધીંગ્રાનું Challenge ( આવ્હાન ) નામનું જે પત્ર પ્રસિદ્ધ કરવાનુ હત તે પ્રસંદ કરવા બાબતની સૂચનાઓ તેમને આ ઠેકાણેજ આપી. આ ઠેકાણે દશબાર દિવસ સાવરકર રહ્યા તેમને મળવા શ્રી નિરંજન પાલ લંડનથી વખોવાર આવતા સમુદ્રકિનારે આ બન્ને મિત્રો બેસતા તેવખતે સાવરકરે 'सागरास' આ નામની એક સુંદર મરાઠી કવિતા લખી. તે સંબંધમાં નિરંજન બાબુ લખે છે કે

Presently he commenced to hum a song, he sang as he composed, It was a Marathi song, describing the pitiable serfdom of India. Forgetful of all else,

Savarkar went on singing. Presently tears began to roll down his cheeks. His voice be came choked. The song remained unfinished. Savarkar began to wecp like a child.

( એટલામાં સાવરકરે એક ગાયન મણુગણવાની શરૂઆત કરી તે એક બાજુ તરફ કવન રચતા હતા અને એક બાજુ મોઢેથી ગાતા હતા. તે ગાયન મરાઠી ભાષામાં હતું અને તેમાં ભારતની ગુલામીનું વર્ણન હતું. કાવ્યમાં તલ્લીન થઈ સાવરકરનું ગીતગાયન ચાલતું હતું એટલામાં તેમની આંખોમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં. તેમનું ગળું રૂંધાયું; કવન અધુરૂ રહ્યું અને એકાદ નિષ્પાપ બાળક જેવું મુકત કંઠે રુદન કરવા લાગ્યા ).

આપણી પ્રિય માતૃભૂમિનું દર્શન ફરી વાર થશે કે નહિ એવી સાશંક વૃત્તિમાંજ આ કાવ્યની રચના થયેલી પણ આ કરુણાજનક વચનોમાં પણ માતૃભૂમિની સેવા કરવાનો નિશ્ચય કવિ વ્યકત કરતો હતો.

સાવરકર બ્રાયટનથી લંડન આવ્યા તે વખતે શ્રી ધિંગ્રા પ્રકરણમાંની બધી ઘટનાઓ પૂરી થઇ ગયેલી હતી અને બાકી રહેલી ઘટનાઓ તરફ સાવરકરને લક્ષ આપવું પડયુ હતું. આ અરસામાં આ ઘટના' સિવાય બીજી બાબત તરફ પણ સાવરકરનું લક્ષ હતું. ૧૮૫૭ ના સ્વાતંત્ર્ય સંગ્રામ માટે સને ૧૯૦૮ માં સાવરકરે મરાઠીમાં એક ગ્રંથ લખ્યો હતો એ વાત પ્રથમ કહેવાઈ ગઇ છે. અનેક અડચણો વેઠી આ ગ્રંથ અંગ્રેજી ભાષામાં મુદ્રિત કરવામાં આવ્યો. ૧૦ મે ૧૯૦૮ ના રોજ ભારત ભુવનમાં જે ઉત્સવ ઉજવવામાં આવેલો અને જેને કારણે પછી ક્ષોભ ઉત્પન્ન થયો તે વખતે સરકારને આ ગ્રંથની ઉડતી ખબર મળી હતી. આ પુસ્તકનું પ્રકાશન થવા ન દેવું એવું સરકારે ઠરાવેલું. સાવરકર અને તેના મિત્રોએ આ પુસ્તકનું પ્રકાશન કરવાનું ઠરાવ્યું આવી દોડાદોડમાં પુસ્તકના મુદ્રણનું કામ પૂરું થવા આવ્યું છે એવી ખબર હિન્દી સરકાર સુધી જઈ પહોંચી હોય એવું જણાય છે.

કારણ હિંદ સરકારે આ વખતે એવો વટહુકમ કાઢયો કે સાવરકરે , ભણવા માટેની લખેલા પુસ્તકની મરાઠી યા અંગ્રેજી પ્રત હિન્દુસ્તાનમાં લાવવા માટે મનાઇ કરવામાં આવે છે.

અને ૧૯૦૬ ની આખર પહેલાંજ સાવરકરે લંડનમાંજ 'મેઝીની' સબંધીનું પુસ્તક પુરૂ કરી તેની હસ્તલિખિત પ્રત પોતાના મોટાભાઈ ઉપર મોકલી દીધી હતી. આ પુસ્તકના કામમાંથી નવરા થયા બાદ સાવરકરે ૧૮૫૭ ના સ્વાતંત્ર્ય સંગ્રામ બારેના ગ્રંથની તૈયારી પુરજડપે શરૂ કરેલી । ઇન્ડિયા 'ઑફીસના વાંચનાલયમાંના અનેક મહત્વના ગ્રંથો તેમને પરિશ્રમપૂર્વક વાંચી ટાચણો કર્યાં. અને ગ્રંથની સુસંગત ગોઠવણી કરી ગ્રંથ લેખનના કામની શરૂઆત કરી. આ ગ્રંથ લેખન ઘણા વખત સુધી ચાલ્યુ. ૧૦ મે ૧૯૦૮ ના રોજ ભારત ભુવનમા ૧૮૫૭ ના સ્વાતં યુદ્ધનો સ્મૃતિદિન મોટા પ્રમાણ ઉપર ઉજવવામા આવેલો. આ અરસામા આ ગ્રંથમાં મરાઠી હસ્ત લિખિત પુરૂ થયેલું હોવું જોઈએ 'મેઝીની' પ્રમાણે આ પુસ્તક પણ મરાઠીમાંજ લખવાનો શરૂથી સાવરકરનો સંકલ્પ હોવાથી હસ્તલિખિત તૈયાર થતાંજ તે તેમણે શ્રીયુત ગણેશપંત સાવરકર તરફ રવાના કર્યું. ગંણેશપંત સાવરકરે છાપવા સારું મોથાપુરના એક મુદ્રણાલય તરફ મોકલ્યું. સરકાર આ હસ્તલિખિતની તપાસમા છે અને મુદ્રણાલયની ઝડતી થવાનો સંભવ ઉભો થયો છે એવું જાણી તે લોકોએ તે હસ્તલિખિત પાછુ આપી દીધું: હિંદમાંથી આ હસ્ત પ્રત સાવરકર પાસે પાછી આવી. ત્યારથી આ પુસ્તક કેવી રીતે છાપવું તે બાબતમાં સાવરકર વિચાર કર્યા કરતા હતા.

આ પુસ્તક ઇંગ્લાંડના એકાદ મુદ્રણાલયમા છપાવી લેવુ તો તદ્દન અશક્યજ હતું. ફ્રાંસ જર્મની વગેરે દેશોમા મુદ્રણનું કામ કરી લઇએ પણ ત્યા દેવનાગરી ટાઇપ ન મળે, અને ટાઇપની તજવીજ કરી આપીએ તો ટાઇપજોડનાર વખતે ન મળે તેથી આ પુસ્તકનુ અંગ્રેજીમા ભાષાન્તર કરવાનુ ઠર્યું શ્રીયુત વામનરાવ ફડકે અને શ્રી કોરેગાંવકરે ભાષાન્તર કરવાનું કામ, સ્વીકાર્યું. ભાષાન્તરનું કામ શરું થતાજ મુદ્રણના ખર્ચની શી તજવીજ કરીએ તેની સાવરકરને ફીકર થવા લાગી આ બાબત માટે સાવરકર નીચે મુજબ લખે છે,

At last Saverkar collected sufficient mony to start prinring this historical work. Many of the of the students who did not sympathise with his views of

independence or even were afraid of asso-ciating with him were willing to contribute funds for the publication. I do not know if some government scholars or even high officials did not subscribe for a copy of the book Savarkar knew how to approach that and induce, them to subscribe.

( જેવરે આ ઐતિહાસિક પુસ્તકના પ્રકાશનનું કામ શરુ કરવા જેટલી રકમ સાવરકરે ભેગી કરી. હિંદી વિદ્યાર્થી પૈકી ઘણા વિદ્યાર્થીઓને સાવરકરના સ્વાતંત્ર્યવાદ માટે સહાનુભૂતિ ન હતી. અથવા તો તે સાવરકરના સહવાસમાં આવવા પણ બી જતા. એવા વિદ્યાર્થીઓ પણ આ પુસ્તકના પ્રકાશન માટે પૈસા આપવા તૈયાર થયા. એટલુંજ નહિ પણ જે વિદ્યાર્થીઓને સરકારી શિષ્યાવૃત્તિઓ મળતી તે વિદ્યાર્થીઓ તેમજ કેટલાક મોટા સરકારી નોકરોએ આ પુસ્તકના પૈસા પ્રથમ આપી તે ખરીદવાનું વખતે કબૂલ પણ કર્યું હોય. આવા લોકોને શી રીતે મળવું અને તેમની પાસેથી પૈસા કેવી રીતે કઢાવવા તે સાવરકર સારી રીતે જાણતા. તે વખતે ઇંગ્લેંડ રહેનાર શ્રી દાદાસાહેબ કરંદીકર અને દાદાસાહેબ ખાપરડેએ પણ આ પુસ્તકના મુદ્રણ માટે કેટલીક રકમ આપી છે, એવું જણાય છે. આ ઉપરથી સને ૧૯૦૮ સુધી પૈસા ભેગા કરવાનું કામ ચાલુ હતું. )

પૈસાની તજવીજ થઇ તો પણ પુસ્તક ક્યાં અને કેવી રીતે છાપવું, આ એક પ્રશ્ન તો ઊભોજ હતો. ઇંગ્લેંડમાં તો આ પુસ્તક છપાવવાનું અશક્ય જ હતું. યુરોપના અન્ય કોઇ દેશમાં આ પ્રકાશન કરવું એવું ઠરાવવાનું હોય તો તે આપનના થતા કરાર ઉપર કોઇએ સહી કર્યા સિવાય છપાઇનું કામ શરું થાય એમ નહતું. સહી કરવા કોઇ પણ તૈયાર નહતું કારણ તેઓને પોલીસનો ડર લાગતો. છેવટે આ કામ કરવાનું એક જર્મન આડતિયાએ કબૂલ કર્યું. આડતિયાએ આ પુસ્તકનું હસ્તલિખિત એક વકીલને બતાવ્યું. પણ એવાં પુસ્તકો છાપવાનું કામ અશક્ય છે એવું તેમને પાછા આવીને જાહેર કર્યું. આ ગૃહસ્થે ઉપર પ્રમાણે ના પાડી પણ તેમણે એક કામ સારું કર્યું.

હોનડના એક પ્રેસ માલિક અને એક હિન્દી ક્રાન્તિકારની સાથે સાવરકરનુ ઓળખાણ કરાવી આપ્યુ અને છેવટે છપામણુ કામ હોલંડમા શરૂ થયુ પ્રૂફો વગેરે તપાસવાનુ કામ શ્રીયુત વર્મા અને આચાર્ય કરતા આ બધી ખટપટો ઉપર પોલીસની પુરી દેખરેખ હતી તેથી આ પુસ્તક કેટલા ભરકસ્ય્વરૂપનુ હશે તેની કલ્પના હોવાથી આ પુસ્તકનો પ્રચાર હિન્દી લોકોમા નહિ થવા દેવા સારુ સખ્ત મનાઈ કરાવી શરૂ થયો સને ૧૯૦૮ ના જૂનાઇ માસમા સરકારે આ બાબત જે વટહુકમ કાઢયો છે તે આજ કામ ચાલુ

પુસ્તક છપાયુ અને તેની આસરે દોઢસો પ્રતો ઇગ્લાંડ આવી પહોચી પણ આવતાં જ તે બધા પુસ્તકો સરકારે જપ્ત કર્યા એટલે આ પુસ્તકો ખુલ્લી રીતે વેચવાનુ અશકય બનવાથી તે અન્ય પ્રકારે વેચવાના પ્રયત્નો કરવામા આવ્યા હોય એવુ લાગે છે. આ પુસ્તકની કેટલીક પ્રતો પેરીસ માર્ગે પોન્ડીચરી અને તિનેવેલ્લી તરફ મોકલવામા આવી એવુ વ્હિ. વ્હિ. એસ આઇયરે જે પોતાના સસ્મરણો શ્રી સ્વામી સુધ્ધાનદજી ભારતીવારને તે મોકલેલા તે ઉપરથી જણાય છે. આ પુસ્તકની પ્રતો ધીરેધીરે બગાળ, પજાબ, આધ્ર, વગેરે પ્રાન્તોમા મોકલવાની તજવીજ કરી આ પુસ્તકો હિન્દુસ્તાનમા મોકલવાની એક નવીન યુક્તિ શોધી કાઢવામા આવી 'પિકવિક પેપર્સ'; 'સેન્ડર્ન' જેવી લોકો પ્રિયનવલકથાઓ તેમજ સેકસ્પીયરના ગોલાન્ત નાટકો વગેરેના પરતીઓ બનાવી છપાવી લઈ આ પરતીઓમા તે પુસ્તકો મૂકી હિન્દુસ્તાન જનાર લોકો સાથે મોકલવામા આવતા. આ પુસ્તકની કેટલીક પ્રતો પજાબના હિઝ હાઈનેસ પ્રધાન સર સિકદર હયાતખાનના સામાનમા પણ હિન્દુસ્તાન મોકલવામા આવેલી.

ભારતીય ક્રાન્તિકારોના આગેવાનો આ પુસ્તકને સશસ્ત્ર ક્રાન્તિના તત્વજ્ઞાનની ગીતા' સમજતા 'ગદર' નામનુ વર્તમાનપત્ર ચાલુ કરવાનો લાલા હરદયાળના વિચાર હોવાથી તેમણે દિનાક ૧૪-૫-૧૯૧૨ ના રોજ રાણાજીને એક પત્ર લખ્યો હતો તેમા આ પુસ્તકોની બે પ્રતો મોકલવાનો ખાસ આગ્રહ હતો કારણ અમેરિકામાના હિન્દુ શીખ વ્હોરાને ક્રાન્તિ મત્ર દીક્ષા આપવાના આ પુસ્તકમાં ઘણા ફકરાઓ

ઉપયોગી થઇ પડે તેમ હતું એવી હરદયાળજીને પૂરી ખાત્રી હતી. હરદયાળજી આ કાગળમાં લખે છે કે.-

We found here a ' Friends of India Association, of American symhathisers with the cause. So kindly asknme. Cama to send me as such literature as she can spare and also at least two volumes of Savarkar's book.

( ભારત મિત્ર સંઘ આ નામની સંસ્થા અમે અત્રે સ્થાપી છે. ભારતીય સ્વાતંત્ર્યવાદી પક્ષને અમેરીકનના આ સસ્થામાં જોડી દીધા છે. માટે કામા બહેનને ખાસ સન્દેશ કરો કે આ બાબતના પ્રચાર ગ્રંથો તેમજ સાવરકરના ગ્રંથોની નિદાન બે પ્રત તે અત્રે મોકલી આપે. ) અમેરિકાના હિન્દી રહેવાસીઓ સો દોઢસો રૂપિઆ ખર્ચ કરીને પણ આ દુર્લભ પુસ્તક મેળવ્યું હોય એમ લાગેછે. આ પુસ્તકની ખરી યોગ્યતા જાણીનેજ શ્રી ભગતસિંહજીએ સને.૧૯૨૯ ના અરસામાં આ ગ્રંથનું પુનર્મુદ્રણ કરી લીધુ છે. સર વ્હેલેન્ટાઇન ચીરોલે લખ્યું છે. કે આ પુસ્તકનો સમાવેશ જપ્તીપાત્ર સાહિત્યમાં કરવો જોઇએ.

A very remarkable history of the mutiny combining considerable research with grossest perversion of facts and great literary power with the most savage hatred.

( બળવાના ઇતિહાસ તરીકે આ પુસ્તક લક્ષમાં રાખવા જેવું છે. પુષ્કળ સંશોધન કરી ખરી હકીકત વિપર્યસ્ત સ્વરૂપમાં આ પુસ્તકમાં છપાઇ છે. ઉચ્ચકોટીની સાહિત્ય શક્તિ અને જંગલી વેર ભાવોનું આ પુસ્તકમાં મિશ્રણ કર્યું છ. )

શ્રીયુત્ રાજગોપાલાચારીયર્ જે સાવરકરના તત્વજ્ઞાન ' સાથે મળતા નથી તેમણે પણ કબુલ કર્યું છે કે ગાન્ધ્યમારણમાં ભાગ લેવાની જે સ્ફુર્તિ તેમનામાં ઉત્પન્ન થઇ તેનું આ પુસ્તક કેટલાક અંશે કારણભૂત છે. આ પુસ્તક દુર્મળ હોવાથી તે સર ચાર્લસનાન્ડલેડ પાસેથી માગી લઇ

વાંચવાનો ઘણોજ મોહ કેનામરાગી મૌનાના મહમદઅલીને થયો હતો એવી માહિતી એગરન્ર અસફઅલીએ પોતાના સંસ્મરણોમાં ટાંકી રાખી છે આ પુસ્તક લખાયું ત્યારથીજ તેની બંધ કરતાનો પૂરો ખ્યાલ અંગ્રેજોને આવ્યો હતો. અને આજે લગભગ ચોવીસ પચીશ વર્ષો વીતવા છતાં આ પુસ્તકનો ડર પ્રતિપક્ષના મનમાંથી ઓછો થતો નથી એવું પુસ્તક હાલના વાંચકો ન વાંચી શકે એ ખરેખર દુર્ભાગ્યની વાત છે.

ધિંગ્રા પ્રકરણથી લંડનમાંના હિન્દી વિદ્યાર્થીઓને હિંદી નાગરિકાની જાહેર સભા અને ચળવળો ઢાળી દેવામાં આવી ઇન્ડિયા હાઉસ જેવું કેન્દ્ર પણ બંધ થયું. આ જાહેર પ્રવૃત્તિઓ અભિનવ ભારતની ગુપ્ત સંસ્થાને ઘણોજ ઉપયોગી થતી હતી માટે સામાન્ય હિન્દીઓને કંઈ પણ કારણ ઉભું કરી ભેગા કરી તેમનામાં કંઈ ધૈર્ય ઉત્પન્ન થાય અને તેમનો ઉત્સાહ ટકી રહે એ હેતુથી આ બધાને ભેગા કરવાની ખાસ આવશ્યકતા છે એવું સાવરકરને લાગ્યું. આ પ્રસંગ માટે તેમણે વિજયા દશમીનો દિવસ નક્કી કર્યો દશેરાનો ઉત્સવ મોટા પ્રમાણમાં ઉજવવાનું સાવરકરે નક્કી કર્યું અને તે તથા તેમના સહકાર્યકર્તાઓ તે કામની તૈયારી કરવા લાગ્યા. આ વખતે કવીન્સ રોડ હોલમાં એક મિજબાની અને વ્યાખ્યાનો વગેરે થયા, ત્રણ રૂપિયા લવાજમ રાખવામાં આવેલું છતાં સૌથી વધારે [ હિન્દી સ્ત્રી પુરુષો હાજર હતા આગેવાન હિન્દી લોકો પૈકી કોઈપણ અધ્યક્ષ સ્થાન સ્વીકારવા તૈયાર નહતું દક્ષિણ આફ્રિકામાંથી ઈંગ્લાંડ આવેલા બેરિસ્ટર મોહનદાસ કરમચંદ ગાંધી અધ્યક્ષ થવા ખુશી છે કે કેમ તે પૂછવા કેટલાક વિદ્યાર્થી તેમને મળવા ગયા આ મુલાકાત વખતે ધિંગ્રા પ્રકરણની ઘણી ચર્ચા થઈ સભાના વ્યવસ્થાપકો અને ગાંધીજી બન્ને વચ્ચે એવું ઠર્યું કે આ સભામાં ધિંગ્રા પ્રકરણ માટે કંઈ પણ ચર્ચા કરવી નહિ.

સભાની શરૂઆતમાં ગાંધીજીએ ભાષણ કરતાં કહ્યું કે " સભાગૃહની બધાજ કાર્યો પ્રોફેસર, ડૉક્ટરો, વગેરે હોદ્દાના માનવીઓએ એ કરેલાં જોતાં, આપણા સમાજમાં લોકસેવાની વૃત્તિ વધતી જાય છે તેનો આ પ્રત્યક્ષ પુરાવો છે આ પહેલાં લંડનમાં આવા સમારંભો થાય છે. એવું જો કોઈએ મને કહ્યું હોત તો હું તે અસત્યજ માનત. આ સમારંભ હિંદુઓનો છે વાં છતાંય બીજા જે પરધર્મી ( મુસ્લીમ-પારસી ) ભાઈઓ આવે છે, તે ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે શ્રી રામચંદ્રના સદ્ગુણો આપણા રાષ્ટ્રમાં પુન

ઉતરે તો આપણી ૩૦ની ગતી થોડાજ સમયમાં થયા વિના ન રહે." સાવરકરે શ્રી રામચંદ્રજીના જીવન ઉપર કાંઇક વધુ પ્રકાશ પાડવા માટે સૂચવતાં શ્રી ગાંધીજી બોલ્યા કે "કેટલીક મતભીન્નતા છતાં સાવરકર સાથે બેસવાનો મને જે તક મળી, તે માટે હું અભિમાન ધરાવું છું. તેમનાં સ્વાર્થ ત્યાગ અને દેશભક્તિનાં મધુરાં ફળો આપણા દેશને મળતાં રહે." શ્રી રામચરિતનું વિવેચન કરતાં સાવરકરે કહ્યું કે, રામચંદ્રજી પિતાના વચન પાલન માટે રાજ્ય છોડીને ગયેલા, એવું કહેવાય છે. પણ ખરેખરતો વનમાં જઈ તેમને રાક્ષસોના સંહારરૂપી એક સત્કૃત્ય કર્યું છે. રામચંદ્રજીએ રાવણને ઠાર કર્યો, અને અાસ્કાર્ય રીતિથી ધર્મયુદ્ધ કરી રાવણનો સંહાર કર્યો ત્યારે તેમના કામની મહત્તા વધી છતાં શુદ્ધિ કરી બાદ પણ સીતાજીને आराधनाय लोकस्य मुञ्चतो नास्ति मे व्यथा કહી વનમાં ત્યાગી દીધા. ત્યારે તેનનુ અવતાર કૃતકૃત્ય થયું. શ્રી રામચંદ્રનું અવતાર કૃત્ય અને તેમની અવતાર મૂર્તી જ્યાં સુધી આપણે દરેકના હૃદયકમળમાં સ્થાપીશું ત્યાં સુધી આપણા અવનતીનો જરૂર નાશ પામી જશે

જ્યારે હિંદુસ્થાન રામને ભૂલી જશે ત્યારે કહેવાશે કે, હમે ભારતવર્ષમાં "રામ નથી જ્હાર" યાને હિંદુસ્થાન નામ, મરી ચૂક્યું છે. "હિંદુ" આ શબ્દ તો હિંદુસ્થાનનું હૃદય છે. જ્યાંર જેમ મેઘધનુષ્યનું સૌંદર્ય અનેક રંગોની મેળવણીથી મગરી ન જતા ઉલટું ઓર શોભી ઉઠે છે, તેજ પ્રમાણે હિંદમાં મુસલમાન, પારસી વહુરી વગેરેના ઉત્તમ સંસ્કારોનો ઓપ આવતા ભારતવર્ષ કાવના નમના વધુજ દીપી ઊઠશે.

સાવરકરના ઉદ્‌ગાર બાદ ગાંધીજી સભારોહ વેળા થોડું બોલ્યા, તેમણે વધુ રાતના આપણા અંતઃકરણમા છે, વગેરે મુદ્દાઓ સભા સમક્ષ મૂકી, વધુમાં જણાવ્યું કે સાચું ગ્રહણ કરવાનું હોય છે, તેનો અનુભવ મને આજ વખત થયો, એ વાત તેઓએ કબૂલ કરી.

વિજયા દશમીનો સમારંભ અને તેને લગતો કાર્યક્રમ હિંદીઓની ઉત્સાહવૃત્તિને ટકાવનાર નીવડ્યો. દિ. ૨૪-૧૦-૧૯૦૯ના રોજ આ સમારંભ ઉજવાયેલ ત્યારબાદ ટુંક સમયમાં પંજાબી દેશ મેરિકા શ્રીમતી ધનદેવીએ બડનના વિજારીમેને એક મિજબાની આપવાનો પોતાનો વિચાર દર્શાવ્યો. આ મીજમાની 'મેરા શ્રીમોન્ટ' સ્થળમાં આપવાની હતી

સ્વરૂપને શણગારવાનું કામ સાવરકર મંડળીના યુવાનોએ હાથમાં લીધું અને ૧૮૫૭ના સ્મૃતિદિન માટે તૈયાર કરવામાં આવેલી વિજય પતાકાઓનો ઉપયોગ આ વેળા કરી તેનો 'યુનિયન જેક' ફગાવી દેવો એવો આગ્રહ કેટલાક કરવા લાગ્યા, ત્યારે સાવરકરે એવો નીવેડો આણ્યો કે —"બીજાની માલિકીની જગામાં આપણાથી યુનિયન જેક ન ઉતારી શકાય માટે 'યુનિયન જેક' સાથે આપણા વિજય પતાકાઓ પણ ફરકાવી આ પ્રમાણે સર્વમાન્ય કર્યું. આ વેળા બિપીનચંદ્રપાલ વગેરેએ ભાષણમાં વિજય પતાકાઓ ઉપર ટીકા તો કરી જ. 'શ્રી પાલે' કહ્યું કે — 'આ યુવાનો ૧૮૫૭ના બળવાને "દેશની આઝાદીનું યુદ્ધ" કહે છે, તે મને માન્ય નથી."

લંડનમાં આ પ્રમાણે વિજય ઉજવાતો હતો તે સમય દીપોત્સવીનો હતો આ સમયે હિંદમાં એક અન્ય ઘટના બની હતી [ હિંદમાં દમનનીતિનો વિજય થયો, સરકારી અમલદારોએ માન્યું, અને તેના પ્રતીક રૂપે તે વખતના વાઇસરોય લૉર્ડ મિન્ટોએ હિંદી સંસ્થાનોની મુલાકાતે જવાનું ઠરાવ્યું. વાઇસરૉય સાહેબ રાજપૂતાનાના ઘણા રજવાડાઓમાં ફર્યા. ગુજરાતમાં જહાલ પક્ષનો પ્રચાર વિશેષ થયો નહિ હોવાથી ગુજરાતના પાટનગર અમદાવાદમાં મુકામ જમાવી ગાયકવાડનું આતિથ્ય સ્વીકારવા વડોદરા જવાના હતા અમદાવાદનું વાતાવરણ તે વેળા શાંત હોવા છતાં અમલદારોને ડર લાગતો કે, કદાચ મુંબાઈ-પૂનાના તોફા-નીઓ તોફાન ન મચાવી દે! વળી જેમ પૂના-નાશકના કેટલાક માણસો મળી 'અભિનવ ભારત'ની શાખા વડોદરામાં ચલાવતા હોવાથી સરકારી અમલદારોનો ડર વાજબી હતો વડોદરાના 'ગંગનાથ ભારતીય વિદ્યાલય'ના કેટલાક આગેવાન યુવાનો આ સંસ્થામાં સામેલ છે એમ સરકાર જાણતી હતી, આથી સરકારે મજબૂત બંદોબસ્ત રાખેલો વાઇસરૉયના અમદાવાદ આવતા પહેલા, પૂના-મુંબઈમાં છૂપી પોલીસ ખાતાના માણસો અમદાવાદ આવી વસેલા, અને શંકા પડતા માણસો ઉપર દેખરેખ રાખતા.]

પ્રવાસ કરતા કરતા વાઇસરૉય, સાહેબ મુંબઈ આવે ત્યારે તેમના સ્વાગત માટે 'બૉમ્બ' તૈયાર કરવાની યોજના 'પહાગીરી-બૂરા' તૈયાર કરતા હતા, એવી હકીકત આગળ આવેલા નાશક કાવત્રા કેસમાં જાહેર

ી. આ જોતાં અમદાવાદમા સરકારી અમલદારોએ જે ખડે પગે સાવધાની ખી તે અંસ્થાને કેમ ગેચાય ?

ગુપ્ત પોલીસના સખ્ત બંદોબસ્ત છતાંય જે બનવાનું હતું. તે મુજ. ૧૩-૧૧-૧૯૦૯ ના રોજ જ્યારે વાઈસરોય સાહેબ અમદાવાદના કેરસ્તે પસાર થતા હતા ત્યારે તેમના ઉપર કોઈ વસ્તુ ફેંકવામાં આવી. ડાથી એક બોમ ફુટતા મ્યુનીસીપાલીટીનો ભંગી નોકર જખમી થયો ગે તે 'બોમ' વાઈસરોય ઉપર જ ફેંકવામાં આવ્યો હતો કે શું ? તે વાત ચોક્કસ છે. પરંતુ આ તકનો લાભ લઈ સરકારી માણસોએ જોરશોરથી પકડો શરૂ કરી. આ વખતે સરકાર સાવરકરના નામ માત્રથી પણ ડરતી, ર્થી વિનાયકરાવ સાવરકરના નાના ભાઈ નારાયણરાવને જેલમાં રહેવું યું હતું. આજ અરસામા એટલે તા. ૨૧-૧૧-૦૯ ના રોજ ગણેશપત વરકરને જન્મટીપની સજા કરવામા આવેલી તે હાઈકોર્ટે અમાનમાં મ રાખી સાવરકરે ભાભીના મનને આશ્વાસન આપવા માટે "સાંત્વન" મનું સુંદર કાવ્ય લંડનથી મોકલ્યું છે.

ઉપર મુજબ ભાભીના મનને આશ્વાસન આપતાં સાવરકરે સાંસારિક બોને ભૂલવા માટે પોતાનું કર્તવ્ય સમજ્યું. સામાન્ય સરકાર સામે ગે એ જે જે ચળવળો એ કરો તે દાબી દેવાના સરકારે અથાગ પ્રયત્ન કર્યો. રતના દેશી રાજાએ કટોકટીના સમયે પોતાનાથી પુરતો સાથ જરૂર શે એવી શ્રદ્ધા સાવરકરના દિલમા હોય તેમ જણાય છે ભારતના દેશી જ્યો એટલે દેશનીજ એક શક્તિ છે, એમ શ્રી સાવરકર માનતા. 'અભિ-ભારત' ના બાપટ વગેરે કાર્યકર્તાઓ સને ૧૯૦૭ થી લંડન આવતા રહેતા, શ્રી ગાયકવાડ મહારાજ સરખા સંસ્થાનીકોની મુલાકાત મૂકતા દે આ ઉપરથી પણ જણાય છે, કે દેશી રાજાઓ પર તેમની ખૂબ શ્રદ્ધા ી. શ્રી ધિંગ્રા જેવો ક્રાંતિવાદી જો જીવતા પકડ્યો હોત, તો તે હિંદુ-ાનમાં મારા પગાર પર નીમાયો હોત. શ્રી હુતાત્મા ધિંગ્રા જેવા ક્રાન્તિ રને નોકરીમા રાખવાનુ વચન એક દેશી રાજાએ એટલી તત્પરતાથી પ્યુ હતું, કે તત્પરના તેના સસ્થાનિકો તરફ મમત્વ બુદ્ધિ વધ્યા વિના ાય નહિ. નિશાનબાજીનું શિક્ષણ આરોગ્ય લેકોએ કેવી રીતે લેવું ? આ બતની ચર્ચા કરવાના હેતુથી એક ખાનગી પત્ર સાવરકરે નીચે પ્રમાણે

સખ્યુ કે — "જ્યારે આરેન્ટમા સસ્થાનો શમગ્ર નથી ત્યારે ત્યાના યુગનો એ અમેરિકામા જાપ્ર નિશ નગ્નાઝની તાલીમ લેવી " ઉપરોક્ત વાક્યમા મોટા અક્ષરે દિઅર્થી છે. આમા એક એવુ સૂચન છે, કે હિંદી સસ્થાનો તરફ પણ આપણે લક્ષ રાખવુ જોઇએ એવો પ્રસ્તુત લેખકનો મત છે નાશક કાનનગની ત ારી કરનાર યુવાનોએ આજુબાજુની નિઝામ હદનો ઉપયોગ કેવો અને કેવી રીતે કર્યો તે વાત આગળનુ પ્રક ણ વાચનો વાચકો તરફથી સમજ્યાવિના રહેશે નહિ.

દેશી રાજાઓ તરફ સાવરકર શ્રદ્ધાની નજરે જોતા હતા પરતુ દેશી રાજ્યોમા પણ ક્રાન્તિકારી યુવાનો નજરે પડતા હતા આથી આ ચળવળન સખ્ત હાથે દાબી દેવા માટે વાઇસરોયને અને દેશી રાજાઓ વચ્ચ પત્ર વ્યવહાર ચાલતો હતો આ વસ્તુસ્થિતિમા પહોંચી વળવા માટે કાઇ પગલા લેવા જોઇએ ક્રાન્તિકારોએ કાઇક કરવુ જોઇએ, એવુ લાગવા માડયુ હિંદના ઘણા ભાગ સાન્થાનિકોએ ક્રાતિકારક ચળવળ દાબી દેવા માટે હિંદ સરકારન આશ્વાસનો આપ્યા હતા કે. સયાજીરાવ મહારાજે માત્ર સામ્રાજ્ય સરકારને એવુ સ્પષ્ટતાથી જણાવ્યુ કે — " સામ્રાજ્ય સરકારની જે વ્યાજબી માગણી હશે તેના યોગ્ય રીતે અમે વિચાર કરીશુ." આ સમરે સસ્થાનોમા ક્રાન્તિવાદીઓનુ ધોરણ સ્પષ્ટ કરતી એક પત્રિકા "Choose h.; l Indian prince " ( હિંદી સસ્થાનિકા એનો તમો શું પસદ કરો છો ? ) આ શીર્ષક હેઠળ છાપી તેની સેકડો પ્રતો વહેચવામા આવી આ પત્રિકાની આખી પ્રત પ્રસ્તુત લેખકને ન મળી શકી પરતુ શ્રી 'ચારોલ સાહેબે' લખેલા Indian unrest નામના પુસ્તકમાથી જે બે ફકરાઓ ઉધ્ધૃત કર્યા છે તનાથી, તેમજ ઇન્દુલાલ યાજ્ઞિકે પડિત શ્યામજીના ચરિત્રમાં આપેલા એક વધારે ફકરાથી આ પત્રિકાની સ્પષ્ટ કલ્પના વાચકોને આવશે સસ્થાનો અને સાસ્થાનિકો માટે સ્વતત્ર ભારતમા કયુ સ્થાન રહેશે, તેના વિચાર ક્રાન્તિવાદીઓએ હજુ કર્યો નથી એવી પ્રસ્તાવના કરી, આ પત્રિકામા નીચે પ્રમાણે જણાવ્યુ છે

No one but the voice of the Mother herselfl will and can determine when once she cames to Herself and stands free what constitution shall be adopted by her

for the guidance of Her life after the revolution is over...Without going into details we may maintain this much that whether the head of the Imperial Government of the Indian Nation be a President or a King depends upon how the revolution develops itself. The Mother must be free, must be one and united, must make her will supreme. Then it may be that she gives out this Her will either wearing a kingly crown on Her head or a Republican mantle round Her Sacred form.

( ભારતમાતા સ્વતંત્ર બનશે, ત્યારે હિંદની ઘટમાળ ક્રાંતિકારોના વિચારોથી જ ચાલશે. આની યોજના તેમના સિવાય કોઇપણ ઘડી શકનાર નથી. હિંદી રાષ્ટ્રના સાર્વભૌમ સરકારના પ્રમુખ રૂપમાં કોઇની નીમણુક કરવામાં આવશે કે તે કામ કોઈ રાજા કરશે, આ વાત ક્રાન્તિના વિકાસની પરિસ્થિતિ ઉપર અવલંબી રહેશે; પરંતુ આ બાબતમાં હાલ લક્ષ દોડાવવાની જરૂર નથી. ભારતમાતા સ્વતંત્ર થવી જોઇએ, તે એકરૂપ અને અવિભક્ત રહેવી જોઇએ, અને સર્વ રાજ્યકારભાર તેની ઇચ્છાથી જ ચાલવો જોઇએ. આટલું બન્યા બાદ, જનતાની ઇચ્છા ઉપર ચાલનાર આ રાજ્યતંત્ર કોઇ રાજા ચલાવે, કે પ્રજાનો કોઇ પ્રતિનિધિ ચલાવે તે સરખુંજ છે હાલની રાષ્ટ્રીય લડાઇમાં દેશી રાજાઓએ યોગ્ય સ્વાર્થત્યાગ કરવો જોઇએ. જો તેઓ તેમ કરવા અશક્ત હોય તો તેમણે તટસ્થ રહેવુ વ્યાજબી છે. એવી સૂચના કરી, આ પત્રિકામાં દેશી રાજાઓને તાકીદ આપવામાં આવી છે, કે —

Forget not, O Princes! that a strict account will be asked of your doings and non doings and a people newly born will not fail to pay you in the coin you paid. Every one who shall actively betrayed the trust of the people, disowned his fathers and debased his blood

by arraying himself against the Mother—he shall be crushed to dust end ashes...Do you doubt our grim earnestness? If so, hear the name of Dhingra and be dumb. In the name of that martyr, O Indian princes, we ask you to think solemnly and deeply upon these words. Choose as you will and you will reap what you sow. Choose whether you shall be the first of the *nation's fathers or the last of the nation's tyrants.*

હિંદી રાજાઓ તમે શું કર્યું, અને શું કરવાનું ન કર્યું તેનો હિસાબ ખારીકાઈથી માગવાનો સમય આવશે તે ભૂલશો નહિ તમે જે પ્રમાણે વર્ત્યા હશો તેજ પ્રમાણે તમારી સાથે નવસ્વાતંત્ર્ય હિંદ વર્તશે. માતૃભુમીના શત્રુઓને મળીને જેમણે પ્રત્યક્ષ રીતે દેશનો વિશ્વાસઘાત કર્યો હોય. જેમણે પૂર્વજોનું નામ કલંકીત કરી શરીરનું રૂધીર મલીન કર્યું હોય તેવા દરેકનો નાશ કરવામાં આવશે અમારી દેશદાઝ તરફ શું તમો શંકાશીલ છો ? જો તેમ હોયતો શ્રી ધિંગ્રાના ઉન્નત નામ તરફ જુઓ, અને શાંત થાવ. હિંદી રાજેન્દ્રો ! આ હૂતાત્માના નામનું તમોને સ્મરણ કરાવી હમો તમોને એમ કહીએ છીએ કે અમારા કથનનો તમો ગંભીર્યથી વિચાર કરો. બોલો ! તમે શુ પસંદ કરશો ? નક્કી કરો. હા એટલું જરૂર યાદ રાખજો કે — તમો જેવુ કરશો તેવું તમારે ભોગવવાનું છે એકવાર તમો પ્રથમ નક્કી કરો કે :— ( તમારી આ દેશના પહેલા રાષ્ટ્ર-વિધાયક બનવાની ઇચ્છા છે, કે દેશના એક પીડક બનવા માગો છો ! ) વખતસર આપવામાં આવેલી આ સૂચના તરફ જો ભારતના રાજવીઓ દુર્લક્ષ્ય કરશે તો તેનું પરીણામ શું થશે ! તે નીચેના ફકરામાં જણાવ્યું છે.

But if in spite of this clear warning, failing to realise the mighty forces that are working underground and which have already revolutionzed the modern world of Indian thought, you try to ally yourself with the enemy and array yourself to stop the

eruption of this fire-emitting volcano with your thumbs, then look into you, O Princes of India when the mightiest of empires is trembling at the very birth pangs of this revolution, you, weak as you are, cannot hinder its onward march or smother its birth any more than you can change the force of gravitation or the rotundity of the earth.

હિંદી સંસ્થાનિકો આપને આ સ્પષ્ટ ચેતવણી આપવામાં આવે છે. તે તરફ દુર્લક્ષ્ય કરશો, ગુપ્ત કામ કરનારાઓના કાર્યથી આજની જનતાનો વિચાર પ્રવાહ બદલાઇ ગયો છે, તે વાત ભૂલી જઇ શત્રુ સાથે મળી જશો, અને આ જ્વાલામુખીમાંથી નિકળનારી જ્વાલાઓ તમારી આંગળીઓથી રોકવાનો પ્રયત્ન નીકળતી ભયંકર જ્વાલિકાઓને એક આંગળીથી રોકવાનો પ્રયત્ન જો કદાચ તમો કરશો તો તમારાથી વધુ અભાગિયા બીજા કોઇ નહિ હોય !!! આ ક્રાંતિના જન્મ સમયની પ્રસવવેદના તો હજુ હવે શરૂ થઇ છે તે પહેલાંના બળવાનમાં બળવાન એક મજબૂત સામ્રાજ્યના સ્થંભો ડોલી ઉઠયા છે. આવી પરિસ્થિતિમાં આપના જેવા નિર્બલો આવા ક્રાન્તિના પુરોગામી પ્રચંડ પૂરને રોકવા પ્રયત્ન કરે તો સાહસ નથી, જન્મતી ક્રાન્તિના ગળે નખ દેવા તૈયાર થાય તો તે પૃથ્વિના ગુરુત્વાકર્ષણના નિયમને કે પૃથ્વીના વર્તુલાકારને અસત્ય ઠેરવવાનું સાહસ કરતા નથી શું ?

આ પત્રિકાનો જન્મ લંડનમાંના " અભિનવ ભારત "માંથી વિનાયક સાવરકરની પ્રેરણામાંથી જ થયો છે, એવુ ઇન્દુલાલ કૃત પંડિતજીના ચરિત્રમાં છે. આ પત્રિકા સાવરકરે પોતે જ લખી છે. આનું લેખન, મુદ્રણ અને પ્રસારનું કામ ચાલતું ત્યારે સાવરકર એક બીજા કામમાં રોકાઈ રહેલા. ' શીખો 'ના ઇતિહાસ માટે એક મરાઠી ગ્રંથ લેખન કરવા માટેનું વાંચન અને લેખનનો ઉદ્યમ કરતા હતા. તે બાબતની કેટલીક મનોરંજક હકીકત આ પ્રકરણમાં આગળ આવશે. આ ઉપરાંત સને ૧૯૦૯ ના ડિસેંબર માસમાં શકય માર્ગે અને મળી આવે તે માણસ સાથે શસ્ત્રાસ્ત્રો

અને ક્રાન્તિવાદી સાહિત્ય હિંદમાં રવાના કરતા રોકાયેલા હતા. ઇંડિયા હાઉસ અને તેના આગેવાનો સાથે જેમનો સંબંધ નીકળતો હતો તે "શ્રી નીતિસેન દ્વારકાદાસ" માર્સેલીસથી 'મેસીડોનિયા' બોટમાં ચઢી હિંદુસ્થાન આવવા નીકળ્યા. "હિંદમાં આવતાં જ તમો પકડાઇ જશો" એવો તાર તેમને મળતાં તેઓ પ્રસ્લાબીયા ઉતરી પડયા. તેમના સામાનમાં કાંઈ સંશયયુક્ત મોકલવામાં આવ્યું હતું, કે નહિ તે નિશ્ચિત કહેવાતુ નથી, તો પણ આ કંઇ અસંભવિત ન હતું. તા ૨૮-૧-૧૦ ના રોજ એક ફ્રેન્ચબોટ મુંબઇ આવી ત્યારે 'ચેંગિરીસર' નામના એક રશુની બ્રહ્મી પ્રીસમની કસ્ટમ ખાતાએ ઝડતી લીધી. તેમની પાસેથી ઘણી વસ્તુઓ મળી આવી. તેમની પેટીનું તળિયુ, સાચું તળિયુ નહિ પણ એક ચોરખાનાવાળું છે; એવું સરકારી અમલદારોને જણાતાં તેમની ઝડતી વધારે બારીકાઇથી કરવામાં આવી. ઝડતીમાં એક 'બ્રાઉનિંગ રિવોલ્વર' અને ૨૫-૨૫ કાર્તુસોનાં ત્રણ પડીકાં હાથ લાગ્યાં "Significance of Indian Nationalism" આ પુસ્તકની એક પ્રત, "પિકવિકપેપર્સ"નું ખોટું પુઠું ચઢાવેલ war of Independence" નામનાં પુસ્તકની દસ પ્રતો, Pagans and christians or the Black spot in the East, Germany and England વિગેરે પુસ્તકોની પ્રતો અને ક્રાંતિકારોએ પ્રસિદ્ધ કરેલી પત્રિકાઓની પ્રતો એવું સાહિત્ય મળી આવ્યુ આમાંની કેટલીક પત્રિકાઓ તેમણે પોતાના બુટમાં સતાડી હતી અને કેટલીક પત્રિકાઓ તેમણે પહેરેલા કપડાના અસ્તરની અંદર સીવી નાંખી હતી. હાલમા જ દિવંગત થએલા પંજાબના વડા પ્રધાન સર સિકંદર હયાતખાન જ્યારે શિક્ષણ સારૂ ઇંગ્લેંડ ગએલા ત્યારે તેમનો સાવરકર સાથે સારો પરિચય થયો હતો એવું સર સિકંદર હયાતખાને સને ૧૯૩૯ ની સાલમાં જે એક કાગળ પ્રસિદ્ધ કર્યો છે તે ઉપરથી જણાય છે. ધિંગ્રાના પ્રકરણ પછી પંજાબના કોણ કોણ મુસલમાન યુવાનો વિલાયત ગયા છે અને તેમાંના ક્યા ક્યા ક્રાન્તિકારક ચળવળમાં જોડાયા છે તે બાબતની બારીકાઇથી તપાસ થવા લાગી એટલે સર સિકંદરને ઉતાવળમાં હિંદ પાછા ફરવુ પડ્યું. તેમના કુટુંબની ગણત્રી રાજનિષ્ટ કુટુંબમાં થતી તેથી તેમના સામાનનો તપાસ બારીકાઇથી થવાનો સંભવ નથી. એવો વિશ્વાસ તેમણે

પ્રદર્શન કરવાથી તેમના સામાનમા કેટલીક પિસ્તોલો કાર્તુસો કેટનાક ક્રાન્તીકારક સાહિત્યના પુસ્તકો તથા પત્રિકાઓ છુપી રીતે ગોઠવી, હિંદના કિનારે નિર્ભય રીતે ઉતરો, જેઓના તરફ રવાના કરવાની હતી તેઓને તે બધીજ ચીજો મળી એમ તે વખતના જાસુસો હજુએ કહેછે.

પત્રિકાઓનુ પ્રકાશન, પુસ્તકનું લેખન તેમ હિંદ આવતા માણસોને મારફતે શસ્ત્રો મોકલવામા તેમનુ મન ખૂચી ગયેલુ હતું છતાય આ અરસામા તેમનુ દિન નાશકના મનેના બનાવો પ્રત્યે કેન્દ્રિત રહેલુ ગણેશપત સાવરકર આંદામાન જવાના એ વાત ચોકકસ હતી તેમ નાનાભાઈ નાગપણુરાવ પણ અમદાવાદના 'બો મ' કેસમા ઝડપાયા હોવાથી તેમનું મન કૌટુમ્બિક પરિસ્થિતિથી વ્યગ્ર રહેતુ પરતુ આથી તેમનુ મન નાશક પ્રત્યે બેચાતુ એમ નહતુ

There was ample evidence to show that murder had been in the air of Nasik for several months before the perpetration of the deed

( નાશકમા પ્રત્યક્ષ ખૂન થયુ તે પહેલા કેટનાક માસ અગાઉ નાશકનુ વાતાવરણ ખૂની બની ચૂકયુ હતુ અવુ સિદ્ધ કરવા ઘણો પુરાવો મોજુદ છે )

આ મતનમની શ્રી ચિરોલ સાહેબે સરકારને આપેલી માહિતી પરથી જણાય છે સાવરકરને પણ આ પ્રમાણેની માહિતી ન મળી હોય એ અસંભવીત છે એમની ટપાલ તરફ સરકારની સખ્ત દેખરેખ હતી છતા પણ નાશકના 'અભિનવ ભારત'ના યુવાનોના કેવા વિચારો ચાલે છે તેની ખબર તેમને મળી રહેતી

અભિનવ ભારતના તરૂણોને સાવરકરે એવો ઉદ્દેશ દઈ રાખ્યો હતો આ તરફે કોઈ બળવાન શત્રુ સાથે બ્રિટિશ સામ્રાજ્ય આથડી પડે તેની પ્રતીક્ષા કર્યા કરવી તે સમય સુધીમા દેશમા શસ્ત્રોના ભડાર ભરી યુવાનોને તે વાપરવાનું અને તેની બનાવટનુ શિક્ષણ આપવુ પછી જ્યારે

યુદ્ધ મળગતા બ્રિટીશ સૈન્ય તેમા સડોવાઈ રોકાઈ રહે ત્યારે આપણે સમસ્ત દેશમા ક્રાન્તિનો દાવાનળ ફેલાવી દઈ સ્વાતંત્ર્યની સ્થાપના કરવી " પરંતુ સાવરકર એ પણ જાણતા હતા કે અધીરા યુવાનોના મન આ માર્ગની પ્રતિક્ષા કરવા સુધી ધૈર્ય રાખી રોકાઈ રહે તેવા નથી હોતા શત્રુપક્ષ તરફથી મનને ઉશ્કેરે તેમ ચીડવે તેવા પ્રસંગો ઉપસ્થિત થતાજ કેટલાક યુવાનો અધીરા બની ગમે તે રસ્તે અને ગમે તે સાધનથી વૈરવૃત્તિ સંતોષવા પ્રયત્ન કરે છે શ્રી ટિળક અને પરાંજપેને કરવામા આવેલી અમાનુષિ શિક્ષા, એક કાવ્ય પ્રસિદ્ધ કરવાના બહાના હેઠળ ગણેશપંતને દેશનિકાલની શિક્ષા વગેરે ક્ષોભજનક પ્રસંગો બન્યા હતા આથી તેના પ્રત્યુત્તર રૂપ નાશકમા કાંઈ નવાજુની જરૂર થશે, એવો તર્ક સાવરકરે બાંધ્યો હોય તો તે કાંઈ ભૂલ ભરેલો નહતો

*There is a reason to believe that it was from India House that came both the idea of murdering Mr Jackson and the weapon used by the murderer*

મિ જેકસનનું ખૂન કરવાની કલ્પના અને ખૂની માણસે વાપરેલા હથિયાર નો સબંધ ' ઇંડિયા હાઉસ ' સુધી જઈ અટકતો એવું માનવાને કારણ છે ઉપરોક્ત વિધાન થી ચિરોલ સાહેબે કહ્યું છે પરંતુ તે તર્કસંમત નહોતું ' ઇંડિયા હાઉસ ' મા રહેતો ચોબીઓ ચતુર્ભુજ તા ૯-૩-૧૯૦૯ ના રોજ મુંબઇ આવી પહોંચ્યો. વિનાયકરાવ સાવરકરે મોકલેલી ૨૦ બ્રાઉનિંગ રિવોલ્વરો પૈકી જે રિવોલ્વરો નાશકના લોકોના હાથમા આવેલી તેમાનીજ એકનો ઉપયોગ કરી શ્રી અનંત કાન્હેરેએ જેકસન સાહેબને સ્વધામ પહોંચાડયા એ વાત જો ખરી હોય તો પણ તા ૧૫-૨-૧૯૦૯ના રોજ જ્યારે ચતુર્ભુજ લંડનથી રવાના થયો ત્યારે સાવરકરની દૃષ્ટિમા જેકસન જરાયે નહતો તેમ અમુક પિસ્તોલથી જેક્સનને રામશરણ કરવાની સૂચના પણ આપવામાં આવેલી નહતી સરકાર હરે ભરાઈ ક્ષોભ જનક પ્રસંગો તૈયાર કરે, ત્યાર સમય આવતા મગી ફીટવાની તૈયારીવાળા યુવાનોને જો શસ્ત્રો મળે તો વેર લેવાના નિશ્ચય થતાજ તે વેર કેટલુ સહેલાઇથી લઈ શકાય છે તે વગી શ્રી ધિંગ્રાએ તેમના વર્તનથી સિદ્ધ કરી

આપ્યુ હતુ. નાશકથી આવતા પત્રો પરથી જણાતું કે નાશકમા પણ કાઇ ખૂનરેજી શરૂ થશે આથી સાવરકર ત્યાના વર્તમાન જાણવા આતુર રહેતા. એક દિવસ તેમણે જાણ્યુ કે નાશકના કલક્ટર શ્રી જેકસનનું ખૂન થયું છે.

મી. જેકસનના ખૂન બાદ "શ્રી અનત લક્ષ્મણ કાન્હેરે" "કૃષ્ણાજી ગોપાળ કર્વે" "વિનાયક નારાયણ દેશપાંડે" વગેરે યુવાનો ઉપર મુંબઇ "સ્પેશિયલ ટ્રિબ્યુનલ' સમક્ષ કામ ચલાવવામાં આવેલું. આ કામમા જે જવાબો થયા અને શ્રો બિઆના જવાબો તપાસતા તેમા ઘણુજ સામ્ય જણાય છે. આ ખૂનનો સકલ્પ નક્કી કર્યો બાદ લાંબા સમય સુધી તેની તૈયારીઓ ચાલેલી.

શ્રી કાન્હેરેના આત્મબળની પરીક્ષા કરવાનું કહેતાં શ્રી અ ા તરાવે એક ધગધગતી ચીમનીના ગોળાને શાત ચિત્તે હાથમા પકડી પોતાની સહનશક્તિનો પરચો આપ્યો હતો. આ ખૂન સાર્વજનિક સભા વખતે કરવુ એમ ઠરાવવામા આવ્યુ જો કદાચ આ કામ એક વ્યક્તિથી ન થઇ શકયુ તો તે યોજના પાછળ બીજાએ તૈયાર થવું એવી યોજના પણ ઘડાઇ ચૂકી હતી શ્રી કાન્હેરેને શ્રી ચિરોલ સાહેબે દૂરથીજ કારાગૃહમા જોયા હતા અને નીચે મુજબ વર્ણન કર્યું હતુ —

I happened, when at Nasik to see the latter (Kanhere) whilst he was performing his ablutions in front of the Government building in which he was confined Four policemen were in charge of him, but he seemed absolutely unconcerned and after having washed himself leisurely, proceeded to discharge his devotions, looking around all the while with a certain self-satisfied composure, before returning to his cell.

"હું નાશક હતો, ત્યારે શ્રી કાન્હેરેને જોવાની મને તક મળી તેમને સરકારી વાડામા અટકમા રાખવામા આવેલા હતા જ્યારે તેમને જોયા ત્યારે

તેમને નહાવા સારું બહાર કાઢવામા આવેના ૪ પોલીસ પહેરો ભરી રહ્યા હતા, પરંતુ તે તો તેમની ધ્યાન બહાર જ હતુ શાંત ચિત્ત સ્નાનથી પરવારી તે કાંઇ ધ્યાનધારણા કરવા લાગ્યા પોતાની ઓરડીમાં જતા પહેલાં તેમણે કેટલીક વખત ચોગરદમ નજર ફેરવી તે વખતે તેમના મુખ ઉપર આત્મસમાધાન અને શાંતિ તેજ પ્રસરી રહ્યું હતુ હિંદુ યુવાનો નિર્વિકાર અને નિર્ભય ચિત્તથી મૃત્યુને ભેટવા તૈયાર જ, તમા ગીતાનો પ્રચાર જ પ્રધાન કામ કરે છે આવુ તે વખતે કેટલાક અંગ્રેજોને લાગેલુ. શ્રી અનંત કાન્હેરેએ અચળતાથી મૃત્યુને સ્વિકારી લીધું એટલુંજ નહિ પરંતુ અટકમા હતા ત્યારે તેમને અત્યંત ત્રાસ દેવામા આવેલો છતાય તેમની ગંભીરતા ન છૂટી કામ ચાલતા ઉપગ્રી કલેક્ટર શ્રી એ૫કરની જુબાની સરકાર તરફથી થયેની ત્યારે તેમણે ઉનટ તપાસમા એવુ કબુલ કરેલું કે, આરોપીના માથા ઉપર જ્યારે ફટકા મારવામા આવતા ત્યારે આરોપી માત્ર એટલુ જ બોલતો કે ' મે મારૂ કર્તવ્ય બજાવ્યુ છે '

જેકસન ૧૯૦૭ ના ડિસેમ્બરથી નાશકમા કલેકટર નીમાયા હતા તેમની નીમણુક વેળાએ નાશકમા 'વંદેમાતરમ'ના ખટલાનું પ્રકરણ ઘેરાતુ હતુ, જેકસન મરાઠી અને સંસ્કૃત બન્ને ભાષાઓ જાણતા હોવાથી કેટલાક લોકો તેમને રમૂજમા પંડિત જેકસન કહેતા તે મરાઠીમા સુંદર વાતચીતો કરી જાણતા અને કેટલીકવાર એમ પણ બોલતા કે " ગોદાવરી ભરનુ સૌંદર્ય મને એટલુ ગમે છે તેમ સંસ્કૃત પંડિત ઉપર મારો એટલો પ્રેમ છે કે, ગત જન્મમા હુ નાશકમા જ કોઈ પંડિત કે શાસ્ત્રી હોઈશ " એવુ મને જણાય છે

જેકસન જેવા સુંદર મરાઠી સંસ્કૃતજ્ઞની કલેકટર તરીકે નિમણૂક થાય, તો 'અભિનવ ભારત'ને નિર્મૂળ કરી શકશે, તેમ સામાન્ય જનતાને તે રાજ્યનિષ્ઠ બનાવશે એવી સુબઈ સરકારની ધારણા હતી શ્રી બાબા સાવરકરને અંદામાન રવાના કર્યા બાબા સાહેબ ખરે ઉપર પણ રાજ્યદ્રોહનો આરોપ મૂકી કેસ કરવાની તૈયારી કરી, તેમ હાઈસ્કુલના દરેક કલાસમાં પ્રવિષ્ટ

ચંચેવો અભિનવ ભારતની શાખાઓનો દ્વંસ કરવા શિક્ષા અને છાત્રોને અમે તે રીતે હેરાન કરવાની પૂરતી સત્તા પોલીસોને આપેલી હતી. આથી સરકાર એમ સમજતી કે હવે આ ' અભિનવ ભારત 'નો વિદ્વંસ થયા વિના રહેનાર નથી.

સરકાર તરફથી નિમાયેલા બાતમીદારો ગમેતેવા ખરા ખોટા હેવાલો સરકારમાં કરતા. હાઈસ્કૂલમાં એક વખત શિક્ષક 'રઘુનાથ કૃત' દમયંતી-નળ સ્વયંવરના શ્લોકો સમજાવતા હતા. આ શ્લોકોમાં કેટલીકવેળા ' અરવિંદ '–' ઘોષ '–' પત્રો ' વગેરે શબ્દો આવતા. તે સાંભળતાં એક ગુપ્ત પોલીસે સરકારમાં એવો રિપોર્ટ કર્યો કે, નિશાળમાં શિક્ષક છાત્રોને ભણાવવાનું છોડી અરવિંદઘોષના પત્રો ઉપર વ્યાખ્યાન આપતા હતા આ બાબત ઉપર કોર્ટમાં બાતમીદારની જુબાની શાક્ષી તરીકે સરકાર તરફે થતાં તેમની મૂર્ખાઈનું પ્રદર્શન થતાં કોર્ટમાં હાસ્ય રસનું મોજું ફરી વળ્યું

ઉપરથી મીઠી વાતો કરવી, અને સ્વાતંત્ર્યપ્રિય માણસોને ગમેતે રસ્તે હેરાન કરવા માટે સખ્તમાં સખ્ત પગલાં લેવાનું ધોરણ સતત ૧૫-૨૦ માસસુધી ચલાવ્યું ત્યારબાદ શ્રી જેકસનને જણાયું કે જે કાર્ય માટે તેમની નિમણુંક કરવામાં આવી છે, તે કામ પૂર્ણ થઇ ચૂક્યું છે, તેમ સરકારી હતું સફળ થયો છે આ મતલબના ઉદ્ગારો જે દિવસે તેઓ હાર થયા તેજ દિવસે તેમણે ઉચ્ચાર્યા હતા વધુમાં એમ પણ જણાવ્યું કે જ્યારે હું નાશકમાં આવ્યો ત્યારે રાજા-પ્રજા વચ્ચેનો સબંધ કલુષિત હતો આ બંન્નેના મન મેળવવાનો મારો પ્રયાસ સફળ થયો જોતાં મને આનંદ ઉપજે છે શ્રી જેકસન લગભગ ૨ વર્ષ રહ્યા હોવાથી તેમની બદલીનો હુકમ પણ આવી પહોંચ્યો હતો મુંબઇ ચયેલો આ બદલીનો હુકમ મળતાંજ તેમણે પોતાનાં પત્નીને મુંબઈ મોકલી દીધાં અને નાશકના શહેરીઓ તરફથી ફૂલહાર સ્વીકારી નાતાલની રજાઓની શરૂઆતમાંજ મુંબઈ જવાનું શ્રી જેકસન સાહેબે ઠરાવ્યું હતુ.

શ્રી જેકસનનું ખૂન કરવાની કલ્પના નાશકમાં દેશપાંડે, સોમણ વગેરે વાનોના દિલમાં સને ૧૯૦૯ ના મે માસથી ઘોળાતી હતી. મી. જેકસન પર આ યુવાનો ઘણા જ ચિડાઈ રહ્યા હતા. પરંતુ જ્યારે ચતુર્ભુજ સાથેની

રિવોલ્વરો મળી ત્યારે તેમને જણાયું કે હવે વિધવા જેવા ' આક્રંદન ' કરતાં હવે કાંઈક આપણે પ્રભાવિત કાર્ય કરી શકીશું. શ્રી ધિંગ્રાએ તા. ૧-૭-૧૯૦૯ ના રોજ રાત્રે કર્નલ વાયલીને ઠાર કર્યા હતા. ને હિંદી દેશભક્તોને આપવામાં આવેલી અમાનુષીવ શિક્ષાનું વેર લેવા માટે જ તેમણે આ કૃત્ય કરેલું એવું જ્યારે પ્રસિદ્ધ થયું ત્યારે નાશકના યુવાનોને લાગ્યું કે હજુ આપણાથી કાંઈ બની શકયું નથી. આ પ્રમાણેની ચટપટી ત્યારથી યુવાનોને લાગી હોય તેમ જણાય છે, કારણ શ્રી. ધિંગ્રાને ફાંસી દેવાયા બાદના મહીને એટલે તા ૧૯-૯-૧૯૦૯ ના રોજ આ યુવાનોએ ' અનંત કાન્હેરેને પ્રથમ નાશક બોલાવેલા. અને તેની સાથે આ નિશ્ચયની કેટલીક વાટાઘાટો કરી હતી.

" અનંત કાન્હેરે " યુવાન પોતાના મામાને ત્યાં રહી ત્યાંની એક આર્ટસ સ્કુલમાં શિક્ષણ લેતા તેમના એક બંધુ બોરસી બાજુમાં નોકરી કરતા, અને તેમના પિતાશ્રી તેજ અરસામાં પેન્શન ઉપર ઊતરી પોતાના વતન ' આયન્ત ' ગામમા જઈને રહ્યા હતા, અનંતની ઉમર આ વખતે ૧૮-૧૯ વર્ષની હતી. તે પૂરી ઉંચાઈનો હતો, પણ શરીરે ખૂબ તાકાતવાન હોય એમ જણાતું નહતું. ગાવું, મજાવવું અને ટાપટીપથી રહેવું એ તેઓને ગમતું તે ઘણેજ દેખાવડો હતો, તે પોતે સાહસીક અને સહનશીલ હતો આ વાત યેવના-મનમાડ વગેરે કેન્દ્રમાના ' અભિનવ ભારત 'ના કાર્યકરો જાણતા. દિ ૧૯૦૯ ના સપ્ટેમ્બરમાં શ્રી અનંત નાશકમા કેટલાક દિવસો રહેવા આ વખતે તેમણે રિવોલ્વરની નીશાનબાજી હસ્તગત કરી અને કાંઈક બહાનું કાઢી, શ્રી જેક્સન સાહેબને બરાબર ઓળખી રાખ્યા હતા.

નાશિકના લોકોએ જે કે જેકસનનું ખૂન કરવા ઠરાવેલું છતાં ઓકટોબર નવેમ્બર મહિનામાં તેઓ કંઈ પણ કરી શકયા નહી. છેવટે જેક્સનની બદલી થઈ અને નાશિકમાં છુટા મેળવી એવા મોટા દંભથી તે મુંબાઈ જવાના એવું જ્યારે સ્પષ્ટ જણાયું, ત્યારે આ ટોળીએ એવું ઠરાવ્યું કે, આનુ પરિણામ જે થવાનું હોય તે થાય પરંતુ આ કામ તો પુરૂ કરીજ નાખવું જોઈએ. અનંત ઔરંગાબાદથી નાશિક આવે છે. આ વાત જો તેમના મિત્ર ગંગારામ રૂપચંદ મારવાડીને જણાય તો તે આ કામમાં કંઈ ડખલ કરશે, એવો ડર લાગવાથી, અનંતના નામનો

ખેટો તાર કરી, અનંતને ઔરંગાબાદથી બહાર કાઢવાનું કારસ્તાન આ મંડળીને ( ટાળીને ) કરવું પડયું જેકસન સાહેબ નાશિક છોડીને જવાનું નક્કી થતાંજ તેમના માનાર્થે અનેક કાર્યક્રમો નાશિકમાં ઉજવાવા લાગ્યા. આ કાર્યક્રમ તરફ નાશિકના "અભિનવ ભારત" ના લોકોનુ ( કાર્યકર્તાઓનું ) તે તરફ લક્ષ હતુંજ. આ વખતે કિર્લોસ્કર નાટક મંડળીનો મુકામ આ અરસામાં નાશિકમાં હતો. તે વખતે આ કંપનીમાં કામ કરનાર, શ્રીયુત નારાયણરાવ રાજહંસ, જે પછી બાલ ગંધર્વના નામથી મહારાષ્ટ્રમાં લોકપ્રિય થયા. તેમની નાટયકલા નિપુણતા તથા ગાન માધુર્યથી લોકો આકર્ષાઈ ગયા હતા દેવલે લખેલા 'શારદા' નામના નાટકમાંનું શારદા નામના સ્રી પાત્રનું કામ તે ઘણીજ બાહોશીથી ભજવતા હતા. જેકસન સાહેબ મરાઠી ( ભાષાથી ) નાટય વાઙ્મયથી પરિચિત હતા, અને શારદા નાટક જેવો.તે ઘણાજ ઈંતેજાર હોવાથી. કંપનીએ ખાસ 'શારદા' નાટકનો ખેલ નાખ્યો. હંમેશના નિયમ પ્રમાણે આ ખેલ બુધવાર તા ૨૨ ડીસેમ્બર ના રોજ ભજવવાનો હતો, પણ તે દિવસે જેકસન સાહેબના માટે (જે) અનેક સાર્વજનિક કાર્યક્રમો ગોઠવાઇ ગયેલા તેથી આ નાટક મંગળવારના રોજ ભજવવું એવું નક્કી કર્યું. દિનાંક ૨૨ ના રોજ ત્રણ ઠેકાણે જેક્સન સાહેબને પાન સોપારી થવાની હતી પોતાની કચેરીમાં મોટો દરબાર ભરાતો, લોકો પોતાની યાદ રાખે. તે માટે પોતાના ફોટાઓ લોકોને વહેંચવા. એવો કાર્યક્રમ જેકસન સાહેબે નક્કી કર્યો હતો. આ મોટો કાર્યક્રમ પણ બુધવાર ના દિવસેજ થવાનો હતો. આ તમામ તેમના માનાર્થે યોજાયેલા મેળાવડામાં નિર્ભય રીતે જેકસન સાહેબ ભાગ લેતા હતા. દિનાંક ૧૯ ડીસેમ્બરના રોજ ( રવીવાર ) નાશિક મ્યુનિસિપાલિટીએ જેકસન સાહેબને માનપત્ર આપ્યું. તે વખતે સાહેબના ગુણુ વર્ણન કરતું કાવ્ય જેમાં જેકસન સાહેબની નમ્રતા તથા માયાળુપણુ વર્ણવ્યું હતુ. ઉપર પ્રમાણે અનેક પ્રકારના પાન સોપારીના કાર્યક્રમો ઉજવાતા હોવાથી જેકસન સાહેબને જરૂરથી એવું લાગ્યુ હતુ કે. નાશિકમાંનો અસંતોષ સમુળગો નષ્ટ થઇ પોતાની કારકિર્દી યશસ્વી નીવડી છે. આ સંબંધમાં જેકસન સાહેબે જે ઉદ્ગાર કાઢેલા તે ચિરોલ સાહેબે નીચે પ્રમાણે ટાંકયા છે. Only a few days before his death, he expressed his confiction that disaffection had died out in Nasik, and

that he ,could go any where, and at any hour without, the slightest risk of danger. ( મરણ પહેલાંજ થોડા દિવસ અગાઉ જેકસન સાહેબ ઘણાજ વિશ્વાસથી એવું બોલેલા કે નાસિકમાંનો અસંતોષ પૂરેપૂરો શાંત થયો છે. હું ગમે ત્યાં ગમે તે વખતે જાઉં તો તેમાં કોઇપણ પ્રકારનું સંકટ આવવાનો સંભવ નથી ).

જેકસન સાહેબ જો કે આજુબાજુનું વાતાવરણ ભયરહિત છે, એવું માનતા, છતાં તપાસ અંતે પોલીસને એવી ખાતરી થઇ હતી કે વાતાવરણ નિર્ભય ન હતું, અને તે બાબત પોલીસ ખાતાએ જેકસન સાહેબને સૂચવી હતી. પણ આ સૂચના તરફ તેમણે બેદરકારી બતાવી એવી માહિતી ગીરોસ સાહેબે લખી રાખી છે.

નાશકમાંથી જેકસન સાહેબને સહિસલામત જવા દેવો નહિ એવું ' અભિનવ ભારત 'ના પ્રમુખ કાર્યકર્તાઓએ ઠરાવ્યા પછી, અનંત કાન્હેરેને ફરીથી નાશિક બોલાવવાની પ્રવૃત્તિ શરૂ થઇ સપ્ટેમ્બર, ઓકટોબરમાં અનંત કાન્હેરે નાશકમાં હતા. તે વખતે નાશકમાં કામ કરનારાઓને એવું સૂચન કર્યું હતું કે, તે ખૂન કરવાની મુખ્ય જવાબદારી સ્વીકારવા તૈયાર છે. પણ તે કામ માટે સ્થાનિક કાર્યકર્તાઓની મદદની અપેક્ષા રહેશે. પૂરતી સ્થાનિક મદદ ન મળવાથી નિરાશ થઇને તે ઔરંગાબાદ પાછા ગયેલા. અનંતના મદદગાર તરીકે કોની યોજના કરવી તે બાબત વિચારણા થઇ. કૃિષ્ણાજી ગોપાલ કર્વે, તથા વિનાયક નારાયણ દેશપાંડેએ આ જવાબદારી સ્વીકારી. અનંતને આ માહિતી મળતાંજ ગંગારામ રૂપચંદને જાણ કર્યા સિવાય તે નાશિક આવી પહોંચ્યા. આજ અરસામાં જેકસન સાહેબના માનાર્થે ઉજવાતા સમારંભો ( ઘણા ) પૂરજોસમાં ' શારદા નાટક 'ના પ્રયોગ વખતે જ વિજયાનંદ થિયેટરમા તેનું ખૂન કરીશું તો તે ઘણુંજ અસરકારક નીવડશે, એવું નાસિકના યુવાનોએ ઠરાવ્યા પછી, અનંત અને તેના સહકારી મિત્રો આગળની વ્યવસ્થા કરવા લાગ્યા. આ પ્રયત્નમાં જો આપણે સફળ થઇશું તો આપણને ફાંસીએ ચડવું પડશે તે અનંત જાણતો હોવાથી તેણે તા. ૧૫, ૧૬ ડિસેમ્બરના અરસામાં નાશકના એક ફોટોગ્રાફરને ત્યાં જઇને પોતાનો ફોટો પડાવ્યો. નાટક જે વખતે ( બંધ ) અંક પડે તે વખતે ( નાટકમાં ) થીયેટરમાં આપણે ગમે ત્યાં હોઇશું તો પણ વિશ્રાન્તિ

વખતે જેક્સન સાહેબને આંતરી તેમની નજીક જઇ શકાશે એવું અનંતને પહેલાં લાગ્યું હોવું જોઇએ. અને તેથીજ તેણે બાર આનાવાળી ટિકીટ ખરીદ કરી હતી. કોઈ પણ રીતે આ કામમાં અપયશ ન મળે તે માટે વિશેષ ઉપાય યોજના કરવાનો વિચાર અનંતને પાછળથી સૂઝ્યો હોય તેમ લાગે છે. જેક્સન સાહેબ ખુરશી ઉપર બેઠા હોય તેની ( આજુબાજુ ) નજીકની ખુરશીની ટીકિટ જો લીધી હોય, તો કાર્ય સહેલાઈથી પાર પડશે, એવું લાગવાથી અનંતે પાછળથી ખુરશીની ટિકીટ ખરીદ કરી હશે અનંતની અંગ જડતી થીએટરમાં લેવામાં આવતાં, તેની પાસેથી જે બે ટીકીટો મળી આવેલી તેથી ઉપરના લખેલા કારણોને પૂરતી મળે છે.

એવું પ્રસ્તુત લેખકને લાગે છે તા. ૨૧ ની રાત્રે આઠ સાડા આઠના શુમારે ભરેલી બે રીવોલ્વરો પોતાના ગજવામાં વ્યવસ્થિત રીતે ગોઠવી, અનંત કાન્હેરે વિજ્યાનંદ થિયેટરમાં દાખલ થયો. કર્વે તથા દેશપાંડે પણ પોત પોતાની રીવોલ્વરો સહિત નકકી કરેલી જગોએ ગોઠવાઇ ગયા હતા.

નાટક શરૂ થવાની તૈયારીમાં હતું, થિયેટરમાં ચીકાર મેદની હતી, જેક્સન સાહેબને નાટક જોવાનું બહુજ ગમતું હતું, છતાં પણ તે વખતે તેઓ થિયેટરમાં આવેલ નહોતા અને તેથી તેઓ કોઇ મહત્વના કાર્યક્રમમાં રોકાયેલા હોવા જોઇએ એવું પ્રેક્ષકોને લાગેલું. તર્કથી અનંત તે વાત જાણી ગયો. પોતાનું કામ કરવાની પાછળથી તક મળે તે માટે રોકાઇ રહેવું તેના કરતાં મોડેથી આવનાર જેક્સન સાહેબ જે પ્રવેશદ્વારથી થિયેટરમાં આવનાર હતા. અને જ્યાં લોકોની ભીડ ઓછી હતી. તે દરવાજા આગળના ઓટલા ઉપર જઇ ને અનંત બેઠો. કારણ કે જેક્સન આ દરવાજામાંથી આવતાંજ પોતાનું કાર્ય કરવાને સારી તક મળશે એવું અનંત ધારી બેઠેલો. ઓટલાની ધારે ( ઉભા ) બેસી તે ( નિરીક્ષણ કરી રહ્યો હતો , ) આજુબાજુ બારીકાઇથી જોઇ રહયો હતો. એટલામાં સાડા નવે જેક્સન સાહેબ પ્રવેશદ્વારા આગળ આવ્યા. તેમની સાથે મો. જોલી નામનો એક અંગ્રેજ તથા બે અંગ્રેજ સ્ત્રીઓ હતી. તે બધાં થિયટરમાં પેઠાં. નાટક ગૃહમા પ્રવેશ કરી જેક્સન સાહેબ પોતાના માટે રાખેલી ખુરશી ઉપર જઇ બેઠા અને પોતાને મોડુ થયા બદલ દિલગીરી પ્રદર્શિત કરે છે, એટલામાંજ

અનંત કાન્હેરે તેમની પીઠ પાછળ જઇ ઊભા. આંખના પલકારમાંજ ભરેલી રિવોલ્વર ગજવામાંથી કાઢી સામે ઊભેલા જેક્સનની પીઠને તાકી ગોળી છોડી. એક ગોળી છોડયાથી કામ થશે નહિ એમ અનંતને લાગવાથી તે તીર જેવો દોડી જેક્સનની સામે આવીને એક ઉપર એક ગોળી છોડવા લાગ્યો તેવી રીતે તેણે સાત ગોળી છોડયા પછી આત્મહત્યા કરવાના ઇરાદાથી પોતાના હાથમાંની રિવોલ્વર પોતાના માથા તરફ ફેરવી. એટલામાં ડેપ્યુટી કલેક્ટર પાલ્ફર'સાહેબે આગળ આવી તેમના હાથ પકડયા. મિ. જોશીએ અનંતનો બીજો હાથ પકડયો. તે પકડેલાં આ હાથથી તેણે પોતાના ગજવામાંની બીજી રિવોલ્વર કાઢવા પ્રયત્ન કર્યો. બન્ને હાથ પકડાયા બાદ અનંત નિર્ભયતાથી અને શાંતિપૂર્વક ઊભા રહેલા. જેક્સન સાહેબનું શરીર જમીન ઉપર ( મૃત ) ગતપ્રાણ થઇ છિન્નભિન્ન અવસ્થામા પડયું હતું. નાટક જેવા આવેલા ડો. કુલકર્ણી, ડો. કિર્લોસ્કર, ડો. શંકરરાજ અલી. વગેરે ડોક્ટરોએ જેક્સન સાહેબની નાડો તપાસી જોઇ પણ નાડીનું ઠેકાણું ન મળે.

આ અદભુત અને ભીષણ બનાવ પછી નાટય પ્રયોગનું શું થયું હશે, નું વર્ણન કરવાની કોઇ જરૂર રહેતી નથી. પોતાનું ખોટું નામ તથા ડેવાનું ઠેકાણું અનંતે કહેવાનું નહોતું એવો સંકેત થએલો, છતાં અનંતે ! એ બાબતો આપની કોર્ટમાં કેમ જાહેર કરી; પળશીકર વહીવટદારે આ મતે બાહોશીથી સ્ટેશન ઉપર માણસો મોકલી, ઔરંગાબાદ તરફ જનાર નંતના મિત્રો અંકુશકર અને જોશીને ( અટક ) કેવી રીતે અટક કર્યા; ને ત્યારપછી નાસિકમાં અને મહારાષ્ટ્રમાં અન્ય ઠેકાણે અટકો ને ઝડતીઓ જે મોટા પ્રમાણ ઉપર થઇ, કાન્હેરે વગેરે આરોપીઓ ? કેસ ચાલ્યો અને કાન્હેરે દેશપાંડે અને કર્વે આ ત્રણેયને છેવટે દેહાંતની ન ફરમાવવામાં આવી, અને તેમને ૧૯-૪-૧૯૧૦ ના રોજ થાણાની ામાં કેવી રીતે ફાંસીને લાકડે લટકાવ્યા, અને આ ખૂન પછી શરૂ (થનાર) લ તપાસમાં નાસિકના કાવત્રાની શોધ કેવી રીતે લાગી અને આ ત્રાની શોધ માટે પોલીસ અધિકારીઓએ લોકો ઉપર કેવી રીતે કેર વ્યો વગેરે માહિતી મહત્ત્વની હોવા છતાં પ્રસ્તુત ચરિત્રલેખનની ીથી તે જરા અપ્રસ્તુત કરવા સંભવ છે. આ ખૂન થયા પછી થોડાજ મે એટલે તા. ૩૧-૧૨-૧૯૦૯ ના રોજ ' ઇન્ડિયા હાઉસમાં ' રસોઈ ર મદુર્ભુજનો જવાબ મિ.પળશીકર રૂબરૂ થયો જે બ્રાઉનિંગ રિવોલ્વરથી

અન તે જેકસનનું ખૂન કર્યું. ને રિવોલ્વર સાવરકરે મોકલેલ વીશ રિવોલ્વર પૈકીની એક હતી એવી માહિતી સરકારને મળેલી. કર્ઝન વાયલીના ખૂન પછીના પ્રકરણ પછી જે અનેક પ્રકારની ઘટનાઓ થઇ તે ઘટનાઓની અથથી ઇતિ સુધીની તમામ માહિતી જાણનાર શ્રીયુત કોરેગાંવકર નામના ગૃહસ્થ સને ૧૯૦૯ ના ઓકટોબર નવેમ્બર માસમાં પોતાની એન્જીનિયરની પરીક્ષા પસાર કરી ઇંગ્લેન્ડથી હિંદુસ્તાન પાછા આવેના, જેકસન પ્રકરણ પછી ટુંક મુત્તમાં જ સરકારે તેમને અટકમાં લીધા. આ ગૃહસ્થ પાસેથી મળેલી માહિતી ઉપરથી સરકારે એવું અનુમાન બાંધ્યું કે, જેકસનનું ખૂન પ્રત્યક્ષ રીતે નાસિકમાં થયું, તો પણ તે ખૂનનો ખરો સૂત્રચાલક લંડનમાં છે. આ સૂત્રચાલકને કેવી રીતે અટક કરવી અને હિંદુસ્તાનનાં ન્યાયાલયો મારફત પોતાને મનગમતી શિક્ષા શો રીતે ફરમાવી શકાય આ વિચાર સરકારી અમલદારોના મગજમાં ઘોળાવા લાગ્યો. આવો કંઈ પ્રકાર થશે તે વાતની સાવરકરને પૂરી કલ્પના હતી. આ જાણ છતાં તેમણે જેકસન પ્રકરણ પછી ટુંક મુદતમાંજ ' The Martyr of Nasik ' આ નામથી લેખ લખી તે લેખ ' તલવાર ' વર્તમાનપત્રમાં પ્રસિદ્ધ કર્યો.

પિંગ્રા પ્રકરણથી સાવરકરના સગાઓને અંગ્રેજ અધિકારીઓ ઘણુંજ પજવવા લાગ્યા-પછી તે સગાઓ રાજકારણમાં ભાગ લેતા હોય કે નહી ! કયું ધ્યેય પોતાની આગળ રાખી સાવરકર વિલાયત ગએલા તે પાકો પ્રથમ સમજી ગયેલાછે જ, ઇગ્લેંડ જનાર બેરિસ્ટર સાવરકર તરફ તેમના સસરા ભાઉરાવ ચિપલોણકર કંઇક જુદીજ દ્રષ્ટિથી જોતા હતા. જવ્હાર સંસ્થાનના નરેશ સાથે પોતાના જમાઇનો સારો પરિચય હોવાથી બેરિસ્ટરની પરીક્ષા પસાર કરી આવ્યા પછી તે જવ્હાર સ્વસ્થાનના દીવાન થશે એવાં સુખસ્વપ્નો તે સેવતા હતા. જવ્હારના સાસ્થાનિક તરફથી કાંઈક મદદ બેરિસ્ટર સાવરકરને મળતી એવું કેટલાકનું માનવું હતું અને તે વાત જો ખરી હોય તો બેરિસ્ટર સાવરકરના સસરાનાં સ્વપ્ન ખરાં ઠરવાનો સંભવ વધારે હતો. જવ્હાર સંસ્થાનમાં એક મોટા હોદ્દા પર તારાપોર નામના એક પારસી સદ્ગૃહસ્થ કામ કરતા હતા. જવ્હાર સંસ્થાનમાં દીવાનની જગ્યા તેઓ પોતાના સગાને આપવા ઇચ્છતા હતા. બેરિસ્ટર સાવરકરનો સંસ્થાના અધિપતિ સાથે વધતો પરિચય જોઇને આ પારસી ગૃહસ્થ મનમાં બળવા લાગ્યા. અને આ વચમાંનો ' કાંટો ' કેવી રીતે દૂર

કરશે તેવુ હંમેશા ભીત્ર લાગ્યા. આ પારસી ગૃહસ્થે અંગ્રેજ સરકારને ત્યા સખત ખટપટ કરી અને તે જ વખતે ઇંગ્લેન્ડમા મિત્રાનુ પ્રકરણ ઉપસ્થિત થયેલુ. મિત્રા પ્રકરણનો ફાયદો આ પારસી સદ્‌ગૃહસ્થે પુરેપુરો લીધો આ પારસી સદ્‌ગૃહસ્થની ખટપટથી બેરિસ્ટર સાવરકરના ગ્વસુરને સસ્થાનની નોકરી છોડવી પડી, અને તમામ ગ્યાવર જ ગમ મિલ્ક ત જ્યા ત્યા પડતી મૂકી રાનેગત જવ્હારનો સરહદ છોડીને ચાલ્યા જવુ પડયુ અને જવ્હારના સારસ્થાનિકને પણ મુ સાઈ લાવી નજરકેદ તરીકે ગ મેના એવા લોકવાયકા છે ત્યારપછી ( ચિપળુણકર ) ચિપળુણકરની બધીજ મિલકત સરકારે જપ્ત કરી

'ઇન્ડિયા હાઉસ' છોડયા પછી છ સાત મહિના સુધી રહેવા કરવાની તથા ખાવા પીવાની ( સાવરકરને ) ઘણીજ અગવડો વેઠવી પડેલી તેથી તેમની તબિયત પણ નાદુરસ્ત રહેતો હતી ૧૯૦૯ ના જે અઘટિત બનાવો બન્યા તે કારણોસર હોય કે ડિસેમ્બર માસની ઠંડી સહન ન થઈ હોય. એમાથો કોઈ પણ કારણસર બેરિસ્ટર સાવરકર માદા પડયા અને તેમને ડબલ ન્યૂમોનિયા થયો માદગીમા સારવાર કરવાનુ કામ ડૉકટર 'મેથ્યુ' નામના મદ્રાસી ગૃહસ્થ જેમનુ દવાખાનુ વેલ્સમ ચાલતુ હતુ, તેમણે માથે લીધુ કારણ કે સાવરકર ઉપર તેમને અગાધ પ્રેમ હતો તેઓ લંડન આવીને પધારીવશ સાવરકરને વેલ્સ લઈ ગયા અને ત્યા પોતાના દવાખાનામા કંઈ પણ ખર્ચ ન લેતા તેઓ સુધારા પર આવવા લાગ્યા, પણ વૈદકીય અમલદારોનો અભિપ્રાય એવો થયો કે તેમને માટે ઇંગ્લેન્ડની હવા અનુકૂળ નથી. તેથી મિત્રમડળ સાથે ચર્ચા કરીને સાવરકરે ફ્રાન્સ જવાનુ ઠરાવ્યુ. નીકળતા પહેલા 'અભિનવ ભારત'ના સભાસદોની એક સભા બોલાવીને સાવરકરને પોતાને યોગ્ય લાગતા ( સૂચના ) તમામ સૂચનાઓ તે સભાસદોને આપી ઇંગ્લેન્ડ છોડી જ્યારે સાવરકર ફ્રાન્સ ગયા, તે વખતનુ વર્ણન કરતો એક સુદર બનાવ કૈલાસવાસી શ્યામજી વર્મા કે જે તે વખતે લડનમા હતા, તેમણે ટાકી રાખ્યો છે શ્રોયુત વર્માજી લખે છે કે

*जब मुसीबत आती है, तो बहुत सी आ जाती है भी. सावरकरजी बिमार हो गये, और बिमार भी बहुत हो गय, डबल निमोनिया हो गया बडे मुश्किलसे अच्छे हुए डाक्टरोंने सलाह दी कि इंग्लन्डमे ज्यादा*

जादा है, फ्रान्स चले जाव। मुझे वह दीन याद है, जब सावरकरने फ्रान्स जानेके लिये अपना सामान कुल तैयार किया. और मुझसे कहा कि तुझे चावल और बेसन खानेकी तबीयत होती है और वो इन्डियन रेस्टोरन्ट याने होटेल खानेकी तैय्यार हुवे तो मैंने सावरकर से कहा कि तुम अभि कमजोर हो मैं जाकर के अपने सामने बनवा लाऊंगा और यही मैंने किया, मैंने जाकर मिनिआमुदीन होटेलवालेसे कहाकि मख्खनमें बेसन बनादो और पुराना हिंदुस्थानी चावल बनादो मैं खाना बनवाकर होटेल के आदमी के साथ सावरकर के पास ले आया, और सावरकरने खा कर नौकर को बर्तन वापिस कर दिये. व दीन था जिस दिन सावरकर को मैंने स्वतत्र देखा सावरकर और मैं और एक या दो मित्र और भी व्हिकटोरिया स्टेशन गये और वहा पर सावरकरको रेल मे बिठाया। मैं और दोस्त वापिस चले आव. सावरकर फ्रान्स चले गय.

ફ્રાન્સ ગયા પછી તેઓ ત્યાં બે ત્રણ માસ પણ ટકી શકયા નહિ ડૉક્ટર મેથ્યુની હોસ્પિટલમા તેઓ રહેતા તે વખતે 'શીખોનો ઇતિહાસ' નામની ચોપડી લખવાનું સાહિત્ય ભેગું કરવાની શરૂઆત કરી· સાહિત્ય ભેગું કરીને આ પુસ્તક બે કલાક સુધી રોજ લખવાની દવાખાનામા શરૂઆત કરી આજ વખતે તેમના નાશિકના ઘણા મિત્રોને અટક થઇ અને તેઓને અંગ્રેજ સરકાર તરફથી ઘણુંજ સહેવું પડતુ હતુ, તે બાબતની માહિતી સાવરકરને આ વખતે પડેલી, તેવું નીચે લખેલા સાવરકરના પત્ર ઉપરથી નિશ્ચિત રીતે જણાઇ આવે છે.

Dear Deshabhakta Panditji,

I thank you very much for the kind and sympathetic letter which you wrote. By strange coincidence your letter which was redirected from London came to my hand enveloped together with cuttings of news of quite a different sort, yet regarding the same object! India is advancing and the Hinddrace is not dead!

When I had been ill in London, Desh. Niranjan wrote a letter on my behalf which you must have got already. Now I am much better and under the care of Dr. xxx who seems to be closely acquainted with you, I am sure, I would be able very soon to recover completely. Ever now the two hours which I have forced the Doctor to allow me to work, I spend in writing the shikh History, which I propose to get out somewhere in the next March.

પ્રિય દેશભક્ત પંડિતજી,

આપે મને જે પ્રેમાળ અને સહાનુભૂતિથી ભરેલો પત્ર મોકલ્યો,
તેથી હું આપનો હંમેશાં આભારી છું લંડનથી મારા તરફ મોકલવામાં
આવેલી ખાનગી ખબર પણ મળી કેટલાક વર્તમાનપત્રોમાંથી
કેટલીક કાપલીઓ માહિતીથી ભરપૂર મને વાચવા મળી. ભારતની
પ્રગતિ થાય છે. તે વાચી હું ખુશ થયો હિંદુ જાતિ હજી સુધી મગરૂર
તથા એવું ભાન થયું છું લંડનમાં જ્યારે માંદો હતો ત્યારે મારા મિત્ર
નિરંજન પાલે મારા વતીથી જે પત્ર લખેલો તે આપને મળ્યો હશેજ. હવે
મારી પ્રકૃતિ સુધરતી જાય છે (ડૉક્ટર) ડૉક્ટર મેથ્યુ (જેની સાથે આપનો
સારો પરિચય જણાય છે) મારી સારવાર સરસ રીતે કરે છે અને તેથી હું ટુંક
મુ તમાજ તદન સારો થઇ જઇશ, એવી આશા પૂર્ણ ખાતરી કે નિદાન એ
હતાક મને કામ કરવાની તક મળવી જોઇએ એવી ખાસ આગ્રહભરી
વિનતી મે ડૉક્ટરને કરેલી અને તેમણે મારી વિનતી માન્ય કરી તેથી તે
સમયે હું શીખોનો ઇતિહાસ નામનું પુસ્તક લખવામાં ગાળું છું આવતા
માર્ચ મહિના ના અરસામાં આ પુસ્તકને પ્રસિદ્ધ કરવાનો મારો ઇરાદો છે
આ ગ્રંથ લખવાનો પાકો નિશ્ચય થઇ ગયા પછી સાવરકર ગુરુમુખી ભાષા
શીખ્યા અને ગુરુમુખી ભાષામાં લખેલા ઘણા ખરા ગ્રંથોનું અવલોકન કર્યું.

આ પુસ્તક તેમના સ્વર્ગવાસી પુત્ર પ્રભાકરને અર્પણ કરવાનો તેમનો
ઇરાદો હતો ફ્રાન્સમાં રહેવા આવ્યા પછી આ ગ્રંથ તેમણે પૂરો કર્યો
અને તે હસ્તલિખિત ગ્રંથની કેટલીક પ્રતો કાઢવામાં આવી. તે પૈકી એક
પ્રત પોસ્ટ મારફતે હિંદુસ્તાન મોકલવામાં આવી પણ તે પ્રતને પોસ્ટ
ખાતાએ ગુમ કરી બીજી પ્રત યુરોપમાં રહેતા એક હિંદી ચિત્રકારને
હિંદુસ્તાન લઇ જવા માટે સુપ્રત કરવામાં આવેલી આ કલાકાર પણ
હિંદુસ્તાનના કિનારે ઉતરતાંજ પોતાના સામાનની સખત ઝડતી લેવામાં
આવશે એવા ભયથી તેમણે તે ગ્રંથને સમુદ્રમાં પધરાવી દીધો એવી
માહિતી મળે કે બીજી પ્રત પણ તૈયાર હતી પેરિસમાં બેરિસ્ટર સાવરકર
કામાબહેનને ત્યાં રહેતા વિનાયકરાવ સાવરકર અને તેમના મોટાભાઇ
ઉપર આ કામાબહેનનો પ્રેમ છેવટ સુધી કાયમ રહ્યો. કામાબહેન સાથેના
આવા સંબંધથી ત્રીજી પ્રત તેમને સુપ્રત કરવામાં આવી હોય તે શક્ય છે
કામાબહેન હાલ હિયાત નથી છે. સને ૧૯૩૧ ની આખરે કામાબહેન
યુરોપથી મુંબઇ આવ્યાં અને તારીખ ૧૯–૮–૧૯૩૬ ના રોજ તેઓ
મુંબઇ મુકામેજ સ્વર્ગવાસી થયા ફ્રાન્સ છોડતી વખતે આ બહેને પોતાના
તમામ કિંમતી કાગળ પત્રો પેરિસની બેંકમાં મૂક્યા છે એવી માહિતી મળે છે
હાય જો (સર્વ) વિશ્વવ્યાપી યુદ્ધ યુરોપમાં ચાલ્યું છે તે યુદ્ધ શાંત પડ્યા
પછી કદાચ આ ગ્રંથ મળી આવે તો વાચકને તે વાચવામાં રસ પડશે.
કામાબહેનને ત્યાં રહીને બેરિસ્ટર સાવરકર પોતાની તબિયત સુધરવા માટે
પ્રયત્ન કરતા હતા તે વખતે 'તલવાર' વર્તમાન પત્ર માટે લેખ મોકલતાં
તેમજ પેરિસમાં રહેતા હિંદીઓને સુસંઘટિત તથા દેશાભિમાની બનાવવા
તેઓ અથાગ પ્રયત્ન કરી રહ્યા હતા. આજ અરસામાં નાશિકના કાવત્રા
કેસની તપાસ અર્થે હિંદી પોલીસ અધિકારીઓ હિંદુસ્તાનમાં પોતાના સભા
સભાસદો ને તથા ઓળખીતાઓને તેઓ હેરાન કરી રહ્યા છે તેની માહિતી

સાવરકરને મળી ચતુર્ભુજ, કોરેગાંવકર વગેરે સાક્ષીઓની જુબાનીઓ ન્યાયની કોર્ટમાં થયેલી, તેથી હિંદુસ્તાન સરકાર પોતાને પણ અટકમાં લેશે. તેવી વાત સાવરકરને સ્પષ્ટ જણાઇ. છતાંપણ શસ્ત્રાસ્ત્રો હિંદુસ્તાન મોકલવાનો પ્રયત્ન તેમણે જારી રાખ્યો જ. આ વખતે એક ચિત્રકારની ઓળખીતી ઇટાલિન સ્ત્રી હિંદુસ્તાન જાય છે. એવી ખબર સાવરકરને મળવાથી તેમની સાથે કેટલાંક હથિયારો મોકલવા નિશ્ચય કર્યો કારણ કે હિંદીઓ સાથે હવે શસ્ત્રાસ્ત્રો મોકલવામાં આવે તો ધારેલે ઠેકાણે તે મળવાનો સંભવ ઓછો હતો. તેથી એ રસ્ટર સાવરકર તે ઇટાલિયન સ્ત્રીને મળ્યા અને તે ઇટાલિન સ્ત્રીએ પણ હથિયારો લઈ જવાનું કબુલ કર્યું. બાઈના સામાનમાં એક નાની સરખી ખુરશી હતી, જેનો ઉપયોગ 'ડેક ચેર' તરીકે થતો. આ ખુરશીના કપડામાં પિસ્તોલો એવી રીતે ગોઠવી દીધી કે તે કોઇ જોવાજ ન પામે આ સ્ત્રી સિવાય માર્ગે મદ્રાસ થઈ નિઝામ સંસ્થાનમાં આવ્યા પછી નિશ્ચિત સ્થળોએ પહોચાડવામાં આવેલી એવી માહિતી મળે છે.

પેરિસમાં હિંદી લોકોને એકત્રિત કરવાનો પ્રયત્ન ચાલતો હતો. પણ (ઈંગ્લેન્ડમાં માત્ર) લંડનમાં રહેતા સાવરકરના સહકારીઓની સ્થિતી વિચિત્ર થઈ પડેલી. (ગુપ્ત) છૂપી પોલીસના ત્રાસથી તેઓ હેરાન થઇ ગયેલા, અને બને તો લંડન છોડવાને પણ તૈયાર હતા એવી ખબર પેરિસમાં સાવરકરને મળી. લંડન જેવા શત્રુની રાજધાનીના શહેરમાં, બ્રિટિશોને સતાવવાનું ધ્યેય રાખી જે મિત્ર મંડળ સ્થાપાયું. તે મિત્ર મંડળની માનસિક નિર્બળતાઓ જોઇને સાવરકરને લાગ્યું કે તેમના અત્યાર સુધીના લંડનમાંના સંગઠન કરવાના પ્રયત્નો નિષ્ફળ જશે એવો ડર તેમને લાગ્યો. સાથે સાથે તેમને લાગ્યુ કે તેમના અનુયાયીઓ વિચારશે કે સાવરકર તો પેરિસમાં બેઠા બેઠા લેહેર કરે છે. ઉપરના વિચારોથી નારાજ થયેલા પણ હિંદી સૈનિકોને ઉશ્કેરણી કરવાના કામમાં તેમને યશ મળતો જાય છે, તે જોઇને નિરાશાનું વાતાવરણ ચાલ્યું જતું. હિંદી ક્રાન્તિકારોના ચળવળ જર્મનીમાં પણ ફળીભૂત થયેલી. હિંદી ક્રાન્તિકારોના બચાવના અર્થે જ 'તલવાર' વર્તમાનપત્ર બર્લિનથી પ્રસિદ્ધ થતું નથી, એવું જર્મન સરકાર તરફથી બહાર પાડવામાં આવેલું. બર્લિનથી સાવરકરને એવી સૂચના મળેલી કે તેમનું આવા સન્જોગોમાં લંડન જવું યોગ્ય નથી. આજ અરસામાં ઇબ્રાહિમ વોર્ડ નામના ઇજિપ્તના વિદ્યાર્થીએ ત્યાંના મુખ્ય પ્રધાન બોટ્રસ પાશા નો ખૂન કરીથી વોર્ડનો સરખામણી ખુલ્લી રીતે પિંગ્રા સાથે કરવામાં આવી આ તુલનાથી હિંદી ક્રાન્તિકારોની નામના જગતભરમાં ફેલાઇ (લંડનમાં)

લંડનમાંના સહકારી મિત્રો નિરાશ થઈ ગયેલા જણાયા. તેમજ નાશિકમાંના તેમના કેટલાક મિત્રો જે નાની ઉમરમાંથીજ તેમના અનુયાયી થયેલા અને પોતાના તમામ સાંસારિક ભોગોને ત્યજી તેમના હાથ નીચે જ

ઈ તેની ખબર સાવરકરના વાંચવામાં આવી એક વખતે તેઓ ઇંગ્લીશ સમુદ્ર કિનારે ફરવા નીકળેલા, તે વખતે આ વાત ઉપર તેમણે ખૂબ વિચાર કર્યો, અને છેવટે ઠરાવ્યું કે હિંદુસ્તાનમાં જ્યારે દાવાનળ સળગી ગયો છે, અને તે અગ્નિમાં અનેક જુવાનો હોમાઈ રહ્યા છે તે વખતે પોતાની પ્રકૃતિ સારૂં પેરિસ જેવી સર્વાંગ સુંદર ભૂમિમાં પડ્યું રહેવું એ અનુચિત છે અને આવા કટોકટીના સમયમાં પોતાના સહકારી મિત્રોને મદદ કરવા હાજર રહેવું જોઈએ, તેવી તેમની ફરજ હોવાથી, હિંદુસ્તાન જવા માટેનો કાર્યક્રમ લગભગ નક્કી કરી તેઓ કામા બહેનને ઘેર આવ્યા. આ વિચાર તેમણે તેમના પેરિસનાં મિત્રોને જણાવ્યો. ગમે તે રીતે બેરિસ્ટર સાવરકરને કોઈ પણ ગુનાના કામમાં સંડોવી તેમને અટકમાં લેવા, હિંદી પોલીસ અધિકારીઓ અત્યંત આતુર હતા. આ વાત સાવરકરના બધાજ મિત્રો જાણતા હતા, તેથી હિંદુસ્તાન જવાનો સાવરકરનો વિચાર તેઓને અયોગ્ય જણાયેલ. પંડિત શ્યામજી કૃષ્ણ વર્માનું કહેવું એવું હતું કે (ક્રાન્તિકારક) બેરિસ્ટર સાવરકર ક્રાન્તિકારક પક્ષના આગેવાન હતા. તેથી એવા આગેવાને પ્રતિપક્ષને ઇષ્ટ એવો વાત કરવા પ્રવૃત્ત થવું એક અયોગ્ય છે. સાવરકરે તુરત જ જવાબ આપ્યો કે "મારી આગેવાની પ્રથમ મારે સિદ્ધ કરી બતાવવી જોઈએ! અને ઉભા થયેલા દાવાનળમાં હોમાઈ જવા તૈયાર થવાથી જ તે આગેવાની સિદ્ધ થવાની છે" છેવટે મિત્રમંડળે એવું ઠરાવ્યું કે સાવરકર જો પેરિસમાં રહેવાથી કંટાળ્યા હોય તો તેમણે હિંદુસ્તાન તરફ નહીં જતાં લંડન જવું યોગ્ય છે. લંડન જવું પણ ભારખમ્મ તો હતું જ, પણ ઇંગ્લેન્ડની ન્યાયની કોર્ટોમાં કંઈક ન્યાય મળવાનો વધારે સંભવ એવું પંડિતજીએ સૂચવ્યું. બેરિસ્ટર સાવરકરે છેવટે ઇંગ્લેન્ડ જવાનું ઠરાવ્યું. સાવરકરે ઇંગ્લેન્ડ પાછા આવવાનું ઠરાવતાં તેમના શત્રુઓએ ખોટી વાતો ફેલાવી કે તેઓ એક અંગ્રેજ મહિલાના પ્રેમમાં હતા તેથી જ તેઓ ઇંગ્લેન્ડ આવ્યા. બીજાઓએ વાત ઉડાવી કે એક પોલીસ તરફથી મિત્રના નામથી તેમને પત્ર મળતા જ તેઓ ઇંગ્લેન્ડ આવ્યા અને આવીને ફસાઇ પડયા. પરંતુ તે બન્ને વાતો ખોટી હતી. ઇંગ્લેન્ડ પહોંચતા જ સાવરકરને અટકમાં લઈ લેવાશે અને ભવિષ્યમાં તેમાનું શું થશે તે બાબત તેમના ફ્રાન્સમાના મિત્રો ચિંતાતુર હતા. તેથી સાવરકરને વળાવવા માટે તેઓ જ્યારે આવેલા તે વખતે સૌ કોઈની આંખો અશ્રુથી ભરપુર થઈ ગઈ હતી. સાવરકરે પોતાના મિત્રવર્ગ ત્યા રાણાજી તેમના માયાળુ ધર્મપત્નિ તેમના નાના દીકરા રણજી અને કામા બહેન વગેરેના પ્રેમભીના અંતઃકરણથી ભેટી સાવરકર પેરિસથી નીકળ્યા. તેમને આસી (બ્રોંકાઇટસ)નો જે વ્યથા હતી તે પૂરી મટેલી નહિ અને અટક થવાની દહેશત હોવાને લીધે. એકલા મોકલવા સુરક્ષિત નહિ હોવાથી તેમની સાથે ગેરોનઅેલ કેપ્ટન નીકળ્યા.

–

# પ્રકરણ ૯ મું

## ઇંગ્લેંડમાંનો કારાવાસ

દિનાંક ૧૩–૩–૧૯૧૦ ના રોજ સાવરકર પેરિસથી નીકળીને રાત્રીના આઠના સુમારે ઇંગ્લેન્ડ આવી પહોંચ્યા. તેમને વિક્ટોરિયા સ્ટેશન ઉપર ઉતરવાનુ હતુ. તે સ્ટેશનના પહેલા સ્ટેશનથી પોલીસ જણાવા લાગી પોતાની અટકથી પેરીન કેમ્પનને ત્રાસ ન થાય તેથી તેમણે પોતાના સામાનથી તેમનો સામાન જુદો પાડ્યો. વિક્ટોરિયા સ્ટેશન આવી પહોંચતાંજ છૂપી પોલીસના ઇન્સ્પેક્ટર મેક કાર્થી અને પારકર બંને તેમના સ્વાગતાર્થે વોરન્ટ લેઇને તૈયાર જ હતા. તેઓએ સાવરકરને વોરન્ટ વાંચી બતાવ્યું. પેરીન એ કેમ્પન કોણ? એવો સવાલ પોલિસ અમલદારોએ પૂછતાંજ સાવરકરે જવાબ આપ્યો કે, 'પેરીનબહેન તેમના પૅરિસનાં મિત્ર છે અને તેમને કોઇ અન્ય સગાથ નહિ મળવાથી તેઓ મારી સાથે આવેલાં છે. આ ઉપરાંત તેમને મારી સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ નથી.' હિંદુસ્તાનમાં રાજદ્રોહનો ગુનો કરી, તેમજ ખૂનને મદદ કરવી, આ બે પ્રકારના ગુના કરીને નાસી જનાર આરોપી તરીકેનું વોરંટ તેઓ ઉપર હતું. શાહજોગ પાસપોર્ટ મેળવી, ઇંગ્લેન્ડ આવનાર સાવરકર હિંદુસ્તાનમાંથી નાસી છૂટેલા આરોપી તરીકે ( Fugitive Offender's act ) પકડાઇ જાય આ વાત ધારાધોરણ જાણનારને નવાઇ ઉપજાવનાર હતી. વોરન્ટ જ્યારે સાવરકરને વાંચી બતાવવામાં આવેલું ત્યારે, સાવરકરે 'Yes, sir.' હા, જી એટલુ જ પાઠ હસતાં મુખે કહી તે પોલીસને તાબે થયા.

સાવરકરને 'બો સ્ટ્રીટ' પોલીસ સ્ટેશન ઉપર લઈ ગયા પછી તેમના સામાનની ઝડતી લેવામા આવી તેમને પકડનાર અધિકારી પારમ્રની જુબાની તા ૭–૧૦–૧૯૧૦ ના રોજ મુબઇમા સ્પેશિયલ ટ્રિબ્યુનલ સમક્ષ થયેલી તે વખતે પોતાની જુબાનીમા પારકરે જણાવ્યુ કે, સાવરકરની ટ્રક ઉપર વી વી એસ આયર એવુ નામ લખેલુ હતુ એ પેટીમા ( War of Independence) આ પુસ્તકની બે પ્રતો, (Choose oh Indian Princes') આ પત્રકની સાત પ્રતો, મેઝીનીના ચરિત્રની એક પ્રત, ગેરીબાલ્ડીના ચરિત્રના કેટલાક કાગળો, ( 'Indian sociologist' ) ના કેટલાક છુટા અંકો વર્તમાન પત્રમાથી કાપેલી કેટલીક કાપલીઓ, સાવરકરનુ એક છાપા ચિત્ર એટલી વસ્તુ તેમની ઝડતીમાં નીકળી સંકેતિક શબ્દોમાં લખેલો એક કાગળ પણ પોલીસને હાથ આવ્યો તે કાગળમાં શું લખ્યુ છે તે સમજવા, સાવરકરને પુષ્કળ હેરાન કર્યા છતાય પોલીસને બિલકુલ યશ ન મળ્યો તા ૧૪–૧૦–૧૯૧૪ ને રોજ સાવરકરને બો સ્ટ્રીટ પોલીસ કોર્ટમા સર એ ડી ગ્રહેન ની કોર્ટમાં ખડા કરવામાં આવેના બને પક્ષના વકીલોને કામના બધા કાગળો વાચવા નહિ મળેલા હોવાથી સદર કામની તારીખ ૨૧ માર્ચ નક્કી કરવામાં આવેલી, આરોપીને જામીન ઉપર છોડવા માટે અરજી કરવામા આવેલી પરંતુ તેને નામજુર કરવામાં આવેલી સાવરકરને અટકમાં લીધા છે એવી ખબર મળતાંજ, તેમનાં લન્ડનનાં સહકારીઓ અને મિત્રોએ સાવરકરને મદદ કરવા સારૂ 'સાવરકર ડિફેન્સ નામની કમીટી ગાય આલ્ફ્રેડ નામના અગ્રેજ ગૃહસ્થના પ્રમુખપણા નીચે સ્થાપવામાં આવી વર્મા, અય્યર, ચટ્ટોપાધ્યાય વગેરે મિત્રો આ કમિટીનુ કામ બહુજ લાગણી પૂર્વક કરતા રાજ નૈતિક નૌબતખાજ નામના પુસ્તકમા શ્રીયુત આનચદ વર્માએ આ બાબત નીચે પ્રમાણે ઉદ્‌ગાર કાઢ્યા છે'—

' और, दुसरे रोजसे हम तीन आदमी सावरकरके मुकादमेकी अदालतमें पैरवी करते रहे । सालीसीटरोंके यहा जाना, नकले लेना पेशी के दिन सावरकरके लीये खाना वगैरह ले जाना, कपडे बदलनेके लीये, कपडे ले जाना यो कुल काम आय्यर जीनकों में ऊपर जिक्र करचुका हू. और चटोपाध्याय और मै करता रहा.

સાવરકરને કોર્ટમાં ઉભા કરવામાં આવેલા, તે દિવસે શ્રીયુત અય્યરે પંડીત શ્યામજી કૃષ્ણવર્માને નીચે પ્રમાણે પત્ર પાઠવ્યો હતો :—

81 Clarandon Road
North Lensington, West,
15 March 1910

Dear Panditji,

I am most grieved to have to write to you that your dear Savarkar has been arrested as soon as he got down from the Express train, on charges of abetment of murder and sedition in India I would have written to you yesterday but I thought I should wait till I saw Savarkar to-day. I send you a cutting from 'Daily Telegraph' which will tell you accurately what happened in court yester-day. A solicitor was appointed and he conducted the case yesterday. He told me that if proper counsel was appointed, the trial can be made to take place here when of course, his innocence can be established beyond shadow of a doubt. Any legal point that occurs to you, pleasa send to me, so that I might instruct solicitor and barrister properly.

This morning I saw Savarkar and he was ihe same as *ever except that we had to converse through the iron bars.* But I felt it deeply too deeply—that he should be interned in English jail. A lion in the toils of the hunter! He said. ' The jail superintendent etc. treated him with due attention and care that he had nothing to complain of under the circumstances. I know as well as Mrs. Shamji would feel so much to find that but the day before yesterday he was with you safe and

to-day I. .......There is no use crying over spilt milk. We must do our best that he is not sent to India. If once he is sent, we shall see no more of him and one of the dearest and most devoted son of the Motherland would be rotting away in the celles of a malarious Island. It was pathetic when Savarkar said this morning if he were to be taken to Andamans, he would have the happiness to see his elder brother. I hope that melancoly sort of happiness will not be his, but that, he will be released and will work out the salavation of his country according to his light

My Vande Mataram to Mrs. Shamji and all friends We are collecting funds for his defence. I request you to send any moneys that you intend to contribute towards the fund to me.

The total cost would be some thing near £ 200 as far as it appears at present. Vande Mataram

V. V. S. Aiyar

પ્રિય પંડિતજી,

આપના પ્રિય સાવરકર ગાડીમાંથી ઉતરી રહે તે પહેલાંજ તેમને અટકમાં લીધા, તે બાબતની ખબર આપને જણાવવાની દુઃખદ ફરજ મારા ઉપર આવી પડવાથી મને અતિશય દુઃખ થાય છે ખૂનને પ્રોત્સાહન આપવા માટે તથા હિંદુસ્તાનમાં રાજદ્રોહના ગુના બદલ આ પ્રમાણેના જે આરોપ તેમના ઉપર ફરમાવવામાં આવ્યા છે. હું આપને ગઈ કાલેજ પત્ર લખવાનો હતો, પણ સાવરકરને મળ્યા પછીજ, પત્ર લખવો ઠીક છે એવું લાગવાથી, ગઈ કાલે પત્ર લખ્યો નહતો ' ડેલી ટેલીગ્રાફ ' વર્તમાનપત્રની એક કાપલી આ પત્ર સાથે મોકલી છે. તે ઉપરથી ગઈ કાલે કોર્ટમાં શું બન્યું તે હકીકત



શ્રી. વી. વી. એસ. અય્યર



મૅડમ કામાબેન

આપને જણાઈ આવશે. એક વકીલની નિમણુક કરવામાં આવેલી છે. જે બેરિસ્ટર સાવરકર તરફથી કામકાજ કરે છે. આ વકીલનો મત એવો છે કે, જો બચાવની સારી તજવીજ કરવામાં આવે તો સાવરકર ઉપર મુકવામાં આવેલા આરોપોની ચોકસી ઇંગ્લેન્ડમાંજ થાય તે બાબતની વ્યવસ્થા કરી શકાશે, અને તે પ્રમાણે થાય તો સાવરકરનું નિરપરાધિત્વ નિર્વિવાદ રીતે સિદ્ધ કરી શકાશે, એવું તે માને છે. આપને કંઈ કાયદેસર મુદ્દા સૂઝે તો મને તે લખી જણાવશો, કે જેથી તે બાબત સોલીસીટર અને બેરિસ્ટરને યોગ્ય તે સૂચના આપવા તજવીજ થશે. આજે સવારે હું સાવરકરને મળ્યો તેમનામાં કંઈ પણ ફરક દેખાતો નથી. પ્રથમ પ્રમાણે ખુલ્લી રીતે વાતચીત થઈ શકી નહિ. સાવરકરજી જેલના લોઢાના સળીયા પાછળ અને હું બહાર એવી રીતે દૂરથી અમો વાતો કરતા હતા. સાવરકરને બંદીવાન અવસ્થામાં જોઈ મનને અતિશય ગ્લાનિ ઉદ્ભવી. શિકારીએ પાથરેલી જાળમાં સિંહ પકડાઈ ગયો છે, એવું લાગ્યું સાવરકરે જણાવ્યું કે, જેલના અમલદારો મારી તમામ સગવડો તરફ પૂરતું ધ્યાન આપે છે. પ્રાપ્ત પરિસ્થિતીનો વિચાર કરતાં, તકરાર કરવા જેવું કંઇ છે જ નહિ. સ્વતંત્રતાના વાતાવરણમાં સંચાર કરનાર બેરિસ્ટર સાવરકરની હાલની કફોડી સ્થિતિ થઇ છે તે વાંચી આપને તથા આપનાં ધર્મપત્નિને પ્રચંડ દુઃખ થશે, તે હું જાણું છું. પણ ગત બનાવો માટે નિષ્કારણ દુઃખ વહોરવાથી કંઈ પણ ફાયદો થશે નહિ. કોઇપણ હિસાબે સાવરકરને હિંદુસ્તાન નહિ લઇ જવામાં આવે તે બાબત આપણે અથાગ મહેનત કરવી પડશે. અને જો વખતે તેમને હિંદુસ્તાન મોકલવામાં આવે, તો સાવરકર ફરીથી જીવતા નજરે નહિ પડે, અને માતૃભુમિના એક પ્યારા અને નિષ્ઠાવંત સુપુત્ર અંદામાનની ખરાબ હવામાં સડી જશે.

"મને જો અંદામાન લઇ જવામાં આવે તો મારા જ્યેષ્ઠ બંધુનું દર્શન કરવાની તક મને મળશે એવું મારા આગળ સાવરકરે સહેજ વાતમાંજ કહી દીધું. આ વાક્ય સાંભળતાંજ મારા દીલમાં અણગમાટી વ્યાપી ગઇ. આવું ઉદાર સૌખ્ય તેમને ન મળે પણ તે સ્વતંત્ર થઇ પોતાના મન પ્રમાણે દેશવિમોચનનું કાર્ય કરતા રહેશે, એવી આશા હું રાખું છું. આપના પત્નિને તથા ત્યાંના ઇતર મિત્રમંડળને મારા પ્રણામ કહેશો.

સાવરકરના બચાવ માટે અમે કંઇ એકઠું કરી રહ્યા છીએ, તે બાબતમાં આપને યોગ્ય લાગે તેમ કરશો. અંદાજે બસોએક પાઉન્ડ ખર્ચ થશે, એવું લાગે છે.

વન્દે માતરમ્
આપનો વી. વી. એસ. અય્યર

ઉપરનો પત્ર મળતા પહેલાંજ પંડિતજીએ અય્યર તરફ દશ પાઉન્ડ મોકલી દીધા હતા જ. બેરિસ્ટર સાવરકરના મિત્ર શ્રીયુત નિરંજનપાલ પણ પુષ્કળ મદદ કરી રહ્યા હતા. તા. ૨૧ માર્ચને રોજ કોર્ટનું કામકાજ શરૂ થયું. તે વખતે 'બેરિસ્ટર સાવરકરને હિંદુસ્તાન લેઇ જવા માટે જે પોલીસ અધિકારીની નિમણુંક થઇ છે. તે તા. ૨૪ માર્ચના રોજ મુંબાઇથી નીકળી તા. ૯ એપ્રીલના રોજ લંડન આવી પહોંચશે. આ મતલબનો તાર મજિસ્ટ્રેટ સાહેબે વાંચી સંભળાવ્યો. આ તારીખે સાવરકરને બ્રિકસ્ટનમાંથી પાછા અને ભેબ્ય તુરંગમાં મોકલતા પહેલા તેમના બે મિત્રો તેમને મળી શકશે, એવો હુકમ મેજિસ્ટ્રેટ સાહેબે કરેલો.'

સાવરકરને લંડનમાં પકડવામાં આવ્યા અને તેમને 'મોરીયા' નામની આગબોટ ઉપર ચડાવવામાં આવેલા તે દરમિયાન સાડાત્રણ માસમાં સાવરકરને છોડાવી દેવાના બે ત્રણ કાવતરાં થયેલાં, પણ તેમાં સફળતા નહિ મળેલી એવું લાગે છે. તુરંગના પહેરેદારને હાથ ઉપર લઈ તેમને વાતે ચડાવી સાવરકરના બદલામાં બીજાજ કોઇએ જેલમાં બેસી જવું, એવું ઠરાવવામાં આવેલું, અને તેનું કામ કરવા શ્રીયુત વીરેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય તૈયાર પણ હતા. પણ ધારેલું કામ સફળ નહિ થાય એવું લાગવાથી તે પ્રવૃત્તિ બંધ કરવામાં આવેલી. આ અરસામાં સાવરકરે અત્યુત્તમ પ્રકારની પ્રતિભાશાળી કવિતાઓ રચી છે. તેના અનેક નમૂનાઓ હાલ પ્રસિદ્ધ છે. તા. ૧૨ મે ૧૯૧૦ સુધી આ કામની તારીખો ઉપર તારીખો ચડયાજ જતી. ત્રીજી એપ્રિલ ૧૯૧૦ ને રોજ જે કામ ચાલ્યું તે વખતે ચતુર્ભુજ તથા કોરેગાવકરની જુબાનીઓ સરકાર તરફે કામમાં દાખલ કરવામાં આવેલી. (સાવરકરજી) આ વખતે વધારે એવો પુરાવો કરવામાં આવ્યો કે, સાવરકરની જે પ્રથમ ઝડતી લેવામાં આવેલી તે વખતે

તેમની પાસે ' ધી લાયન ઓફ ધી પંજાબ ' આ નામનું એક પુસ્તક તથા જે કાગળો ઉપર ૧૧-૨-૧૯૧૦ એવો દિનાંક નોંધેલા બે પત્રોમાંથી એકના ઉપર તા. ૧૧ નાખેલી હતી, અને બીજા ઉપર તારીખ ન હતી. જેના નીચે 'તાત્યા' એવી સહી કરવામાં આવેલી છે. એવા પત્રો પણ ઝડતીમાં મળી આવેલા. સાવરકર જ્યારે પેરિસમાં હતા તે વખતે તેમણે આપેલા વ્યાખ્યાનનું વર્ણન આ પત્રમાં છે. આ વાત આ પત્ર ઉપરથી દેખાઇ આવે છે. પત્રમાંનો મહત્વનો ભાગ નીચે પ્રમાણે છેઃ

' Perhaps you will be pleased to hear that two sundays ago I read an essay on "How to organise a revolution" at our meeting and I have some different opinion about it, I will send that article later on to you The difference arose because I told that we should not hesitate to be loyal outwardly and to work secretly. Our friends took a great objection to that. In Bengal there are many Societies which are working splendidly with this policy.

[ ગયા પખવાડિયામાં રવિવારને દિવસે અમારી સાપ્તાહિક બેઠકમાં મેં એક નિબંધ વાંચ્યો તે જાણી તમોને કદાચ આનંદ થશે. 'ક્રાન્તિની ઘટના કેવી રીતે કરવી' આ તે નિબંધનો વિષય હતો. નિબંધમાંના મારા વિચારો મારા કેટલાક સહકારીઓને ન રૂચ્યા. આ નિબંધ તને હવે કોઇક વખતે મોકલીશ. ' બાહ્યત: આપણે પોતે રાજનિષ્ઠ છીએ એવો દેખાવ કરવો અને ક્રાન્તિકારક કાર્યો ગુપ્ત રીતે કરતાં બિલકુલ ડરવું નહિ, એવા મારા વિચારો હતા. પણ તે વિચારો મારા અહીંના મિત્રમંડળને બિલકુલ રૂચતા ન આવ્યા. જે મારા ઉપરના વિચારો સાથે સહમત થઇને કામ કરનારી અનેક સંસ્થાઓ બંગાળમાં છે.

ઉપરના પત્રોમાં જે પત્ર તારીખ વગરનો હતો તે પત્રમાંનો મહત્ત્વનો ભાગ નીચે પ્રમાણે હતો:-

I have almost finished the life of Garibaldi and a part of the third volume of Mazzini. I discussed our propaganda

with another gentleman in the last 15 days and was succeeded in converting him to our views, though he has not taken any oath to work for the benefit of his country. But I am confident *that he will take the oath in a few days I am very disappointed* with two other gentlemen Still they are very frequent visitors to our place and I have not given them up altogether.

[ ગેરીબારડીના ચરિત્રલેખનનું મારું કાર્ય લગભગ પુરૂ થઈ જવા આવ્યુ છે અને મેઝીનીના ત્રીજા ખંડનું કામ પણ અશત પૂરૂ થયું છે ગયા ૫ દર દિવસથી આપણા પ્રચાર કાર્ય માટેની ચર્ચા એક ગૃહસ્થ સાથે ચલાવી રહ્યો છુ. તેમનુ મતપરિવર્તન કરવામા મે યશ મેળવ્યો છે પણ દેશહિતનું કાર્ય કરવાને કોઈપણ જાતની સોગનવિધિ કરવા તે તૈયાર નથી.. પણ મને આશા છે કે ટુંક મુદતમાંજ તેઓ સોગન ખાવાને તૈયાર થશેજ. બીજા બે ગૃહસ્થોની બાબતમાં હુ નિરાશ થઈ ગયો છુ. તેથી તેમની આશા સમુળગી ત્યાગી નથી ]

દિનાંક ૭ મે ના રોજ 'બેરિસ્ટર' પોલીસ કોર્ટમા કેસનુ કામ આગળ ચાલ્યું. તા ૧૨ મે ના રોજ મેજિસ્ટ્રેટે એવો નિર્ણય કર્યો કે બેરિસ્ટર સાવરકરની ચોકસીનુ કામ હિંદુસ્તાનમાં ચલાવવુ એવો પોતાનો અભિપ્રાય આપી આખરનો નિર્ણય કરવા હાઇકોર્ટના 'કિંગ્સ બેન્ચ' તરફ આ કામ મોકલવુ એવો ઠરાવ થયો અપીલ કરવાને માટે ૫ દર દિવસની મુદત આપવામા આવેલી. આ દરમિયાન બેરિસ્ટર સાવરકરના ક્રાન્તિકારક મિત્રોએ આયર્લેન્ડના ક્રાંતિકારક મિત્રોની મદદ લઇ શકય બને તો સાવરકરને કોર્ટમાં જે વખતે લઈ જવામાં આવે તે વખતે મોટર ડ્રાઇવર ઉપર હુમલો કરી. તેને મારી નાખી સાવરકરનો છુટકો કરવા એવો એક નિષ્ફળ પ્રયત્ન કરવામા આવ્યો. કારણ છૂપી પોલીસ ખાતાને આ ક્રાંતિકારક મડળના કાર્યની ખબર મળી ચુકી હોવાથી સાવરકરને દરરોજ જે મોટરમાં લઇ જવામા આવતા હતા તે મોટર પર હલ્લો કરવા છતાં તે મોટરમા સાવરકર હતા જ નહિ.

મેજિસ્ટ્રેટ સાહેબે કરેલા ઠરાવ ઉપર અપીલો કરવા છતાં તે નિરર્થક જવાથી બેરિસ્ટર સાવરકરને હિંદુસ્તાન મોકલવાનુ લગભગ નક્કી થયું. તે

વખતે બેરિસ્ટર સાવરકરે શ્રીયુત અય્યરને નીચે પ્રમાણેનો કાગળ લખ્યો છે, જેનો મહત્ત્વનો ભાગ નીચે પ્રમાણે છે.

My dear Rishi

You must have receieved by this time two letters or three. Please do acknowledge them. The case does not seem to end to-day. Of course, both of us know the result already. To--morrow the fromal result will be given.

I wanted to send a note to you to kindly take the two instalments or so and send them to my family as already requested me.........

By this time, my dear Rishi, I have got quite used to the food and mode of living here. It was good that I did not ask for special food from the beginning. Now, to make me a full-fledged, life-transportee, only a change of clothes is wanting. By the by. I got the new suit, our friends prepared for me, It is a very nice one. I will enjoy it on the voyage.

I am in excellent health, and have added two pounds to my weight (Not by growing a four-pound weight beard) I am sure you will be glad to hear it.

Be writting to me the short of ennobling letters which you had written so many times. One of them I got while just starting for the court to hear the foregone decision of them. It makes me forget all distance between us and makes me feel as if my Rishi is with me side by side in a meeting or in the Room nursing me or chatting with me on the

exalted topic of Rising of the people, the rebirth of a race

with kindest memory

dear Rishi,

Brotherly yours,

V. D. Savarcar,

## સ્વાતંત્ર્ય લક્ષ્મી પ્રસન્ન

' બ્રિક્સ્ટન જેલ '

[ પ્રિય ઋષિજી, ૨૧ જુન ૧૯૧૦

મારા આ પહેલાંના બેત્રણ કાગળો આપને મળ્યા હશે જ. તે પત્રો આપને પહોંચ્યાનો જવાબ લખશો, આજે મારો કેસ પૂરો થશે એમ લાગતું નથી નિકાલ શો થવાનો છે, તે આપણે મને જાણીએ છીએ. જાહેર રીતે નિકાલ બહાર પડવાનું માત્ર બાકી છે બેત્રણ ઘાતાથી નક્કી કરેલી રકમ મારે ઘેર મોકલવા કહેવા ઇચ્છા હતી ... .......ભાઇ ઋષિ, જેઓની રહેણી કરણીથી હવે હું પરિચિત થવા લાગ્યો છુ. મારા માટે પ્રથમથીજ સારા ગોરાકની તજવીજ મેં કરી નથી તે સારૂં થયુ. હવે ફક્ત કપડાં બાબતના રહ્યાં. હવે હું પાકો જન્મ ટીપનો કેદી બન્યો છુ મારે માટે મારા મિત્રોએ જે સુંદર કપડાં મોકલ્યા છે, તે પ્રવાસમાં હુ જરૂરથી વાપરીશ. મારી પ્રકૃતિ હવે સારી છે. વજન બે પૌંડ વધ્યું છે અને તે પણ ચાર પૌંડ દાઢી વધાર્યાં સિવાય હો કે ઋષિજી તે વાંચે આપને આનંદ થશે આ પહેલા જે લબાણથી ઉદાર ભાવનાવાળા પત્રો લખ્યા ટેવા જ કાગળો હમેશાં લખતા રહેશો. કોર્ટમા આવવાની તૈયારીમા હતો, એવામા જ તમારા પૈકીમાંથી એકનો પત્ર મળ્યો. હું જે વખતે આ પત્ર વાચતો હતો, તે વખતે આપણે એક બીજાથી એટલા બધા દૂર રહીએ છીએ એનો પૂરા ખ્યાલ પણ મને ન આવ્યો, પણ હું તો એમજ માનતો કે ઋષિ તો મારી પાસેજ બેસીને મારી સારવાર કરે છે, અને મારી સાથે અનેક પ્રકારની રાજકીય વ તોની ચર્ચા ચલાવી રહ્યા છે.]

હવે પોતાને હિંદુસ્તાન મોકલવામાં આવશે, અને ત્યાંની ન્યાય કોર્ટો તેમને દેહાંતની કે કાળા પાણીની શિક્ષા કરશે એવું સાવરકરને સ્પષ્ટ જણાવા લાગ્યુ જે સહકારી મિત્રોના સહવાસમાં ગયાં આઠ વરસ ઉત્સાહથી

ગાળ્યાં અને તેમના સહકારથી ક્રાંતિકારક પક્ષની સ્થાપના થઈ, તે મિત્ર વર્ગને હવે આ જગતમાં પોતાને જોવા મળશે કે કેમ ? એવો પ્રશ્ન પણ તેમના મનમાં ઉદ્ભવ્યો. પણ ' હિંમતે મરદા તો મદદે ખુદા ' આ કહેવત ઉપર તેમનો અટલ વિશ્વાસ હોવાથી આવી કઠણ પરિસ્થિતિમાં પોતે શું કરી શકશે તે સંબંધમાં વિચારો તેમના મનમાં ચાલતા હતાં. સંપૂર્ણ વિચાર કરી તેમણે પોતાના પેરિસના મિત્રમંડળને એક ગુપ્ત સાંકેતિક પત્ર જેલમાંથી મોકલી એવું જણાવ્યું કે હિંદુસ્તાન જનાર આગબોટ માર્ગમાં સ્પેન અને ફ્રાન્સના કિનારા નજીક જ્યાં જ્યાં જરા વાર ઉભી રહે છે, ત્યાં ત્યાં તમોએ તૈયારી પૂર્વક હાજર રહેવું. આવા પ્રકારના પ્રયત્નો તેમના મિત્રો કર્યા સિવાય રહેશે નહિ, તેમજ આવા પ્રયત્નો હર હમેશ નિષ્ફળ નિવડવાના આ બને વાતો પણ બેરિસ્ટર સાવરકર જાણતા હતા. માટે બ્રિક્સ્ટન જેલમાં આ આખરના દિવસોમાં પોતાના પેરિસમાંના મિત્રોને ઉદ્દેશીને એક અંગ્રેજી કવિતા બદ્ધ પત્ર તેમને પાઠવ્યો. આ પત્રનું નામ Farewell ( આખરી છેલ્લી સલામ ) રાખ્યું હતું, તે પત્ર પૈકી કેટલોક મહત્વનો ભાગ નીચે પ્રમાણે છે.

We part to play our God-appointed parts. Now pent and nailed to burning rocks, now tossed on surging waves of fame; now lost, or humbler or exalted—whereever posted, by the lord of hosts, yet posted best as if alone it was the mission of our life thus there to act !

As in some oriental play sublime, all characters, the dead as well a, living, in Ehilogue they meet : thus, actors we innumerable all-once more shall meet on Htstory's copious, stage ,before the great applauding audiance of Humanity, that would with grateful cheer till fill and dale, till then, oh loving friends, Farewell ! Farewell !

Wherever may my humble ashes lie : in the Andaman's sad brook whose weeping course adds to its dreariness a tounge or stored by Ganga's sacred crystal

stream in which stars their midnight measures dance — *They will be stirred with fire and glow when, Victory's*— trumpet-blasts proclaiming ' Shri Ram has crowned, his chosen people's brow with laurels golden green! ' The evil spirit is cast away and chased back to the deep from whence it first arose! and lo! She *Lordly* stands, our mother Ind, a beacon light humanity to guide! oh martyred saints and soldiers, do awake! The *battle* is won in which you *fought* and *fell* Till then oh *loving friends, Farewell, Farewell*

૨

[ મિત્રો,

પરમેશ્વરે પોતપોતાની ભૂમિકા ઠરાવી નાખી છે. દરેકે પોતાની ભુમિકા ( ભજવવાને ) સારી રીતે ભજવી શકે તેથી આપણે આજે છૂટા પડીએ છીએ, ઈશ્વર નિર્મિત ભુમિકા ભજવતા વખતે બળતા ભડકા સાથે ગધાઇ જઈ ભેકાર્ઈ જવાનો પ્રસંગ પણ આવે, ( કેટલીક વખતે કીર્તિથી ) કોઇ વખતે કીર્તિના ઉછળતા મોજાના શિખર ઉપર સવાર પણ થઇ શકાય કોઈ વખત આપણે લોકોને દેખી શકીશુ, કોઈ વખતે અદૃશ્ય રહીશું. કેટલીક વખત અવનત દશામા તો કેટલીક વખત ઉન્નત દશામા આપણે હોઇશુ! જગનિયતા પ્રભુએ આપણને જે સ્થિતિમાં રાખ્યા હોય તે સ્થિતિ સર્વોત્તમ છે એવુ માની પોતાનુ જીવિત કાર્ય દરેકે પોતેજ પાર પાડવુ જોઇએ એકાદ પૌર્વાત્ય નાટકમાં છેવટના અંકમાં મરી ગયેલા તેમજ જીવતા સર્વ નટો ભેગા થાય છે. તેવીજ રીતે ઇતિહાસના અફાટ રંગ મંદિરમાંના આપણે અસખ્ય નટો છીએ આપણી કૃતિની પ્રશંસા કરનાર માનવજાત રૂપી પ્રેક્ષકો તાળીઓ વગાડવા માટે આપણી સામે બેઠેલા હોય છે. આ પ્રેક્ષકો કૃતજ્ઞતાથી અને આનદથી પૂરા જોસમાં તાળીઓ પાડશે, તે વખતે તે વખતે જ દરકોઇ દિશા તરફ જઇ પહોચશો વ્હાલા પ્રેમાળ ભાઇઓ, તે ક્ષણ આવતા સુધી રામ રામ ]

૩

[ મારો મૃતદેહ અને અસ્થિ તથા રાખ ક્યાં પડશે તેનું ઠેકાણું નહિ. અંદામાનનું વાતાવરણ નિર્જન અને ભય ભરેલું છે. ત્યાં વહેનાર નદીનાળાઓનો અવાજ નિસર્ગ સિદ્ધ ભયાનક શક્તિ વધારે ભયાનક બનાવે છે. મારાં અસ્થિ અને રાખ આ એકાદી નદી કે, નાળાં પાસે પડી રહેશે તે વખતે એવું પણ બને કે તે પવિત્ર ગંગાજળના સ્ફટિક શુદ્ધ જળમાં પણ વિલીન થઇ જાય. તે ગમે ત્યાં પડે, શ્રી રામચંદ્રજીએ પોતાનો પક્ષ વિજયી છે એમ ઠરાવ્યું છે. શત્રુ પક્ષને હટાવી પરાજીત કર્યા છે. આપણો આ ભારતવર્ષ વૈભવમાં ઉભો છે. માનવજાતિનું માર્ગદર્શન કરનાર દીપસ્તંભ તરીકે હવે પછી તે તેજસ્વિતાથી ઝળકતો રહેશે. એવો પોકાર થાય એટલે જે સંગ્રામમાં તમો લડ્યા તે સંગ્રામ યશસ્વી થયો ગણાશે. માટે ઉઠો ! એવી ગર્જના થતાં પડી રહેલા અસ્થિ અને રાખમા ફરીથી જાણે ચૈતન્ય પુરાશે, ત્યાં સુધી પ્રિય ભાઇઓ રામ રામ. ! ]

# પ્રકરણ ૧૦ મું

## જગત ભરમાં પ્રસિદ્ધ થયેલો ભૂસકો

'મોરીયા' બોટ સાવરકરને લઈ ઈંગ્લેંડથી નીકળવા પહેલાંજ શ્રીયુત અય્યર ઇંગ્લેન્ડ છોડી ગયા હતા. બ્રિક્સ્ટન જેલમાં અય્યરને સાવરકર મળ્યા હતા તે વખતે હિંદીમાં છાની વાતો કરી આગળના પ્રસંગે ક્યાં પગલાં લેવા તે માટે ચર્ચા કરી. અય્યરની હિલચાલ ઉપર છૂપી પોલીસની પૂરી નજર હતી, એટલે તે ક્યારે પકડાઈ જાય તેનું કાંઈ પણ ઠેકાણું ન હતું. સંકેત પ્રમાણે કાર્ય પુરું કરવાને તે જો છૂટા રહેત તો તો ઠીકજ હતું પણ વખતે તેઓ પકડાઈ જાય તો તે પ્રસંગે શું કરવું તે બાબત સ્પષ્ટિકરણ કરવું એ ગુપ્ત પત્ર ત્યાર પહેલાંજ પેરિસ રવાના કરવામાં આવેલું. અય્યર પેરિસ જવાની તૈયારીમાં છે, તે વાતની ઇંગ્લેન્ડના છુપી પોલીસ ખાતાને ખબર પડી ગઈ હતી તેથી તે રેલ્વે માર્ગે ડોવ્હર ઉતરતાંજ તેમને અટક કરીશું, એવું પોલીસે ઠરાવેલું. પણ દૈવના યોગાયોગથી તેઓ તે ગાડીનો ટાઇમ ચૂકી ગયા તેથી ઉતાવળથી લંડન છોડી ડોવ્હરના બંદર તરફના માર્ગે તે ચાલ્યા. અય્યર સ્ટેશન ઉપર નહિ જણાતાં છૂપી પોલીસ ખાતાનો નિરાશ થએલો એક અંગ્રેજ ગુપ્તચર બંદર ઉપર નિરીક્ષણ કરતો હતો. તે દોડતો દોડતો નજીક જઇ 'મી. અય્યર સાહેબ આ તમારો તાર લો' એમ કહી પોતાની જાળમાં તેમને ફસાવવા માગતો હતો પણ અય્યર કંઇ કાચા ન હતા, તેમણે જરાક ગૂંચવાયા હોય તેવો ડોળ કરી શાંતિથી કહ્યું કે; આપ તમારી કાંઇક ભૂલ થાય છે મારું નામ બી. વીક્રમસિંહ છે. અય્યરની બેગ ઉપર બી. બી. એસ. એવા અક્ષરો ભરવા

હતા. અય્યરે એવું નામ કોઇ પણ ઠેકાણે લખ્યું ન હતું. તે અક્ષરનો ઉપર પ્રમાણે ખુલાસો કરી અય્યર છટકી ગયા આમસ્ટર્ડમ તરફ જનારી બોટ છૂટવાની તૈયારી હતી તેની ટિકિટ ખરીદ કરી તેઓ ઉતાવળથી બોટ ઉપર ચડ્યા. અને એમસ્ટર્ડમમાં કંઇ પણ વખત નહિ ગુમાવતાં તે સીધા પેરિસ આવી પહોંચ્યા. આ પછી એક બે દિવસે બેરિસ્ટર સાવરકરને બ્રિક્સન જેલમાંથી ખસેડી 'મોરીયા' બોટ ઉપર લઇ જવામાં આવ્યા.

સાવરકરને ડોવ્હરથી કેલે ઉતારી ત્યાંથી રેલ્વે માર્ગે માર્સેલ્સ સુધી પહોંચાડી ત્યાં તેમને બોટમાં બેસાડવાનું કંઇ અશક્ય નહોતું. પણ સાવરકરના ઘણા ક્રાન્તિકારી મિત્રો પેરિસમાં છે. અને ફ્રાન્સમાંના અનેક લોકોની સહાનુભૂતિ તેમને મળવાનો સંભવ છે, એ વાતની માહિતી બ્રિટિશ સરકારને પૂરેપૂરી હતી. સાવરકર રેલ્વે માર્ગે ફ્રાન્સ જાત તો કેટલાક આયરિશ ક્રાન્તિકારો તેમને છોડાવવાનો પ્રયત્ન કરત, મેજર પંડિત શ્યામજી જેવા એકાદ હોશિઆર માણસ કંઇક કાયદેસર મુદ્દો ઉભો કરી સાવરકરને છોડાવવાનો પ્રયત્ન કરશે, વગેરે વાતો બ્રિટિશ સરકારને ખબર હતી. તેથી ફ્રાન્સમાંથી માર્સેલ્સ સુધી મોકલવાનો વિચાર બ્રિટિશ અધિકારીઓએ રદ કરી સાવરકરને ઠેઠ ઇંગ્લેંડથી સમુદ્ર પ્રવાસનો લાભ આપવાનું ઠરાવ્યું. સાવરકરની તહેનાતમાં ઇંગ્લેન્ડની છૂપી પોલીસના અધિકારી મી. પારકર ને હિંદુસ્તાનમાંથી મુદ્દામ મોકલવામાં આવેલા મુંબાઇના ડેપ્યુટી સુ. ઓફ પોલીસ મી. પોવર અને બે હિંદી પોલીસો હતા.

'મોરીયા' બોટ ચાલવા લાગી, ત્યારે સાવરકરના ક્રાન્તિકારક વિચારો પણ ગતિમાન થયા. 'મોરીયા' બોટ જે માર્ગે જવાની હતી તે દેશોમાં ક્રાન્તિકારો પોતાને કંઇ મદદ કરશે કે કેમ તે બાબત મનમાં વિચારણા શરૂ કરી. બોટ ઉપરના અન્ય ઉતારૂઓ સાથે હળીમળીને રહેવાની તથા ગપ્પાં વગેરે મારવાની અને જમવાની તક સાવરકરને મળતી. આ વખતે તે યુરોપિયન પદ્ધતિનો ડ્રેસ પહેરતા. આંખે સુંદર ચશ્મા ચઢાવેલા અને માથા ઉપરના વાળ ટાપટીપથી ઓળેલા તેથી સાવરકર ખૂબજ આકર્ષક જણાતા.જે ઇસમ ઉપર રાજદ્રોહ જેવા ભયંકર આરોપો મૂકવામાં આવેલા છે, તે રમુજપૂર્વક હાસ્ય વિનોદ કરી શકે છે તે જોઇને તે લોકો વિસ્મયમાં ગરકાવ થઇ જતા.

આ બોટ કઇ ઠેકાણે રોકાવાની હતી તેની સંપૂર્ણ માહિતી સાવરકરને ન હોતી. બોટ માર્સેલ્સ રોકાનાર નથી એવું તેમને જણાવવામાં આવ્યું હતું. પણ સ્પેન અગર ફ્રાન્સના કિનારા નજીક કોઇ પણ ઠેકાણે બોટ જરૂર રોકાશે એવું સાવરકરે નક્કી ધારેલું, અને એવી રીતે બોટ રોકાતાં બોટ ઉપરથી છટકી જવા માટે સાહસિક પ્રયત્ન યોજી રાખ્યો હતો. સાવરકર સ્વખુશીથી લંડન ગયા હતા અને તેથીજ પોલીસ તેમને અટકમાં લઇ શકી. આવી ખરી પરિસ્થિતિ છતાં સાવરકરને અમે યુકિતથી પકડયા એવી અનેક ખોટી અફવાઓ પોલીસ ખાતાએ ફેલાવેલી. બ્રિટિશ પોલીસ અમલદારોનો આ ખોટો અહંકાર ઉતારી પાડવા સાવરકરે ( એવું અનુમાન નક્કી કરાવેલું ) એવી કલ્પના મનમાં કરાવેલી કે, ગમે તે માર્ગે બોટમાંથી નાસી છુટવું. અય્યર અને કામાબેન સાથેના ગુપ્ત પત્રવ્યવહારની વાત હંમેશ યાદ આવ્યા કરતી. કદાચ મોરીયા બોટ માર્સેલ્સમાં રોકે તો અય્યર વગેરે મિત્રોએ જરૂરથી સગવડ કરી રાખી હશે, મિત્રોની ખટપટથી જો નાસી જવું હોય તો પોતાને પણ કંઇ કરવુંજ જોઇએ તે બાબતના વિચારો તેમના મગજમાં તરવરવા લાગ્યા. યોગ્ય તક મળતાંજ બોટના 'પોર્ટહોલ'. માંથી છટકી જવાનો વિચાર તેમણે મનમાં નક્કી કરી રાખ્યો હતો. 'પોર્ટહોલ' પાસે જઇ ઉભા રહીને પોર્ટહોલની લંબાઇ પહોળાઇ કેટલી હશે, તે નક્કી કરવાનો પ્રયત્ન કરવો તે જોખમ ભરેલું હતું. માટે મિસરના ઉપસાગરમાં જ્યારે બોટ ડોલવા લાગી અને અનેક ઉતારુઓ જ્યારે અરબડીયાં ખાવા લાગ્યા તે વખતે સાવરકરે જાણે અરબડીયું ખાતા હોય તેવું બતાવીને ખસતા ખસતા પોર્ટહોલ સુધી પહોંચી ગયા, અને જાણે કે પોર્ટહોલના આધારથી ઉભવા માગતા હોય તેવો ઢોંગ કરીને નિમિષાર્ધમાં તેમણે પોર્ટ હોલનુ કાચુ માપ લઈ લીધુ. તા. ૭ જુલૈના રોજ રાત્રે બોટ મારસેલ્સ બંદરમાં આવી પહોંચી. અને તા. ૮ જુલાઇ ૧૯૧૦ ના રોજ સવારે સાવરકરે બોટમાંથી છટકી જવાનો પ્રયત્ન કર્યો. તા. ૮ જુલાઇ ૧૯૧૦ ના રોજ આ બનાવ બન્યો, તેવો સ્પષ્ટ ઉલ્લેખ સાવરકરે કરેલો. વિવાદના કામમાં 'હેગ' ન્યાય કોર્ટે આપેલા ચુકાદા ઉપરથી શ્રીયુત ઇન્દુલાલ યાજ્ઞિકે લખેલ પંડિત શ્યામજી કૃષ્ણવર્માના ચરિત્રના ઉતારા ઉપરથી પણ નિઃસંશય રીતે જણાઇ આવે છે.

માર્સેલ્સમા બોટ નહિ રોકે તે વાત અસંભવિત હતી પણ યોગાનુ યોગ સદર બોટ માર્સલ્સ નજીક આવતાજ આગબોટની યાંત્રીક રચનામાં વિક્ષેપ પડયો અને તેને દુરસ્ત કર્યા શિવાય આગળ જઇ શકાય તેમ નહિ હોવાથી માર્સેલ્સમાં આ બોટને વધારે રોકાઇ જવુ પડયુ. બોટમાં યાત્રિક દુરસ્તીઓ કરવાની હોવાથી બોટ કિનારા નજીક જેટલી લાવી શકાય તેટલી અધિકારીઓને લાવવી પડી તા ૭ જુલાઇની રાત્રે માર્સેલ્સથી બહુજ નજીક બોટ દુરસ્તીના કારણે રોકાવી પડી છે તે વાત સાવરકરે જ્યારે જાણી ત્યારે ઉપર નક્કી કરેલો વિચાર તેમણે દઢ કર્યો ' એક રાજકીય કેદીને લઇને મોરીઆ બોટ ફ્રાન્સના કિનારે થઇને જાય છે તે જ્યારે માર્સેલ્સ બંદરે થોભશે ત્યારે ફ્રેન્ચ પોલીસોએ ખાસ દેખરેખ રાખવી જોઇએ ' એવું બ્રિટિશ સરકારે ફ્રાન્સની સરકારને જણાવ્યુ હતું તેથી મોરીઆ બોટ બંદરમાં આવીને દાખલ થતાજ કેટલાક ફ્રેન્ચ પોલીસ અધીકારીઓ મોરીઆ બોટ ઉપર આવ્યા હતા આ અધિકારીઓ સાથે વાતચીત કરવાનો પ્રયત્ન સાવરકરે કર્યો પણ તેમની સાથે તેઓ વાતચીત કરી ન શકયા આ પ્રયત્નમાં નિષ્ફળ થવાથી બોટ હોલમાંથી કઇ રીતે નાસી જવાય તે કાર્યને અમલમા મૂકવાના કામમા તે તલ્લીન થઇ ગયા એવુ જણાય છે બોટ ઉપર ફરતા ફરતા બેરિસ્ટર સાવરકર એકદમ બોલ્યા અને પહેરગીરને જણાવ્યુ કે તેમને નહાવા જવુ છે આ વિનતી સાભળી પહેરેગીરોને તેમની તરફ શંકા ઉત્પન્ન થઇ સાવરકર સ્નાન ગૃહમા ગયેલા છતા તે અંદર શુ હિલચાલ કરી રહ્યા છે, તે બાબત પહેરેગીરો ઘણી જ ચોકસાઇથી દેખરેખ રાખતા હતા બોટ એટલી બધી કિનારા નજીક ઉભી રહેલી ત્યારે સાવરકર જેવો જોખમી કેદી અનુકુળ પરિસ્થિતિનો ફાયદો વખતે લીધા સિવાય ન રહે તે બાબતનો પૂરો ખ્યાલ પહેરેગીરોને હતો નહાવાનુ બહાનુ કાઢી પ્રથમ જ્યારે સાવરકર સ્નાન ગૃહમા ગયા ત્યારે પોલીસની સતત નજરને લીધે તેઓ કંઇપણ કરી શકયા નહિ રાત્રે પોતાની કેબીનમા ઉંઘી ગયાનો ઢોંગ કરીને પડી રહયા હતા. રાત્રે કંઇક કરવુ એવો વિચાર કરી રહ્યા હતા પણ પારકર અને પોર્વલની જોડી જય વિજય જેવી સાન્નિધ્યમાજ હોવાથી તેમને મનને મારવુ પડયુ પ્રભાતનો સમય નજીક આવવા લાગ્યો ત્યારે તેમના મનની અસ્વસ્થતા વધવા લાગી બોટમાંથી નાસી જવુ હોય તો આથી બીજો કોઇ અનુકુળ વખત નહિ આવે તે વાત સ્પષ્ટતાથી જણાઇ આવી સાવરકરજી જ્યારે નાના હતા ત્યારે નાસિકમાં ગોદાવરીમાં તે તરવા જતા

પણ ચોમાસામાં ગોદાવરીમાં જ્યારે પૂર આવે તે પૂરમાં તરવાની ટેવ તેમને ન હતી. તેથી કિનારાથી એટલા લાંબા અંતરે ઉભી રહેલી ત્યાંથી છટકી જવાનો પ્રયત્ન કરવો તે જોખમ ભરેલું હતું તેનો ખ્યાલ તેમને બરાબર હતો. પણ પોતાના શત્રુ તેમને હિંદુસ્તાન પકડી લઇ જાય અને ત્યાં ન્યાય દાન આપવાનું ફારસ કરી પોતાને દેહાંત અગર તો કાળા પાણીની સજા ફરમાવી આંદામાનમાં રીબાઇ રીબાઇને મરી જવાનો પ્રસંગ આવે તે કરતાં અફાટ દરિયાના મોજાં સાથે લડાઇ કરતાંજ મરી જવું તે શ્રેયસ્કર છે. તેવું સાવરકરે વિચાર્યું—હશે સો દોઢસો ફૂટ દરિયામાં તરી જઇ ફ્રાન્સના કિનારે જઇ પહોંચી શત્રુ પક્ષનું નાક કાપી લઇ માતૃભૂમિની સેવા કરવાની આવેલી યોગ્ય તક ગુમાવી કષ્ટમય જીવન ગાળવું તેના કરતાં નાસી જવું વધારે ડહાપણ ભરેલું છે, એવું પણ વખતે તેમણે માન્યું હશે. પોતે ઉંઘી શકતા નહતા છતાં પોતે ગાઢ નિદ્રાવશ થયા છે તેવો ઢોંગ કરવો પડયો હતો કારણ પોતાની અસ્વસ્થતા જો પહેરેગીરના લક્ષમાં આવે તો તેઓ પણ જાગતાજ રહે અને વધારે સંશયગ્રસ્ત બને અને તેથીજ પોતાનો પ્રયત્ન નિષ્ફળ જશે માટે, પોલીસ અમલદારોને છેતરવા, ગાઢ નિદ્રાનો ઢોંગ તેમને કરવો પડયો હતો બને અમલદારો, પારકર તથા પોવેલની બરાબર મધ્યમાં ટુંટિયું વાળીને પડેલા સાવરકર તે વખતે શું વિચારતા હશે ? મોરીયા બોટ માર્સેલ્સ બંદર નજીક ઉભી રહેતાંજ પોતાની નજર જેટલી લંબાવાય તેટલી લંબાવીને પોતાના મિત્ર વર્ગ પૈકીનો કોઇપણ મિત્ર કિનારે ઉભો છે કે કેમ તે જોવાનો તેમણે પ્રયત્ન કર્યો. મિત્ર-મંડળમાંથી કોઇ નહિ જણાયાથી તેમને એમ લાગ્યું કે, વખતે બોટ માર્સેલ્સમાં નહિ રોકાય આ કલ્પનાથી આ મિત્રોએ પ્રયત્ન તો નહિ છોડી દીધો હોય અગર માર્સેલ્સમાં આ બોટ જે વખતે દાખલ થવાની હતી તે નિશ્ચિત ટાઇમ નહીં જણાવાથી તે નહીં આવી શકયા હોય એવા અનેક તરંગો મનમાં ઉઠયા હોય તે સંભવિત છે પોતાની મુક્તિ કરવા સારૂ મિત્ર મંડળ ન આવી શક્યું હોય તો પણ પોતે તો સ્વસ્થ નહિ બેસી રહેતાં જેટલું પોતાનાથી થઇ શકે તેટલું તો કરી છૂટવું એવું તેમણે ઠરાવ્યું અને પોતાની એકલાનીજ હિંમત વડે જે કંઇ કરી શકાય તો સવારે પ્રાતઃ વિધિ વખતે પોર્ટહોલના બાકામાંથી નાસી છૂટવું. આ સિવાય અન્ય માર્ગ ન હતો તેવું મનમાં ઠરાવ્યું. રાત્રે જે વખતે તેઓ સ્નાન ગૃહમાં ગએલા તે વખતે સ્નાનગૃહ નજીકના 'પોર્ટહોલ' તરફ તેમણે સહેજ નજર કરી હતી. પણ તે પોર્ટહોલ પાકું બંધ કરેલું જણાયાથી

નાસી જવાના કામમાં તેનો ઉપયોગ થશે નહિ તેવું જણાયું હતું. તે વખતે શૌચ કુપના પોર્ટહોલનો વિચાર તેમના મગજમાં આવ્યો હોય તો ના નહિ. પોર્ટહોલની લંબાઇ પહોળાઇની અંદાજી કલ્પના બિસ્કેના ઉપસાગરમાં લઇ લીધી હતી. પોતાની પહેરેલી જનોઇ વડે તેમણે છાતીનું માપ લઇ રાખ્યું હતું. અને પોર્ટહોલમાંથી કુદકો મારતી વખતે પોતાનું શરીર કેટલા પ્રમાણમાં સંકુચિત્ત કરી શકાશે તે બાબત તેમણે નક્કી કરી રાખી હતી. સંડાસમાં જ્યારે તે જતા ત્યારે તેમાં લટકાવેલા ગોટા આયનામાં પહેરેગીરો તેઓ અંદર શું કરી રહ્યા છે, તે જોઇ શકતા હતા તેવું સાવરકરના નિરીક્ષણમાં આવેલું પણ તે આયનો જો પોતાના sleeping gown ઓવરકોટ વડે ઢાંકી દેવામાં આવે તો આ અડચણ દૂર થઇ જાય તેવો સંભવ છે, તેવું, તેમણે મનમાં ઠરાવ્યું. પોતાના પ્રયત્નમાં જો પોતાને અપયશ મળે તો લોકો પોતાને છોકરમત તરીકે લેખશે, પહેરેગીર પોતાને ત્રાસ આપશે, કેદમાંથી નાસી જવાના પ્રયત્ન માટે, ભયંકર શિક્ષા ફરમાવવામાં આવશે માટે આમ કરવું કે ના કવું તેના સંબંધી વિચાર કરવા મગજ ચગડોળે ચડયું. પણ પ્રભાતનો સમય નજીક આવવા લાગ્યો. ત્યારે કૂદકો મારવાનું તેમણે નક્કી કર્યું. અને ( Now or never ) કરવું તો હમણાંજ કર નહિ તો ફરીથી આવો સમય નહિ આવે. એવું મનમાં બબડીને સાવરકર હળવેથી પથારીમાંથી ઉઠયા. તેમણે વિનયથી પહેરા ઉપરના હિંદી સિપાઇને ઘણાજ વિનયથી કહ્યું કે મને સંડાસ તરફ લઇ જા. પારકર અને પોવરના ડરથી આ કામ તે પોતે એકલાની જવાબદારી ઉપર કરવા ખુશી ન હતો, તેથી તેમણે એક અંગ્રેજ પહેરેગીરને ઉઠાડયા પછી તેને સાથે લઇને આ બંને જણ સાવરકરને સંડાસ તરફ લઇ ગયા. આ અંગ્રેજ પહેરેગીર કયાંથી દાખલ થયો તે બાબતથી મનમાં સાવરકર ઘણાજ સળગી ઉઠયા હોય તે સંભવિત છે. પણ તે ના ઇલાજ હતા. બંને પહેરેગીરો તેમને લઇને સંડાસ તરફ ગયા. શૌચ કુપમાં પેસતાંજ તેમણે અંગ્રેજ પહેરેગીરને કહ્યું કે, ભાઇ, મારી એક ચીજ ભૂલથી ઉપર રહી ગઇ છે, તે મહેરબાની કરી લાવી આપશો ? તે ચીજ લેવા અંગ્રેજ પહેરેગીર ઉપર ગયો. જતાંજ સાવરકર શૌચકુપમાં પેઠા અને શૌચ કુપનો દરવાજો અંદરથી બંધ કરી દીધો. ઇંગ્લેંડમાં સાવરકર જ્યારે રહેતા ત્યારે તેમણે ઘણા ક્રાન્તિકારી લોકોનાં જીવન ચરિત્રો ઉકેલેલાં, તે પૈકી એક ક્રાન્તિકારે આવાજ પ્રસંગમાં પોતાના કોટનો ઉપયોગ કર્યો હતો, એવું તેમના વાંચવામાં આવેલું. તેથી રાત્રે સૂતી વખતે પહેરવાનો ઝબ્બો નહિ

પણ સમુદ્રમાં પડતું નાખ્યું. સિપાઇએ પણ તરતજ સમુદ્રમાં ભુસકે માર્યો, ઘણું કષ્ટ વેઠી સાવરકર કિનારે જઇ પહોંચ્યા તેમની પાછળ આ બંને પોલીસવાળા પડયા. એક ફ્રેન્ચ પોલીસવાળો પણ સાવરકરની પાછળ પડયો સાવરકર એક બાજુ તરફ નાસતા નાસતા (બૂમો ,પાડતા) ગાડી ગાડી એવી બુમો પાડતા હતા પાસેના હિંદી સહાયકો ગાડી કયાં મળશે. એવું આગળીની ઇશારતથી બતાવતા હતા સાવરકરે પૂરો ધકકો છોડયો પણ નહતો, તેવામાજ તેની પૂઠ પકડનાર હિંદી પોલીસે આવી તેમને પકડીને અટક કરીને મોરીયા બોટમાં લઇ આવ્યા. ત્યા આવ્યા પછી 'માફ કરો, દિલગીર છું ' એવા શબ્દો સાવરકરે ઉચ્ચાર્યા પોર્ટહોલમાથી નાસી જવાનો પ્રયત્ન કર્યાથી સાવરકરની છાતીની બ ને બાજુની ચામડી છોલાઇ ગઇ હતી એવુ લોકોને જણાયું.

આ હકીકત પ્રસિદ્ધ થઇ ગયા પછી થોડાજ દિવસમા એટલે તા. ૨૬ જુલાઇ ૧૯૧૦ ના રોજ પાયોનિયર વર્તમાન પત્રના આધિપતિએ ઉપર બતાવેલી હકીકત ભુલભરેલી છે એવો શેરો મારી પોતાને વિશ્વસનીય માહિતી મળેલી એવો ઉલ્લેખ કરી નીચે પ્રમાણેની હકીકત પ્રસિધ્ધ કરી છે.

The next morning ( friday ) early about 6 O'clock Savarker desired to be taken to the lavatory but prevailed upon to wait till about an hour latter. In the morning he was taken to the lavatory by Scotland yard officer, who deputed one Indian policeman to look after the prisoner. Mean while Savarker, had quickly closed and bolted the door. The policeman finding the door closed peeped through the crevice at the top of the door and noticed Savarkar endeavouring to get through the porthole.

Instead of raising an alarm at once, he tried to break-down the door, smashing two panes of glass in his fruitless effort , Savarkar who is 36 inches round the chest, succeeded in getting through a 12 inch circular porthole, after scrap-

ing his body very severely in the process. Dropping into the water, he swam to the pier where he was observed by the quarter-master and steward on the Morea. These men immediately gave the chase. Running to a Gendarme at the customs barrior, Savarkar begged to be taken before a Magistrate. The Gendarme, however, brought him over the ship and handed him over to his guardians. The story about two Indian confederates on the quay is not confirmed nor did Savarker apparently made any attempt to get into a cab.

બીજે દિવસે શુક્રવારે સવારે ૭ વાગ્યાના સુમારે સાવરકરે પ્રાત-વિધિ જવાની ઇચ્છા વ્યક્ત કરી એક કલાક સુધી નહિ અને એવું તેમને કહેવામાં આવ્યું સવારે છૂપી પોલીસ ખાતાના અધિકારી તેમને સંડાસ તરફ લઇ ગયા. સાવરકર તરફ નજર રાખવાનુ કામ એક હિંદી સિપાઇને સોંપ્યું. સાવરકરે દરવાજો અંદરથી બંધ કરી દીધો. દરવાજો બંધ કર્યા પછી બહારની ફાટોમાથી પહેરગીરો અંદર જોવા લાગ્યા. પોર્ટહોલ માંથી બહાર નાસી જવાનો પ્રયત્ન સાવરકર કરી રહ્યા છે. તેવું તેમના જોવામાં આવ્યું. એકદમ તેમણે બૂમાબૂમ ન કરી પણ દરવાજો તોડી નાખવાનો પ્રયત્ન કર્યો આ પ્રયત્ન નિષ્ફળ ગયો પણ બારીઓના કાચ તૂટી ગયા. સાવરકરની છાતીનો પરિઘ ત્રણ ફૂટ છે. એક ફૂટ પરિઘના પોર્ટહોલમાંથી મુશ્કેલીથી નાસી જવામાં તેમનું શરીર સારી રીતે છોલાઇ ગએલુ. પાણીમાં પડતાંજ સાવરકરે બહુ ઝડપથી તરવા માંડયું. અને તે ધક્કા સુધી જઇ પહોંચ્યા. તે ધક્કા ઉપર હતા, ત્યારે મોરીઆ આગબોટ ઉપરના ક્વાર્ટર માસ્તર અને સ્ટયુવર્ડે તેમને જોયા. અને તેઓ તેમને પકડવા પાછળ પડયા. જકાત નાકા નજીક ઉભેલા એક ફ્રેન્ચ પોલીસ પાસે દોડીને સાવરકરે કહ્યું. ‘ મને મેજિસ્ટ્રેટ આગળ લઇ જાવ ’ આ સિપાઇએ સાવરકરને પાછા બોટ ઉપર આણ્યા અને પહેરેગીરને સુપ્રત કર્યા. સાવરકરના બે હિંદી સહકારીઓ ધક્કા ઉપર હતા આ હકીકતને આધાર મળતો નથી. અને ગાડી મેળવીને તેમાં બેસવાનો સાવરકરે પ્રયત્ન કર્યો આ વાતમાં પણ કંઇ વજુદ નથી.

બદલતાં તે સીધા સંડાસમાં પેસી ગએલા. અને તે ઝભ્ભો તેમણે ઉતાવળથી કાઢી આયના ઉપરના હુક ઉપર ટીંગાવી દીધો. આપણે જાણે કે અંદરના કેદીની હિલચાલ ઉપર કંઇપણ લક્ષ રાખતાજ નથી. એવો ઢોંગ કરવાના અર્થે પહેરેગીર આયના તરફ પીઠ ફેરવી ઉભો રહ્યો હતો. એટલામાં સાવરકરે આયનાને કાળો ગ્લેઝ ચઢાવી દીધો અને આગળની તજવીજ કરવા લાગ્યા. સાવરકરે પોતાનાં ઘણું ખરાં કપડાં કાઢી નાખીને સંડાસમાંથી તેમણે નીચે કુદકો માર્યો. અને ફરી બીજો કુદકો મારીને તેઓ પોર્ટહોલ પાસે આવી તેને ઉઘાડી પોતાનું શરીર અંદર દાખલ કરી નાસી જવાનો પ્રયત્ન શરૂ કર્યો. સમુદ્રમાં કુદકો મારતાં પહેલાં સાવરકરે તમામ શરીરને સાબુ ચોપડયો હતો. એવું બેરિસ્ટર અસફઅલીએ પ્રસિદ્ધ કરેલી સાવરકરની સ્મૃતિઓનો ઉલ્લેખ ઉપરથી જણાય છે. પણ તે વર્ણન ભુલભરેલું છે. તે વખતની એકેએક પળ અમુલ્ય હતી. તેની પૂરી જાણ બેરિસ્ટર સાવરકરને હતી. સાબુનું ફીણ કાઢી શરીરને ચોપડવા વખત ગુમાવવો તે મૂર્ખતા ભરેલું હતું.

'ઇજિપ્શયન' નામના વર્તમાન પત્રના વ્યવસ્થાપક મી. એચ એ. ગ્લક-સમન મોરીયા બોટમાં પેસેન્જર તરીકે પ્રવાસ કરતા હતા, તેમણે આ માર્સેલ્સ પ્રકરણ અંગે હિંદુસ્તાન ઉતરતાંજ ઇજિપ્શયન તથા એડવોકેટ ઓફ ઇન્ડિઆ નામના વર્તમાન પત્રમાં છપાવી નાખ્યો હતો.

*He then appears to have divested himself of his sleeping* suit and, climbing up to the porthole, commenced to squeceze himself through. The operation was both tedious and painful, judging from the barked appearance of his sides afterwards. When he had worked his body almost through the porthole, his manifest attempt to escape was noticed by the quarter–master of the ship, who was standing on the gangway at the time. The latter raised the alaram which attracted the attention of the Indian policeman down below waiting for his charge *to reappear from the lavatory. He* Instantantly

rushed up on deck to see the quarter-master plunge into the water in persuit of Savarkar, immediately he saw the latter drop from the porthole into the short space of water separating the vessells hook from the quay. Without hesitating, the policeman followed suit and struck out towards the wharf. Savarkar succeeded in scrambling on to it, and was closely followed by the quarter-master and his Indian rivel who had joined in the chase along the landing stage by a French Gendarme. While in flight, the excited fugitive kept shouting for a cab and two of his Indian compatriots were observed in his immediate vicinity, indicating where a cab was available. Before he could get clear of the wharf, however, the Indian policeman caught him up and captured him and then led him back on board the 'Morea' where he apologised and said he was very sorry. It was then noticed that the supreme efforts he had made to squeese himself through the Porthole had caused him to escape the skin off his sides.

ત્યારપછી સાવરકરે પોતાના શરીર ઉપરનાં સુતી વખતનાં કપડાં કાઢી નાખી પોર્ટહોલ સુધી કુદકો મારી પોર્ટહોલમાં પોતાનું શરીર પેસાડી બહાર આવવાનો પ્રયત્ન કર્યો હોય તેવું જણાય છે. સાવરકરના બંને પાસાઓ છોલાઇ ગયેલા હતાં એવું જણાયું હતું. તે ઉપરથી જણાય છે કે પોર્ટહોલમાંથી નીકળી જવાનું કાર્ય અત્યંત કંટાળા ભરેલું તેમજ કષ્ટપ્રદ હોવું જોઇએ. પોર્ટ હોલમાંથી સમુદ્રમાં સાવરકરે ભૂસકો મારી પોતાનો છૂટકારો કરવાના આ ઉઘાડા પ્રયત્ન તરફ બોટ ઉપરના ક્વાર્ટર માસ્તરનું લક્ષ ખેંચાયું. ઉતારૂઓના જવા આવવાના રસ્તા ઉપરજ આ અમલદાર ઉભા હતા. તેમણે તુરતજ બુમાબુમ કરી. પોતાના તાબામાંનો કેદી સંડાસમાંથી ક્યારે બહાર આવશે, તેની રાહ જોતા ઉભા રહેનાર સિપાઇઓના લક્ષ ઉપર આ બુમ પહોંચી. ત્યારે આ સિપાઇ તુરતજ ઉપરના મજલે ગયા. ત્યારે તેમને જણાયું કે સાવરકર સમુદ્રના પૃષ્ઠ ભાગ ઉપર પડી તરવાની શરૂઆત કરતાંજ ક્વાર્ટર માસ્તરે

અને ૧૯૧૦ ના ઓગસ્ટ મહિનાના અરસામાં સાવરકરને નાસિકની જેલમાથી યરોડા જેલમા ખસેડવામાં આવ્યા. તા. ૧૩—૯—૧૯૧૦ ના રોજ બેરિસ્ટર જોસફ બેપ્ટીસ્ટા સાવરકરના વકીલ તરીકે જેલમાં તેમને મળ્યા આ અરસામાં તુરંગમાં છાની રીતે માર્સેલ્સના બનાવની કેટલીક હકીકત લખી કાઢેલી *

આ ગુપ્ત રીતે લખેલી હકીકત તેમણે બેરિસ્ટર બેપ્ટીસ્ટા સાથે મોકલી દીધી અને ત્યાંથી તેની નકલો બેરિસ્ટર સાવરકરના મિત્રો (પેરિસના મિત્રો) તરફ રવાના કરવામાં આવેલી આ મિત્રો મારફતે આમાંની મહત્વનો ભાગ ફ્રેન્ચ વર્તમાન પત્રોમા પ્રસિદ્ધ કરવામાં આવ્યો અને પછી તે બ્રિટિશ વર્તમાન પત્ર તરફ મોકલવામાં આવેલો. ફ્રેન્ચ વર્તમાન પત્રમાં પ્રસિદ્ધ થએલા આ મજકુરનો અંગ્રેજી તરજુમો નીચે પ્રમાણે છે

*Savarkar was prevented from holding any conversation with French officials while P & O Liner Morea, on which he was being taken out to Bombay, was in French waters* Savarkar on arriving at Marseilles requested to be landed claiming that he was wrongly arrested This request was of course refused Two French officers went on board this Morea, but were not allowed to speak to Savarkar. He then determined to to escape .... Having gained the shore He saw two English detectives and three of the Morea's officers were in pursuit He ran about three hundred yards but his pursuers gained on him and he turned to a French Gendarme for help asking to be taken at *once to* the commissary of Police At *this movement the detectives arrived and one of them took* Savarkar by the neck, the other by the arm *In this brutal fuction,* he was taken *on board, put in chains and kept in strictest secrecy*

---

* સ્વામી સુધાનંદ ભારતીયાર તરફથી મોકલવામાં આવેલી અપ્રગટ સ્મૃતિચિત્રો.

પી. એન્ડ. ઓ. ની માલિકીની મોરીયા બોટ સાવરકરને મુંબઈ તરફ લઈ જતી હતી. તે જ્યારે ફ્રાન્સના કિનારા નજીક સમુદ્રમાં ઉભી રહેલી તે વખતે બોટ ઉપર આવેલા ફ્રેન્ચ અધિકારીઓ સાથે કોઈ પણ વાતચીત કરવી નહિ એવો હુકમ કરવામાં આવ્યો હતો. બોટ માર્સેલ્સ આવતાંજ સાવરકરે જણાવ્યું કે તેમને કિનારે જવા પરવાનગી આપો. મને થએલી અટક ગેરકાયદે છે' એવા મુદ્દાની દલીલો તેમણે ઘણા જોરથી કરેલી છતાંય આ વિનંતી અમાન્ય કરવામા આવી. બોટ ઉપર બે ફ્રેન્ચ અધિકારીઓ ગએલા પણ સાવરકર સાથે વાતચીત કરવા દેવા તેમને પરવાનગી આપવામાં આવેલી નહિ. આ પ્રકાર પછી સાવરકરે બોટમાંથી નાસી જવાનો નિશ્ચય કર્યો કિનારે જઈ પહોંચ્યા પછી સાવરકરને જણાયું કે બે અંગ્રેજ ગુપ્તચરો અને મોરાયા બોટ ઉપરના ત્રણ અધિકારીઓએ તેમનો પીછો પકડયો છે. તે આગરે ત્રણસો યાર્ડ દોડયા પણ તેમને પકડવા પાછળ પડનાર માણસોએ આખરે તેમને પકડી પાડયા. ફ્રેન્ચ પોલીસની મદદ મેળવવા તેઓ તેના તરફ વળ્યા અને વિનતિ કરી કે "મને પોલીસખાતાના પ્રમુખ તરફ તાત્કાલીક લઈ જાવ" એટલામા અંગ્રેજ ગુપ્ત ચરો આવી પહોંચ્યા. તે પૈકી એકે સાવરકરની ગરદન પકડી અને બીજાએ હાથનું કાંડું ઝાલ્યું. એવી અમાનુષી રીતે તેમને પાછા બોટ ઉપર લઇ જવામા આવ્યા અને તેમને બેડી ચઢાવી એકાંતવાસમાં મૂકયા. સાવરકરે નાનપણમા વ્યાયામ શાળામાં વ્યાયામ વિષયક શિક્ષણ લીધેલું તેથી તરવાનું, ખીલો કુદવાનું વિગેરે કલા સાથે શરીર સંકુચિત કરવાની કલા પણ સાધ્ય કરી હતી. પણ માણસો આ કલા ગમે તેટલી સાધ્ય કરી હોય તો પણ આ કલામાં તે કંઈ સર્પની સરખામણી કરી શકવાના હતા ? સાવરકરને પોર્ટહોલમાંથી સમુદ્રમાં કુદતાં પોલીસ અધિકારીએ જોએલા અને તે જે માર્ગે કુદયા તે માર્ગે પોતે પણ કુદી જવુ એવુ પોલીસ દાદાએ મનમા વિચાર્યું પણ ખરૂં, પણ તેમના સ્થુલ શરીરના કારણે તે કામ અશકય થઇ પડયુ અને સ્થુલ શરીર ના હોત તો પણ પોતાનુ શરીર લોહી લુહાણ કરવાની સાહસિક વૃતિ તેમનામા નહોતી તેથી તે ગૃહસ્થ બોટના ઉપલા મજલા ઉપર ગયા અને શરમથી બોટના અધિકારી તરફ મો કાડી જોવા લાગ્યા ઉપરની વાત આગબોટના અધિકારીઓ પૈકી એકનાથી તો પ્રથમ જ જોવામા આવેલી તેથી તુરતજ સમુદ્રમાં પડતું મુકયું. પોતાને નાલાયકીનું કલંક ન લાગે

તેથી આ પોલીસે પણ ત્યારપછી તુરતજ સમુદ્રમાં કુદકો માર્યો. સાવરકર જ્યારે તરતા હતા, ત્યારે પોતાના ઉપર કોઈએ ગોળી છોડી છે, તેવો અવાજ સાવરકરને કાને અથડાયો હતો. તેથી તેમને એમ લાગ્યું કે આ ગાંડા થએલા અધિકારીઓ તેમને ગોળીથી ઠાર મારવા પણ તૈયાર થયા હોય.' એવી રીતે ગોળીથી ઠાર થઈશું તો પણ તેથી ક્રાન્તિકારક પક્ષની પ્રતિષ્ઠા વધશે અને પોતાના સાહસ-ભર્યા કામથી અંગ્રેજ પોલીસ ખાતાની તો પુરેપુરી ફજેતી થઈજ ચૂકી છે. અને પોતાના મૃત્યુથી પોતાના પ્રથમ ચારિત્ર્ય ઉપર આ એક કળશ રૂપ થઈ પડે તે વાત પણ હિતકારક હતી પોતાને પકડનારને છેતરવા માટે તે કેટલીક વખત પાણીમાં ડુબકી મારતા અને સાથે સાથે બંદુકનું નિશાન પણ ચુકાવ્યે જતા. છેવટે તે ધક્કા નજીક આવ્યા. તેમની પાછળ પડેલા અધિકારી પણ તેજ દિશાથી આવતા હતા, પણ ધક્કાની ભીંત સામે જોઇ તે લોકોને તરવાની ક્રિયા બંધકની પડી હતી

' માર્સેલ્સના ધક્કાને હાથ અડકાડતાંજ સાવરકરને કેટલું બધું સારું લાગ્યું ! બેરિસ્ટરની પરીક્ષાનો અભ્યાસ કરતી વખતે આંતરરાષ્ટ્રીય કાયદાનો અભ્યાસ તેમણે સારી રીતે કર્યો હતો. અને બંદરના ધક્કાને હાથ લગાડતાંજ આંતરરાષ્ટ્રીય કાયદાની દ્રષ્ટિથી ધક્કાને હાથ અડકાડનાર ઇસમે બંદરમાંજ પ્રવેશ કરેલો ગણાશે એ વાત તે સારી રીતે જાણતા હતા. સામેની ભીંત તે ચડવા લાગ્યા પણ જે વિલક્ષણ પરિસ્થિતિમાં તે બોટમાંથી નાસી છુટેલા તે પરી-સ્થિતિના મન ઉપર વિલક્ષણ પરિણામે હોય કે શરીર થાકી જવાના કારણે હોય તે ચડતા હતા એટલામાં તેમના હાથ ખસી ગયા અને તે ફરી પાણીમાં પડયા. ફરીથી મનનો દ્રઢ નિશ્ચય કરી તે દીવાલ ચડવા લાગ્યા અને દીવાલ પૂરી ચઢી બંદરના ધક્કાની જમીન ઉપર આવીને તે ઉભા રહ્યા." આખરે સ્વતંત્ર થયો. 'આવા આનંદમય વિચારો તેમના મનમાં આવવા લાગ્યા. પોતાના સહકારી મિત્રો ધક્કાની આજુબાજુમાં મોટર લઇ ત્યારથી ઉભા રહી ઉત્કંઠતાથી પોતાની રાહ જોતા હશે એવી સાવરકરની કલ્પના હતી તેથી તેમણે ચોતેર નજર નાખી. પણ કોઇ જણાયું નહી. અને પોતાનો સાહસિક પ્રયત્ન ફોગટ થશે નહી એ વિચાર મનમાં આવતાંજ તેમના મનમાં (વિષણ્ણતા) ખેદ થયો ! વધારે વિચાર કરી ઉભા રહેવાનો તે વખત નહોતો !

બોટના અધિકારીઓ પોતાની પાછળ દોડતા આવે છે તે જોઈ તેમણે દોડવાની શરૂઆત કરી. સાવ ક ર્માર્સેલ્સથી નિદાન ૩૦૦ યાર્ડ દોડેલા એવુ હેગ ન્યાય કોર્ટના ઠરાવમા નીચે મુજબના વાકયોમાં જણાવ્યું છે "The Brigedier arrested the fugitive after a pursuit of about 500 metres (લશ્કરી સિપાહએ આશરે ૭૦૦ મિટર દોડી સાવરકરને પકડી પાડયા) ૩૦૦ યાર્ડ દોડી જતી વખતે રસ્તામા ટ્રામ ગાડીઓ પણ મળતી અને ટ્રામ ગાડીઓમા બેસવા માટે થોડુ પણ પરચુરણ પાસે હોત તો પોતાને પકડવા આવનારને છેતરવાનો એક વધારાનો પ્રયત્ન કરવા તે ચૂકત નહીં I પણ શરીર ઉપર કપડા નહી અને કેદી હોવાથી પોતાની પાસે કઇ પૈસા પણ નહી એવી સ્થિતિમા ટ્રામનો પણ તે ઉપયોગ કરી શકયા નહી. તે વખતના તેમના પોશાક ઉપરથી તે કોઇ સદ્ગૃહસ્થ નાગરિક છે એવું માની લેવા પણ કોઈ તૈયાર ન થાત અને ટ્રામમા પણ તેમન જગ્યા મળત કે કેમ તે એક પ્રશ્ન હતો. ગુપ્ત પોલીસોને હજારો રીતે 'છેતરનાર' આ સ્વતંત્રવીર પાસે બે ચાર આનાની પણ રકમ ન હોવાના કારણે દોડવા સિવાય બીજો કોઇ માર્ગજ નહોતો. સાવરકર નાસતા નાસતા આગળ જાય છે અને બ્રિટિશ પોલીસ અધિકારીઓ તેમના પાછળ પડયા છે એ દૃશ્ય જોઇ રસ્તે જનારાઓનુ લક્ષ જયારે ખેંચાવા લાગ્યું ત્યારે "ચોર ! હરામખોર !" એવી ખોટીજ બુમો પોલીસવાળા પાડવા લાગ્યા અને આનો હેતુ કે લોકોની સહાનુભુતિ આ ક્રાંતિકારક તરફ ન જાય એકંદર બધી પરિસ્થિતિ ધ્યાનમાં લઇ સાવરકરે ઠીક ઠરાવ્યું કે નજીકમાં જ કોઇ ફ્રેંચ પોલીસ મળે તેમન ખરી હકીકતથી વાકેફ કરી ફ્રેંચ ન્યાયકોર્ટમા દાખલ થઇ જવાનો પ્રયત્ન કરવો રસ્તામાં એક ફ્રેચ પોલીસ મળતાજ સાવરકર તેમની આગળ જઇ ઉભા રહ્યા એટલામાં તો તેમને પકડવા આવેલા ઇસમો આવી પહોંચ્યા. સાવરકરનો પોશાક તથા એકંદર પરિસ્થિતિ જોતાં ફ્રેંચ પોલીસ સાવરકર ખરેખર હરામખોરજ હશે એવુ લાગવાથી તેમણે સાવરકરને બ્રિટિશ પોલીસને સોંપ્યો હોય કે આ પોલીસ દાદા પૈસાની લાલચમા પડવાથી તેમણે પોતાની ફરજ બજાવી ન હોય આ બે પૈકી કઇ પણ બાબત સત્ય હોય તો પણ "સાવરકરને આ ફ્રેંચ પોલીસે બ્રિટિશ પોલીસને સોંપી દીધા ખરા !" બોટ ઉપરથી બંદરતરફથી નાસી છુટેલ સાવરકરને પોતાના

ફ્રેંચ અધિકારીઓના હુકમ સિવાય કે યોગ્ય તપાસ સિવાય સોંપી દેવો કે નહીં તે બાબત જરાક વિચાર કર્યો હોત. તો એક સ્વતંત્ર રાષ્ટ્રના નાગરિક તરીકે પોતાની ફરજ બજાવ્યાનું પુણ્ય આ પોલીસને મળત. પણ તેની સુબુદ્ધિ તેમને સૂઝી નહીં પણ પૈસાના મોહમાં પડી પોતાની ખરી ફરજ આ ફ્રેંચ સિપાઇએ બજાવી નથી એ વાત જ ખરી લાગે છે. *

સાવરકરને ફરી "મોરિયા" બોટ ઉપર લઇ જવામાં આવ્યા તે વખતે બ્રિટિશ પોલીસોએ ઘણીજ ઉદ્ધતાઇ વાપરેલી. બોટ ઉપર પહોંચતાંજ પહેરગીરો પૈકી એકે સાવરકરના માથા ઉપર પાછળથી એક જોરથી મુક્કો માર્યો. તે વખતે સાવરકર અત્યંત ચીડાઇ ગયા અને તેમણે કહ્યું કે "આની નિષ્ઠુરતા પજવણી કરશો તો તમારા પૈકી નિદાન એકાદને તો માર્યા સિવાય હું મરવાનો નથી આ વાત યાદ રાખજો." આ વાતચિત પછી સાવરકરના હાથે પગે બેડીઓ ચઢાવવામાં આવી. અને તેમને "કેબિનમાં" પૂરી દેવામાં આવ્યા. સવારના આ બનાવ પછી ઘણા ફ્રેંચ લોકો ત્યા ફ્રેંચ અમલદારો "મોરિયા" બોટ ઉપર આવી સાવરકરને જોઇ ગયા. દુરસ્ત થવાથી તા. ૯ જુલાઇના રોજ 'મોરિયા' બોટ માર્સેલ્સથી ઉપડી.

સાવરકરને કંઇ બોટમાંથી લઇ જવાના અને બોટ માર્સેલ્સ ક્યારે પહોંચશે તે બાબત અત્યંત ગુપ્ત રાખવામાં આવેલી છતાં સાવરકરના મિત્રોને તમામ બાતમી મળી ગએલી હતી. એટલે કામાબેન, શ્રી આયર વિગેરે લોકો પેરિસથી નીકળી માર્સેલ્સ આવી પહોંચેલા સાવરકર જે દિશાથી દોડતાં ત્યાંથી તે જો બે ઘડી ફર્લાંગ વધારે દોડત તો તેમની મદદે આવનાર મિત્રો તેમને મળત * પણ, દૈવાનુ યોગથી તે ન બન્યુ! અને જો એવું બન્યું હોત તો સાવરકરને ભવિષ્યમાં થનારી એ જન્મટીપ તથા આંદામાનની પાશુમાનક ૧૨–૧૩ વરસની કષ્ટમય જીવન યાત્રામાંથી તે બચી જાત, સાવરકરને યોગ્ય

---

* આ ફ્રેંચ સિપાઇએ બ્રિટિશ પોલીસ પાસેથી લાંચ લીધેલી અને તે માટે તેમને કેદની સજા પણ ફરમાવવામાં આવેલી એવું શ્રી જી. જી. ડેસ-પાંડે લખી રાખેલી "સ્મૃતિ ચીત્રો" ઉપરથી જણાય છે.

* સ્વામી શ્રદ્ધાનંદ ભારતિયારે મોકલેલી હકીકત.



"મહારાજા" આગબોટ



આંદમાનનો "સિલ્વર જેલ"

સાવરકરના મોટા ભાઈ



બાબારાવ સાવરકર

સાવરકરના નાના ભાઈ



ડૉ. નારાયણરાવ

તકે તેમના સહકારીએ બચાવ્યા હોત તો પંડિત શ્યામજી કૃષ્ણવર્મા, બૅરિસ્ટર રાણા, શ્રી વીરેન્દ્ર ચટોપાધ્યાય, પ્રો. ખાનખોજે, લાલા હરદયાળ જેવા ભારતીય દેશ ભક્તોને જેમ ' નિર્વાસિત ' તરીકે પરદેશમા રહેલું પડયું તેવું જ જીવન ગાળવાનું તેમના ભાગ્યમાં પણ લખાયુ હોત અને આવુંજ જીવન બૅરિસ્ટર સાવરકરને ગાળવું પડયું હોત, તો ગયા મહાયુદ્ધમાં કે ચાલુ મહાયુદ્ધમાં નિર્માણ થયેલી પરિસ્થિતિનો ઉપયોગ ભારતીય સ્વાતંત્ર્યને માટે કેવી રીતે તેમણે કરી લીધો હોત એ વાત વાચકોએ કલ્પીને પોતાની મેળે ઠરાવી લેવાનું હોય. 'અભિનવ ભારત' ના હરદયાળ ગયા મહાયુદ્ધ વખતે છૂટા હતા તેમણે ત'। તેમના સહકારી મિત્રોએ યુરોપમાં કેટલા બધા ઉત્તમ પ્રકારમા પ્રયત્ન દેશ સ્વાતંત્ર્યને માટે કર્યા તેની સાધારણ કલ્પના આ પુસ્તકમા આગળના એકાદ પ્રકરણમા આપવામાં આવશે જ. સાવરકર નિર્વાસિત સ્થિતિમાં રહ્યા હોત તો પણ ગયા યુદ્ધ સમયે ક્રાંતિકારીઓએ જે કંઇક કર્યું તે ઉદ્યમોને વધારે તીવ્રતર અને પ્રભાવશાળી સ્વરૂપ આપવામાં સાવરકર નિશ્ચિત ઉપયોગી થઇ પડત.

કામાબ્હેન તેમજ અય્યર વગેરે મિત્રો અને સાવરકર યોગ્ય તકે ન મળી શકયા ઘણુ તે મિત્રો માર્સેલ્સ આવ્યા તેનો ઉપયોગ તો કંઇક અંશે થયો જ, સાવરકરના મિત્રો સાવરકર પકડાઇ ગયા પછી તુર્તજ જે ઠેકાણે તે પકડાઇ ગયા તે ઠેકાણે તે આવી પહોંચેલા હોવા જોઇએ. ફ્રેંચ સીપાઇ અંગ્રેજ સીપાઇ તથા સાવરકર વચ્ચે જે કંઇ થોડુંક ઝમકલું થયુ તે બાબતની હકીકત રસ્તે જનારા લોકો તરફથી તેમને ખબર પડી હોય અને તે ઉપરથી આગળની બધી હકીકત તેમણે કલ્પી લીધી હોય। આપણો આગેવાન લગભગ સ્વાતંત્ર્ય મેળવે તેવી સ્થિતિએ પહોંચેલો છતાં તે પ્રયત્નમાં તેમને યશ ન મળી શકયો તે જાણી તેમના સહકારી મિત્રોને અત્યંત દુઃખ થયુ. આ મિત્ર વર્ગે માર્સેલ્સમા બંદર સુધી જઇ ' બોટ ' ની પરીસ્થિતિ શું છે તે જાણી લેવા માટે તેમના સહકારી મિત્રોને અત્યંત દુઃખ થયુ. આ મિત્ર વર્ગે માર્સેલ્સના બંદર સુધી જઇ ' બોટ ' ની પરીસ્થિતિ શું છે તે જાણી લેવા માટે જરૂર તે પ્રયત્ન કર્યો હશે. ' મોરીઆ ' બોટની દુરસ્તી જરાક ઉતાવળથી કરી. તા. ૯ ના રોજ સવારે તે બોટના અધિકારીએ ફ્રેંચ કિનારો ઉતાવળે છોડયો તેનું કારણ એવું ' પણ હોઇ શકે કે જો આ બોટ ફ્રેંચ કિનારા નજીક ઉભી રહી હોત તો

સાવરકરના મિત્રો ' કંઇક કાયદેસર ઇલાજ લઇ સાવરકરને મુક્ત કરવાનો
પ્રયત્ન કર્યો હોત માર્સેલ્સ શહેરનો નગરાધ્યક્ષ ' સોસ્યાલીસ્ટ ' પક્ષનો હતો.
તેમને સાવરકરના મિત્રો મળ્યા. અને બનેલા તમામ બનાવની તેમને જાણ
કરી દીધી, સાવરકર સાથે વિશ્વાસઘાત કરનાર ફ્રેંચ પોલીસને આજ નગરા
ધ્યક્ષની ખટપટથી ભવિષ્યમાં સજા કરવામાં આવેલી. આ બનાવની ખબર
કામાબ્હેન અય્યર વગેરે લોકોએ પેરીસ મોકલી જે તા ૧૧ જુલાઇના રોજ
' ડેલી મેઇલ ' નામના ફ્રેંચ વર્તમાનપત્રમાં એક ખુણામાં પ્રસિદ્ધ કરવામાં
આવેલી. ઉપર પ્રમાણે સાવરકર પકડાઇ ગયા બાદ તેમના પરનો પહેરો સખત
કરવામાં આવેલો. તેમને ચોવીસ કલાક ' કેબીન ' માં પૂરી રાખવામાં આવતા
હોવાથી તબિયત દિવસે દિવસે બગડતી ગઇ. અને કફના વ્યાધિથી તે
પીડાવા લાગ્યા.

ફ્રેંચ વર્તમાનપત્રોમાં જે ટુંકાણમાં આ બાબત પ્રસિદ્ધ થયેલી તેનો
ફેલાવો આખા યુરોપમાં થયો. જર્મની રૂશિયા જેવા ઇંગ્લેંડ વિરોધી
દેશોમા ક્રાન્તિકારોની ખટપટથી એવી સખત માગણી કરવામાં આવેલી કે સાવ-
રકરને બ્રિટિશ અધિકારીઓને સોંપવામાં, અને તેમની ચોકસી હિંદમાં કરવા
અંગ્રેજ સરકારને જરાપણ અધિકાર નથી. સાવરકરને જે અન્યાય થયોછે તેની
ચોકસી આંતરરાષ્ટ્રીય ન્યાયાલયો આગળ થવી જોઇએ એવું પણ અનેક સારા
લોકોએ જણાવ્યું. સાવરકરને તેમના પહેરેગીરો અનેક રીતે સતાવતા. ચોવીસે
કલાક તેમના હાથ પગોમાં બેડીઓ ચઢાવેલી રહેતી. તેમની કેબીનમાંનો
વિજળી ના દીવો હમેશાં સળગાવેલો જ રાખવામાં આવતો અને તેથી
સાવરકર બહુજ ગભરાઇ જતા. તેમને આંખો ન શકાય તેવી ગાળો પહેરેગીર
સિપાઇઓ આપવા લાગ્યા. સાવરકરની કેબીન આસપાસ કોઇએ સુવું નહિ
એવો હુકમ પણ ઠેરવવામાં આવેલો. તે વખતે સાવરકરને એમ પણ લાગ્યું કે
આ દુષ્ટ લોકો તેમને રાત્રે વધુ હેરાન કરવા માટે છે નાશિક પ્રકરણમાં તેમના
અનેક સહકારી ઉપર હિંદી પોલીસ અનેક પ્રકારનો કેર વર્તાવી રહ્યા હતા તે
બાબતની વિગતવાર હકીકત તેમણે જાણી હતી. તેવીજ પ્રકારની પમપાતના
સહન કરવા પોતે તૈયાર થવું જોઇએ એવું તેમને ઠેરાવ્યું. સાવરકરની કેબીનમાં
પહેરેગીર એક નાગી તલવાર લટકતી રાખી હતા. તે તલવારને જોઇ ને

— -

પ્રત્યક્ષ 'ભવાની' તલવાર જ છે, અને વખત આવે બેડીઓ તોડી તેનો ઉપયોગ આપણે કરી શકીશું એવું પણ તે માની બેઠેલા. તે રાત્રે પહેરેગીર પૈકી એક પોતાનું પાટલુન સાવરકરની સામેની ખીંટીએ લટકાવી સઇ ગયેલો. તે પાટલુનના ગજવામાં ભરેલી રિવોલ્વર હતી. તે પણ સાવરકરના લક્ષ બહાર ગયું નહિ. આ હરામખોરો રાત્રે જો પોતાને વધુ હેરાન કરશે તો આ રિવોલ્વરનો પણ ઉપયોગ કરી શકાશે તેવો વિચાર પણ સાવરકરને આવેલો. આજે કાંઇપણ વિશેષ બનાવ રાત્રે બનશે એવા વિચારથી તેઓ ઊંઘી પણ ન શક્યા પણ આંખો મીંચી સૂઇ રહ્યા હતા. 'ક્યા ઔલાદ હૈ!'

આ પ્રકારની બિભત્સ ગાળો આપવાનો સપાટો પહેરેગીરોએ શરૂ કરેલો. ગાળો સાંભળતાં જ સાવરકરે આંખો ઉઘાડીને તીવ્ર દૃષ્ટિથી તે પહેરેગીર તરફ જોવા લાગ્યા. સાવરકર જાગે છે છતાં બધું સાંખે છે એમ માની લઇ પોલીસવાળાએ વધારે જોશમાં આવી ગાળો દેવા માંડી, અને "વખત આવે તો તમને ઘણી મારપીટ પણ કરવામાં આવશે" એવું બોલવા લાગ્યા. આ શબ્દ સાંભળતાંજ સાવરકર કેબિનમાં એકદમ ટટાર ઊભા થયા અને બોલ્યા કે માર મારવાની ધમકી કોને આપો છો? અરે! જે મરી જ ગયો છે તેને ડર શાનો? આ ઉદ્યમ કરવા હું જ્યારે પ્રથમ તૈયાર થયો. ત્યારેજ હું સમજી ગયેલો કે મારા સર્વસ્વનો નાશ થનાર છે. મારી ચિતા મેં સળગાવી હતી અને ત્યાર પછીજ બીજાની ચિંતા સળગાવવા તૈયાર થયેલો! મારવાના બડબડાટની મને જરા પણ પરવા નથી. તારું શું થશે તેનોજ માત્ર તારે વિચાર કરવાનો રહે છે જીવ પર ઉદાર થએલા મારા જેવાને વધુ હેરાન કરીશ તો નિષ્કારણ મરી જઇશ અને તારાં છોકરાં છૈયાં રખડી જશે. તારી તાકાત હોય તો મારા શરીરને હાથ અડકાડી જો જોઇએ! તમારા બધાનો સામનો મારા એકલાથી ન થાય. પણ એટલું તો યાદ રાખજો કે તમારા પૈકી એકાદને ખલાસ કર્યા સિવાય હું મરવાનો નથી." આ કડક શબ્દોની અસર પહેરેગીરો પર સારી થઇ. અને ત્યારથી તેમનું સાવરકર પ્રત્યેનું વર્તન નરમાશ ભરેલું થયું. પહેરેગીરો સાવરકર સાથે પોતાની ફરજ વિષે છૂટથી ચર્ચા કરવા લાગ્યા. અમે જો સખતાઇથી દેખરેખ ન રાખીએ તો અમને રુખસદ કરવામાં આવશે તેથી તમારા પર સખ્ત પહેરો રાખવાની અમારી ફરજ છે" એવું તે કહેતા ત્યારે સાવરકર કહેતા

" ભાઈ! મારા હાથ પગોમાં બેડી ચડાવી મને મરણના માર્ગે લઈ જવાની તમે ફરજ સમજો છો તેવીજ રીતે તમારા હાથથી શક્ય બને તો છટકી જવું એ હું મારી પોતાની ફરજ સમજું છું. દરેક જણ પોતાની ફરજ બજાવે તે વખતે નિષ્કારણ ગુસ્સે થઈ ખુન્નાસ રાખવું તે કંઇ સારૂં કહેવાય નહિ." આ પ્રમાણે પોતાની તેજસ્વિતા બતાવ્યા પછી સાવરકરને નિષ્કારણ હેરાન કરવાનું પોલીસોએ છોડી દીધું. પોતાને થયેલા અન્યાયની પ્રસિદ્ધિ વર્તમાન પત્રોમાં થઈ છે કે નહિ તે જાણવા તે ઘણાજ આતુર બનેલા. માર્સેલ્સ બંદરના ધક્કા પર પોતે ચડવાથી ફ્રેન્ચ મુલકમાં તે દાખલ થયેલા હતા એવી હકીકત ફક્ત વર્તમાન પત્રમાં પ્રસિદ્ધ થાય તો પણ પુરતી છે એમ તે માની રહેલા. પોતાના યુરોપમાંના સહકારીઓ આ કાર્ય જરૂર કરશે એવો સાવરકરને વિશ્વાસ હતો. 'મોરીયા' બોટ જ્યારે 'પોર્ટસૈયદ' બંદરમાં જરા રોકાઈ ત્યારે ખાણું પીરસનારે તેમને જણાવ્યું કે તેમના સાહસની વાત વર્તમાન પત્રોમાં પ્રસિદ્ધ થઇ તે વિષે ચર્ચા ચાલે છે. આટલીજ હકીકત સાંભળીને સાવરકરને અત્યંત આનંદ થયો. 'મોરીયા' ના એડન સુધીના પ્રવાસમાં કંઇ વર્ણન કરવા યોગ્ય બનાવ બન્યો નથી. 'એડન' બંદર આવતાંજ બોટ પરના ઉતારૂઓ અને ટપાલ બીજી બોટ પર ચઢાવવામાં આવ્યાં. S. S. Shasti. નામની બોટ પરના ઉપલા ભાગની એક નાની ઓરડીમાં સાવરકરને પૂરી દેવામાં આવ્યા. સમુદ્ર પરની વહેતી ઊની લૂ તથા કુંડી જગ્યા તથા દમની વ્યાધીએ તેમને ઠીક પજવણી કરી. તેમની કેબિન પર આવરણ તરીકે માત્ર એક જાડું ભીણિયુંજ પાથરણું હોવાથી તે ઝટ તપી જતું, અને સાવરકર ઉભા રહે તો તેમનું માથું તેને અડકી જતું, તેથી બપોરના તાપથી તેમને શી મુશ્કેલી નડી હશે તેની જરા કલ્પના કરી લેવી. આ અસહ્ય જુલમથી આત્મહત્યા કરવાનો વિચાર પણ સાવરકરના મનમાં આવી ગયો એવું સાવરકરે 'મારી જન્મટીપ' નામના પુસ્તકમાં સ્પષ્ટતાથી જણાવ્યું છે. મુંબઈ આવી પહોંચતાંજ પોતાને અનેક સંકટો વેઠવાં પડશે એ વિચાર તેમને હંમેશાં અકળાવ્યાજ કરતો. આવી કષ્ટમય સ્થિતિમાં માતૃભુમિ તરફ પ્રયાણ કરવા કરતાં સમુદ્રના વિશાળ પટમાં પેસી જીવનનો અંત આણીએ તો વધુ સારૂં. આવા નિરાશા ભરેલા વિચાર પણ તેમને ઘેરી વળ્યા. છેવટે શુક્રવાર તા. ૨૨, ૧૯૧૦ ના રોજ 'સાષ્ટિ' બોટ દ્વારા તેઓ મુંબઈ આવી પહોંચ્યા. ધક્કાથી આ બોટ થોડે અંતરે ઉભી હતી

ત્યારે તેમનો સત્કાર કરવા મુંબઇ ઇલાકાના 'ઇન્સ્પેકટર જનરલ ઓફ પોલીસ' મી. કેનેડી, તેમના 'પર્સનલ' આસીસ્ટંટ મી. ગાર્ડર, અને છુપી પોલીસ ખાતાના ઇન્સ્પેકટર મી. ફ્વેલ પણ ત્રણ યુરોપિયન પોલીસ સાથે આવ્યા હતા. 'ડૉક' યાર્ડમાં સરકારી ગાડી તૈયારજ હતી. આ ગાડીમાં બેસી આ બધા સિધા બોરીબંદર આવ્યા. સ્ટેશનમાં દિલ્હી એક્સપ્રેસ ઉપડવાની તૈયારી હતી આ ગાડીને ત્રીજા વર્ગનો એક ડબ્બો જોડી દેવામાં આવ્યો હતો. પોલીસ અધિકારી અને સાવરકરને ડબ્બામાં જગ્યા લીધી કે તુર્તજ ગાડી ઉપડી બીજે સાવરકરને નાશિક જેલમાં ઉતારી હાચા કેદી તરીકે રાખવામાં આવ્યા.

માર્સેલ્સ પ્રકરણને લીધે જ યુરોપમાં જે ચર્ચા વર્તમાનપત્રોમા ચાલી રહેલી તેનો ફાયદો સાવરકરને શી રીતે મળે તે બાબતની પુષ્કળ ચર્ચા સાવરકરના પેરીસ માંહેના મિત્રો પંડીત શ્યામજી કૃષ્ણવર્મા, બેરિસ્ટર રાણા, કામાબ્હેન, વગેરેએ કરી હતી. ચર્ચાની છેવટે એવું નક્કી કરવામાં આવ્યું કે મુંબઇના બેરિસ્ટર 'જોસેફ બેપ્ટીસ્ટા' ને તાર કરી 'સાવરકરપરના કેસની ચોકસી મુલતવી રાખવાનો શકય તે પ્રયત્ન કરવો. કામાબ્હેને બેરિસ્ટર જોસેફ બેરિસ્ટરને નીચે મુજબ તાર પાઠવ્યો હતો.

See immediatel professionally Savarkar arriving. Bombay Steamer Morea French Govt. demand his return choose your Solicitor letter follows.

( સાવરકર મોરીયા બોટથી મુંબઇ આવે છે, તેમના કાયદાના સલાહકાર તરીકે આપ તેમને જરૂર મળશો. ફ્રેંચ-સરકારની માગણી એવી છે કે સાવરકરની ચોકસી કરવાનું કામ તે સરકારનું છે. સોલીસીટર તરીકે કોની નિમણૂક કરવી તે આપે નક્કી કરવાનું છે. વિગતવાર હકીકતનો કાગળ અત્રેથી રવાના કર્યો છે. )

આ તાર બેરિસ્ટર જોસેફ મેજીસ્ટ્રેટને ૨૨ જુલાઇ પહેલા જ મળી ગયેલે. બેરિસ્ટર બૅપ્ટીસ્ટાએ Dultary Furerul and Demund આ મેજિસ્ટ્રેટની મારફતે પોલિસ કમિશ્નરને નિવેદન કરી સાવરકરને મળવાની ઇચ્છા બતાવી પણ 'સાવરકર' નાશિક પ્રાંતના પોલીસ કમિશ્નરને હસ્તગત હોવાથી કંઇ થશે નહિ આવો જવાબ મળ્યો. તેથી બેરિસ્ટર બૅપ્ટીસ્ટાએ મુંબઇ સરકારના પોલિટીકલ ડિપાર્ટમેન્ટના સેક્રેટરી સાથે પત્ર વ્યવહાર શરૂ કર્યો અને પુષ્કળ પ્રયત્ન કર્યા પછી એક માસે સાવરકરને મળવાની પરવાનગી તેમને મળેલી

# પ્રકરણ ૧૧ મું



## માર્સેલ્સ પ્રકરણનું ઉપાખ્યાન



લંડન અને પેરીસમાં વસતા ભારતીય દેશભક્તોએ સને ૧૯૦૬ થી જે નવા પ્રકારની પ્રવૃત્તિઓ હાથ ધરી હતી તેથી યુરોપના પ્રબળ રાષ્ટ્રો ભારતના પ્રશ્નોને નૂતન દ્રષ્ટિએ નિરખવા લાગ્યાં. સને ૧૯૦૬ સુધી આ રાષ્ટ્રો તો એવુંજ માનતાં કે ભારતીય જનતા બ્રિટીશરોની ગુલામીમાં છે, અને બ્રિટીશ અમલની એ ગુલામગીરી એમણે સ્વેચ્છાએ સ્વીકારેલી છે. પરંતુ ઉપરની પ્રવૃત્તિ પછી એ રાષ્ટ્રોને પોતાની જુની માન્યતા બદલવી પડી. હિંદની આઝાદીની આકાંક્ષાની તેમને પ્રતિતી થઇ. ક્રાન્તિકારોની ચળવળ અને આઝાદીના પ્રયત્નો સફળ થયા. ભારતને આંતરરાષ્ટ્રિય મહત્વ મળ્યું. આ પ્રવૃત્તિમાં વીર સાવરકરની માર્સેલ્સની સાહસીક ઘટના એક અનોખું અને ઉજ્જવળ પ્રકરણ છે. જેની યાદ અને વર્ણન સુવર્ણ અક્ષરોમાં લખાશે.

આ સનસનાટી ભર્યા સમાચાર તા. ૧૬ જુલાઇના રોજ 'ડેઇલી મેલ'માં પ્રસિદ્ધ પામ્યા અને સારાએ યુરોપમાં આ ઘટના પ્રચલિત બની. જીન જોરીશ નામના પ્રસિદ્ધ સમાજ સત્તાવાદી કાર્યકરે આ ઘટનાને તુર્તજ મૂર્ત સ્વરૂપ આપવાનું નક્કી કર્યું અને 'Huminative' નામના પત્રમાં એક લેખ જોરદાર ભાષામાં પ્રગટ કર્યો. જેનો થોડો ભાગ નીચે પ્રમાણે છે :

This abominable violation of the right of asylum was efected in absolute secrecy. Had it not been for a telegram,

published yesterday, in the *Paris daily mail* we should still have been ignorant of the incident.

But it is quite impossible that the matter can be allowed to rest there. In delivering up a political Refugce, the Marsel.es authorities—admilting that they have acted in there own intiative have committed outrage of which account will most assurely be demanded, and in respect of which the sanction of the state itself necessary.

[ આશ્રય માગવાના અધિકારનો આ પ્રકરણમાં ભગ થયેલો હોઈ તે ભંગ અત્યંત નિર્દય સ્વરૂપનો છે. તેમજ આ અધિકાર ભંગ અતિ ગુપ્ત રીતે કરવામાં આવ્યો છે. ગઈકાલના 'ડેઈલી મેઈલ'ની આવૃત્તિમાં જો વિદ્યુત સંદેશ પ્રગટ કરવામાં આવ્યો છે તે જો પ્રસિધ્ધ ન થયો હોત તો માર્સેલ્સ પ્રકરણથી આપણે હજુ પણ અજ્ઞાત રહ્યા હોત. પરંતુ આ પ્રકરણનો હવે અંત લાવે જ છૂટકો. એક રાજકીય પુરૂષ ફ્રેન્ચ સરકારનો આશ્રય માગવા આવેલો છતાં પણ મ ર્સેલ્સના અધિકારીઓએ તે રાજદ્વારી પુરૂષને પારકી સરકારને સ્વાધીન કરી દીધો છે પોતાનીજ નિર્ણય શક્તિ તથા ઈચ્છાથી જ આ અમલદારોએ એમ કર્યું છે એમ માનવામાં કોઇ વાંધો નથી. આ દ્રષ્ટાંત અમલદારોની બુધ્ધિનાં પ્રદર્શનની સાક્ષીરૂપ છે આ અમલદારોના આ કૃત્યનો ખુલાશો અવશ્ય માગવામાં આવશે. આ ઘટના પરત્વે ફ્રેંચ સરકારની નીતિ જાણવી આવસ્યક છે ! ]

પેરીસ, જર્મની વિગેરે યુરોપના દેશોના અખબારોમાં આ વિષે જોરદાર આગામા લેખો પ્રસિધ્ધ થવા લાગ્યા.' ઈંગ્લેંડની સરકારની એઈજન્તી કરવાનો આ સુઅવસર હતો. સાવરકર અંગેની માહીતી પો પ્રાપ્ત કરવામાં આવી. સાવરકરને ફ્રેંચ સરકારને સુપ્રત કરી દેવાની ઝુંબેશ જોરશોરથી ઉપાડવામાં આવી આ ઝુંબેશ પાછળ સાવરકરના પેરીસમાં વસતા મિત્રોનો ઓછો ફાળો ન હોતો આ પ્રવૃતિની ધારી અસર થવા પામી. આખરે ફ્રેંચ સરકારને પ્રતિતી થઇ કે આ બનાવ વિષે હવે ઉપેક્ષા સેવી શકાશે નહી. ફ્રેંચ સરકારને સત્તાવાર હકીકત આ બનાવ અંગે પ્રસિદ્ધ કરવી પડી. ફ્રેંચ સરકારના પ્રસિધ્ધ થયેલા પત્રોનો ટુંકો સારાંશ નીચે પ્રમાણે છે

Owing to news paper prospects against the surrender of Savarkar, Government has issued a statement explaining charges against Savarkar. It adds that British authorities requested Government, to have the Merea watched, at Marssells, lest any of his compatriots should attempt Savarkar,s escape. This was done.

[ વર્તમાન પત્રોમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે સાવરકરને બ્રિટીશ અધિકારીઓને સોંપી દેવામાં આવ્યા છે. આ બનાવ અંગે ફ્રેંચ સરકારે જાહેરનામું બહાર પાડી સાવરકર પર કયા કયા આરોપો હતા તેનો ખુલાસો કર્યો છે.

આ જાહેરનામ માં એવો ખુલાસો કરવામાં આવ્યો છે કે—

''બ્રિટીશ સરકારે ફ્રેંચ સરકાર પાસે એવી વિનંતી કરી હતી કે જ્યારે મોરીઆ બોટ માર્સેલ્સ બંદરે રોકાય ત્યારે સાવરકરના મિત્રો તેમને ભગાડવાનો પ્રયત્ન કરશે એવી ભીતી હોવાથી ફ્રેંચ સરકાર બંદર ઉપર જાપ્તો રાખે. આ વિનંતીને ધ્યાનમાં લઇ ફ્રેંચ સરકારે જાપ્તો રાખવાનો બંદોબસ્ત કર્યો હતો. એમ ફ્રેંચ સરકારે પ્રસિદ્ધ કરેલી યાદી ઉપરથી જણાઇ આવે છે. ]

બ્રિટીશ સરકારે ફ્રેંચ સરકારેને તા. ૧૯ જુનના રોજ જણાવ્યુ હતું કે સાવરકરને મોરીયા બોટ દ્વારા હિંદ મોકલવામાં આવે છે મોરીઆ બોટ તા. ૭ અગર ૮ જુલાઇના રોજ માર્સેલ્સ બંદરે રોકવાનો સંભવ છે. આ રોકાણનાં સમય દરમ્યાન જાપ્તો અને તકેદારી રાખવાની આવશ્યકતા છે. આ બધી હકીક્ત હેગની ન્યાય કોર્ટે જે ઠરાવ આપેલ તે ઠરાવના પ્રથમ ભાગ ઉપરથી જાણવા મળે છે.

૧. બ્રીટીશ સરકારે મોરીયા બોટ અંગે હકીકત તદ્દન ગુપ્ત રાખેલી હોવાથી મોરીઆ બોટ ક્યાં અને ક્યારે રોકાવાની છે તેની ખબર સાવરકર અને તેમના મિત્રોને પડી નહીં.

શક્ય તેટલા પ્રયત્ને મોરીયા બોટ કોઇપણ સ્થળે રોકવી નહી એમ પણ બ્રિટીશ સરકારે નક્કી કર્યું હોય, એ સંભવેત છે. એટલે મોરીયા બોટનું માર્સેલ્સ બંદરનું રોકાણ પૂર્વ નિશ્ચિંત યોજના અનુસાર ન પણ હોય !.

તો પછી બ્રિટીશ સરકારે ફ્રેન્ચ સરકારને જાણ્તો નાખવા માટે ઉપર ‌િનંતી શા માટે કરી, તે બરોબર સમજાતું નથી છતા પણ લાંબા ગાળાના પ્રવાસમાં બોટને કદાચ આફત આવી પડે અગર મુશ્કેલી નડે તે માટે માર્સેલ્સ બંદરે બોટને થોભવવાની જરૂર પડી હોય. પરંતુ બોટ આ પ્રમાણે બંદર પર રોકાય અને તે દરમીયાન કોઇ રાજકીય કેદી નાસી જાય તો તે અંગે ફ્રેન્ચ સરકારનુ શું કર્તવ્ય હતું અને આ બનાવમાં સાવરકરની બાબતમાં ફ્રેન્ચ સરકારે પોતાનું કર્તવ્ય કેવી રીતે બજાવ્યું, એ પ્રશ્ન અવશ્ય વિચારણીય તો છે જ। ફ્રેન્ચ સરકારે પ્રસિધ્ધી કરેલી યાદીમા આનો ઉલ્લેખ કરવામાં આવ્યો ન હોતો.

ઇગ્લેન્ડના કિનારે ઉતરેલ હરેક આશ્રિતને ઇગ્લેંડ આશ્રય આપે છે એવો ઇગ્લેન્ડને ગર્વ હતો. તેથી હવે આ સાવરકરના આ બનાવ અંગે, બ્રિટીશ સરકાર કેવી રીતે વર્તે છે તે તરફ જગતના શત્રુઓ આંખ ફાડીને બેઠા હતા કે પછી બ્રિટન પરોપદેશે પંડિતમ્‌નો માર્ગ ગ્રહણ કરી સાવરકરને, અન્યાય કરે છે, એજ માત્ર મહત્વનો મુદ્દો હતો બ્રિટન જો ન્યાયસર વર્તન ન કરે તો બ્રિટનની ફજેતી કરવાની આ નાની સુની તક નહોતી. બ્રિટનના શત્રુ રાજ્યો, જર્મની અને રશીયા સાવરકરની આ ઘટના પરત્વે ખૂબ લખાણો અખબારોમાં પ્રગટ કરતા હતા જીન જોરીશ જેવા અન્ય ફ્રેન્ચ સમાજ મતાવાદીઓ અને રાજકીય પુરૂષોએ ફ્રેન્ચ સરકારને આ બનાવમાં આખરી નિર્ણય કરવાની વિનંતીઓ કરી હતી

આ બધી પ્રવૃત્તિ નાનુ પરિણામ એ આવ્યુ કે માર્સેલ્સના સાવરકરના બનાવ અંગે ફ્રેન્ચ સરકારને તપાસ શરૂ કરવી પડી. તપાસને અંતે ફ્રેન્ચ સરકારને માલમ પડ્યુ કે સાવરકર ફ્રેન્ચની ભૂમિ પર ઉતર્યા હતા અને આ તપાસ આધારે તા. ૧૯ જુલાઇ ૧૯૧૦ ના રોજ પેરીસથી નીચે પ્રમાણેનો સંદેશો મોકલ્યો હતો —

The French Government in the view of the fact that Savarkar actually landed on French soil have requested the British Government to suspend the trial till full reports of the case are received

( તપાસને અંતે પૂરવાર થયું કે સાવરકરે ફ્રેન્ચ ભૂમિ પર અવશ્ય પગ મૂકયો હતો અને તેથી ફ્રેન્ચ સરકારે બ્રિટિશ સરકારને એવી વિનંતિ કરી કે સાવરકરના કૃત્યોની પુરેપુરી તપાસ ન થાય ત્યાં સુધી તહોમતનું કાર્ય મુલતવી રાખવું.)

ઉપરના વિદ્યુત સંદેશામાં ફ્રેન્ચ સરકારે બ્રિટિશ સરકાર પાસે એવી માગણી કરી હતી કે સાવરકરને મુંબઈ બંદરે ઉતારવામાં આવે કે તુરત તેમને ફ્રેન્ચ સરકારના પ્રતિનિધિંને સોંપી દેવા. આ બનાવ અંગે બ્રિટિશ તથા ફ્રેન્ચ સરકાર વચ્ચે ખૂબ લાંબી લખાપટી ચાલી.

છતાં પણ તા. ૨૧ જુલાઈ સુધી બ્રિટિશ સરકારે ફ્રાન્સને કોઇ પણ પ્રકારનો જવાબ આપ્યો નહીં. આ પ્રશ્ન માટે પાર્લામેન્ટમાં પણ પ્રશ્નો થવા પામ્યા હતા પરંતુ તે વખતના વડા પ્રધાન સર એડવર્ડગ્રેએ માત્ર એટલોજ જવાબ આપ્યો હતો કે, 'એ બનાવ અંગે ફ્રાન્સ તરફથી ખરીતો આવ્યો છે.'

મોરીયા બોટના ઉતારૂઓ જ્યારે તા ૨૨-૭ ૧૯૧૦ ના રોજ સાઇ બોટ દ્વારા મુંબઈના કિનારે ઉતર્યા ત્યારે તેમાંના કેટલાકે સાવરકર વિષેની સત્ય હકીકત પ્રજામાં વહેતી મૂકી. આ પ્રકરણમા સત્ય અને કાયદેસર રીતે શું પગલાં લેવાવાં જોઇતાં હતાં તે એક લંબાણ ચર્ચાનો વિષય થઇ પડયો હતો.

કલકત્તામાં યુરોપના રાષ્ટ્રોના પ્રતિનિધિઓની વકીલાતો હતી. તેમણે પણ પોતાને યોગ્ય લાગ્યા તેવા અભિપ્રાય જાહેરમાં મૂકયા. સ્પેનના પ્રતિનિધિ મોરીયા પેરોને (monsieur Pierson ) પણ સ્પષ્ટ મત જાહેર કર્યો હતો કે—" ફ્રેંચ પોલીસે સાવરકરને હિંદી પોલીસને સુપ્રત કરવામાં ભયંકર ભૂલ કરી છે. ખરેખર રીતે તેમની ફરજ અનુસાર સાવરકરને તેમના ઉપરી અમલદારને સોંપવા જોઇતા હતા. ફ્રેંચ સરકારે બ્રિટીશ સરકાર પાસે સાવરકરને પરત સોંપવાની જે માંગણી કરી છે તે તદ્દન યોગ્ય છે."

પોર્ટુગીઝ પ્રતિનિધી તથા પેરાગ્વેના વકીલ મસીયા જમોબે ( monsieor Jamton ) પ્રસિધ્ધ કરેલો અભિપ્રાય આ બનાવ વિષે વધુ પ્રકાશ ફેંકે છે. તેમનો અભિપ્રાય નીચે મુજબ હતો—"ફ્રેંચ પોલીસો કાયદાની આ બારીકાઇનું જ્ઞાન ન હોવું તથા તેઓ ન્યાયાધીશ પણ ન હતા. માટે તેમનું કૃત્ય કંઇ ફ્રેંચ સરકારના પ્રતિનિધી તરીકે ન હતુ તેમ ન માની શકાય."

સાવરકરને જેલના સળીયા પાછળ પૂરી રાખી તેમની સામેનો કેસ તૈયાર કરવામાં બ્રિટીશ સરકાર મશગૂલ હતી. ઈંગ્લેન્ડ અને ફ્રાંસમાં માર્સેલ્સ પ્રકરણની પુનરાવૃત્તિ ચાલુ હતી. આ બનાવથી ઉપસ્થિત થએલી હકીકતોનો નિકાલ માત્ર આંતરરાષ્ટ્રિય કાયદાઓના આધારેજ ન કરી શકાય-પરંતુ ફ્રાંસ તથા બ્રિટનના વચ્ચે જે વિશિષ્ટ તહનામા તથા કરારો થયાં હતાં તેનો પણ આધાર લેવાની આવશ્યકતા હતી. આ મુદ્દાને ચર્ચતો પ્રશ્ન પણ ઉપસ્થિત થયો હતો.

—'ડેઈલી' મેઈલ નામના અખબારની તા. ૩–૮–૧૯૧૦ ની આવૃત્તિમાં આ અંગે જે પ્રખર ટીકા કરવામાં આવી હતી તેનો થોડોક ભાગ માહિતરૂપ છે —

The illegality of Savarker surrender is so plain that only Defence so far, attempted has been to suggest that the British Government cannot be responsible for errors of French Policeman. That argument is utterly fallacious because the *error and offence, were committed by the French Policeman* in conjuction with British officials and would have been impossible without the co-operation of British officials. We need not dwell upon the fatal consequences if we insist on not returning Savarkar to French custody and taking charges under the extradition treaty. Having ourselves maintained the *legitimacy of our action, we should be enable to protest if a British Police were. in future to hand over a fugitive* Garibaldi of Kossuth to a foreign Government. The right asylum instead of being under the protection of the law, would be at tha mercy arbitrata y caprice, or the corrupfibility of the meanest police constable,

[ ફ્રેંચ પોલીસના હાથે થએલી ભૂલ માટે બ્રિટીશ સરકારને જવાબદાર ન ગણી શકાય એમ જાહેર કરી બ્રિટીશ સરકારની નીતીના ધોરણનું સમર્થન કરવામા આવે છે સાવરકરને બ્રિટીશ સરકારને સુપ્રત કરવામાં કાયદાનું કેટલું બધું ઉલ્લંઘન કરવામાં આવ્યું હતું તે આજ બાબતથી પુરવાર થાય છે.

જોકે દલીલ કરવાની પધ્ધતિ ભૂલ ભરેલી છે કારણ કે જે કાયદાનું ઉલ્લંઘન કરવામાં આવ્યું હતું. તે ફ્રેંચ પોલીસ અને બ્રિટીશ અધિકારીઓના, સહકારથી જ કરવામાં આવ્યું હતું. એતો સત્ય છે કે બ્રિટીશ અધિકારીઓના સહકાર સિવાય આ કૃત્ય થવાજ ન પામત!

કદાચ એવો મુદ્દો ઉભો કરવામાં આવે કે તહનામાની કલમોને આધારે જે કાંઇ કરવા યોગ્ય હશે તે કરીશું. અને આમ આ મુદ્દો ઉભો કરી સાવરકરને ફ્રેન્ચ સરકારને સુપ્રત કરવામાં ન આવે. પરંતુ અમને એ પ્રમાણે બને એમ લાગતું નથી, કારણ કે, જો પછી કોઇ ગેરીબાલ્ડી અગર કોશુટ બ્રિટનના આશ્રયે આવ્યો હોય અને તેને પારકી સરકારને સ્વાધિન કરવામાં આવે તો આપણે કયા આધારે તે કૃત્યનો સામનો કરીશું ? આવી નીતિનો વિરોધ પણ આપણાથી શી રીતે થશે? આશ્રિતને રક્ષણ આપવાની નીતિનું પાલન કરવું સાચેજ અશક્ય બની જશે. નીચામાં નીચી કક્ષાના પોલીસે લાંચની લાલચે જે કાંઇ સ્વછંદી અને ગેર કાયદેસર કૃત્ય કર્યું હોય તેની જો કાયદેસર રીતે પૂરી તપાસ ન કરવામાં આવે તો પછી 'આશ્રિતને આશ્રય આપવાનો કાયદો અસ્તિત્વમાંજ નથી એમ માન્યતા બંધાય તો નવાઇ નહી, અને પછી આશ્રિતને આશ્રય આપવાના કાયદાને અમલમાં મૂકવો કે નહી તે હલકામાં હલકી કક્ષાના એક પોલીસની મરજી પર અવલંબી રહેશે.]

તા. ૬-૯-૧૯૧૦ ના રોજ કોપનહેગનમાં જે આંતરરાષ્ટ્રીયસમાજ સત્તાવાદી કોન્ગ્રેસનું અધિવેશન ભરાયું હતું તેમાં હિન્દુસ્તાનની સ્વાતંત્ર્યની આકાંક્ષા તરફ પ્રેમથી જોનાર બ્રિટીશ પાર્લામેન્ટના સભાસદ મી. કેર હાર્ડી પણ હાજર હતા. તેમણે અધિવેશનમાં એવો પ્રસ્તાવ કર્યો કે પરદેશમાં આશ્રય માગવા જનારનો આશ્રય માગવાનો અધિકાર મહત્વનો છે એવું સર્વ માન્ય હોવું જરૂરી છે, અને મનાય છે! અને એજ આંતરરાષ્ટ્રીય કાયદા પ્રમાણે સાવરકરને ફ્રેંચ સરકારને બ્રિટિશ સરકારે પાછા સુપ્રત કરવા જોઇએ.

આ પ્રમાણે સાવરકરને ફ્રેન્ચ સરકારને પાછા સુપ્રત કરવાનો પ્રશ્ન જોરશોરથી ચર્ચાતો હોવાથી એવી લોકમાન્યતા બંધાઇ કે હિંદ સરકાર સાવરકરના કેસને મુલતવી રાખશે. ચર્ચાનો મુદ્દો એ આવીને ઉપસ્થિત થયો હતો કે સાવરકર પર કયી સત્તાનો સાચો હક્ક હતો. હવે જો આંતરરાષ્ટ્રીય

કાયદાનુસાર આ પ્રશ્નનો નિકાલ કરવામાં આવે તે પહેલાં હિંદની ન્યાયની કોર્ટો જો સાવરકરની વિરુદ્ધ ઠરાવ કરે તો સંભવિત હતું કે, આખરી નિર્ણય કરનાર ન્યાયાધિશનો ઠરાવ પણ સાવરકર વિરૂદ્ધજ આવે. એટલે હિંદના ન્યાયાધીશો સમક્ષ પ્રથમ પ્રશ્ન એ આવીને ઉપસ્થિત થયો કે આરોપી સાવરકરના કેસનો નિર્ણય કરવાનો અધિકાર કયી કોર્ટનો હતો? કાંઈ પણ ઠરાવ થાય તે પહેલાં આ અધિકાર કોનો છે તે નક્કી કરવાની પ્રથમ ફરજ હિંદના ન્યાયાધીશોને શીર આવી પડી.

આ ચર્ચાસ્પદ પ્રશ્નનું નિરાકરણ પ્રથમ થઈ ગયું હોત તો હિન્દના ન્યાયાધીશોએ પોતાની તથા ન્યાયાસનની પ્રતિષ્ઠા અવશ્ય વધારી દીધા હોત! પરંતુ સાવરકર –બનાવની તપાસ કરવા માટે ખાસ નીમવામાં આવેલા 'સ્પેશ્યલ ટ્રીબ્યુનલ'ના ન્યાયાધીશોએ આ સવાલ પોતે કરીને ઉપસ્થિત કર્યો નહોતો એટલું જ નહી પરંતુ આ મુદ્દાનો નિર્ણય પ્રથમ કરવો જોઈએ એવી ખાસ તકરાર સાવરકર તરફે તેમના વકીલોએ કરેલી હોવા છતા પણ તે પરત્વે તેમણે દુર્લક્ષ આપી સાવરકર વિરુધ્ધનો કેસ આગળ ચલાવ્યો હતો.

સાવરકરે એ કેસમાં ભાગ લેવાની ચોખ્ખી ના પાડી દીધી કારણ કે એમની તપાસ કરવાનો અધિકાર તપાસ માટે ખાસ નિમાએલા 'સ્પેશ્યલ ટ્રીબ્યુનલ'નો નહોતો, અને તેથી કેસ એક તરફી જ ચાલતો.

આ બાબતની પ્રસિદ્ધિ યુરોપના દેશોના પ્રસિધ્ધ અખબારોમાં થવા પામી હતી તે સમયે જસ્ટીસ નામના અખબારે પોતાનો અભિપ્રાય નીચે પ્રમાણે વ્યક્ત કર્યો હતો:—

In order that Savarkar might not have a fair trial, defended by counsel and safeguarded by public opinion in England, he was sent back to India where, innocent or guilty, his condemnation could be officially secured.

સાવરકરના તહોમતનામાના કેસની તપાસ જો ઈંગ્લેન્ડમાં કરવામાં આવી હોત તો બુદ્ધિશાળી અને પ્રખ્યાત ધારાશાસ્ત્રીની સેવા મળી શકત, તે ઉપરાંત ઈંગ્લેન્ડના લોકમતનો પણ આ કેસને ટેકો મળ્યો જત! પરંતુ સાવરકરને આ

તેમાંથી એક પણ બાબતનો લાભ ન મળે એ દુરાશયથી પ્રેરાઇનેજ બ્રિટીશ સરકારે સાવરકરને હિંદ રવાના કરી દીધા હતા સાવરકર દોષિત હોય કે ન હોય તો પણ તેમને દોષિત ઠેરવવાનુ કાર્ય હિંદમાં જ સારી રીતે થઇ શકશે એવી માન્યતાના આધારે જ તેમણે સાવરકરને હિંદ મોકલવાનું પગલું ભરવામા આવ્યું હતું.

૧૯૧૦ ના સપ્ટેમ્બર માસની આખરે સાવરકરના કેસના પ્રથમ પગલાનુ કામ શરૂ થયુ હતું. ત્યાર બાદ આશરે એક માસ પછી બ્રિટીશ તથા ફ્રેન્ચ સરકારનો કેસ હેગની આંતરરાષ્ટ્રિય અદાલતને સોંપવાનો નિર્ણય જાહેર કર્યો.

ઇંગ્લૅન્ડ જેવા પ્રબળ પાડોસી રાષ્ટ્ર સાથે હિંદ જેવા પારકા અને ગુલામ દેશના એક ક્રાંતિકારના સત્યથી ભરેલા કેસ માટે અથડામણમાં ઉતરવા ફ્રેંચ સરકાર તૈયાર નહોતી, તે ઉપરાંત આ ખુબ ચર્ચાએલા તથા ગૂંચાએલા પ્રકરણનો કોઈ પણ હિસાબે ગમે તેવો પણ અંત લાવવાનો આશય ફ્રેંચ સરકારને હોવા સંભવ છે । આ બધા હેતુ અને આશયને લીધે ફ્રેંચ સરકાર સાવરકરના કેસને હેગની આંતરરાષ્ટ્રિય અદાલતને સોંપવા સંમત થઇ

આ વાદી પ્રસિધ્ધ થઇ કે તુરતજ L' Humative નામના અખબારે તા. ૨૫-૧૦-૧૯૧૦ પોતાની આવૃત્તિમાં જાહેર કર્યું કે —

સાવરકર પ્રકરણના આ રીતે અંત લાવવામાં ફ્રેન્ચ સરકારે મહાન ભૂલ કરી છે.

ફ્રેન્ચ સરકારનુ આ વર્તન તદ્દન ઢીલું હતુ એવી હિંદના ઘણા લોકોની માન્યતા હતી. ટોકીયોમાં વસતા હિંદ દેશભક્ત શ્રી. રામભાઉ માંડલીકે જાપાનથી પંડિત શ્યામજી કૃષ્ણવર્મા તે તા ૧૦-૧૧-૧૯૧૦ ના રોજ જે પત્ર લખ્યો હતો તેમાંથી આપણને સ્પષ્ટ દેખાઇ આવે છે

I very much doubt the sincerity of French Government in this matter. The French Government under the presidentship of M. Briand do not seem to be alive to the grand

tradition of the great republic as is evident from their treatment of the Egyptina Nationalists. *In Mr. Savarkar's case, they could certainly* have been more peremptory, if they had a mind to do so They could certainly have asked British Government, to stop the *trial of Mr Savarkar that is vigorously* going on at present in India and to remove him to a more healthy and decent place than the rotten Indian prison -house.

( ફ્રેન્ચ સરકારને આ બનાવ પ્રત્યે ખરેખર કાળજી છે કે કેમ તે વિષે શંકા છે. ઇજીપ્તના રાષ્ટ્રવાદીઓ પ્રત્યે જે પ્રકારનું વર્તન ફ્રેન્ચ સરકારના અધ્યક્ષ એમ. બ્રીએન્ડે પ્રદર્શીત કર્યું છે તે ઉપરથી સ્પષ્ટ દેખાઇ આવે છે કે સત્ય માટે લડી લેવાની લોકસત્તાત્મક પ્રણાલીકાનું આ મહાશયને વિસ્મરણ થયુ હોય એ સંભવિત છે. ફ્રેન્ચ સરકારે આ પ્રમાણે નિષ્કાળજી બતાવી ન હોત તો સાવરકરનો આ બાબતમાં તેમણે ખાસ આગ્રહ સેવ્યો હોત. આ સમય દરમિયાન સાવરકર પર મૂકવામાં આવેલા તહોમતનામાનો કેસ હિંદમાં પૂર જોશથી ચાલી રહયો હતો. ધાર્યું હોત તો આ કેસ રોકવાનું ફ્રેન્ચ સરકાર માટે અશક્ય નહોતું । હીન્દના નીચી કક્ષાના કારાવાસમાંથી સાવરકરને સારી જગ્યાએ ખસેડવા માટે ફ્રેન્ચ સરકારે માગણી કરવી જોઇતી હતી. પરંતુ આમાંનુ એક પણ ફ્રેન્ચ સરકારે ન કર્યું. ]

માર્સેલ્સવાળું પ્રકરણ હેગની આંતરરાષ્ટ્રિય અદાલતને સોંપવાની વાટાઘાટો તા. ૨૫—૧૦—૧૯૧૦ ના રોજ ખતમ થઇ. તે વાટાઘાટના કરાર પર ઇંગ્લેન્ડ તથા ફ્રાંસના પ્રતિનિધિઓની સહીઓ પણ થઇ. આ કરારની એક કલમને આધારે એક ન્યાયાધીશ મંડળ નીમવામાં આવ્યુ આ મંડળના પ્રમુખ તરીકે બેલ્જીયમના પૂર્વ પ્રધાન બરનોર્ટ ( Beernaert ) ની નીમણુંક કરવામાં આવી. નોર્વેના મંત્રી ગ્રેમ અને હોલન્ડના વરીષ્ટ સભાના સભ્ય લાદેમન જોડીદાર ન્યાયાધીશ તરીકે નીમણુક કરવામા આવી.

આ ન્યાયાધીશ કોર્ટ સમક્ષ ઇંગ્લેન્ડ પક્ષનો દાવો સચોટ અને સંતાવાર રીતે રજુ કરવા માટે ઇંગ્લેન્ડની પરદેશ કચેરીના બે મોટા અધિકારીઓને

નીમવામાં આવ્યા હતા. જયારે ફ્રાંસ તરફથી આ કેસ અંગે રજુઆત કરવા માટે એક પ્રોફેસરને નીમવામાં આવ્યા હતા.

ઇંગ્લેન્ડ અને ફ્રાન્સ વચ્ચે આ તકરારી પ્રશ્ન અંગે થએલો કરાર નીચે પ્રમાણે હતો:—

The Government of French Republic end Government of Britanic Majesty, having agreed by means of an exchange of note dated October 4 and 5, 1910, to submit to arbitration on the one hand, the questions of fact and right raised by the arrest and taking on board the streamshtp Morea on July 9th 1910 at Marseilles of the Indian Vinnyak Damodar Savarkar who escaped from the boat on which he was prisoner and on the other hand the claim of the Government of Republic for the surrender of Savarkar, the undersigned duly authorised to that effect have agreed on the following arrangements.

ARTICLE 1:—An arbitration tribunal composed as set forth below will be charged to decide the following questions. Ought Vinayak Damodar Savarkar, in conformity with the rules of Interntional laws to be or not to be surrendered by the Governmeni of his Britanic Majesty to the Government of the French Republic ?

Article 2 :—The arbitration tribunal will be composed of five arbitrators choosen from amongst the members of permanent court of the Hague. The two contracting parties will come to an agreement as to the composition of the tribunal Each of them shall have the right to nominate as arbitrator, one of its nationals.

Article 3 : –On December 6th each of the high contracting parties shall deposit, at the office of the Permanent Court, fifteen copies of its case together with duly Certified of all papers and documents, which it intends to cite in the preceedings The office will undertake to forward them without delay, to the arbitrators and parties in the case, two copies being supplied to each of the parties while two copies will remain in the archives of the office On January 17,1911 the high contracting parties will deposit in the same way their counter cases with the documents in support there of The counter cases may give occasion for replies which must be presented within a fortnight of the handing in of the counter–cases The period fixed under the present arrange- ment for the handing in of the cases, counter–cases and replies may be extended by mutual agrerment betweeen the high contracting parties

Article 4 —The tribunal will meet at Hague, on February 14, 1911. Each party shall be represented by one agent charged to act as intermediary between it and the tribunal The Arbitration tribunal shall be able, if it deemed it necessary, to request one or the other of the agent to furnish it with explanations verbal or written, to which the agent of the opposite party shall have the right of replying It will have also the power to cite witnesses & before it.

Article 5 —The parties may employ either the English or Frech language The members of the tribunal may employ at will either the French or the English language. decision of the tribunna I will be rendered in the two languages

Article 6 The decision will have to be issued in the shortest possible time, thirty days at most, after the date of the meeting at the Hague or that of the handing in of the written explanations which will be furnished to it at its request. The time, however, may be prolonged, if the tribunal so demands, provided that the two chief contracting parties consent to such a step.

Done in London in two copiss, the 25 th day of October 1910

Paul Cambon
E. Grey.

[ ફ્રેન્ચ અને બ્રિટિશ સરકાર વચ્ચે તા. ૪ અને ૫ ના રોજ જે ખરી તાઓ અરસપરસ મોકલવામાં આવ્યા હતા તે પરથી નીચે જણાવેલી હકીકત સત્ય છે એમ પુરવાર થયું.

મોરીયા બોટ દ્વારા હિંદ તરફ કેદી તરીકે જેને લઇ જવામાં આવતા હતા તે હિંદી સદ્‌ગૃહસ્થ વિનાયક દામોદર સાવરકર તા. ૮-૭-૧૯૧૦ ના રોજ સદરહુ બોટમાંથી નાસી ગયા હતા. પરંતુ તેમને પકડીને ફરીથી મોરીયા બોટ પર લાવવામાં આવ્યા હતા. આથી કેદીના નાસી જવાની તથા પરત પકડી લાવવાની હકીકત ઉપરથી ઉપસ્થિત થતી સ્થિતિ તથા અધિકાર વિષયક પ્રશ્નો પંચો આગળ મૂકવા એમ ઠરાવવામાં આવ્યું. તેમજ સાવરકરને પોતાને સ્વાધિન કરવાની જે માગણી ફ્રેન્ચ સરકાર તરફથી કરવામાં આવી હતી તે અંગે તેમનો કેવો અને કેટલો અધિકાર છે તે પંચો આગળ મૂકવી. આ પ્રમાણે નિર્ણય કર્યા પછી નીચે સહી કરનારાઓને તે અંગે અધિકાર આપ્યા ના કારણથી સંમત થઇ નીચે પ્રમાણેની યોજના અમલમાં મૂકવાનું ઠરાવવામાં આવે છે.

કલમ ૧ નીચે લખેલી વિગત પ્રમાણે તટસ્થ ન્યાયાધીશ મંડળની નિમણૂક કરવી અને તે મંડળને નીચે જણાવ્યા પ્રમાણેના મુદ્દાઓનો

મુદ્દો :—આંતરરાષ્ટ્રિય કાયદાનુસાર બ્રિટીશ સરકારે વિનાયક દામોદર સાવરકરને ફ્રેંન્ચોને સ્વાધિન કરવા કે કેમ ?

કલમ ૨ ઉપર જણાવેલા તટસ્થ ન્યાયાધીશમંડળમાં પાંચ સભ્યોનો સમાવેશ કરવામાં આવશે હેગની ન્યાયાધીશ અદાલતના સભ્યોની આ મંડળમાં ચૂંટણી કરવામાં આવશે, પરંતુ ન્યાયાધીશોની પસંદગી કરવામાં બન્ને પક્ષે સહમત થવું આવશ્યક છે. નીચે સહીઓ કરનાર પૈકી દરેક રાષ્ટ્રને એક એક પ્રતિનીધી આ મંડળમાં નીમવાનો અધિકાર રહેશે.

કલમ ૩ કરારનામાં કરનાર દરેક પક્ષે તા. ૬ ડીસેમ્બર તા ૧૦ ના રોજ કાયમની ન્યાયકોર્ટના કાર્યાલયમાં પોતપોતાના પક્ષના મુદ્દાના સમર્થનમાં જે કાંઇ લેખ રજૂ કરવી હોય તે લેખી પ્રતની પંદર નકલો સાથે દાખલ કરવી આ કેસની તપાસ દરમીયાન જે કાગળપત્રો આધારભૂત હોય તે કાગળપત્રોની 'ખરી નકલો' પણ દરેક પક્ષે લેખી નિવેદન સાથે સામેલ રાખવી જોઇશે.

ન્યાયાધીશોને તથા વિરોધ પક્ષને તમામ લેખી પુરાવા પૂરા પાડવાની જવાબદારી ન્યાય કોર્ટ પોતાને શીર લે છે. દરેક પક્ષને બે પ્રત આપવામાં આવશે, બે પત્ર ન્યાયાલયની ઓફીસમા રાખવામાં આવશે તા ૧૭-૧-૧૯૧૧ ના રોજ દરેક પક્ષે ઉ ૨ નિશ્ચિત કરેલી પદ્ધતિ પ્રમાણે પોતાના જવાબો જરૂરી કાગળપત્રો સાથે દાખલ કરવી તેનો જો કાંઇ ખુલાસો અગર સ્પષ્ટિકરણ કરવાનું હોય તો તે તેના લેખી પુરાવા સાથે દિન પંદરમાં દાખલ કરી દેવું. ઉપરનું કામકાજ કરવાની જે મુદત નક્કી કરવામાં આવી છે. તે મુદત જરૂર પડે બન્ને પક્ષોની સંમતિથી વધારી શકાશે.

કલમ ૪ ન્યાયાધીશમંડળની બેઠક હેગ મુકામે ૧૪ ફેબ્રુઆરી ૧૯૧૧ના રોજ મળશે દરેક પક્ષને એક મુખત્યાર નિમવાનો અધિકાર રહેશે. પરંતુ આ મુખત્યાર પાસેથી મૌખિક યા લેખી ખુલાસા માગવાનો અધિકાર ન્યાયાધીશ મંડળને રહેશે. એક પક્ષના મુખત્યારે જે કંઇ ખુલાસો અગર નિવેદન ન્યાયાધીશમંડળ સમક્ષ કર્યું હશે તેના

[illegible]

મુખત્યારને રહેશે. સાક્ષીદારોને બોલાવવાનો અધિકાર ન્યાયાધીશ મંડળને છે.

કલમ ૫ પક્ષકારો અંગ્રેજી કે ફ્રેન્ચ પૈકી ગમે તે ભાષાનો ઉપયોગ કરી શકશે. ન્યાયાધીશો પણ પોતાની મરજી પ્રમાણે ફ્રેન્ચ યા અંગ્રેજી ભાષાનો ઉપયોગ કરી શકશે. ઠરાવ અંગ્રેજી તથા ફ્રેન્ચ બંન્ને ભાષામાં જાહેર કરવામાં આવશે.

કલમ ૬ ઠરાવ જેમ બને તેમ જલ્દી આપવાનો રહેશે. ન્યાયાધીશોની બેઠક હેગ મુકામે જે દિવસથી થશે તે દિવસથી અગર ન્યાયાધીશોએ કંઇક લેખી ખુલાસો માગ્યો હોય તે ખુલાસો ન્યાયાધીશમંડળમાં દાખલ કરવામાં આવે તે દિવસથી વધુમાં વધુ ૩૦ દિવસ પછીની મુદતમાં ઠરાવ જાહેર કરવામાં આવશે. ન્યાયાધીશ મંડળ માગણી કરશે તો મુદત વધારી આપવામાં આવશે. પરંતુ એ મુદત વધારી આપવા માટે બંન્ને પક્ષની લેખી સંમતિની આવશ્યકતા રહેશે

તા. ૨૫–૧૦–૧૯૧૦ ના રોજ લંડન મુકામે આ કરારની બે પ્રતો કરવામાં આવી છે.

પોલ કેબો
એ. ગ્રે.

ઉપરોક્ત ન્યાયાધીશ મંડળમાં બેલ્જીયમ, હોલેન્ડ અને નોર્વે જેવા યુરોપનાં અન્ય નાનાં રાષ્ટ્રોના પ્રતિનીધીઓને પણ નીમવામાં આવ્યા હતા, અને જર્મની, રશીઆ જેવા મોટા દેશોને આ ન્યાયાધીશ મંડળની પસંદગીમાં લેવામાં આવ્યાં નહોતાં. એ હકીકત પાછળ કયો આશય હશે તે વાચકે કલ્પી લેવું જોઇએ. ગમે તેમ હો એ હકીકત અવશ્ય કંઇક સુચન તો કરે છેજ.

આ પ્રશ્ન જો કે ઇંગ્લેન્ડ તથા ફ્રાન્સનેજ મુખ્યત્વે સ્પર્શે તો હતો એ વાત સત્ય છે, પરંતુ સાથે સાથે આપણે એ પણ ન વિસરવું જોઇએ કે આ કેસનો જે કંઇ ચૂકાદો આવે તેનું પરિણામ હિંદના સાચા દેશસેવક સાવરકરને ભોગવવાનું હતું

પોતાના પક્ષને સ્વતંત્ર રીતે ન્યાયાધીશ મંડળ સમક્ષ રજુ કરવા માટે સાવરકરને સમય તથા તક આપવી, જોઈતી હતી. પરંતુ આવી તક એમને આપવામાં આવી નહીં. આ પણ એક રીતે સાવરકરને અન્યાય હતો.

ન્યાયશાસ્ત્રનો નિયમ છે કે કોઈપણ પ્રકરણનો ન્યાયનો નિકાલ ન્યાયાધીશ મંડળે કરવાનો હોય તો તે ખુલ્લી બેઠકે કરવો જોઈએ, નહી કે બંધ બારણે—અગર ગુપ્ત રીતે ! પરંતુ અહિં સાવરકરના પ્રકરણમાં આ ન્યાયાધીશ મંડળે કેસની લગભગ બધીજ તપાસણી બંધ બારણે ચલાવી હતી. જો કે પહેલા અને છેલ્લા દિવસે ન્યાયકોર્ટ ખુલ્લી રીતે કામ કર્યું હતું, પરંતુ એનાથી કોઈ ઝાઝો અર્થ સરતો નહોતો. એ તો માત્ર એક દેખાવજ હતો, એમ કહી શકાય. આ પ્રમાણે ગુપ્ત રીતે કામ ચલાવવાથી કામકાજની પ્રમાણીકતા માટે દુનિયાને શંકા ઉઠાવવાનું કારણ અવશ્ય પ્રાપ્ત થાય છે. શાસ્ત્રીય ન્યાયની પદ્ધતિએ આ પગલું ગેરવ્યાજબી હતું.

આમ અહિં યુરોપમાં કેસ ચાલતો હતો છતાં પણ હિંદમાં તા. ૨૫–૧૦–૧૯૧૦ પછી મુંબઈમાં ટ્રીબ્યુનલ મંડળ સમક્ષ સાવરકર પરના તહોમતનામાનો કેસ ચલાવવામાં આવ્યો હતો. એક રીતે આ કામ હિંદ અને યુરોપ બંન્ને સ્થળે ચાલવા લાગ્યું. ખરી રીતે યુરોપની આંતરરાષ્ટ્રિય કોર્ટના ચુકાદા પછીજ મુંબાઈના ટ્રીબ્યુનલે સાવરકરનો કેસ ચલાવવો જોઈતો હતો. આ પ્રકારનું હિંદ સરકારનું પગલું ખૂબજ ટીકા પાત્ર તથા નિંદાયોગ્ય ગણાવું જોઈએ. યુરોપના ચુકાદા સુધી હિંદ સરકારે થોભવું યોગ્ય હતું. યુરોપની આંતર રાષ્ટ્રિય ન્યાયાસનના ચુકાદા પછી હિંદ સરકારે ચુકાદો આપ્યો હોત તો. તે દોષયુક્ત ન ગણાત. પરંતુ હિંદ સરકારની રીતી નીતિ કંઈક જુદાજ પ્રકારની હતી. સાવરકર પ્રકરણ હેગની કોર્ટને સોપવાના કરાર થએલા તે તારીખથી બે માસ પછી એટલે આશરે તા. ૨૪–૧૨–૧૯૧૦ ના રોજ નાશીકના કાવતરા કેસનો ચુકાદો—ફેસલ હિંદ સરકારે બહાર પાડયો:

સાવરકરને જન્મટીપ કાળાપાણીની સજા ફરમાવવામાં આવી હતી.

તે ઉપરાંત એમની માલ મિલકત જપ્ત કરવામાં આવી હતી. આ સજા ફરમાવવામાં હિંદ સરકારે હદ વટાવી હતી. એ તો વાંચક સહેજે સમજી શકશે

નોમીક દાવત્રા કેમની તપાસણીની શરૂઆત તા. ૨૫-૧૦-૧૯૧૦ પહેલા શરૂ કરવામાં આવી હતી. તેથી તે કેસ આગળ ચલાવવામાં કાંઇ પણ ગેરવ્યાજબી થયું નથી એવી દલીલ હિંદ સરકાર તરફથી કરવામાં આવી હતી. પરંતુ આ દલીલમાં કોઇ પણ પ્રકારનું વજુદ નહોતુ. કારણકે હિંદ સરકારે સાવરકર પરના બીજા તહોમત નામાના કેસની તપાસણીની શરૂઆત પણ તુરત કરી. તે એટલે સુધી કે હેગની ન્યાયકોર્ટનો ચુકાદો બહાર પડયા પહેલાં પંદર દિવસ અગાઉ બીજા તહોમતનામાના કેસના ચુકાદાનો ઠરાવ પણ બહાર પાડવામાં આવ્યો. આ સરાસર સાવરકરને અન્યાય હતો. બીજા કેસમાં પણ સાવરકરને જન્મટીપની સજા ફટકારવામાં આવી હતી.

આમ હેગની ન્યાય કોર્ટનો ચુકાદો બહાર પડે તે પહેલા હિંદ સરકારે પોતાના બે ચુકાદાની સજાથી સાવરકરને સામાન્ય આરોપીમાંથી એક ' ભયંકર ગુનેગાર ' બનાવી દીધા હતા.

આનું પરિણામ એ આવ્યું કે હેગની ન્યાય કોર્ટના ન્યાયાધીશોનાં મન પણ આ ચુકાદાથી સાવરકર માટે કલુષિત અને શંકાશીલ બની ગયાં. તેથી સામાંન્ય સંજોગોમાં એમને જે કાંઇ સાચો ન્યાય મળવાની સંભાવના હતી તેનો નાશ થયો. આ પ્રમાણેના હિંદ સરકારના વર્તનથી તથા નીતી રીતીથી સૌ કોઇને શંકાનું કારણ મળી રહે છે.

હેગની ન્યાય કોર્ટનુ કામકાજ તા. ૧૪-૨-૧૯૧૧ ના રોજ શરૂ થયું જોઇતું હતું પણ તેમ ન થતા થોડા સમય પછી શરૂ થયું. અને તા. ૨૪-૨-૧૯૧૧ એટલે માત્ર એકજ અઠવાડીયામાં સાવરકરના કેસનો ચુકાદો બહાર પાડવામાં આવ્યો.

સમસ્ત જગતમાં જે બનાવ જોરશોરથી તથા અત્યંત ઉત્કંઠાથી ચર્ચાયો હતો તે બાબતમાં ટીકાકારો અને અન્ય સાગતા વળગનાની આંખોમાં ધૂળ નાખવાનું-છેતરવાનું દુષ્ટ બુદ્ધિથી ચ્યાએલુ આ નાટક માત્ર એકજ અઠવાડીયામાં ભજવાઇને ખતમ થઇ ગયું.

સાવરકરને-ક્રાન્તિકારીને શુદ્ધ ન્યાય ન મળ્યો ! અર્થાત અન્યાય [illegible] ના ન્યાયાધીશોને એટલી

વાત તો કબૂલ કરવીજ પડી કે—સાવરકરને પકડવાની બાબતમાં અને તેમને બ્રિટીશ પોલીસોને સ્વાધીન કરવામાં અન્યાય થયો હતો.

તા. ૨૪-૨-૧૯૧૧ ના રોજ હેગ ન્યાયકોર્ટે જે ન્યાય આપ્યો હતો તેની હકીકત નીચે પ્રમાણે છે:—

By letter dated June 29, 1910, the commissioner of the Metropolital Police informed the Director De La Surete Genesule in Paris that Savarker was about to be sent to India, in order to be prosecuted for abetment of murder etc. and that he would be on board vessel Morea. Touching Marseilles on July 7 or 8.

In cosequence of the receipet of this letter, the Ministry of the Interior informed the Prefect of the Bouches-Du-Rhone by telegram dated July 4, 1910 that the British Police were sending Savarkar to India on board the steamship Morea. The telegram stated thet some revolutionary Hindus, then on the continent, might take advantage of this to furthur the escape of this foreigner and the Prefect was requested to take the measure necessary to guard against any attempt of this kind.

This director De La Surete Genral replied by letter dated July 9, 1910 to the letter of the Commissioner of the Metropolitan Police stating that he had given necessary instructions for the purpose guarding against the occurauce of any incident during the presence of Savarker at Marseilles.

On July 7 the Moria arrived at Marseilles. On the following morning between 6 and 7 Savarker swam ashore and then began to run. He was arrested by a brigadier of the French Maritime Gendarmeric and taken back to the vessel. Three persons who had come ashore from the vessel

assisted the brigadier in taking the fugitive back. On July 9 th Morea left Marseilles with Savarker on board.

It appears the brigadier saw the fugitive throw himself into the sea and swim to the quay at the same moment, some persons from the ship, who were shouting and gesticulating rushed ashore in board to persue him 'A number of people on the quay commenced to Shout 'Asrez-le' The brigadier arrested the fugtive after a persuit of about 500 meters. The brigadier declares that he was altogether unaware of the identity of the fugitive but thought he was of of the crew who had possibly committed an offence on board With regard to the assistance offered him by one of the crew and two Indian policemen, it appears that these men came up after the arrest had been effected and their intervention was only crueoiliary to the action of the brigadier. The brigadier had seized Savarker by one arm for the purpose of taking him back to the ship and the prisoner went peacefully with him. The brigadier did not release his hold till they reached the deck of the vessel. It would appear that the incident did not occupy more than a few minutes. It is alleged that the brigadier was not ignorant of the presence of Savarkar on board the vessel and that his orders, like those of the French Police any Gendarms were to prevent any Hindu from coming on board who had not got a ticket. These circumstance show that the persons on board in charge of Savarkar might well have relieved they would count on the assistance of the French Police

It is established that a Commissaire of the French Police came on board the vessel shortly after his arrival and in accordance with the orders of the prefect placed himself,

at the disposal of the commander in respect of the watch to be kept. In consequence of this, the Commissaire was put in communication with the British Police officer in charge of the prisoner. The Prefect of Marseilles, as appears from the telegram of guly 13 addressed to the Minister of the Interior stated that he had acted in this matter in accordance with the instructions given him by the Directeur-De-La-Surete Generale to make the neceassry arrangements to prevent the escape of Savarkar

(તા ૧૯-૬-૧૯૧૦ ના રોજ લંડન શહેરના પોલીસ ખાતાના પ્રમુખે પેરીસના પોલીસ પ્રમુખને પત્ર પાઠવ્યો હતો. સાવરકર ઉપર 'ખૂનને મદદ કરવા બાબતનું તહોમત મૂકવામાં આવેલું હોઈ તેમની તપાસણી સારૂ હિન્દુસ્તાન મોકલવામાં આવે છે, અને તા ૬ કે ૮ જુલાઈના રોજ માર્સેલ્સમાં રોકાનાર 'મોરિયા' બોટ ઉપર સાવરકર હશે,' એવી માહિતી પણ આ કાગળમાં આપવામાં આવી હતી

આ કાગળ મળતા જ ફ્રેન્ચ અધિકારીઓએ તાબાના અમલદારોને એવી ખબર આપેલી કે, 'બ્રિટિશ પોલીસ મોરિયા' બોટથી સાવરકરને હિન્દુસ્તાનમાં મોકલે છે. ઈંગ્લાન્ડના વરિષ્ઠ અધિકારીઓએ તા ૪-૭-૧૯૧૦ ના રોજ આ તારમાં એવું પણ વધારાનું સૂચન કર્યું હતું કે 'યુરોપના કેટલાક દેશોમાં રહેતા હિંદી ક્રાંતિકારીઓ આ તકનો લાભ લઈ સાવરકરને નસાડી જવા તૈયાર થશે અને જો તેવો કોઈ પ્રસંગ ઉપસ્થિત થાય તો પ્રસંગાનુરૂપ સાવધતા રાખવા માટે પણ આ તારમાં ખાસ સૂચના હતી. તા ૯-૭-૧૯૧૦ ના રોજ પેરીસના પોલીસખાતા તરફથી ઈંગ્લેંડના પોલીસ ખાતાને કાગળ લખવામાં આવ્યો હતો કે 'મોરિયા' બોટનો મુકામ માર્સેલ્સમાં રહે તે દરમિયાન સાવરકરની બાબતમાં કાંઈપણ ભાંજગડ ઊભી થવા ન પામે તે દૃષ્ટિએ તાબાના અધિકારીઓને સૂચના આપવામાં આવી છે.

તા ૭ જુલાઈના રોજ 'મોરિયા' બોટ માર્સેલ્સ આવી. બીજે દિવસે સવારના ૭ અને સાતની દરમિયાનમાં સાવરકર જાપથી કિનારે

પ્હોંચી જઇ નાસવા લાગ્યા. ફ્રેંચ નાવિકદળના એક અમલદારે તેમને પકડયા; અને બોટ ઉપર પાછા પકડી લાવ્યા. બોટથી કિનારા પર આવેલા સાવરકરને બોટ પર લઇ જવામાં આ ફ્રેંચ અધિકારીઓને બીજા ત્રણ માણસોએ મદદ કરી હતી. તા. ૯ જુલાઇના દિવસે સાવરકરને લઇને 'મોરિયા' બોટ માર્સેલ્સથી ઉપડી. સાવરકરે સમુદ્રમાં કૂદકો માર્યો, અને તરત તરતા ગોદી તરફ જવા લાગ્યા. કોઇ ફ્રેંચ અધિકારીએ આ બનાવ નિહાળ્યો હોવાનું માલુમ પડી આવ્યું છે, ઉપરાંત બોટ ઉપરના કેટલાક મુસાફરો પણ હાથ ઉંચા કરી બૂમો પાડતા હતા. સાવરકરને પકડવા આ લોકો પણ કિનારે આવ્યા હતા. ગોદી પર રહેતા લોકોએ પણ 'ચોર, ચોર' નું બૂમરાણ કરી મૂક્યું હતું. ફ્રેંચ અધિકારીઓને સાવરકરને પકડી પાડવા માટે આશરે પાંચસો મીટર દોડવું પડ્યું હતું. આ અમલદારોનું કહેવું એવું છે કે, આ પ્રમાણે નાસી જનાર માણસ કોણ હતો, તેને અમે એકાએક તો ઓળખી ન શકયા, પણ અમે એટલું તો અનુમાન બાંધ્યું જ કે આ રીતે નાસી જનાર નક્કી બોટ ઉપર કાંઇ ગુન્હો કરીનેજ ભાગી જતો હોવો જોઇએ.

બોટ ઉપરના આ ફ્રેંચ અધિકારીઓને બોટ પરનાજ એક ખલાસી તથા બે હિન્દી અમલદારોએ મદદ કર્યાનું જણાય છે. આ બાબત પરથી એમ જણાય છે કે સાવરકરને જેર કર્યાં પછી આ માણસો આવી પહોંચ્યા હતા, એટલે તેમણે આપેલી મદદનું વિશેષ મહત્વ રહેતું નહોતુ.

ફ્રેંચ અધિકારીઓએ સાવરકરનું કાંડું પકડયું અને તેઓ કાંઇપણ તોફાન કર્યા સિવાય તેમની સાથે ગયા છતાં પણ બોટ આવતા સુધી આ અમલદારોએ તેમનું કાંડું છોડયું નહોતું જોત જોતામાં આ આખી ઘટના બની ગઇ.

'બોટ ઉપર સાવરકર છે, અને બ્રિટિશ સિવાય કોઇપણ હિન્દી બોટ પર આવે તો તેને અટકાવવાની સૂચના ફ્રેંચ પોલીસને આપવામાં આવી હતી તે વાતની આ ફ્રેંચ અધિકારીને જાણ હતી, એમ કહેવાય છે. આ બનાવ પરથી જણાય છે કે સાવરકર જે અમલદારોના કબજામાં હતા તેમને પૂરી ખાતરી હતી કે ગમે તે વખતે પણ ફ્રેંચ પોલીસની મદદ મેળવી શકાય તેમ છે.

" જેવી 'મોરિયા' બોટ માર્સેલ્સ બંદરમાં આવી કે તુરતજ એક ફ્રેંચ પોલીસ અમલદાર બોટ ઉપર ચડ્યો; અને તેને મળેલાં હુકમ પ્રમાણે તે બોટના કપ્તાનને મળ્યો, અને જણાવ્યું કે તે તમામ પ્રકારનો પહેરો વગેરે વ્યવસ્થા કરવા તૈયાર છે. પહેલા પુરાવા પરથી આ બાબતની સાબિતિ મળે છે. સાવરકર ત્યારે બ્રિટીશ પોલીસ કબજામાં હતા, તેમને આ ફ્રેંચ અમલદારની મુલાકાત લેવા દેવાની પરવાનગી આપવામાં આવી હતી. માર્સેલ્સના પોલીસ વડાએ તા. ૧૩ જુલાઇના રોજ ઉપરી અમલદારને તાર મોકલ્યો હતો. એ ઉપરથી પણ જણાય છે કે સાવરકર, નાસી ન જાય તે માટેનો સઘળો બંદોબસ્ત વરિષ્ટ અમલદારો તરફથી જે સૂચનાઓ આવતી હતી તે અનુસારજ કરવામાં આવતો હતો )

સાક્ષી પુરાવાનું વિવેચન ઉપર પ્રમાણે કરી હેગના ન્યાયાધિશ મંડળે એવો આખરી નિર્ણય કર્યો કે સાવરકરને ફરીને ફ્રાંસમા લાવવાથી કોઇપણ પ્રકારનો ખાસ લાભ થતો નથી. સાવરકરની માતૃભૂમિના સર્વશ્રેષ્ઠ ન્યાયાલયે તેમને અત્યંત મહાન સ્વરૂપના ગુન્હેગાર ( A dangerous criminal ) ઠરાવ્યા છે; તેથી પણ તેમને ફ્રાંસમાં લાવવામાં કાંઈ વિશેષ અર્થ છે એવું અમને લાગતું નથી; એવો નિર્ણય પણ ન્યાયાધિશે જાહેર કર્યો હતો. આશ્રય મેળવવાનો અધિકાર છે એ વાત માત્ર સિદ્ધાંત તરીકેજ એ ન્યાયાધિશીએ માન્ય રાખી અને ઉપરનો નિર્ણય શા માટે કર્યો તે સંબંધમાં વિવેચન કરતાં ન્યાયાધિશ મંડળીએ નીચે મુજબના ઉદ્ગારો કાઢ્યા હતા.

" Where as having regard to what has been stated, it is manifest that the case is not one of recourse to fraud or force in order to obtain possession of or person who had taken refuge in foreign territory, and there was not in the eircumstance of the arrest and delivery of Savrkar to the. British Athority and of his removal to India anything in the nature of the vidatation of the sovereignty of France and that all those who took part in the matter certainly acted in good faith and had no thought of doing anything unlawful.

Whereas in the circumstances cited above, the conduct of the brigadier not having been disclaimed by his chiefs before the morning of July 9, i. e, before Morea of left Marseilles, the British police might naturally have believed that the brigadier had acted in accordance with his instructions or that his conduct had been approved.

Whereas while admitting that an irregularity was committed by the arrest of Savarkar and by his being handed over, to the British police, there is no rule of international law imposing, in circumstances such as those which have been set out above, any obligation on the Power which has in its custody a prisoner to restore him because of a mistake committed by the foreign agent who delivered him up to that Power.

(ઉપરનો એકંદર પુરાવો લક્ષમાં લેતાં પરદેશના મુલકમાં આશ્રય મેળવેલા ઇસમોને કબજામા લેવા માટે કોઇપણ પ્રકારનું કપટ કે બળ વાપરવામાં આવ્યું નથી એમ લાગે છે. સાવરકરને જે સ્થિતિમાં પકડવામાં આવ્યા અને બ્રિટિશ સરકારને સ્વાધિન કરી હિંદુસ્તાન મોકલવામાં આવ્યા તે સ્થિતિમા ફ્રાન્સની સાર્વભોમ સત્તાને હરકત આવી હોય તેમ જણાતુ નથી. જે જે લોકોએ આમાં ભાગ લીધો હતો તે તદ્દન સદ્બુદ્ધિથી હતો તેમ જણાય છે. કોઇ પણ પ્રકારનું કામ ગેરકાયદે કરવાનો તેમનો હેતુ ન હતો. સાવરકરને પકડનાર ફ્રેંચ પોલીસનું વર્તન પોતાને અમાન્ય છે એવું 'મોરીયા' બોટના અધિકારીએ 'મોરીયા' બોટે તા. ૯ જુલાઇના સવારના રોજ માર્સેલ્સ છોડયુ ત્યાં સુ ી જાહેર કર્યું ન હતું તે પરથી બ્રિટિશ પોલીસને સ્વાભાવિક એમજ લાગ્યુ કે એક તો આ ફ્રેંચ પોલીસ અધિકારી પોતાના ઉપરીની સૂચના પ્રમાણે ચાલતો હોવો જોઇએ અગર તેમનું આ વર્તન પાછળથી માન્ય રાખવામાં આવ્યું હોય. સાવરકરને પકડી તેમને બ્રિટિશ પોલીસને સોંપવા એ ગેરવ્યાજબી છે તે વાત અમને માન્ય છે પણ જે પરિસ્થિતિનો ઉપર નિર્દેશ કરવામાં આવ્યો છે તેવી પરિસ્થિતિમાં એક રાષ્ટ્રના કબજામાંના એક કેદીને બીજા રાષ્ટ્રના દસ્તક ભૂલથી સોપી દીધો. તે કારણે તે કેદીને ફરી તે રાષ્ટ્રના

કબજે સોંપવાની જવાબદારી તે બીજા રાષ્ટ્રો પર પડે છે, તેવો કોઇ પણ પ્રકારનો નિયમ આંતરરાષ્ટ્રીય કાયદામાં નથી.)

હેગ ન્યાયકોર્ટનો ન્યાય પ્રસિદ્ધ થયો ત્યારે સાવરકરને બે શિક્ષાઓ ફરમાવવામાં આવી ત્યારે તે મુંબઇના ડુંગરી કારાગૃહમાં હતા. હેગનો નિકાલ પ્રતિકૂળ આવ્યો. આ વાતની ખબર સરકાર તરફથી જાહેર થતાં પહેલાં સાવરકરને મળી ચૂકી હતી. હેગની ન્યાયકોર્ટ ન્યાય આપશે એવી બેરિસ્ટર સાવરકરને આશા પણ ન હતી. તેથી ફરમાવવામાં આવેલી દારુણ શિક્ષા ભોગવવા તેઓ મનથી તૈયારી કરી રહ્યા હતા. પણ આ દારુણ શિક્ષા શી રીતે તે ભોગવી શકશે તેની કલ્પનાજ તેમને હચમચાવી નાખતી. હેગ ન્યાયકોર્ટનો નિકાલ એકમતે જાહેર કરવામાં આવ્યો ન હતો, એવું 'લંડન ટાઇમ્સ'ના હેગમાંના ખબરપત્રીએ સ્પષ્ટપણે જાહેર કર્યું હતું. ફ્રાંસ તરફે જે તકરારો કરવામાં આવેલી તેને કંઇ પણ વિશેષ મહત્વ નહિ આપતાં તે મુદ્દાઓનો ઉડાઉ જવાબ આપ્યા જેવું કરી ન્યાયના અમલદારોએ સદ્બુદ્ધિથી તે ઠરાવ આપ્યો નથી એવું પણ તે ખબર પત્રીએ વિશેષમાં જણાવેલું. 'પોસ્ટ' નામના જર્મન વર્તમાનપત્રે પણ તેના પર પ્રતિકૂળ ટીકા કરી હતી. ફ્રેન્ચ વર્તમાનપત્ર 'મેંચેસ્ટર ગાર્ડીઅને એવું જાહેર કર્યું હતું કે આ ઠરાવ વાંચી લોકો વિસ્મિત થઇ જશે. ડેઇલી ન્યૂઝે' જે સખત ટીકા કરેલી તે નીચે મુજબ છે.

This judgement reduces the right of asylum to very narrow limits. According to the judgement, to put the matter in its extreme form a Prince Kropotkin might conceivably be kidnapped by Russian agents in collusion with British police and without the knowledge or consent of the British Government and no rule of international law could be invoked for his restoration. The decision serves to emphasise the urgent need for the establishment as supplementary to the Arbitration Courts at the Hague, of a permanent court of international law from which not negative compromises but sensible, authoritative judgements could be obtained.

પરદેશમાં આશ્રયાર્થે આવનાર માણુસને આશ્રય મેળવવાના અધિકારનો બહુજ સંકુચિત અર્થ આ ઠરાવથી થયો છે. આ નિર્ણયથી શું થશે તેનું કાલ્પનિક દૃશ્ય નીચે પ્રમાણે આપી શકાશે. રશિયન પોલીસે બ્રિટિશ પોલીસ સાથે સહમત કરી પ્રીન્સ ક્રોપોટકિન જેવા એકાદ ગૃહસ્થને, જો ઇંગ્લેંડમાંથી લઇ જાય અને તેવું કરવામાં બ્રિટનની સંમતિ હોય, કે, ન હોય તો પણ એવા ગૃહસ્થની પરત સોંપણી કરવાની કાયદેસર માગણી કરવા સંબંધે આંતરરાષ્ટ્રીય નિયમમાં સગવડ નથી આવો જ અર્થ આ ઠરાવથી જાહેર થાય છે. આંતરરાષ્ટ્રીય સવાલ ઉપસ્થિત થાય અને તેનો કાયદેસર નિષ્પક્ષપાતપણે નિર્ણય થાય તે અર્થે ઉચ્ચ સ્વરૂપની ન્યાયકોર્ટો સ્થાપવાની ખાસ જરૂરિયાત છે. એવું માની લીધા સિવાય છૂટકો નથી. એવા કાયમી સ્વરૂપના આંતરરાષ્ટ્રીય કાયદાનો બારિકાઇથી નિર્ણય કરવાના કામે કાયમી સ્વરૂપની ન્યાયકોર્ટોની સ્થાપનાની જરૂર છે કે જે કોર્ટ સત્તાવાર અને ન્યાયી ઠરાવો બહાર પાડી શકશે. આ ઠરાવ સાંભળી મિ. વિજવુડ કે જે ઇંગ્લેંડની પાર્લામેંટના સભ્ય હતા તેમણે પોતાની નાપસંદગી જાહેર કરેલી. પંડિત શ્યામજી કૃષ્ણવર્મા જે સાવરકરની મુક્તિ માટે પેરિસમાં અથાગ મહેનત કરી રહ્યા હતા-તે પણ આ ઠરાવ વાંચી ઘણાજ દિલગીર થયા એટલુંજ નહિ પણ તેઓ એકદમ ભભૂકી ઉઠ્યા. તેમણે પોતાનો અભિપ્રાય નીચે પ્રમાણે દર્શાવ્યો હતો.

The decision of international tribunal at the Hague has shattered all faith in the maintenance of the rights of political refugees as ordinarily understood and it is sad to observe that the nations hitherto most conspicuous for their love of liberty are slow to recognise these rights when they are beset by political consideration. L' Humanite was after all justified in finding that the submission of L. 'Affaire to arbitration in the first instance was a tactical error on the part of France and a friend, who was a member of the British Parliament assures us that the way in which France submitted her case ensured its failure, all [illegible]

(હેગના આંતર રાષ્ટ્રીય ન્યાયાલયે આપેલા ઠરાવનું અત્યંત અનિષ્ટ પરિણામ નિપજ્યું છે.'રાજકીય સ્વરૂપના આશ્રયાથી' લોકોના અધિકારના સંરક્ષણમાટેની જે સર્વસામાન્ય કલ્પનાઓ રૂઢ હતી તે આ નિર્ણયથી હાલી ઉઠી છે અને તે બાબતનો લોકોનો વિશ્વાસ ડગમગી ગયો છે. રાજકીય બાબત જો કંઇ સમાયેલી જણાય તો આશ્રય આપવાના કામમાં અનેક સ્વાતંત્ર્યપ્રેમી રાષ્ટ્રો પણ આનાકાની કરે છે એવુ થયેલા બનાવ પરથી દિલગીરી સાથે જાહેર કરવુ પડે છે. સાવરકર પ્રકરણ ત્રયસ્થો તરફ સોંપવામાં ફ્રાંસની પ્રથમથીજ ભૂલ થઇ છે. એવું 'L Humanite' પત્રે તેજ વખતે જાહેર કર્યું હતું અને તે બાજબી હતું એવું આખરે ઠર્યું. અમારા એક બ્રિટિશ પાર્લામેંટના સભાસદે પોતાને મળેલી ખાત્રી પૂર્વકની માહિતી પરથી જણાવ્યું હતું કે ફ્રાંસ તરફથી જે લેખી ફિર્યાદો દાખલ કરવામાં આવેલી તેમાં તકરાર કરી શકાય તેવા મહત્વના મુદ્દાઓ બાતલ કરેલા તેથી ફ્રાંસ જરૂર હારવાનું છે એવું લગભગ ઠરી ગયું હતું.)

હેગ ન્યાધિશીનો ઠરાવ અને બેરિસ્ટર સાવરકરની ૫૦ વર્ષની જન્મટીપની કેદની બાબત યુરોપના દરેક વર્તમાનપત્રો નિષેધ કરવા લાગ્યાં મુમઇના અંગ્રેજી ઇન્ડીયન વર્તમાનપત્રો માત્ર સાવરકરને થયેલી સજાની વાત સાંભળી આનંદથી કૂદવા લાગ્યાં. તેમના પૈકી એક ખબરપત્રી તો The rascal has at last met with his fate' ( આ હરામખોરની ચરબી છેવટે ઉતરી ખરી ) આ મતલબના નિર્લજ્જ ઉદ્‌ગાર કાઢવાને પણ ડગ્યો નહિ. યુરોપમાંનાં અનેક વર્તમાનપત્રોએ સાવરકરને હુતાત્મા એવી બહુમાનવાચક પદવી આપી તેમનું સન્માન કર્યું.

---

# પ્રકરણ ૧૨ મું



## બે જન્મટીપોની અમાનુષી શિક્ષા



Live and take comfort. Thou hast left behind
Powers that will work for thee; air; earth and skies.
There is not a breathing of common wind.
That will forget thee; thou hast great allies;
Thy friends are exultations, agonies
And love; and man's unconquerable mind.

—William Wordsworth.

તા. ૧૨-૭-૧૯૧૦ ના રોજ સાવરકરને મુંબઇથી નાસીક લઇ જઇ તેમને અટકમાં રાખવામાં આવ્યા. કામા બહેને બેરીસ્ટર બેપ્ટીસ્ટાને જણાવ્યું હતું કે તેમણે સાવરકરને મળવા અચૂક પ્રયત્ન કરવો. તે તાર અનુસાર બેરીસ્ટર બેપ્ટીસ્ટાએ સાવરકરને મળવા ખૂબ પ્રયત્ન કર્યો.

નાસીક મેજીસ્ટ્રેટ મી. મોન્ટગોમેરીને પણ સાવરકરને મળવાની પરવાનગી આપવા બાબત અરજ કરવામાં આવી. મેજીસ્ટ્રેટે અરજીના જવાબમાં એ પ્રમાણે જણાવ્યું હતું, " સાવરકરના એઓશ્રી વકીલ હોવાથી નવિન કાયદાના આધારે તેમનાથી મળી શકાય નહી. તે ઉપરાંત સાવરકરે પોતે પણ પોતાને વકીલ કરવો છે એવી માગણી કરી નથી. તે ઉપરાંત કામા બહેનને

પણ અમે ઓળખતા નથી અને આવા અનેક સવાલો ઉપસ્થિત કરવામાં આવ્યા.

આખરે દફતરી 'ફરેરાહ એન્ડ દિવાને' મેજીસ્ટ્રેટને જણાવ્યુ કે સાવરકરના સોલીસીટર મી. વ્હોન તરફથી કેસના તમામ કાગળીયા તેમને ત્યાં આવી ગયાં છે, અને તે ઉપરાંત સાવરકરનાં પત્ની તરફથી અમે સાવરકરની મુલાકાત માગીએ છીએ. ફ્રેન્ચ અધિકારીઓએ તમોને ' ફ્રાન્સ મોકલી દેવા જોઇએ ' એવું સાવરકરને જણાવવા સારૂ બેરીસ્ટર બેપ્ટીસ્ટા સાવરકરને મળવા માગે છે. એ પ્રમાણે પણ બીજા એક પત્રમાં જણાવ્યુ હતું.

આ પત્રવ્યવહાર ચાલુ હતો તે દરમીયાન જ સાવરકરને યરોડા જેલમાં લઇ જવામાં આવ્યા હતા. છેવટે યરોડા જેલમા તા. ૧૩-૯-૧૯૧૦ ના રોજ બેરીસ્ટર બેપ્ટીસ્ટાને મળવાની પરવાનગી આપવામાં આવી, અને બેરીસ્ટર બેપ્ટીસ્ટા ઉપરોકત તારીખના રોજ સાવરકરને મળી શકયા

જેકસનના ખુન કેસથી સરકાર અત્યંત ચિડાઇ ગઇ હતી. અને એવાજ પ્રકારનાં અનેક કાવતરાં ચાલુ છે. એવું સરકાર માની બેઠેલી. આ માન્યતાને લીધે પોતાનાં અનેક સગા તથા સહકાર્યકર્તા મિત્રોને અનેક પ્રકારનું કષ્ટ સહન કરવું પડયુ હતું. તથા તેમને અનેક રીતે હેરાન કરવામાં આવ્યા હતાં. એ હકીકત સાવરકરે યુરોપમાંજ જાણી લીધી હતી નાશિક જેલમાં આવ્યા બાદ તે દુઃખદ યાતનાની વિગત સાવરકરે જેલમાં સંપૂર્ણ પણે જાણી.

સાવરકરના કેટલાક સાક્ષીઓ નાસીપાસ થયા હતા, તથા કેટલાક તાજના સાક્ષીઓ પણ કેવી રીતે બન્યા તે બાબતની સર્વ હકીકત સાવરકર સમજી ગયા. એવા લોકો ની માનસીક દુર્બળતાથી અત્યંત હાની થાય છે પણ જે ભયંકર પરિસ્થિતિમા આ લોકોને મૂકવામા આવેલા તે પરિસ્થિતિનો ખ્યાલ કરતા આ લોકોની ભૂલોને ક્ષમ્ય ગણવામાં આવશે એવી સાવરકરની માન્યતા હતી.

જાપાનમા વસતા શ્રી આર. એન માંડલીકે જેલયાત્રામાં પારાવાર દુઃખો તથા યાતના સહન કરી હતી આ બધી હકીકતનું બયાન કરતો માંડલીકે લખેલો એક પત્ર નીચે મુજબ હતો—

I personally know some so called accused in the Nasik Case Many of them are really good, honest men, who have worked sincerely for the cause in spite of so many troubles to themselves, and their family Some of them were the last persons to be expected to make any confessions or give any information but they have actually made the confession and given the information required by the police certainly not without aching hearts or with willingness.

( નાસીક પ્રકરણમાં આરોપીઓ તરીકે નક્કી થએલા પૈકી કેટલાકને હું જાતે ઓળખું છું. આ લોકો પૈકી ઘણા ખરેખર અત્યંત પ્રમાણીક હતા. તેમણે દેશોન્નતી માટે અત્યંત કષ્ટ ભોગવ્યાં હતાં. સરકારની કડકમાં કડક તપાસના સમયે પણ તેમણે કબુલાત કે જવાબો આપ્યા ન હોતા. તેઓ કોઈ પણ પ્રકારની માહિતી સરકારને આપી દેશે એવી બીતી હતી નહી. પરંતુ પાછળથી મળેલા સમાચારો પ્રમાણે તેમણે સરકારને માહિતીભર્યા જવાબો તથા કબુલાતો આપી હતી. તે પરથી એમ માનવાને કારણ મળે છે કે તેમના પર અમાનુષી અત્યાચારો કરવામાં આવ્યા હશેજ, નહિં તો આમ બનવું તદ્દન અસંભવિત જ હતું. )

માહિતી મેળવવા માટે પોલીસખાતું કેવા ભયંકર ઉપાયો યોજે છે તેની થોડી ઘણી માહિતી તો ઘણાને હશેજ. તે પ્રમાણેનું ઘાતકી અને નીચ વર્તન પોલીસ ખાતાએ પોતાનો નીચ હેતુ પાર પાડવા માટે આ પ્રકરણમાં દાખવ્યું. શ્રી. માંડલીકે આ ભયંકર અને નીચ વર્તન પોતે સ્વયં અનુભવ્યું હતું. તેમણે એક પત્ર પંડિત શ્યામજી કૃષ્ણવર્માને તા. ૪-૧૦-૧૯૧૮ ના રોજ લખ્યો હતો તેમાંથી નીચેની વિગતો આપણને જાણવા મળે છે.

I am sorry to say that my knowledge of the crooked ways of the Indian police does not allow me to be equally sanguine. There is no knowing where the Indian, police might stop when they have set their heart, upon doing a certain thing. By hook or crook they will carry out

object.. I am unfortunately cognisant also with many instances of police monstrocities which all make me very much afraid of Mr. Savarkar's safety in the hands of Nasik C. I. D., at the present moment A recent telegram from India says that some 48 new arrests have been made in connection with the Nasik Conspiracy Case This development has taken place after Mr. Savarkar being placed in the hands of the Indian police.

( હિંદી પોલીસના આવા વર્તનનો જે કાંઇ મને અનુભવ છે, તે પરથી મને ખાત્રી છે કે સાવરકરના સારા ભવિષ્ય માટે મને કોઇ આશા નથી. જો કે આ માન્યતા પ્રદર્શિત કરતાં દુઃખ થાય છે, પરંતુ દુ:ખથી પણ આ વાત જાહેર કરવી પડે છે. હિંદી પોલીસ એક વાર મનથી નક્કી કરે કે 'અમુક કામ પાર પાડવું છે,' એટલે પછી તે કોઇપણ હિસાબે, જોખમે અને ગમે તેવા નીચ અને હલકા પગલાંથી પણ પાર પાડયા સિવાય રહેતી નથી. પોલીસના અમાનુષી અને જાણતા કંપારી છુટે તેવાં કૃત્યોનો મને અનુભવ છે અને જાણ પણ છે. આવા પોલીસ કૃત્યોને રાક્ષસી લીલા સિવાય કયુ ઉપનામ આપી શકાય તેમ છે ? આ બધી નાની મોટી વાતો પરથી છેવટે એ માન્યતા પર આવ્યો છુ કે સાવરકરનું જીવન હિંદી પોલીસના હાથમાં સુરક્ષિત નથી

હિંદથી એક તાર આવેલો તેમાં જણાવવામાં આવ્યું હતું કે નાસીક કાવત્રા કેસમાં ૪૮ માણસોનાં નામ વધારે ઘુસાડી દેવામાં આવ્યાં હતાં. આ ૪૮ માણસોનાં નામ ઘુસાડવાની ઘટના સાવરકર હિંદી પોલીસના કબજામાં આવ્યા પછી બનવા પામી હતી.)

ટોકીયો જેવા દૂર દેશથી શ્રી. માંડલીકે પોલીસે નાસીક કેસના આરોપીઓ પર જે અતિ દુર્ગંધ્ય સિતમ ગુજારેલો, તેનું જે વર્ણન કર્યું છે તે સચોટ, અસરકારક અને પ્રમાણીક છે ! પોલીસની ધાકધમકીને વશ થઇ કેટલાક આરોપીઓ કબૂલ થઇ ગયા, કેટલાકે જવાબો આપી દીધા, કેટલાક તાજના સાક્ષી પણ બની ચૂકયા. પરંતુ આ આરોપીઓના આવા કૃત્યો પર કોઇપણ જાતની ટીકા કે આક્ષેપ કરતાં પહેલા એ પ્રશ્ન વિચારવા જેવો છે કે કયી પરિસ્થિતિ અને કયા સંજોગોમાં તેમને આ પગલું ભરવું પડ્યું.' વાંચકોને

યોગ્ય લાગે તે પોતાની ન્યાય બુધ્ધિથી એવો અભિપ્રાય બાંધે એજ ઇચ્છવા યોગ્ય છે.

આ કેસના કેટલાક આરોપીઓ હજુ જીવંત છે,એટલે તે સમયના વર્તન પર કોઇ પણ જાતની ટીકા અગર સમીક્ષા કરવી બિલકુલ યોગ્ય નથી, પરંતુ એટલો મત તો અવશ્ય જાહેર કરી શકાય જ કે જે કાંઇ તેમણે કર્યું તે સમય અને સંજોગાનુસાર સદ્બુદ્ધિથી જ કર્યું હતું.

ઉપરના કેસની એક વ્યક્તિ ગોપાળરાવ પાટણકર સને ૧૯૧૯ ની સાલમાં યરોડા જેલમાંજ શિક્ષા ભોગવતાં મરણ પામ્યા. સજા પૂરી કરી તેઓ બહારની દુનિયા પુનઃ જોઇ ન શકયા.

શ્રી. પાટણકરે સરકારને તથા છુપી પોલીસને કેટલીક માહિતીઓ અને જુબાનીઓ આપી હતી. તે એવા શુભાશયથી કે પોતાના અન્ય મિત્રો આવી પડેલી આ આફતમાંથી બચી જવા પામે.

મુંબઇની પોલીસે એકાએક જ્યારે પાટણકરને પકડયા ત્યારે શ્રી. પાટણકર મુંબઇ પાસેના પ્રિક્રીક એસીડના કારખાનામાં કામ કરતા અને ત્યાંથીજ તે આવતા હતા તે કારણને લીધે પ્રિક્રીક એસીડના કાચ કેટલેક ઠેકાણે પાયા હતા આમ એકાએક પોલીસના સંકજામાં આવી પડવાથી તેમણે વિચાર્યું કે,જો પોતે થોડી ઘણી સાચી અને વિશ્વાસ ઉત્પન્ન થાય એવી માહીતી સરકારને નહી આપે તો પ્રિક્રીક એસીડના કારખાનાનું કાવત્રુ પુરી જવા પામશે, અને તેમાં સપડાએલા તેમના અનેક મિત્રો અને કાર્યકર્તાઓ પોલીસની ભયંકર યાતનામાં આવી પડશે. એટલે શ્રી. પાટણકરે સમય-સુચકતા વાપરી કાળને માન આપી સરકારને માહિતી આપી પોતાના મિત્રોને પોલીસની રાક્ષસી યાતનામાંથી બચાવ્યા તે ઠીકજ કર્યું હતું. એમ માની શકાય. એસીડનું કાવત્રુ પકડાઇ ગયું હોત તો ઘણાને આંદામાનની હવા ખાવાનો પ્રસંગ આવ્યા સિવાય રહેત નહી.

શ્રી ગોપાળરાવના તે વખતના એક સાથી ત્યાર પછી સરકારી નોકરીમાં જોડાએલા અને જાણવા પ્રમાણે તેઓ આજ સુખી જીંદગી વિતાવી રહ્યા છે. આરોપી તરીકે સાવરકર જ્યારે નાશીક જેલમાં હતા તે સમયે

તેમની સંસ્થા 'અભિનવ ભારતમાં' અનેક મતભેદો અને મતમતાંતરો ઉત્પન્ન થયા. સૌ કોઇ પોત પોતાની મરજી અને ઇચ્છાથી વર્તવા લાગ્યા. પરિણામ એ આવ્યું કે કાર્યની કોઇ, સંગીનતા ન રહી-અસર પણ ન રહી બધુંજ અસ્તવ્યસ્ત સ્વરૂપે નજરે પડવા લાગ્યું.

પ્રથમ એ પ્રમાણે નક્કી થયું હતું કે શ્રી કાન્હેરેએ પોતાનું નામ અને ગામ જાહેર કરવું નહી અને જાહેર કરવાનો પ્રસંગ આવી પડે તો પોતે સંયુક્ત પ્રાંતના પરદેશી છે એવું જણાવવું. આમ છતાં પણ તેમણે પોતાનું સાચું નામ ઠામ સરકારને જણાવી દીધું હતું. તે ઉપરાંત તેમના બીજા સાથી જોષી અને અંકુશકરે ઔરંગાબાદનું નામ જણાવતા તેમને, સરકારે અટકમાં લીધા હતા. આ વાતો જ્યારે સાવરકરે જાણી ત્યારે તેમને અત્યંત ખેદ થયો અને તેમને થયું કે હવે સૌ પોતપોતાની મરજીથીજ વર્તન કર્યા કરે છે. સાવરકરને ખાત્રી થઇ ગઇ કે પોતે અને પોતાના સાથીઓ તથા પોતાના ગૂઢ કામો સરકારના હાથમાં જઇ પડ્યાં છે. એટલે પોતાને તથા પોતાના સાથીઓને સંપૂર્ણ સજા ભોગવવી પડશે. આ બધી પરિસ્થિતિનો ખ્યાલ કરીને સાવરકરે પોતાના અન્ય સાથીઓને જણાવી દીધું હતું કે તેમણે પોતાના ગુન્હાની બધી જવાબદારી સાવરકર પર નાખી દેવી.

ઉપરના કેસની પ્રાથમીક તપાસણી મેજીસ્ટ્રેટ મોન્ટગોમેરી સમક્ષ ચલાવવામાં આવી. પાછળથી આ કેસને ઉપલી ન્યાયાધીશીમાં (Special Tribunal) નીમવામાં આવ્યું હતું ચલાવવામાં આવ્યું હતું તેમાં મુંબઇના સરન્યાયાધીશ સર બેસીલસ્કોટ ન્યાયમૂર્તિ ચંદાવરકર અને ન્યાયમૂર્તિ હિટનની નિમણુંક કરવામાં આવી હતી.

બેરીસ્ટર જોસેફ બેપ્ટીસ્ટા સાવરકરને યરોડા જેલમાં તા. ૧૩-૯-૧૯૧૦ ના રોજ મળ્યા અને ત્યાર બાદ તુરતજ તેમને મુંબઇ જેલમાં ખસેડવામાં આવ્યા.

તા. ૧૫-૯-૧૯૧૦ ના રોજ મુંબઇ મુકામે ઉપરોક્ત કેસની સુનાવણી શરૂ થઇ. આ કેસમાં સાવરકરની સાથે બીજા ૩૮ આરોપીઓ હતા. તા. ૧૫ ના રોજના રોજ જ્યારે આ મશહુર કેસની શરૂઆત થઇ ત્યારે મુંબઇ હાઇકોર્ટ તરફ જતા સર્વ રસ્તાઓ પર પોલીસ ગોઠવવામાં આવી

હતી. હાઇકોર્ટમાં મુંબઇના પોલીસ કમીશનર જાતે હાજર હતા. પ્રજાજનોને કોર્ટમાં હાજર રહેવાની મનાઈ કરવામાં આવી હતી. આટલી આટલી સાવચેતી લેવા છતા પણ બાકી હોય તેમ, 'ટાઇમ્સ ઓફ ઇન્ડીયા,' 'સાંજ વર્તમાન' અને ઇન્દુપ્રકાશનાજ પ્રતિનીધીઓને ફક્ત હાજરી આપવાની પરવાનગી આપવામાં આવી હતી. બેરીસ્ટરો, વકીલો, આરોપીઓ અને ત્રણ પત્રોના પ્રતિનીધીઓનીજ ફક્ત હાજરીમાં ન્યાયાધીશોએ કેસ ચલાવવાનું શરૂ કર્યું હતું. આરોપીઓની સંખ્યા વધારે હોવાથી એક મોટું સ્પેશ્યલ પાંજરૂ બનાવવામાં આવ્યું હતું. આ પાંજરામાં બાંકડા પણ નાખવામાં આવ્યા હતા. આશરે દશના સુમારે આરોપીઓને પાંજરામાં ખડા કરવામાં આવ્યા. આરોપીઓ સાદા પોષાકમાં હતા. કેસ પૂરો થતાં સુધી તેઓ સ્પષ્ટતાથી અને શાંતચિત્તે એક બીજા સાથે વાર્તાલાપ કર્તા હતા. ન્યાયાધીશોના આવતાં પહેલાં સાવરકરને કોર્ટમાં લાવવામાં આવ્યા હતા. માર્સેલ્સ પ્રકરણની યાદ તાજીજ હોવાથી સાવરકર પર કડક પહેરો રાખવામાં આવ્યો હતો. સાવરકરે હસતા મુખે પાંજરામાં પ્રવેશ કર્યો હતો. અંગ્રેજી પોષાકમાં તેમનો દેહ સુંદર રીતે દીપી ઉઠતો હતો. પોતના પ્રિય નેતા સાવરકરના માનમાં સભાગૃહમાં તાલીઓ પડી. સાવરકર નિર્ભય હતા. જાણે દેશાભિમાન તેમના મુખ પર ઝકી ગયું રહ્યું હતું. પોતાના પ્રત્યેના પ્રદર્શીત થએલા માનથી સાવરકરને ખાત્રી અને આનંદ થયો કે પોતના સાથીઓ હજુ પણ પોતાના તરફ માન અને સ્નેહની નજરે નિરખે છે. સાવરકર પોતાની જાતને ધન્ય માનતા હોય એવો ભાવ તેમના મુખ પર અંકિત થયેલો હતો. એકજ નજરમાં સૌ મિત્રો અને સાથીઓને ઓળખી લીધા. સાવરકરના નાનાભાઇ 'બાળ' પોતાના મોટાભાઇને જોતાંજ સ્નેહથી ભેટી પડયા. આ હૃદયદ્રાવક દૃશ્ય જોતાં ઘણાની આંખમાં આંસુ આવી ગયા. પોતાના જુના સાથીઓ સાથે વાર્તાલાપ કરવામાં સાવરકર જોતજોતામાં તલ્લિન થઇ ગયા.

વાર્તાલાપમાં એટલા બધા તદ્રુપ થઇ ગયા હતા કે તેમને એ પણ ખ્યાલ ન રહ્યો કે ક્યારે ન્યાયાધીશો આવી પોતાના સ્થાને બિરાજી ગયા, ક્યારે વકીલોએ પોતાનું કામકાજ શરૂ કર્યું. આરોપીઓની વાતો ક્યાંય સુધી ચાલુજ રહી.

સાવરકરનું સ્મિત ભર્યું મુખારવીંદ, ચહેરા પર પથરાએલી બુદ્ધીની તેજ રેખાઓ, તે નેતાને આજે તેની ધીરતા નિરખતા સભાગૃહની વ્યક્તિ-

ઓને અનેક વિચારો, ઉદભવ્યા તેમના સાથીઓ કરતાં તેઓ કેટલા તેજસ્વી ધીર અને સ્વસ્થ લાગતા હતા.

સરકાર તરફના એડવોકેટ જનરલ જાર્ડીન, વેડન, વેલીનકર તથા નીકોલસન કેસની કાગળીયાં જોવામાં તલ્લીન થયા હતા જ્યારે આરોપીઓ તરફથી રાંગણેકર, બેરીસ્ટર ગોવિંદરાવ, ગાડગીલ, બેરીસ્ટર ચિત્રે અને જોસેફ બેપ્ટીસ્ટા હાજર હતા.

આરોપીઓના વકીલોની માંગણી પ્રમાણે કેસની તા ૨૧-૯-૧૯૦ નક્કી કરવામાં આવી હતી તા ૩૦ સુધી તો ' અભિનવ ભારત ' એટલે શું ? તેના ઉદ્દેશ, તેના હેતુ તથા સભાસદો વિગેના સરકારના સાક્ષીઓની તપાસણી ચાલી જેની ઉલટ તપાસ કેટલાક આરોપીના વકીલોએ ઘણીજ લબાણથી કરી હતી તા ૩૦ ના રોજ જે સાક્ષીની તપાસણી કરવામાં આવી હતી તે સાક્ષીને 'જે કંઇ પૂછવુ હોય તે પૂછવાની ' સાવરકરને પરવાનગી આપવામાં આવી, ત્યારે સાવરકરે પાંજરામા ઉભા થઇ નીચે પ્રમાણે જવાબ આપ્યો હતો, 'ફ્રાંસે મારૂ રક્ષણ કરવુ જોઇએ એવી મારા હકકની માગણી છે ફ્રેન્ચ રાષ્ટ્રના ઇતિહાસમા સ્વાતંત્ર્ય, સંમતિ અને વિશ્વબધુત્વ આ ત્રણ તત્વો જીવત હોવાથી તે દેશમાં મને આશ્રય મળશે એવી આશાથી હુ ત્યાં ગયો હતો, પરંતુ બ્રિટિશ પોલીસે મને બળ જબરીથી પરત પકડી આણ્યો હતો ફ્રાંસ પર મને સંપૂર્ણ વિશ્વાસ છે, અને આશા છે કે બ્રિટિશ સરકાર મને ફ્રાંસ મોકલશે મારા પર કેસ ચલાવવાની સત્તા આ ન્યાયકોર્ટને નથી અને તેજ કારણથી આ કેસમાં હું કોઇપણ જાતનો ભાગ લેવા ઇચ્છતો નથી "

તા ૧-૧૦-૧૯૧૦ ના રોજ ન્યાયાધીશીએ ઠરાવ્યુ હતું કે ' એક્સ્ટ્રેડિશન એક્ટ ' બાબતના પ્રશ્નોની ચર્ચા પ્રથમ થવી જરૂરી હતી આ ચર્ચા ચાલુ હતી તે દરમીયાન સરન્યાયાધીશની સુચનાથી બેરીસ્ટર સાવરકરને બેરીસ્ટરોની પાસેની ખુરસીપર બેસવાની પરવાનગી આપવામાં આવી હતી.

સરન્યાયાધીશે પૂછ્યુ હતુ કે, " તમે કાયદાનો અભ્યાસ કર્યો છે ? " સાવરકરે જવાબ આપ્યો હતો કે, "હા !"

ત્યારબાદ તેમને કોર્ટ તરફથી 'પ્રોસીજર કોડની' એક પ્રત આપવામાં આવી હતી આ પ્રશ્ન અગેની ચર્ચા સપૂર્ણ થયા પછી સાવરકરને કહેવામાં

આવ્યું હતું કે તેમને કાંઇ પૂછવું હોય તો તે પૂછી શકે છે. સાવરકરે જવાબ આપ્યો હતો કે:—

"મારો તમામ વિશ્વાસ આંતર રાષ્ટ્રિય કાયદા પર છે, અને તેજ મુદ્દાના આધારે મને ફ્રાંસ મોકલવો જોઇએ. એવી મારી માગણી છે, તેથી આ મુદ્દા પર હું દલીલ કરવા માગતો નથી."

તા. ૭ ઓકટોમ્બરથી ૮ ઓકટોમ્બર સુધી સરકાર તરફથી માત્ર થોડાજ સાક્ષીઓને તપાસવામાં આવ્યા હતા. નારાયણ (બાળ) સાવરકર તરફે તેમના બેરીસ્ટરે પોતાના અસિલને (બાળ) સાવરકરને મળવા બાબતની અરજી કરાવી હતી. પરંતુ આ પરવાનગી અમારા હક્કની બહાર હોવાથી તેને નકાર-વામાં આવે છે. એમ જણાવવામાં આવ્યું હતું.

તા. ૧૮ ઓકટોમ્બરના રોજ ગણેશ બળવંત વૈદ્ય નામના માફીના સાક્ષીની જુબાનીની શરૂઆત કરવામાં આવી. આ સાક્ષીને જેક્શનના ખૂન કેસમાં જન્મટીપની સજા ફરમાવવામાં આવી હતી. આ સાક્ષીને તપાસમાંથી બહાર આવનારી માહિતી બંને પક્ષને ઉપયોગી હતી. તેથી આ સાક્ષીની જુબાની સતત પાંચ દિવસ ચાલી. આ સાક્ષીની જુબાનીમાં નાસીકના ક્રાંતિકારક મંડળની સુચના, કાર્ય પધ્ધતિ, મનુષ્યબળ, આર્થીક સિદ્ધી, શસ્ત્ર શક્તિ, વિગેરે પ્રાપ્ત કરવા માટે સભાસદો કેવા અને કયા પ્રયત્નો કરતા હતા, પિસ્તોલોની આપલે કેવી રીતે થતી હતી, સ્ફોટક દ્રવ્યો બનાવવા માટે મંડપના સભ્યોને કયો અને કેવો અભ્યાસ કરવો પડતો હતો. વિગેરે અનેક મહત્વની તથા ગુપ્ત માહિતી આ સાક્ષીએ પોતાની જુબાની દ્વારા આપી હતી.

જાડીને સાક્ષીને સવાલ કર્યો હતો કે, "સ્વદેશી ચળવળ એટલે શું"

સાક્ષીએ જવાબ આપ્યો હતો કે, "શસ્ત્રો એકત્ર કરવાં, બોમ્બ બનાવવા એનું નામજ સ્વદેશી ચળવળ!"

શ્રી. વૈદ્ય પણ માફીનો સાક્ષીદાર બની પોતાના સાથીઓ વિરૂદ્ધ પુરાવો આપવા તૈયાર થયો હતો. આ વાત આરોપીને સ્તબ્ધ કરી દે તેવી હતી. જેના વિષે તેમને સ્વપ્ને પણ ખ્યાલ નહતો તે આજ તેમની સમક્ષ અને તેમની વિરૂદ્ધ બનતું હતું. આ સાક્ષીની ઉલટ તપાસ લેવામાં આવી, ત્યારે તેમાંથી એ

હકિકત બહાર આવી કે તે સમયના મીહાજેલા ઇન્સ્પેક્ટર બાળા સાહેબ દેશપાંડેએ આપેલી લાલચથી ફરિયાદને તથા મારની ધમકાઇ ત્રાસીને આ સાક્ષી પૂરવા તૈયાર થયો હતો.

તા. ૧૨–૧૦–૧૯૧૦ ના રોજ મારીના બીજા સાક્ષી કાશીનાથ હરી અંકુશકરની જુબાની લેવામાં આવી. આ સાક્ષીએ તેના એક મિત્ર 'તિળે' ને જે પત્ર લખ્યો હતો તે કાગળની હકીકત અંગે જે સવાલ જવાબ થયા હતા તે નીચે મુજબ હતા.

સવાલ—'વંદે માતરમ' એ શબ્દનો અર્થ શો ?

જવાબ—અર્થની મને ખબર નથી. મેં એ શબ્દ કોઇ ઠેકાણે વાંચેલો એ વાત ખરી.

સવાલ—'નવ બળદ' એટલે શું ?

જવાબ—નવ બળદ એટલે ડાકાયટી પાડવા માટે તૈયાર થએલા નવ સભાસદો.

સવાલ—'અમે જુનો પૂલ જોવા આવનાર છીએ'નો અર્થ શું ?'

જવાબ—'જુનો પૂલ' નામનું એક સ્થળ હૈદ્રાબાદમાં છે અને ત્યાં શસ્ત્રો મળે છે. આનો અર્થ એવો થાય છે કે અમે હથીયારો લેવા આવવાના છીએ.

ક્રાંતિકારી યુવાનો સાંકેતિક ભાષાનો ઉપયોગ કરતા એ વાત આ સાક્ષીની જુબાની પરથી પુરવાર થઇ.

તા. ૧૪–૧૦–૧૯૧૦ ના રોજ મારીના સાક્ષી દત્તાત્રય પાંડુરંગ જોષી, વી. આર. કુલકર્ણી બી. એ એલ. એલ. બી તથા નાસીકની આજુબાજુમાં વસતા શેઠીયા, પોલીસ વિગેરેની જુબાનીઓ લેવામાં આવી હતી

તે ઉપરાંત તા. ૧૯–૧૦–૧૯૧૦ ના રોજ પોલીસ ઇન્સ્પેક્ટર રામચંદ્ર આપ્પાજી વલ્લભની જુબાની પણ લેવામાં આવી. આ સાક્ષીની જુબાની પરથી નીચેની બાબતો બહાર આવી. ઉપરોકત તારીખના રોજ સદરહુ

સાક્ષીએ ગણેશપંત સાવરકરને મુંબઈમાં મોહન બિલ્ડીંગમાં અટક કર્યા હતા. તથા નાસીકના સાવરકરના મકાનની ત્રણ વખત ઝડતી લેવામાં આવી હતી. પ્રથ ! ઝડતીના સમયે નીચેની વસ્તુઓ મળી આવી હતી.

મેઝીનીના ચરીત્રની પુષ્કળ પ્રતો, સાયન્સ ઓફ વોર, ઇન્ફન્ટરી શોર્ટ એકસર સાઈઝીઝ, લશ્કરી એન્જીનીઅરીંગ વિગેરે પુસ્તકો !

બીજી ઝડતી વખતે સાવરકરના મકાનની છાપગની ભીંતમાંથી એક ઈંટ ખસેડતાં અંદરથી કેટલાંક પુસ્તકો અને કાગળોનાં પડીકાં મળી આવ્યાં હતા, આમાં બોમ્બ બનાવવાની ફોરમ્યુલાઓ, કેટલાંક માણસોનાં સરનામાં, તથા વિન યકરાવ સાવરકર પરના ગણેશપત તે લખેલા પત્રો મળી આવ્યા હતાં. નરહર બાપુજી જોષી નામના ગામલતદારની અટકમાં જ્યારે સાવરકર હતા ત્યારે તેમના ભાઈ નારાયણ તેમને મળવા આવ્યા હતા અને જે વાતચિત થઇ હતી તેનું પણ આ સાક્ષીએ બ્યાન કર્યું હતુ, જેનાથી કોર્ટને પુરાવો મળી ગયો હતો.

ઉપરની વાતચિત દરમીયાન ગણેશપંત સાવરકરે નારાયણને કહ્યું હતુ કે, "અગાસીની દુરસ્તી કરાવે તો તે સમયે ઈંટ નીચે મેં એક પાંચ રૂપીઆની નોટ મૂકી છે તે સભાળીને લઇ લેજે. ભૂલીસ નહી." આ ઉપરથી સાક્ષીને શંકા થઇ હતી અને ઝડતી કરવામા આવી હતી પરંતુ ઝડતીના પાંચ રૂપીયની નોટને બદલે કેટલાક કાગળો મળી આવ્યા હતા.

આ તપાસ પછી આરોપીઓની કબુલાત તથા જુબાની લખી લેનાર મેજીસ્ટ્રેટ પળશીકરની જુબાની લેવામાં આવી હતી ત્યારે આરોપીઓ તરફથી તેમની ઉલટ તપાસ ઘણી સખ્તાઇથી અને લંબાણથી કરવામાં આવી હતી. આ ઉલટ તપાસથી એક વાત પુરવાર એ થઇ કે ઉપરોકત મેજીસ્ટ્રેટ જે જે કબુલાતો અને જવાબો જે જે આરોપીઓ પાસે લીધા હતા તે રાજી ખુશીથી લીધેલા નહોતા પરંતુ તેમા તેમણે પોતાની સત્તાનો ધાક ધમકીનો અને સખતાઇનો ખુબજ ઉપયોગ કર્યો હતો એટલુજ નહી પણ કબુલાત તથા જુબાની લખી લેનાર અમલદારે કેવી રીતે વર્તન રાખવું જોઇએ તે પણ તેમને ભાન નહોતું કબુલાત વખતે પહેરવો જોઇતો એક ન્યાયના અમલદાર

તરીકેનો પોષાક પણ તે પહેરવાનો ખ્યાલ રાખતા નહીં મેજીસ્ટ્રેટ તરીકે ફરજો સંપૂર્ણ પણે તે બજાવતા નહોતા એવી હકીકત આ જુબાનીમાંથી પૂરવાર થઇ.

આ મેજીસ્ટ્રેટની જુબાની ચાલતી હતી. તે સમયે ચંદાવરકર તથા અન્ય ન્યાયાધીશોએ તેમની સખ્ત શબ્દોમાં ઝાટકણી કાઢી હતી. આ બધા પરથી એમ પૂરવાર થયું કે મેજીસ્ટ્રેટ તરીકે તે નાલાયક હતો.

આ તપાસ પછી દિવાળીની રજાઓ આવી અને કેમની તપાસણી મુલતવી રહી. દિવાળીની રજાઓને અંગે બંધ - હેલી કોર્ટ તા ૩-૧૧-૧૯૧૦ ના રોજ ખૂલી અને કેસની તપાસ શરૂ કરવામાં આવી હતી.

છૂપી પોલીસ ઇન્સ્પેક્ટર રામચંદ્ર ગણેશ ઝરાપકરની જુબાની લેવામાં આવી હતી. તેણે ધુળિયા મુકામે કરેલી ઝડતીનું વર્ણન કર્યું હતું. આ ઝડતીમાં તેને બે બ્રાઉનીંગ પીસ્તોલો, બે કારતુસો, એક ગોળી, બ્રાઉનીંગ પીસ્તોલો કેવી રીતે વાપરવી તેની એક નાની પુસ્તીકા મળી આવી હતી.

તા. ૪-૧૧-૧૯૧૦ ના રોજ મુંબઇનાં 'ડેપ્યુટી કમીશનર ઓફ પોલીસ' મી. વ્હીન્સેન્ટ વિગેરે પોલીસ અમલદારોની જુબાનીઓ લેવામાં આવી હતી. વ્હીન્સેન્ટે પોતાની જુબાનીમાં એ પ્રમાણે જણાવ્યુ હતું કે તા. ૧૫-૬-૧૯૦૯ પહેલાં એટલે જેક્શનના ખૂન થતાં પહેલા તેમને ચતુર્ભુજ વિષેની ગુપ્ત હકીકત મળી હતી ચતુર્ભુજ નામનો ઇસમ કોણ છે તે શોધી કાઢવા માટે પોલીસ કમીશનરે પ્રયત્નો કર્યાં પરંતુ તેઓ શોધી શકયા નહોતા.

સોમવાર તા. ૭-૧૧-૧૯૧૦ ના રોજ કેટલાક પોલીસ અમલદારોની જુબાની થયા બાદ છુપી પોલીસ ખાતાના ઇન્સ્પેક્ટર કેશવ વિઠ્ઠલ ડોંગરેની જુબાની લેવામાં આવી હતી. તેમાંથી નીચેની હકીકત બહાર આવવા પામી હતી.

આરોપી કાનકર પાસેથી પીસ્તોલ કેવી રીતે મેળવવામાં આવી હતી, તથા ડાવર પાસેથી પીસ્તોલ મેળવવા માટે પુનાના કવાની પેઠેનો એક કુવો કેવી રીતે ઉલેચવો પાયો હતો, તથા એ કુવો ઉલેચવા માટે કેટલો કાદવ કાઢવામાં આવ્યો હતો, તથા તે કાદવમાંથી એક લાલ કપડા બાંધેલું પીસ્તોલો અને કારતુસોનું બંડલ કેવી રીતે મળી આવ્યુ હતું.

નાશિકના ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ મોંટગોમેરીની જુબાની લેવાની શરૂઆત તા. ૧૪-૧૧-૧૯૧૦ના રોજ શરૂ કરવામાં આવી હતી. મોંટગોમેરીએ કબુલ કર્યું હતું કે, " આરોપીઓ જવાબો કે યા કબુલાતો આપવા રાજી ન હોતા. આરોપીઓના જવાબો લખ્યા ત્યારે તે વખતે આરોપીઓ પોલીસોએ તેમની પર ચલાવેલા ગેરવર્તન ના અનેક ફરિયાદો કરતા હતા. છતા પણ તેમણે તે બાબતની તપાસ કરી ન હતી. હકીકતની ઉલટતપાસ વખતે તેમણે જણાવ્યું હતું કે, ' કેટલાક આરોપીઓને જ્યારે મુંબઇના ચીફ પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ સન્મુખ રજુ કરવામાં આવ્યા હતા ત્યારે પોલીસોએ તેમની મૂછો ખેંચી હતી, એવી ફરીયાદ તેઓએ કરી હતી.

આ ઉપરથી એ પૂરવાર થયું કે કબુલાતના જવાબો લેવામાં પોલીસનું વર્તન દોષયુક્ત હતું. છતાં પણ આ કબુલાતના જવાબો કેસમાં દાખલ કરવામાં આવ્યા હતા.

તા. ૧૭-૧૧-૧૯૧૦ ના રોજ પેન ગામના શાહુકાર ચિંતામણ વિઠ્ઠલ જોષીની જુબાની લેવામાં આવી હતી ત્યારે તેમણે જણાવ્યું હતું કે, " કમીટીંગ કોર્ટ સમક્ષ મારી જે જુબાની લેવામાં આવી છે તે સમયે હું ખુબજ ગભરાઇ ગયો હતો અને અત્યારે પણ હું થોડોઘણો ગભરાયેલો છું. પેનના ફોજદાર સાહેબની શીખવણીથી મેં તે સમયે કેટલીક બાબતો ખોટી લખાવી હતી. " આટલું બોલતા બોલતામાંજ આ સાક્ષી પોતાના પાંજરામાં રડી પડયો હતો.

આરોપી ગંગારામના ભાઇની જુબાની સરકાર તરફથી ચાલતી હતી તે વખતે સાક્ષીએ કહ્યું હતું કે, " તારા ભાઇને ફાંસીને માંચડે ચડાવીશું, અને તને પણ કાળા પાણી મોકલી આપીશું એવી ધમકી પોલીસે આપ્યાથી હું ઘણો ગભરાઇ ગયો હતો.

તા ૨૨-૧૧-૧૦ ના રોજ કાશીનાથ રામરાવ પાઠક નામના સરકારી રિપોર્ટરની જુબાની લેવામાં આવી હતી, તેણે જણાવ્યું હતું કે, "ગુપ્ત-મંડળની બધબારણે થતી સભાઓની હકીકત સભાગૃહની બહાર અંદની રાતે અંદર ભાષણ કરનાર તથા ગાયન ગાનાર વ્યક્તિઓનાં નામો જાહેર કરતો

બુધવાર તા. ૨૩-૧૧-૧૯૧૦ના રોજ ગોવિંદ સીતારામ ગોખ નામના સાક્ષીની જુબાની ચાલી હતી તેની ઉલટ તપાસમાં નીચે પ્રમાણે સવાલ થયા હતાઃ-

સવાલ—કાંપરેસર પ્રવૃત્તિ ચલાવવાથી કોઇ પણ જાતની સફળતા ન મળે તો શું કરવાનો નિર્ણય કરવામાં આવ્યો હતો?

જવાબ—જે પરિણામ આવે તે સહન કરવાનો, બીજું શું -ન્યાયમૂર્તિ ચંદાવરકરે સવાલ કર્યો હતો કે.-

સવાલ—સરકારને બીવડાવી નાખવી એટલે શું?

જવાબ—ટ્રાન્સવાલમાં ગાંધી વગેરે નેતાઓ જે રીત અખત્યાર કરે છે તે પ્રમાણે [illegible] ઉપાડી ઝુંબેશ કેળવી સરકારને હંફાવી નાખવી અને જુલમી કાયદાના પ્રતિકારમાં જેલો ભરવી પણ નમવું નહિ.

શનિવાર તા. ૨૬-૧૧-૧૯૧૦ના રોજ મુંબઇમાં કેમિકલ એનેલાઇઝર કેપ્ટન વર્નોન હાઇહેમ' ની જુબાની લેવામાં આવી ત્યારે તેમણે જણાવ્યું હતું કે "દાંડેકરે પ્રિક્રિક એસીડની બાબતમાં જણાવેલી હકીકત સત્ય છે. લીખેના મકાનમાં મળી આવેલી બોંબની ફોર્મ્યુલાઓ પણ બરાબર છે. ધનુવેએ જણાવેલી એસીડની માહિતી પણ સાચી છે. ગણેશ સાવરકર તથા ચેંગરીરાવ પારોથી પ્રાપ્ત થયેલા અને વિનાયકરાવે ઇન્ડીઆ હાઉસમાં છુપાવેલી બોંબની ફોર્મ્યુલા એ બોંબ અને સ્ફોટક પદાર્થની સંપૂર્ણ માહિતી આપતું પુસ્તકજ છે!

મંગળવાર તા ૨૯-૧૧-૧૯૧૦ના રોજ ગડકરે ઉલટ તપાસમાં કબુલ કર્યું હતું કે-"આરોપી કાશીકરે કબુલાત આપતાં પહેલાં તેમના કાકાને સરકારી નોકરીમાંથી બરતરફ કરવામાં આવેલા અને હાલ તેમને ફરીથી નોકરીમાં લેવામાં આવ્યા છે."

સરકાર તરફથી પુરાવાઓ પૂરા થયા પછી આરોપીઓની જુબાનીઓ લેવાની શરૂઆત થઇ હતી ફેરી જુબાની વખતે આરોપીઓએ પોતાના ઘણા

ખરા જવાબો પણ ફેરવી નાખ્યા હતા. પોતાને ત્રાસ આપવામાં આવશે અને પોતાનાં સગાંવહાલાંને હેરાન કરવામાં આવશે એ ધમકીને વશ થઈને તેમણે પહેલાં આપ્યા હતા તે જવાબો આપ્યા હતા, એવું કેટલાએ જણાવ્યું હતું.

આરોપી ધાટપે પોતાના જવાબમાં લખાવ્યું હતું કે પોલીસે તેના પર સીતમ ગુજાર્યો હતો અને એ સીતમ ન સહી શકવાથી તેને 'ફેફરૂ' આવ્યું હતું.

જ્યારે આરોપી ગંગારામ ફુલચંદે પોતાના જવાબમાં એ પ્રમાણે જણાવ્યું હતું કે પોલીસે મને ભાંગ પીવડાવી હતી અને ભાંગના નશામાં પોલીસની ધમકીથી મેં પોલીસના શીખવ્યા મુજબ જવાબો લખાવ્યા હતા. આવા દેશપાંડેએ તૈયાર કરી રાખેલા કાગળ ઉપર મી. પલસીકરની રૂબરૂમાં મેં સહી કરી આપી હતી. જ્યારે મેં જાણ્યું કે લખેલો એકરાર મને ફાંસીને માંચડે ચઢાવવા માટે પૂરતી સાક્ષીરૂપ છે ત્યારે અત્યંત આનંદથી હું જેલમાં ગયો.

સાવરકરે આરોપી તરીકે જવાબ આપ્યો કે: 'મારૂં અંતઃકરણ તથા મારી વિવેકબુદ્ધિ મને ખાત્રીથી કહે છે કે હું બીલકુલ નિરપરાધી છું. મારા પર ઇંગ્લેંડની ન્યાયકોર્ટમાં કામ ચાલ્યું ત્યારે મેં તેમાં સહર્ષ ભાગ લીધો હતો કારણ કે મારી માન્યતા પ્રમાણે ઈંગ્લેંડની સરકાર પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવે છે, અર્થાત કે ન્યાયાલયના ઠરાવને પ્રજાનો ટેકો અને સંમતિ હોય છે. આવી પ્રજાના પ્રતિનિધિત્વવાળી સરકારની ન્યાયની અદાલતમાં ન્યાય મળે એ સ્વાભાવિક છે, કારણ પ્રજાના મતને મહત્વ આપતી આ ન્યાયની અદાલતોને પાશવી સ્વાર્થનો સ્પર્શ હોતો નથી. જ્યારે હિંદની ન્યાયની અદાલતોની સ્થિતિ કંઈક જુદીજ છે. તેથી મારો કેસ મારી ચુકાદો આપવાનો અધિકાર હિંદની ન્યાય કોર્ટને નથી, એમ હું મક્કમપણે માનું છું. તેથીજ હું કોઈ પણ પ્રકારનો જવાબ આપવા માગતો નથી."

ઉપર પ્રમાણેના શબ્દોમાં આરોપી સાવરકરે પોતાનો બચાવ કરવાની ના પાડી ત્યારે બંને પક્ષનાં વકીલોની દલીલો સાંભળીને કેસ તેના ચુકાદા માટે તા. ૨૪-૧૨-૧૯૧૦ સુધી મુલતવી રાખવામાં આવ્યો.' ચુકાદો કેવો આવશે તેની આરોપીઓમાંના ઘણુ ને ખબર હતી. દરેકની માન્યતા હતી કે ભલે દરેકને થોડી ઘણી સજા થાય પરંતુ સાવરકરને તો સૌથી વધુ કડક સજા ફરમાવવામાં આવ્યા સિવાય રહેનાર નથી. આ સજા થયા પછી સાવરકરે પોતાના મિત્રો

તથા પોતાના નાનાભાઈનો વિયોગ કાયમને માટે થશે, એવી સાવરકરને ખબર પડી ગઈ હતી.

આ બનાવનું વર્ણન કરતું, દીલ પીગળાવી નાખે તેવું એક સુંદર કાવ્ય લખ્યું હતું. તેમણે આ કાવ્ય નિર્દોષ આરોપીઓ સાથે બહાર મોકલી આપ્યું હતું. કાવ્યનું નામ હતું, 'પહેલો હપ્તો!'

આખરે ઠરાવ, ચુકાદો જાહેર કરવામાં આવ્યો. આરોપીઓ ઠરાવ જાહેર થયો તે સમયે પણ હસતાહસતા વાર્તાલાપ કરી રહ્યા હતા.

બેરીસ્ટર વિનાયક સાવરકરને જન્મટીપની સજા ફરમાવવામાં આવી તથા સ્થાવરજંગમ મિલ્કત પણ જપ્ત કરવી એવો હુકમ કરવામાં આવ્યો.

આઠ આરોપીઓને મુક્ત કરવામા આવ્યા. બાકીના આરોપીમાંથી કેટલાકને કાળાપાણીની જેલ તો કેટલાકને સખત મજૂરીની ઓછીવત્તી સજા ફરમાવવામાં આવી. નારાયણ દામોદરને પણ ૭ માસની સખત મજુરીની કેદની સજા ફરમાવવામાં આવી હતી.

આ સજા ફરમાવવા પાછળ ન્યાયાધીશોની એવો માન્યતા હતી કે આરોપીઓ ક્ષમા માંગશે, અને એજ આશામાં સજા ફરમાવી તેઓ પોતાની બેઠકો ઉપર ઉભા થયા, વકીલો પોલીસો તથા બેરીસ્ટરો સૌ ઉભા થયા અને સભાગૃહમાં સૌમ્ય શાંતિ એક છેડાથી બીજા છેડા સુધી વ્યાપી ગઈ હતી. શાંતિમાં પડઘો પાડતો આરોપીઓએ જયનાદ કર્યો,"સ્વાતંત્ર્ય લક્ષ્મીકી જય!"

આવી કઠોર શિક્ષાનો જવાબ આ જુવાન ક્રાંતિકારી આરોપીઓએ જયનાદથી આપ્યો. ન્યાયાધીશો, વકીલો, પોલીસો વિસ્મય પામી ગયા.

રાજનો હુકમ વાંચી રહ્યા બાદ તુરતજ સાવરકરને હાથકડી પહેરાવી અદાલતમાંથી ખસેડી લેવામાં આવ્યા હતા. પાંજરામાંથી બહાર નીકળતા તેમણે સૌ આરોપી મિત્રોને નમસ્કાર કર્યા હતા. આ નમસ્કારમાં છેલ્લી વિદાયની દુઃસહ વેદનાનું પ્રતિબિંબ પડતું હતું.

આ કેસનો ઠરાવ ખુબજ લંબાણપૂર્વક લખાયેલો હતો.

૧૯૦૬ ની સાલથી 'મિત્રમેળો' નામની સંસ્થાનો જન્મ થયો હતો. આ ક્રાંતિકારક સંસ્થાનું કામ નાશિક, પુના, મુંબઇ, યેવલા, પેન અને ઔરંગાબાદની કોર્ટમાં ચાલતું હતું. કેટલાક સમય બાદ 'મિત્રમેળો' નામની ઉપરોક્ત સંસ્થાને 'અભિનવ ભારત' માં રૂપાંતર કરવામાં આવી હતી. આ રૂપાંતરની હકીકત ધ્યાનમાં લેવામાં આવી હતી. 'અભિનવ ભારત' ની પ્રવૃત્તિની પોલીસને શંકા આવી હતી, પરંતુ જેક્સનના ખૂન થતાં સુધી સરકાર 'અભિનવ ભારત' સામે કોઇ પણ જાતનાં પગલાં લઇ શકી નહીં.

ન્યાયાધીશે 'અભિનવ ભારત' ની સરખામણી રશિયાની 'ક્રાંતિકારક સંસ્થા'ની સાથે નીચેના શબ્દોમાં કરી હતી.

There is evidence in the shape of certain documents found in the possession of accused Kashiker, shortly after the arrest of Ganeshpant Savarkar, in 1909, which indicates that the association aimed at some sort of organization founded upon the revolutionary societies in Russia. The suggested methods of preparation for war are the purchase and storing of weapons in neighbouring countries to be used when opportunity should occur, the opening of many very small but secret factories at some distance from one another for the manufacture of weapons clandestinely in the countries seeking independence and the purchase by secret societies of weapon in another countries to be secretly imported in merchant ships.

[ સને ૧૯૦૯ માં ગણેશપંત સાવરકરની અટક થયા બાદ થોડાજ દિવસમાં આરોપી કાશી પાસેથી કેટલાક કાગળો મળી આવ્યા હતા. આ કાગળો જોતાં એવું પુરવાર થાય છે કે રશિયામાંની ક્રાંતિકારક સંસ્થાના સ્વરૂપની સંઘટના કરવાનો 'અભિનાવ ભારત' નો ઉદ્દેશ હતો. પડોસી રાજ્યોમાંથી શસ્ત્રો ખરીદવાં, તથા સ્વતંત્રતાના હિમાયતી દેશોમાં ઠેરઠેર શસ્ત્રો બનાવવાના નાનાં કારખાનાં ખોલવાં, પરદેશમાંથી આવતા વેપારી વહાણોમાં ગુપ્ત રીતે શસ્ત્રો મગાવવાં વગેરે ક્રાંતિકારક લડતના નિર્દેશ કરતાં અનેક સુચનો ઉપરોક્ત કાગળો તપાસતાં મળી આવતાં હતા.

આ પુસ્તકોનાં પ્રથમ પ્રકરણમાં આપવામાં આવેલી માહીતીને ન્યાયાધીશે સંક્ષિપ્તમાં વર્ણન કરી હતી ત્યારબાદ ન્યાયાધીશે 'વંદેમાતરમ્' નામનો પત્ર લખવામાં આવ્યો હતો તેનો ઉલ્લેખ કર્યો હતો. 'વંદેમાતરમ્' વિષેનો ન્યાયાધીશનો મત નીચેના શબ્દોમાં વર્ણવવામાં આવ્યો હતો.

The pamphlet strongly advocates association in India and whether or not it is from the pen of Vinayak Savarkar it all events represents doctrines which he was anxious to disseminate in India. The followimg passage may be quoted as indicating its aim. Terrorise the officials and collapse of the whole machinery of oppression is not very far. The persistent execution of the policy that has been so gloriously inaugurated by Khudiram Bose, Kanaiyalal Dutt, and other martrs will soon cripple the British Government in India This campaign of separate associations is the best corcivable method of paralysing the bureaucrucy and of urousing the people. The inetial stage of the Revolution is marked by the policy of separate associasions

'હિંદમાં રાજકીય સ્વરૂપના ખુન થવાં જરૂરી છે' એવા પ્રકારનો પ્રચાર આ પત્રમાં જોરશોરથી કરવામાં આવ્યો હતો આ પત્ર ખુદ સાવરકરે લખ્યો હોય કે ન લખ્યો હોય પરંતુ એમનાં પોતાના જે ક્રાંતિ વિષેના વિચારો આ, પત્ર દ્વારા પ્રદર્શીત થતાં હતાં એ વાતમાં સંશય નથી. આ પત્રનો મુખ્ય ઉદ્દેશ શું હતો એ જાણવા માટે નીચેનો ફકરો ટાંકી લેવા જેવો હતો

'સરકારી નોકરોમાં એવી ભીતિ ઉત્પન્ન કરવામાં આવવી જોઈએ કે જેથી જુલમી રાજસત્તાના પાયા હચમચી ઉઠે અને આખરે નાશ પામે. ખુદીરામ બોઝ, કનૈયાલાલ દત્ત અને અન્ય શહીદોની, કાર્યપદ્ધતિને અનુસરવામાં આવે તો હિંદમાંની બ્રીટીશ સત્તા ડગમગ્યા સિવાય રહેનાર નથી. નોકરશાહીની સબાતી જતી જડને દુકી કરવા માટે તથા લોકોમાં ક્રાંતિ અને જાગૃતિ પેદા કરવા માટે વ્યક્તિગત ખુન કરવાની પદ્ધતિ આયોજ સર્વોત્તમ છે. વ્યક્તિગત ખુન કરવાની રસમ એ ક્રાંતિના પ્રથમ પગથીયા સમાન છે.

હિંદી સાંસ્થનિકોને સંબોધીને એક પત્ર લખવામાં આવ્યો હતો. તેનો ઉલ્લેખ કરી ન્યાયમૂર્તિએ એ બતાવવાનો પ્રયત્ન કર્યો હતો કે ઉપરોક્ત પત્રનો આ કેસ સાથે સંબંધ છે. છેવટે 'Oh Martyrs' આ પત્રમાંના નીચે જણાવેલા ભાગનો ખાસ ઉલ્લેખ ન્યાયાધીશે કર્યો હતો.

The war began on the 10 th of may 1857 is no over on the tenth of may 1908, nor can it over seaze till tenth of May to come, sees the destiny accomplished,

૧૮૭૫ નો મે ની ૧૦ મી શરૂ થએલું યુદ્ધ ૧૯૦૮ ની ૧૦ મી સુધી પૂર્ણું થયું નથી અને ભવિષ્યમાં કોઇ પણ કાળ ની ૧૦ મી મે ના દિન સુધી પણ સિદ્ધિ પ્રાપ્ત થયા સિવાય અટકનાર નથી

આ તમામ હકીકત આવ્યા બાદ સાવરકરને જે સજા ફરમાવવામાં આવી હતી તે યોગ્ય હતી અને તેના સમર્થનમાં જે કહેવામાં આવ્યું હતું, તે નીચે પ્રમાણે હતું.

We find the accused guilty of abetment of waging war by institution, by the circulation of printed matter inciting to war, the providing of arms and the distribution of instructions for the manufacture of explosives. He is therefore guilty of an offence punishable under section 121 A of the Indian penal code we also find him guilty of conspring with the others of the accused to overuse, by criminal force of show of criminal force the Government of India and local Government

(અંગ્રેજ સરકાર સામે અસંતોષ ઉત્પન્ન કરવાનું તથા એવી જાતની લડતને જોર મળે તેવા સાહિત્યનો પ્રચાર કરવાનું, શસ્ત્રો પૂરા પાડવાનું તથા સ્ફોટક ચીજો બનાવવા માટેની સુચનાઓ આપવાનું, વગેરે આરોપો સાવરકર પર સાબીત થાય છે, એમ અમે ઠરાવીએ છીએ 'ઇન્ડીઅન પીનલ-કોડની' કલમ ૧૨૧ અ પ્રમાણેનો ગુનો સાબીત થાય છે અને એ કલમને આધારે

થતી સજાને પાત્ર ઠરે છે. આરોપીએ તથા તેના સહકાર્યકર્તાઓએ સરકારને હંફાવવાનું કાવત્રુ ક્યું છે, એમ અમે માનીએ છીએ.)

સાવરકરને જન્મટીપની સજા ફરમાવવામાં આવી હતી છતાં પણ સરકારને એટલાથી સંતોષ કે શાંતિ ન થવા પામી, તેથી જેક્સનના ખૂન કેસને પણ તુરત ચલાવવાની વ્યવસ્થા કરવામાં આવી હતી

પહેલા કેસનો નિકાલ આવ્યા પછી તુરતજ નાતાલની રજાઓ આવી પહોંચી, અને કોર્ટ બંધ રહેવા પામી હતી. બીજા કેસની શરૂઆત જાન્યુઆરી માસમાં કરવામાં આવશે, એમ જાહેર કરવામાં આવ્યું હતું.

આ સમય દરમિયાન ઇંગ્લાંડમાં કેટલાક અંગ્રેજો માત્ર 'સાવરકરના' નામ ઉચ્ચારણથી કંપારી અનુભવતા, એમ જાણવા મળતું હતું.

૧૯૧૧ ની સાલના જાન્યુઆરી માસમાં ઈંગ્લેન્ડમાં વસતા બાબુ બિપિનચંદ્ર પાલને ત્યાં બેસતા વર્ષ નિમિત્તે એક નાનો સમારંભ યોજવામાં આવ્યો હતો. બિપિનચંદ્ર પાલના પુત્ર શ્રીયુત નિરંજનપાલ સાવરકરના ખાસ મિત્ર હતા. ઇન્ડીઆ હાઉસના બંધ થયા પછી બેરીસ્ટર સાવરકર પાલને ત્યાંજ રહેતા હતા. ઉપર નિર્દેષ કરેલા બેસતા વર્ષના સમારંભમાં બેરીસ્ટર સાવરકરનું એક છાયા ચિત્ર નજરે પડતું હતું. હેન્રી કોટન સમારંભમાં હાજર હતા. તેમણે વિદ્યાર્થીઓને સંબોધીને એક ટુંકું પ્રવચન પણ કર્યું હતુ. તેમાં એમણે એમ પણ જણાવ્યું હતું કે સાવરકરને પોતાને ફ્રાન્સ મોકલવાની એમની માગણી યોગ્ય અને ન્યાયી છે. આ પ્રવચન વર્તમાનપત્રોમાં પ્રસિધ્ધ થતાની સાથેજ બોંબ ફૂટયો હોય તેમ ત્યાંના અખબારોએ હેન્રી કોટનના આ મંતવ્ય પર સખત ટીકા કરી હતી તે એટલે સુધી કે હેન્રી કોટનની સર' ની પદવી તથા તેમનું પેન્શન પણ પરત લઇ લેવાની માગણી કરવામાં આવી હતી.

આખરે સર વીલીયમ વેડબર્ન તથા સુરેન્દ્રનાથે ઉપરના બનાવ અંગે ખુલાસો કર્યો અને જેમતેમ આ વંટોળ અર્થાત ચાના પ્યાલાનું તોફાન શાંત પડ્યું તા. ૨૩–૧–૧૯૧૧ ને રોજ સાવરકર પરના બીજા કેસોની શરૂઆત કરવામાં આવી હતી. આ કેસમાં સરકાર સાવરકરને ફાંસીને માંચડે લઇ જવા પ્રયત્ન

કરશે એવી ધણાંનિ માન્યતા હતી. આ કેસની તપાસણીમાં પણ સાવરકરે પ્રથમની માફક ભાગ લેવાનો સાફ ઈન્કાર કર્યો હતો.

૨૫—૧—૧૯૧૧ ના રોજ ઇન્ડીઆ હાઉસના રસોઇયા ચતુર્ભુજ પટેલની જુબાની લેવામાં આવી હતી. ચતુર્ભુજે જણાવ્યું હતું કે કર્નલ વાયલીનું ખુન કરનાર મદનલાલ ધિંગ્રા કેટલાક દિવસ 'ઇન્ડીઆ હાઉસમાં' રહ્યો હતો. તે ઉપરાંત એમ પણ જણાવ્યું હતું કે પીસ્તોલો બનાવવાનુ શીખવા માટે કોઇને એલ્જીયમ મોકલવાનો સાવરકરનો વિચાર હતો.

ત્યાર પછી સાક્ષીના પાંજરામાં જેને ઉભો કરવામાં આવ્યો હતો તેનું નામ પાટનકર હતું. સાક્ષી તરીકેના સોગંદ લેતી વખતે જ તેની સ્થિતિ આશ્ચર્યજનક રીતે વિચિત્ર થઇ ગઇ હતી. આખરે પાટનકરે ન્યાયાધીશને જણાવ્યું હતું કે પોતે સોગંદ લેવા તૈયાર નથી. આવો જવાબ સાંભળી ન્યાયાધીશ ગુસ્સે થયા હતા અને સાક્ષીને ધમકી તથા દમદાટી પણ આપી હતી. આમ છતાં પણ જ્યારે સાક્ષીએ માન્યું નહિં ત્યારે તેને કોર્ટ બહાર કાઢવામાં આવ્યો હતો. ત્યારપછી જેમને જેકસનના ખૂન કેસમાં ફાંસીની સજા કરવામાં આવી હતી તે કર્વે તથા દેશપાંડેના જવાબો વાંચી સંભળાવવામાં આવ્યા હતા. વાંચ્યા બાદ તે જવાબોને કેસના કામમાં દાખલ કરવામાં આવ્યા હતા.

ત્યારબાદ પુનઃ પાટનકરને સાક્ષીના પાંજરામાં લાવવામાં આવ્યા પરંતુ ફરીથી પણ તેમણે સોગંદ લેવા ના પાડી અને વધારામાં પૂછવામાં આવેલા પ્રશ્નોના ગમે તેવા એલફેલ જવાબો આપ્યા હતા.

સાવરકરના જવાબ લેતાં તેમણે જણાવ્યું હતું કે: 'મી જેકસનના ખૂન કેસમાં મારો હાથ નથી એ હું છાતી ઠોકીને કહું છું. આ કેસમાં મારાથી કોઇપણ હીસાબે ભાગ લઇ શકાશે નહીં. આ કેસમાં ઉભા કરવામાં આવેલા પુરવા પરથી પણ હું નિર્દોષ છુ એવું પુરવાર થઇ શકે તેમ છે ગનુ વૈદ, તથા ગોસાવીની જુબાનીથી એ ને લાભ મળી શકે તેમ છે; છતાં પણ હું આ કેસમાં કોઇપણ જાતનો ભાગ લેવા માગતો નથી. 'વંદેમાતરમ'ના પુસ્તકનો લેખી પુરાવો મારી વિરૂધ્ધ મૂકવામાં આવ્યો છે પરંતુ તે પુસ્તક

જેક્સનના ખૂન થયા બાદ જ મોકલવામાં આવ્યું છે, એમ આપેલા પુરાવા પરથી સહેજે જણાઇ આવે છે."

સોમવાર તા. ૩૦-૧-૧૧ ના રોજ ન્યાયાધીશે આ કેસનો ચૂકાદો આપી દીધો. સાવરકરને જેક્સનના ખૂનમાં મદદગાર તરીકે ગુનેગાર ઠેરવવામાં આવ્યા હતા. ખૂનમાં મદદ કરવાના આરોપસર તેમને જન્મટીપની સજા ફરમાવવામાં આવી હતી.

આ ચુકાદાના ઠરાવમાં ન્યાયાધીશે નીચેના કેટલાક કારણોનો, નિર્દેશ કર્યો હતો.

ઇંગ્લેન્ડ જતા પહેલાં સાવરકરનું એટલે આરોપીનું વર્તન તથા પ્રવૃત્તિ, ઇંગ્લેન્ડમાંનો તેમનો કાર્યક્રમ તથા વ્યવહાર, તેમણે ઇંગ્લેન્ડથી હિંદ મોકલેલી પિસ્તોલો તથા તે અંગેના પત્રો.. આ બધા પુરાવામાં જેક્સનનું ખૂન કરવાનો આશય સ્પષ્ટ દેખાઇ આવતો હોવાથી સાવરકરને ખૂનમાં મદદ કર્યાના આરોપસર ગુનેગાર સાબિત કરવામાં આવે છે.

આ કારમી સજા ફરમાવ્યા પછી સાવરકરે જે ઉદ્ગારો કાઢ્યા હતા, તે ચિરસ્મરણીય હતા, એમાં શંકા નથી.

"I am prepared to face ungrudgingly the extreme penalty of your law, in the belief that it is through sufferings and sacrifice alone that our beloved Motherland can march on the assured if not a speedy triumph.

"તમારા કાયદાના આધારે તમે જે મને સજા ફરમાવી છે તેને હું શાંતિથી અને ધીરજથી સહન કરવા તૈયાર છું. મારી માતૃભૂમિનો શાશ્વત વિજય મારા બલિદાન અને સ્વાર્થત્યાગથી થવાનો છે. એવી મારી અખંડ શ્રધ્ધા છે."

આ ચૂકાદો અને આ સજા પછી પોતાને હવે પોતાની બાકી જીંદગીના દિવસો રોઝ જેલની અંધારી કોટડીમાં ગાળવા પડશે, એનો સાવરકરને ખાત્રી હતી, અને ડોંગરીની જેલની અંધારી કોટડીમાં સાવરકર આવી પહોંચ્યા.

હેગ ન્યાયાધીશમંડળના ચૂકાદાની ખબર જેલના અધિકારીઓને હિન્દી સરકાર મારફત ૧૯૧૧ નાં ફેબ્રુઆરી માસમાં પડી

હિન્દી સરકારે જોકે સાવરકરને જન્મટીપની સજા ફરમાવી હતી. પરંતુ હેગની ન્યાયકોર્ટનો ચૂકાદો બાકી હોવાથી સાવરકરને કેદીનાં કપડાં તથા ખોરાક જેલના અધિકારીઓથી આપી શકાતાં નહોતાં. જો કે સાવરકરને હેગની ન્યાયકોર્ટના ચૂકાદા પર વિશેષ ભરોસો ન હતો. તેથી હેગનો ચૂકાદો આવે તે પહેલાંથીજ ટેવ પાડવા માટે તેમણે જેલના અધિકારી પાસેથી કેદીનાં કપડાં અને ખોરાક માગી લીધાં હતાં.

હેગનો નિર્ણય સરકારી રીત રસમ મુજબ જાહેર થતાંજ સાવરકરનાં સાદાં વસ્ત્રો ઉતારી સ્ટોરમાં આપ્યાં હતાં, અને કેદીનાં કપડાં આપવામાં આવ્યાં હતાં.

૧૯૧૧ ની સાલમાં ચડતાં આ કેદીનાં કપડાં હવે ૧૯૬૦ ની સાલમાં જ ઉતરવાનાં—તે પહેલાં નહી ! કદાચ તે પહેલાં અગર તે અરસામાં મૃત્યુ નિપજે તો એવો પણ પ્રસંગ આવે કે કેદીનાં કપડાંને મૃતદેહ પરથી ઉતારવાનું ભાગ્ય સાંપડે. નિર્ભય સાવરકર પણ એક ક્ષણમાં આ વિચાર આવતાંજ ઉદાસ અને ગમગીન બની ગયાં હતા.

આમ મૃત્યુની સામે પોતાની માતૃભૂમિ માટે ટક્કર ઝીલવા તૈયાર થએલા સાવરકરના મનમાં એવી આશા હતી કે હેગની ન્યાયકોર્ટ યુરોપના શક્તિન રાજ્યોની પરવા અને તમા કર્યા સિવાય સાચો ન્યાય છેવટે ન્યાયને ખાતર પણ આપશે. પરંતુ તેમ ન બન્યું. હેગની ન્યાયકોર્ટે પણ સાવરકરને અન્યાય કર્યો જ. તેમને દોષિત ઠેરવ્યા..

બીજે દિવસે સવારથી સાવરકરને કેદી તરીકે કાથી કૂટવાનું કામ સોંપવામાં આવ્યું. દિવસને અંતે જ્યારે કામ પૂરું કરી પોતાની કોટડીમાં પાછા ફર્યા ત્યારે તેમના હાથની ચામડી તદ્દન છોલાઇ ગઇ હતી.

બે જન્મટીપની સજા એટલે જીંદગીનાં અણુમોલ પચાસ વર્ષ ! તે આમ જેલમાંજ નિષ્ક્રીય અને નિષ્કારણ વ્યતિત થઈ જવાનાં ! કેટલો હૃદય ભેદક વિચાર ! માનવી વિચાર કરે તો તેની છાતીના પાટીયાં પણ બેસી ગયા સિવાય રહે નહી. સાવરકરને પણ આ વિચારે ગમગીન કરી મૂકયા હતા. પરંતુ આખરે આ નિષ્ક્રિય વરસોનો સદ્ઉપયોગ કરવાનો તેમણે નિશ્ચય કર્યો. સાવરકર અચ્છી રીતે કાવ્ય લખી શકતા. તેથી તેમણે ગુરૂગોવિંદના ચરિત્રને

વિષય હાથ ધર્યો અને મહાકાવ્ય લખવાનું શરૂ કર્યું", ગુરુગોવિંદનાં ચરિત પર તેમની પસંદગી કેમ ઉતરી તેને માટે તેમના જ શબ્દો જાણવા ઠીક પડશે *

જેમની યશ અને કીર્તિ ચારે દિશામાં પ્રસરી છે એવા રાજપુરૂષોના જીવનનું કાવ્ય લખતાં મને મારા અપયશથી ભરપુર જીવનની દુઃખદ યાદ તિવ્રતાપૂર્વક આવી સતાવી જશે અને મારા પ્રત્યે ઘૃણા ઉપજશે, તો જાહેર છે કે મારે મારી કલમને એવા પુરૂષના જીવનચરિત્ર વર્ણન કરવામાં ઉઠાવવી જોઇએ કે જેથી મારા આ એકાંત અને દુઃખી વરસોમાં સુખ, શાન્તિ અને આશ્વાસન પ્રાપ્ત થાય.

ચારે દિશાએથી છટકી જઈ જે સંપૂર્ણ પરાજીત બન્યા છે, જેનાં માતા, પત્ની, પુત્ર વિગેરે ફના થઇ સંસાર શૂન્યવત બની ચૂક્યા છે, જેમના શિષ્યોએ જેમને જરૂરતને સમયે ત્યાગી દઇ તેમને અપયશ અને નિષ્ફળ તરીકે જગત સમક્ષ ઉભા કર્યા છે, એવા હારેલાના શિરોમણી ગુરૂ ગોવિંદસિંહનું જીવનચરિત્ર મને શાંતિ આપ્યા સિવાય રહેશે નહી.

જે નરસીંહે દુઃખ, ઘૃણા, અપયશથી ત્રાસી કંટાળી ન જતાં સર્વને સહર્ષ સ્વીકારી લીધાં, તેનું મહાન આત્મા ગુરૂ ગોવીંદસીંહનું કાવ્ય મારી લેખની લખશે મારી દુઃખ યાતના અને નિષ્ફળ જીવનો એમનું જ જીવન ચરિત્ર સહાયરૂપ આશ્વાસનરૂપ બનશે, એમાં હવે શંકા નથી. ભાગ્ય કુમના અપયશ, દુઃખ પરાજયની ધરતી પર નવયુગના ક્રાંતિકાવ્ય રચાશે."

ડાગરીના કારાગૃહમાંથી સાવરકરને અન્ય સ્થળે ખસેડવાના હતા તે દરમ્યાન તેમના પત્ની 'માઇ' પોતાના ભાઇને, લઇને પોતાના પતિદેવને મળવા આવ્યા હતા. સાંત આઠ માસ પહેલા જ્યારે સાવરકર નાસીક જેલમાં કેદી તરીકે હતા ત્યારે ત્યાંના મામલતદારની મહેરબાનીથી તે પોતાના પતિને મળી શક્યા હતાં ત્યારબાદ આજે થનારી મુલાકાત કેવા વિચિત્ર અને દુઃખી સંજોગોમાં થતી હતી, તે તો માત્ર તેમનું જ હૃદય અનુભવી શકે એમને આશા હતી કે પોતાના પતિ તેમના પરના કેસમાં ભાગ લેશે, વકીલો અને બેરીસ્ટરો રોકશે, અને પોતાને નિર્દોષ છોડાવી લેશે પરંતુ તેમની એ આશા ફળીભૂત થવા ન પામી,

હાથ પગમાં લોખંડની બેડીઓ, કેદીનાં કપડાં...ગમગીન ચહેરો... આવી સ્થિતિમાં પોતાના પતિને નિરખતાં એ પતિવ્રતાને કેટલું કારમું અને હૃદય ચીરી નાખે તેવું દુઃખ થયું હતું, તે તો તેમના અંતરાત્મા સિવાય કોણ જાણી શકે તેમ હતું ! પોતાના પતિને કેદીનાં સ્વરૂપમાં નિરખતાં તેમનું મસ્તક કેવા કેવા વિચારોથી ઘેરાઇ ગયું હશે, તેની કલ્પના કરવી અતિ મુશ્કેલ છે !

આખરી વિદાય પહેલાંની પતિપત્નીની આ મુલાકાત આંખમાં આંસુ લાવી દે તેટલી અતિ કરૂણ હતી. દુર્દૈવની આ કેવી વિચિત્ર ઘટના કે છેલ્લી મુલાકાત સમયે જેલના અમલદારોની હાજરીને લીધે દીલનાં બંધન ખુલ્લાં મૂકી રૂદન પણ ન કરી શકાય ! મનનો ભાર હળવો પણ ન કરી શકાય ! હે નસીબ ! હાય વિધાતા !

આ છેલ્લા મિલન સમયે સાવરકરે પોતાની પત્નીને જે શબ્દો કહ્યા હતા તે સાચેજ અનેક દેશભક્તોની પત્નીઓ માટે પ્રેરણારૂપ, અને આશ્વાસન રૂપ નીવડશે. એ શબ્દોના અમૃતને પીનારી નારી સાચેજ દેશભક્ત અને વંદ્ય ગણાયા શિવાય રહેશે નહી.

- તેમણે કહ્યું હતું કેઃ—તમને જો કોઇ સમયે સંસારનો મોહ અને માયા ઉદ્દભવે તો એ ક્ષણ થોભી વિચાર કરજો ! છોકરાં છેયાં પેદા કરવાં, દાળ ભાત અને રોટલી શાક ખાવાં, અને નિષ્ક્રીય અને ધ્યેય વિનાનું જીવન પૂર્ણ કરવું એનું નામતો સંસાર નથીજ ! અને ઘડીભર મોહ અને માયાથી આ વાત સત્ય ન લાગે તો પછી ચકલા, ચકલી કુતરા, બિલાડાં, કાગડા... વિગેરે પશુ પંખી પણ ક્યાં પેટ ભરી, ઓલાદ પેદા કરી જીંદગી ખતમ કરતા નથી ! પરંતુ મને આશા છે અને પૂર્ણ શ્રદ્ધા છે કે સંસારનો સંકુચીત અને નિર્માલ્ય અર્થ તમે ઘટાવનાર નથી પરંતુ એના સત્ય અને વ્યાપક સ્વરૂપનેજ અપનાવશો. હૃદયમાં સંસારનું આ સત્ય સ્વરૂપ ધારણ કરશો કે તુરતજ તમને આપણા સંસાર પર—આપણા જીવન પર—આત્માભિમાન અને સંતોષ થશે, બલિદાન અને કર્તવ્યથીજ મનુષ્યનો સંસાર—મનુષ્ય જીવન ધન્ય છે ! તમે જોઇ શકશો કે આપણો સંસાર આપણી જીંદગી પણ એવાજ બલિદાનથી કૃતાર્થ છે ! હું હિંમતથી તમને કહું છું કે ભલે તમને દુઃખ થાય પરંતુ આપણા સંસારના ચાર વાસણ ભલે ભાંગી ગયાં, પરંતુ એજ ભંગારમાંથી હજારો કુટુંબોને ભવિષ્યમાં સુખ, શાંતિ અને આઝાદી

પ્રાપ્ત થશે, એમાં સંશય નથી ! એમ તો હજારો માનવીઓ પોતાના ઘરમાં, પોતાની પથારીમાં પ્લેગથી, તાવથી અને રોગથી મરણ પામે છે, તેમનાં ઘરબાર અને સંસાર ઉજ્જડ અને વેરાન બને છે. અરે, લગ્ન મંડપમાંથી બહાર આવતાંની સાથેજ વૈધવ્ય પ્રાપ્ત કરનારી નવ વધુના દષ્ટાંતો ભારત વર્ષના ઇતિહાસમાંથી નહી મળી આવે, એમ ન માનશો.

આ બધી ઘટનાઓનો સ્થિર ચિત્તે વિચાર કરજો ! દેહ, સુખ અને મોહ શાશ્વત નથી. કર્તવ્ય અને બલિદાનના સંતોષની તોલે કર્તવ્ય પરાયણ મનુષ્યને કોઇ સુખ, કોઇ સંતોષ, કે કોઇ પ્રલોભન નથી !

માટે શાંતિથી સંકટ, દુઃખ અને વિયોગ સહન કરવાની શક્તિ કેળવશો, એવી મારી અંતરની ઇચ્છા છે ! ”

૧૯૧૧ ના માર્ચ અને એપ્રિલ માસની દરમીયાન સાવરકરને ડોંગરી જેલમાંથી ભાયખલાની જેલમાં ખસેડવામાં આવ્યા હતા, ત્યાંથી વળી થાણાં અને થાણાથી મદ્રાસ અને આખરે મદ્રાસથી આંદામાન લઇ જવામાં આવ્યા હતા

સાવરકરને મદ્રાસ કઇ ટ્રેઇનમાં લઇ જવાના છે એ વાત ચોકસાઇ રાખ્યા છતાં પણ ફુટી જવા પામી હતી પુના સ્ટેશન પર વધારે ગરદી થવા પૂરતો સંભવ હોવાથી સારો બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો. ‘ કેસરી ’ નામના વર્તમાન પત્રમાં આ અંગેની હકીકત પ્રસિદ્ધ થઇ હતી.

‘ તીની વેલીના ’ ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ મી. એસનુ ખૂન તા. ૧૭-૬-૧૯૧૧ ના રોજ થયુ હતુ. આ વાતની ખબર મળે તે પહેલાં જ તેમને ભાયખલાથી થાણા જેલમાં ખસેડવામા આવ્યા હતા.

‘ કાળા પાણીની ’ સજાને પાત્ર થયેલા કેદીઓને આંદામાન પહોંચાડવાનું કાર્ય ‘ મહારાજા ’ નામની સ્ટીમર કરતી હતી. આ સ્ટીમર ૪૦ દિવસમા એકવાર મદ્રાસ બંદરે લાંગરતી હતી

થાણા જેલના વસવાટના પ્રથમ દિન જ સાવરકરને સમાચાર મળ્યા કે પોતાના ભાઇ નારાયણ પણ આજ જેલમાં હતા. અત્યંત દુષ્ટ અને નિર્દય તરીકે જાણીતો થયેલ એક વોર્ડરે જ્યારે સાવરકર વિષેની સર્વ હકીકત

સાબિતી ત્યારે તે સાવરકર પર ફીદા થઇ ગયો અને જોતજોતામાં તેમનો ભક્ત બની ગયો હતો. આ વોર્ડરે હિંમત કરી નાનાભાઈનો પત્થર પાટી પર લખેલો સંદેશો મોટાભાઈને પહોંચતો કર્યો હતો. સાચેજ વોર્ડર જેવો એક જેલનો અધિકારી આમ કેદીને મદદ કરે એ અસાધારણ બીના જ લેખાવી જોઇએ.

બંન્ને ભાઇઓ આ જેલમાં ફક્ત ચાર પાંચ દિવસ જ સાથે રહી શકયા હતા, અને ત્યાર બાદ મળી શકયા નહોતા. ટુક સમયમાંજ નારાયણરાવને અન્ય સ્થળે ખસેડવામાં આવ્યા હતા.

'તીનીવેલી' ના ડીસ્ટીક્ટ મેજીસ્ટ્રેટ મી. એશને એક શાક્ત પથી બ્રાહ્મણે ગોળીથી ઠાર કર્યો હતો. આ ખૂનની હકીકત સાવરકરને ખબર પડી છે કે નહી તે જાણવા માટે પોલીસે પણી દોડધામ તથા મણા પ્રયત્નો કર્યા હતા. પોલીસની આ દોડધામ સાવરકર 'મહારાજા' સ્ટીમરમાં બેઠા ત્યાં સુધી ચાલી હતી. સાવરકરને નાની સ્ટીમ લોચમાં બેસાડી 'મહારાજા' સ્ટીમર સુધી બે હિંદી અમલદારો લઇ જતા હતા. તે સમયે નીચે મુજબ અમલદારો તથા સાવકર વચ્ચે રમુંજ ભરી વાતચિત થઇ હતી.

અમલદારે સાવરકરને પૂછ્યુ, " તમે અહી પકડાઇ ગયા પછી ઇંગ્લંડના તમારા ક્રાંતિકારી સાથીઓની શી હાલત છે ?"

સાવરકરે જવાબ આપ્યો, "જેલમાં મને એ હકીકત કેવી રીતે મળે ? ખરી રીતે તો એ બાતમી તમારે મને આપવી જોઇએ."

સાવરકરને ઉશ્કેરવાના આશયથી અમલદારે ફરી સાવરકરને પૂછ્યું "

" હા, તમારી વાત ખરી છે ! કેટલુ ગામુલી કાવત્રુ ! અરે તેમાં ચાર માણસ પણ પૂરાં નહોતાં ! "

સાવરકરે હસીને જવાબ આપ્યો, " માણસો થોડાં હતાં તો તમે વધારવાનો પ્રયત્ન કેમ ન કર્યો?"

અમલદારે પ્રત્યુત્તર વાળ્યો " ના, અમારાથી એમ વી રીતે થાય? આ બાજુની જનતા સુજ્ઞ અને વિચારશીલ પ્રજા છે તમારે ત્યાંના નવજવાનોની

મોઢ્ક અહિ કોઈ દખલ કે ઉધ્ધત નથી ક્રાંતિકારો પોતાના કાર્યનો અહિ પ્રચાર કરવામાં રસ રાખતા નથી. આ બાબતમાં તમે ક્યાં સુધી સહમત છો ?'

સાવરકરે જવાબ આપ્યો, " મારાં કરતાં મદ્રાસનો અનુભવ તમને વધારે હોવો જોઈએ "

અમલદારે કહ્યું, " મદ્રાસમાં હાલ તો શાંતિ છે ! '

સાવરકરે હસતા હસતાં કહ્યુ, " ખરેખર શાંતિ છે ? સંપૂર્ણ શાંતિ વિષેની તમારી હકીકત સત્ય જ છે ને ? "

આ પ્રમાણેની વાતચિત પરથી હિંદી અમલદારોને ખાત્રી થઇ કે સાવરકરને મદ્રાસમાં બનેલા સર્વ બનાવોની માહિતી છે છતા પણ તેઓ તેમને તે વિષે ખબર પડવા દેતા નથી, અને ઉપરથી બની વાતનું આશ્ચર્ય બતાવે છે

સરકારે સાવરકરની દરેક મિલકત જપ્ત કરવાનો હુકમ કર્યો હતો, પરંતુ સાવરકર પાસે ભગુરમાં એક પાતળ વાડા સિવાય કાંઇ જ હતું નહીં. ભગુરના વાડાની હરરાજી કરી રૂા. ૨૫૦) સરકારી તીજોરીમાં જમા કરવામાં આવ્યા હતા.

આમ સાવરકરની મિલકત જપ્ત કરવાનો હુકમ કર્યો છતાં પણ જ્યારે સરકાર ફાવી નહી ત્યારે તેણે ચીઢાઇને સખ્તાઇનો માર્ગ લીધો તે એટલે સુધી કે સાવરકરનું ધર્મ પુસ્તક ભગવદ્ ગીતા તથા ચશ્મા પણ ભાયખાલા જેલમાં જપ્ત કરવામાં આવ્યાં હતાં, પરંતુ તુરતજ તેમને એ બે વસ્તુઓ પરત આપવામાં આવી કારણ કે બન્ને ચીજો કેદીને રોજના ઉપયોગ માટે આપવામાં આવી હતી

થાણા જેલમાં કેટલોક સમય વ્યતિત કર્યા બાદ આંદામાન જવાનો સમય આવી લાગ્યો આંદામાન મોકલવાના કેદીઓ માટે એક પધ્ધતિ નક્કી કરવામાં આવી હતી. મુંબઇ ઇલાકાની જેલોમાં જે જે અત્યંત ભયંકરમાં ભયંકર આરોપીઓ હોય તેમની ચુંટણી કરવામાં આવતી અને ચુંટણી કર્યા બાદ તેમને થોડા સમય માટે થાણા જેલમાં લાવવામાં આવતા હતા થાણા જેલમાં ચુંટએલા કેદીઓને 'ચલન' ના નામથી ઓળખવામાં આવતા હતા. ગુન્હેગાર જગતના પ્રતિનીધિઓનો આ મેળો જ કહી શકાય ! થાણા જેલમાં આંદામાન મોકલવાના કેદીઓને એક ખાસ નક્કી કરેલી જગાએજ રાખવામાં

આવતા, આ આંદમાનના કેદીઓની ખાસ જગાએજ ૧૯૧૧ ની સાલના જુન માસ સુધી સાવરકર એકલાજ હતા. પરંતુ તે દિવસથી કેદીઓની સંખ્યામાં ઘણો વધારો થવા લાગ્યો. આ કેદીઓમાંથી જ્યારે સાવરકર કેટલાકને રૂદન કરતા ને કેટલાકને હસતા જોતા ત્યારે તેમને આશ્ચર્ય સાથે હસવું આવતું.

એક દિવસે 'ચલાનના બધા કેદીઓને થાણા સ્ટેશન સુધી લઇ જવામાં આવ્યા. માત્ર સાવરકરનેજ આ કેદીઓ સાથે પગે ચાલતા લઇ જવામાં આવ્યા નહોતા. આમ કેમ ન કરવામાં આવ્યું તે વિષે સાવરકરે પોતે પોતાના પુસ્તક ' મારી જન્મટીપ ' ના પૂર્વાર્ધના પાન ૩૯-૪૦ માં નીચે પ્રમાણે ખુલાસો કર્યો છે,

''મને આજ કાળાપાણીએ લઇ જવાનો છે. એ વાત ગામમાં તથા સ્ટેશન પર ફુટી જવા પામી હતી. આંદામાનના કેદીઓને જે રસ્તે લઇ જવામાં આવતા હતા, તે રસ્તે લોકો મને જોવાની આશામાં માર્ગમાં સંતાઇને ભરાયા હતા આ' ઈથી કાંઇ અનિષ્ટ ન બને તે માટેજ મને પેલા નક્કી માર્ગથી ન લઇ જતાં અન્ય માર્ગથી લઇ જવામાં આવ્યો હતો. તે ઉપરાંત ગુપ્ત કાવત્રાના દિવસોમાં પણ હું માર્સેલ્સમાંથી નાસી છૂટયો હતો, તે ભયથી સરકારે મને અન્ય માર્ગેથી લઇ જવામાં યોગ્ય માન્યુ હોય । સરકારને એવી પણ બીતી જન્મી હોય કે કદાચ કોઇ મને નસાડવાનો પ્રયત્ન કરે, તો ઉપાધી થયા સિવાય રહે નહી. એટલે માર્સેલ્સ બનાવની પુનરાવૃત્તિ અટકાવવા માટે સાવચેતીના પગલાં સરકારે લીધાં હોવા જોઇએ. ખાસ મોટરમાં મને લઇ જવામાં આવ્યો હતો. ''

થાણા સ્ટેશને સાવરકરને એક સ્પેશ્યલ ડબ્બામાં બેસાડવામાં આવ્યા હતા. તેમના હાથની બેડીનો બીજો બોજો છેડો એક અંગ્રેજ અમલદારના હાથને બાંધી દેવામાઆવ્યો હતો. તે ઉપરાંત સાવરકરના પગમાં પણ બેડીઓ નાખવામા આવી હતી. થાણાથી આગળના દરેક સ્ટેશન પર સાવરકરના દર્શન પ્યાસી જનતા ભેગી થતી પરંતુ તેમના ડબ્બાનું બારણું બંધ રાખ્યું આવ્યું । હોવાથી જનતાને નિરાશ થવુ પડતું હતું. સાવરકરને મળવા અગર જોવા માટે પણ કોઇને તેમના ડબ્બામાં જવાની પરવાનગી આપવામાં આવતી નહોતી

આશ્ચર્યની વાત તો એ છે કે કેટલાક સ્ટેશનો પરતો યુરોપીય । પણ આ વીરને જોવા આ વ્યા હતા. યુરોપીયનોએ સાવરકરના કમ્પાની બારીઓ ખોલી નાખી સાવરકરને મન ભરી ને નિરખી લીધા હતા આ પ્રસગની તિવ્રતા તો નીચેના નાના એક પ્રસગથી આવશે

એક સ્ટેશને યુરોપીયન સાવરકરને જોવા ટોળે મળ્યા હતા ગીરદીને લીધે કેટલાક યુરોપીઅનોએ પોતની 'મડમો'ને ખભા ઉપર બેસાડી અત્યત ઉત્સુકતાથી કહ્યું હતુ કે, "There is He that is Savarkar (એજ સાવરકર હો—કે ! )

આખરે ટ્રેન મદ્રાસ આવી પહોચી જ્યારે મને લઇ આવનાર આ ટ્રેઇન મોગલાની હદમાથી પસાર થઇ રાયચુરની આજુબાજુ જતી હતી તે સમયે સાવરકરને ઉનાળાની અસહ્ય ગરમીની ખૂબ યાતના ભોગવવી પડી હતી. રશિયાથી સાઇબિરિયા મોકલવામાં આવતા કેદીઓને સહન કરવી પડતી મુશ્કેલી અને ત્રાસો અનુભવ સાવરકરને થવા પામ્યો હતો આ અનુભવનુ વર્ણન સાવરકરે પોતાના પુસ્તક 'મારી જન્મ ટીપ' ના પાન ૪૧ ૪૨ પર સરસ રીતે કર્યું છે

' ગામ પછી ગામ ' શહેર પછી શહેર પાછળ મૂકતા જઇ જગલો, નદીઓ અને પર્વતો ઓળગી વિફરેલી વાઘણ જેવી આ રેલગાડી મને તેના જડબા વચ્ચે જકડી આગળને આગળ દોડી જતી હતી જે વેગ અને જોસથી આ રેલ ગાડી મને મારી માતૃભૂમિથી દૂર દૂર આંદમાનના કાળાપાણી તરફ લઇ જતી હતી તેજ વેગ અને જોસથી એજ રેલગાડી મને પુન ક્યારે એ આદામાનના કાળાપાણીથી માતૃભૂમિ તરફ લઇ આવશે, તેની કોને ખબર છે ! પરતુ આ કલ્પના સભવિત બની શકે ખરી ! ના, ના, એમ નજ બની શકે ! આવી આશા સેવવી વ્યર્થ છે ! તદ્દ વૃથા છે !

સાઇબીરીયામાં હજારો કેદીઓ ' રશિયા-રશિયા નામોચ્ચારણ કરતા કરતા મત્યુ શરણ થાય છે ! હુ પણ તેમની માફક આદામાનમાં યાતના દુ ખ અને સીતમ સહતો સહતો' 'હાય હિન્દુસ્તાન ! હાય ભારત કરતો મરણને શરણ જ થઇશને ?

આખરે ટ્રેઇન મદ્રાસ આવી પહોંચી. જ્યારે મને લઇ આવનારે અધિકારીઓએ મદ્રાસના અધિકારીઓને સુપ્રત કર્યો ત્યારે તેમના જીવને નિરાંત વળી, અને તેમને એમ લાગ્યું કે જાણે તેઓ એક મહાન જવાબદારીમાંથી મુક્ત ન થતા હોય !"

એક નાની સ્ટીમ લોંચમાં એકલા સાવરકરને બેસાડી "મહારાજા" સ્ટીમરમાં લઇ જવામાં આવ્યા. જેવો સાવરકરે 'મહારાજા' સ્ટીમર પર પગ મૂક્યો કે તુરતજ 'મહારાજા સ્ટીમરે' મદ્રાસનો કિનારો છોડયો. સ્ટીમર ઉપાતાંજ કેદીઓએ બુમાબુમ કરી મૂકી. વિધિની કેટલી વિચિત્રતા હતી કે આ કેદીઓને પોતાના વહાલા દેશની દારૂણ સ્થિતિનું ભાન પણ ન હતું. આ પામર અને અજ્ઞાન માનવીઓને માતૃભૂમિ–જન્મભૂમિ એવા અતિ પ્રાણ પ્યારા શબ્દોની પણ ખબર ન હોતી તો પછી દેશ પ્રેમની તો વાતજ શું ! પરંતુ તેમની બુમાબુમ, આક્રંદ તથા રૂદન તો એટલીજ પૂરતું હતું કે તેઓ પોતાના સ્વજનો, સગાં, ઘર બહાર ત્યાગી દૂર દૂર લાંબા સમય માટે ચાલ્યા જતા હતા. તેમને ક્યાંથી ખબર હોય કે દેશ એ પણ તેમનું મોટું ઘર છે, એમાં તેમની 'મા' વસેલી છે, તે અત્યંત દુઃખથી ગુલામીના દિવસો વ્યતિત કરી રહી છે.

કેદીઓની આ અસહાય દશા નિહાળી સાવરકરને અનેક વિચારો ઉત્પન્ન થયા હતા. સાવરકર કહે છે:—

"મહારાજા બોટ પર પગ મૂકી અંદર દાખલ થવું એ પોતાના દેહ સાથે કફન બાંધવા બરોબર હતું."

આજ દિન સુધીમાં હજારો કેદીઓ આ ઘાતકી બોટ પર ચઢીને આવી ગયા પરંતુ તેમાંથી ભાગ્યેજ હજારે દસ કેદીઓ પોતાની માતૃભૂમિનું મુખ જોવા ભાગ્યશાળી બન્યા હશે.

અઢાર વીસ વર્ષના યુવાનીના ઉંમરે પગ દેતા યુવાનો જે ક્ષણે આ બોટ પર પ્રવેશ કરતા તેજ ક્ષણથી તેમના પર વૃધ્ધત્વની છાયા પથરાઇ જતી.

માનવી જ્યારે મૃત્યુ શૈયા પર પોઢી જાય છે, તેનાં આત્મજનો તેના દેહને એવી શૂન્ય અને કારમી દ્રષ્ટિથી નિરખે છે કે હવે પછી કદી પણ મેળાપ થવાનો નથી.

તેવી જ રીતે કેદી જ્યારે આ ઘાતકી સ્ટીમર પર પગ મૂકે છે. ત્યારે તેના પુનઃ મેળાપની આશા ત્યાગી દઈ તેના પ્રસ્થાનને અનિમિષ અને દુઃખભરી દષ્ટિથી નિરખ્યા કરે છે !.

ઉપરના બન્નેદ્રશ્યોમાં કેટલુ સામ્ય છે ! મા રો કોઇ ફરક નથી ! અર્થાત મૃત્યુ અને આંદામાન પ્રસ્થાન એકજ છે !

"આવી જ દુઃખ ભરી ને નિરાશ દ્રષ્ટિથી તે મારા તરફ જોતા હતા. હું આ જગતમાંથી સદાને માટે વિદાય લઉં છું એજ ભાવના તેમના હૈયાને કોરી ખાતી હતી. આ વાત પણ શું સાચી નહોતી ? એમ સમજો કે મને દાંડીપર જ ચડાવવામાં આવ્યો હતો. ફરકમાત્ર એટલો હતો કે મૃત દેહ જોઈને જે દુઃખ થાય છે તેજ માત્ર તેમને સાચા અર્થમા થતુ નહોતુ" પરંતુ મને તો સંપૂર્ણ ખ્યાલ હતો કે મને દાંડીપર બાંધવામા આવ્યો છે. આ કલ્પનાથી મને અપાર દુઃખ થતુ હતું.

સાવરકરને હિંદ લાવવા માટે 'મોરીયા' સ્ટીમર પર ચડાવવામાં આવ્યા હતા તે સમયને અને 'મહારાજા' સ્ટીમર પર આંદામાન લઇ જવા માટે લાવવામા આવ્યા હતા તે સમયને બરોબર એક વર્ષ વીતી ગયું હતું.

તે પણ કેવી વિચિત્ર દુઃખ ભરી પરિસ્થિતિમાં ! બે જન્મટીપની સજા થયા બાદ ? —અને ભવિષ્યમાં કદી પણ માતૃભૂમિનું મુખ નિરખવા નહીં મળે એ નિશ્ચિત દશામાં ! હાય રે સમય, તારી ગતિ ન્યારી છે !

# પ્રકરણ ૫૩ મું.

## આંદામાનમાંના શરૂઆતનાં વર્ષો.

It is wonder that from Andamans, the nation has been fortunate to get back so many of its valient sons alive. The degree of Andamans repression in the great war days was in no way less than what we read of the Russian fortress. Extreme courage and fortitude were needed to resist the authorities all through the years and yet keep alive. ×

ભારતમાતાના નકશા પર નજર ફેરવીએ તો તેની જમણા હાથે બંગાળાના ઉપસાગરમાં કલકત્તા અને મદ્રાસથી છસો સાતસો માઇલના અંતરે આંદામાનનો ટાપુ નજરે પડશે. આંદામાનની આસપાસના નાના મોટા બેટોની ગણત્રી ન કરીએ તો પણ આ બેટોની સંખ્યા ૨૦૦ ઉપરાતની છે. આંદામાનના ત્રણ

× આંદામાનમાં સજા ભોગવીને આટલા બધા ભારતમાતાના બહાદુર પુત્રો પરત આવ્યા તે પણ આશ્ચર્યકારક જ છે. રશિયાના કિલ્લાના કેદીઓનાં ભીષણ કષ્ટના વર્ણનો આપણે વાંચીએ છીએ. મહા મહાયુદ્ધના સમયે આંદામાનના કેદીઓ પર જે જુલમ અને સિતમ ગુજારવામાં આવતો હતો તે રશિયાના રાજકેદીઓ પર ગુજારવામાં આવતા સિતમ અને જુલમ કરતાં જરાપણ ઓછો નહોતો. સરકારી અધિકારીઓની સાથે—જુલમ અને સિતમની સામે સતત લડતા ઝઘડતા રહેવું અને જીવંત રહેવું એ સામાન્ય માનવીની સામાન્ય શક્તિનું કામ નથી. પરંતુ એમાં જરૂરત છે, અતિ અસાધારણ પ્રતિકારનું ધૈર્ય અને સહનશીલતાની !

મુખ્ય ભાગો છે ઉત્તર આંદામાન, મધ્ય આંદામાન અને દક્ષિણ આંદામાન! દક્ષિણ આંદામાનની દક્ષિણે 'સીંક' નામનો નાનો સરખો એક ભાગ છે. આ તમામ ભાગોનું આંદામાન મોટું છે, અને બાકીનું નાના આંદામાન તરીકે ઓળખાય છે આ બધાનું કુલ ક્ષેત્રફળ ૨૫૦૮ ચોરસ માઈલ છે, + હાલ આ પ્રદેશ જાપાનના કબજામાં હોવાથી ત્યાં જઈ શકાય તેમ નથી

પરંતુ જ્યાં સાવરકર જેવા અનેક દેશભક્ત કેદીઓએ કારાવાસ ભોગવ્યો તે પ્રદેશની, તેની પ્રજાની, તે પ્રજાની રહેણી કરણીની રિત રિવાજની, માહિતી મેળવી શકાય તેમ છે

હિંદના ભયંકર અને રાજદ્વારી કેદીઓને હિંદથી દૂર ગોંધી રાખવાની કલ્પના અંગ્રેજોને પ્રથમ સને ૧૮૦૭ માં ઉદ્ભવી હતી શરૂઆતમાં આવા કેદીઓને સુમાત્રા મોકલવામાં આવતા હતા, પરંતુ સુમાત્રા ડચ સરકારના હાથમાં ગયા બાદ ૧૮૫૭ સુધી આવા કેદીઓને 'સ્ટ્રેટસ સેટલમેન્ટમાં' મોકલવાનો ક્રમ હતો. પરંતુ ૧૮૫૭ ના સ્વાતંત્ર્ય બળવાના હજારો ક્રાંતિકારી અને દેશભક્ત કેદીઓને દેશનિકાલ કરી દૂર મોકલી દેવાની આવશ્યકતા ઉભી થઈ અને આંદામાનનો આવા દેશનિકાલ કેદીઓ માટે ઉપયોગ કરવાનો નિર્ણય કરવામાં આવ્યો તે સમયે હિંદમાં એવી માન્યતા પ્રચલિત હતી કે સમુદ્ર પાર કરવું એ પાપ છે, તેથી સમુદ્ર પાર કરનારા આ કેદીઓને કાળાપાણીના કેદી એવું ઉપનામ આપ્યું હતું આવા કેદીઓને કાયમ ત્યાં વસવાટ કરાવવાનો આશય અંગ્રેજોનો હતો પરંતુ તે આશય અનેક કારણોને લીધે સફળતા પામ્યો નહિ તેમાંનું મુખ્ય એક કારણ તો એ હતું કે જાન્યુઆરી, ફેબ્રુઆરી અને માર્ચ આ ત્રણ માસ બાદ કરીએ તો આંદામાનમાં આખું વરસ વરસાદ પડે છે તેથી હવા ભેજવાળી રહેવા પામે છે આંદામાનમાં ગીચ જંગલો અને ખાડીઓ આવેલી હોવાથી પાણી ભરાઈ રહે છે, અને ત્યાં વસતી પ્રજાને મેલેરીયાના ભોગ બનવું પડે છે અંગ્રેજ સરકારે મેલેરીયા માટે કેટલાક ઉપાયો ૧૯૧૪ પછી લીધા પરંતુ આજદિન સુધી પણ એ બેટ વસવાટને યોગ્ય બની શક્યો નથી એ નિર્વિવાદ વાત છે. ચાલુ યુદ્ધ પછી એ બેટ કોની સત્તા નીચે જશે, અને તેનું લશ્કરી દૃષ્ટિથી મહત્ત્વ ઓછું, તેની

+ Carden Comittee Report.

પરિસ્થિતિ સુધારવા માટે શા શા પ્રયત્નો કરવામાં આવશે, તેની કલ્પના કરવી મુશ્કેલ છે. પરંતુ એ વાત તો નિશ્ચિત જ છે કે મેલેરીયાભર્યા વાતાવરણને લીધે આંદામાનનું મૃત્યુ પ્રમાણ ઘણું વધારે છે. આ નિદાન સરકારી રીપોર્ટમાં સ્વીકારવામાં આવ્યું છે *

આંદામાનમાં વસવાટ સફળ ન થવાનું એક બીજુ પણ કારણ છે! કારાવાસમાં અમુક શિક્ષાના થોડા વર્ષો બાદ કેદીઓને ધીમે ધીમે બહાર રહેવાની તથા હરવા ફરવાની છૂટ આપવામાં આવે છે, અને આવો કેટલોક સમય વિત્યા બાદ આવા કેદીઓને સ્વાવલંબી તરીકે (Self supporter) કેટલીક મર્યાદિત સ્વાતંત્રતાથી રહેવા દેવામાં આવે છે પરંતુ આવા સ્વાવલંબી કેદીને આનંદ પડે તેવી કોઇ પણ સગવડ ત્યાં આપવામાં આવતી નથી. જાતિય જીવનની સગવડ પણ સારા પ્રમાણમાં નથી. અપાતી. જે કાંઇ થોડી ઘણી સગવડ આપવામાં આવતી હતી તેમાં નૈતિક દ્રષ્ટિનું ઉલ્લંઘન કરવામાં આવતું હતું.

આમ આંદામાનના વસવાટનો પ્રશ્ન શકય ન બન્યા છતાં પણ કેદીઓની શ્રમથી અનેક પ્રકારના ઉદ્યોગ ધંધા સરકાર ચલાવતી હતી. આસપાસ પથરાએલા ગીચ જંગલોને કાપી કુપી સાફ કરવાનું અતિ મુશ્કેલ કાર્ય આ કેદીઓ પાસેથી લેવામાં આવતું હતું. જંગલ કાપતી વખતે અનેક પ્રકારના જંતુઓ તથા મેલેરીયાના મચ્છરનો અતિશય ત્રાસ કેદીઓને પડતો હતો. તે ઉપરાંત કાદવ અને પાણીમાં ભરાઇ રહેલી જળો ખૂબજ હેરાન કરતી હતી. આ જળોથી કેદીઓને કેવું ભયંકર દુઃખ વેઠવું પડતું હતું તે સાવરકર પોતાનાજ શબ્દોમાં નીચે વર્ણન કરે છે ૧

બદમાસો અને ગુંડાઓને સજાનો ત્રાસ ન હતો, સજા તેમને કંપાવતી કે ડરાવતી ન હોતી. પરંતુ જંગલ કાપવાનો હુકમ મળતા અને જળોના ત્રાસની કલ્પના જ માત્ર તેમને ધ્રુજાવી દેતી હતી. જંગલનુ સમારકામ પુરૂં કરી કેદીઓ સાંજરે જેલમાં પાછા ફરતા ત્યારે તેમના શરીર લોહીલહાણ થઇ ગયેલા નજરે પડતાં. કામ વખતે અમે ત્યાંથી આવી જળો કેદીઓના શરીર પર વળગી પડતી

* Carden committee report

૧ મારી જન્મટીપ પૂર્વાર્ધ–પાન ૫૬

અને કેદીઓના શરીરને લોહી લુહાણ કરી મૂકતી હતી, એમ માનો કે જાણેતે ઝાડના પાનમાંથી કેદીઓ પર વરસાદ વરસતો હતો:

આ પ્રમાણે સરકારને પુષ્કળ સાકડાં મળતાં હતાં, તેને કાપી કુપીને વહેરવા માટે એક (Saw Mill) આંદામાનમાં નાખવામાં આવી હતી. તે ઉપરાંત આંદામાનમાં નાળીયેરીના ઝાડ પુષ્કળ પ્રમાણમાં થતાં હોવાથી કોપરેલ બનાવવાનો મોટા પ્રમાણમાં ચલાવવામાં આવતો હતો. નાળીએરના છોતરાંને કુટીને દોરડાં બનાવવાનો ઉદ્યોગ પણ સાથો સાથ ખીલવવામાં આવ્યો હતો.

આ ઉપરાંત કેદીઓને શાકર (?)ના કારખાનામાં પણ કામ કરાવવામાં આવતું હતું તથા લોખંડ પિત્તળનું કામ, સમુદ્રમાંથી મોટા પ્રમાણમાં મળતી છીપો અને કાચબાની પીઠમાંથી અનેક પ્રકારની નાની મોટી કારીગરી વાળી વસ્તુઓ બનાવડાવવામાં આવતી હતી. આવા અનેક કામો આ કેદીઓ પાસેથી સરકાર લેતી હતી. તે ઉપરાંત આંદામાન હિંદથી ૪-૫ દિવસના પ્રવાસ જેટલું દૂર હોવાથી એક સ્વાતંત્ર રાજ્ય જેવું લાગતું હતું, અહિં અમલદારો આપ ખુદી ચલાવતા હતા

આંદામાનના મોટામાં મોટા અધિકારીને ચીફ કમીશ્નર કહેવામાં આવતો હતો આંદામાનનો મુખ્ય ભાગ પોર્ટબ્લેઅર ગણાય છે આ ભાગના 'રાસ' નામના ટાપુમાં આ કમીશ્નર માટે ઉત્તમમાં ઉત્તમ એક બંગલો બાંધવામાં આવ્યો છે. કમીશ્નર જ્યારે ત્યાં હોય ત્યારે યુનીયન જેક તેના પર ફરફરતો રાખવામાં આવે છે માઉન્ટ હેરીયટ પર્વત પર પણ સરકારી બંગલા બાંધવામાં આવ્યા છે ઉનાળાની સખ્ત ગરમીમાં અમલદારો આ બંગલામાં રહેવા જાય છે. સ્થાનીક લોકો અગર કેદીઓ તરફથી કોઇ પણ જાતના ઉપદ્રવ યા તોફાન થાય તો તેને પહોંચી વળવા માટે પોર્ટબ્લેઅરમાં લશ્કરી છાવણી રાખવામાં આવતી હતી. ચીફ કમીશ્નરના હાથ નીચે સુપરીન્ટેન્ડન્ટ અને જેલર નામથી ઓળખાતા બીજા બે અમલદારો હોય છે

સને ૧૯૧૧ માં ચીફ કમીશ્નર તરીકે કર્નલ બ્રાઉનીંગ, સુપરીન્ટેન્ડન્ટ તરીકે કેપ્ટન મુર અને જેલર તરિકે બારી સાહેબ હતા. તેમના હાથ નીચે ડોકટરો, ડેપ્યુટી જેલરો વિગેરે ઘણા હિંદી અમલદારો પણ હતા

આંદામાનમાં કોટની અંદર લગભગ એકસરખા દેખાવની ત્રણ માળવાળી સાત ઇમારતો હતી. આ ઇમારતોની વચ્ચે સ્ટ્રેસ ટાવર નામની ઇમારતી હતી. કેટલાક મજલામાં ૨૦ ઓરડીઓ તો કેટલાક મજલાઓમાં ૩૦ ઓરડીઓ હતી.

સાવરકર જ્યારે આંદામાન સને ૧૯૧૧ માં પહોંચ્યા ત્યારે ૧૮૫૭–૫૮ ના ક્રાંતિકારી બળવાનો એક કેદી ત્યાં હતો. તેણે કુલ ૬૦ વરસની સજા ભોગવી હતી. ત્યાર બાદ તેને છોડી દેવાનો હુકમ કરવામાં આવ્યો હતો.

વાસુદેવ બળવંત ફડકેના એક પ્રિ સાથીદારો પણ અહિં આંદામાનમાં કેદી તરીકે હતા. તેઓ પણ ૧૯૧૧ ના અરસામાં છૂટ્યા હતા સને ૧૯૦૯ થી હિંદના ક્રાન્તિકારી કેદીઓને આંદામાન મોકલવાની શરૂઆત કરવામાં આવી હતી.

શ્રી. ગણેશપંત સાવરકર અને જોષી તથા બંગાળા અને યુક્ત પ્રાંત વિગેરેના ક્રાંતિકારો પણ ત્યાં આવી પડ્યા હતા. તેમાં બંગાળાના બારીંદ્રકુમાર ઘોષ, ઉલ્લાસકર દત્ત, હરિશોષ, ઈંદુલાલ, હેમચંદ્રદાસ, ઇન્દ્રભૂષણરાય ચૌધરી, વિભૂતિ ભૂષણ સરકાર, તથા 'સ્વરાજ્ય પત્રના' સંપાદક શ્રી. નંદગોપાળ વિગેરે મુખ્ય હતા.

પઠાણ જેવી બદમાશે અને હલકી કોમના માણસોને બારી સાહેબે વોર્ડર તથા પેટી ઓફીસરના હોદ્દા પર નીમેલા હતા, છતાં પણ આ કેદીઓનું પ્રથમ વર્ષ ખૂબ કષ્ટ અને દુઃખમાં પસાર થતુ ન હોતું એમ જાણવા મળે છે. બારી સાહેબના પક્ષમાં કેદીઓ પર નજર રાખવા માટે મુસ્લિમ પઠાણો હતા. તેઓ કેદીઓને અનેક પ્રકારે હેરાન કરતા, અને કેદીઓ જ્યારે બિમાર હોય ત્યારે તેમને દવાખાનામાંથી મળતા દૂધમાંથી ભાગ પડાવી લેતા હતા.

એક વર્ષ પછી કલકત્તાથી એક ખાસ ઓફીસરને આંદામાનમાં તપાસણી કરવા મોકલવામાં આવ્યો હતો. આ અમલદારે જ્યારે જોયું કે આ રાજદ્વારી કેદીઓ પાસે માત્ર કાથી જ કુટાવવામાં આવે છે ત્યારે તે ખૂબજ ગુસ્સે થઇ ગયો અને આંદામાનના જેલ અધિકારીઓને સૂચના કરી કે તેમણે આ કેદીઓ પાસે ખૂબજ સખ્તાઇથી કામ લેવું જોઇએ આ સૂચના મળ્યા પછી રાજદ્વારી કેદીઓની યાતનાઓ વધી જવા પામી રાજદ્વારી કેદીઓને ઘાણીએ ફેરવવાની શિક્ષા પણ ત્યારથી જ શરૂ કરવામાં આવી અને ૧૯૧૪ માં સાવરકર જ્યારે આંદામાન

આવ્યા ત્યારે તેમણે કેદીઓને નિરાશ અને કંટાળેલા નિરખ્યા, તથા આ કેદીઓ અને જેલના અધિકારીઓ વચ્ચે ઝઘડા તથા તકરારો થતી જોઈ.

તા ૪–૭–૧૧ ના રોજ સાવરકરે આંદામાનની જેલમાં પ્રવેશ કર્યો હતો. 'મહારાજા' બોટ કિનારાથી દૂર ઉભી રહી હતી. કેદીઓને લેવા માટે નાની સ્ટીમ લોન્ચ મોકલવામાં આવતી હતી કેદીઓએ માથે બિસ્તરો અને હાથમાં થાળી સાથે આંદામાનની જેલનો રસ્તો લીધો હતો જ્યારે સાવરકરને અંગ્રેજ સિપાઈઓના હાથમાં સોંપવામાં આવ્યા હતા. આ સમયે સાવરકરનું મન આંદામાનના સૃષ્ટિ સૌંદર્યમાં પરોવાઈ ગયું હતું. તે ઉપરાંત એમને એવા વિચાર પણ આવતા હતા કે હિંદથી આંદામનના નાવિક દળને સુસજ્જ કરવું આવશ્યક છે! એટલામાં તેમણે " ઉઠાવ બિસ્તર! " નો હુકમ સાંભળ્યો સાવરકરના પગમાં બેડીઓ હતી અને પગમાં બેડીઓ હતી તેથી તે ધીમે ચાલવા માંડ્યા તેથી સિપાઈઓએ સિપાઈને હુકમ કર્યો કે 'ચલો જલદી ચલો' જેલના દરવાજા ખોલવાની સાથે બૂમ સંભળાઈ કે—'બારીસાહેબ આતા હૈ!'

આ બારી સાહેબ પોતાની જાતને આંદામાનના દેવ માની બેઠા હતા તે આઇરીશ હતા તથા તેમની પત્નિનો એક પગ ટુંકો હતો તેમને એકની એક પુત્રી હતી, તેનું નામ હતું કેથેરીન!

બારી સાહેબનુ મુખ લાલચોળ, નાક લીંબુ મોટી મોટી આંખો, અને ગુચ્છાવાળી ભરાવદાર મૂછો, અને આ બધા સૌન્દર્યને પણ ટપી જાય તેવી ગોળી જેવી ગોળમટોળ પેટની ફાંદ હતી દોરદમામ વધારવા માટે બારી સા. બ હાથમાં જાડી લાકડી રાખતા હતા તેમના મોમાં હમેશાં બરમી ચિરૂટ સળગતી રહેતી બારિસાહેબ સાવરકર પાસે આવીને ઉભા પરંતુ સાવરકર વિચાર તંદ્રામાં હોવાથી એમને બારી સાહેબના આગમનનો ખ્યાલ રહ્યો નહિં, ત્યારે બારી સાહેબને લાગ્યું કે સાવરકર તેમના આગમનની અવગણના કરે છે. તેમને આથી આશ્ચર્ય પણ થયું. સાર્જન્ટોએ સાવરકરોને પકડી રાખ્યા હતા. બારી સાહેબે સાર્જન્ટોને સાવરકરને છોડી દેવાનો હુકમ કર્યો. સાવરકર છુટયા પછી તેમની તથા સાવરકર વચ્ચે નીચે પ્રમાણે વાર્તાલાપ થયો હતો બારી સાહેબ—માર્સેલ્સમાંથી ભાગી જવાનો પ્રયત્ન કરનાર તમે જ કે?

સાવરકર—અલબત્ત હું જ! કેમ?

આ.—તમે શા માટે આવો પ્રયત્ન કર્યો હતો?

સાં૦—તેમ કરવાને તેનાં કારણો તો હતાં જ. આ બધા ત્રાસમાંથી બચાવ તો બચવું એ કારણ મુખ્ય હતું.

આ૦—પરંતુ આ ત્રાસમાં તો તમે જાણી જોઈને પડયા ને?

સાં.-હા, આ ત્રાસમાં પડવું એ એક મારૂં કર્તવ્ય છે તેમ તેવી જ રીતે શક્ય તો તેમાંથી ભાગી જવું એ પણ મારૂં કર્તવ્ય જ છે એમ હું માનતો હતો.

આ.-જુઓ, હું અંગ્રેજ નથી, આઈરીશ છું.

સાં.-અને કદાચ તમે અંગ્રેજ પણ હોત તો પણ મેં તમારો તિરસ્કાર કે ધૃણા નજ કરી હોત! મેં મારી ઉગતી જુવાનીના કેટલાંક વર્ષો ઇંગ્લેંડમાં ગાળ્યા છે, અને તેથી મને અંગ્રેજોના કેટલાક સદ્ગુણોનો અનુભવ છે?

આ.-હું આઈરીશ છું એ વાત મેં એટલા જ માટે તમને કરી હતી કે મેં પણ આઈરીશ-સ્વતંત્ર્ય-સંગ્રામમાં મારી જુવાનીમાં ભાગ લીધો હતો, પરંતુ હવે મારો મત બદલાઈ ગયો છે. હું મિત્ર તરીકે તમને કહું છું કે કાંઈક સમજો! તમે જુવાન છો અને હું ઘરડો છું.

સા.-જ્ઞાનના વૃદ્ધત્વથી નહિં પણ વયના વૃદ્ધત્વથી આપનો ઉત્સાહ અને આપનું ખમીર ઓસરતું ગયું છે અને આપ જોઈ શકો છો કે આપનામાં પરિવર્તન પણ એજ કારણથી થએલું છે!

આ.-જુઓ, આપ તો એક બેરિસ્ટર છો અને હું તો માત્ર એક અશિક્ષિત જેલર છું, પરંતુ મારા આ શબ્દો પણ કાઢી નાંખવા જેવા નથી જ. ખૂન એ ખૂનજ છે! ખૂનથી કોઈ પણ દેશને કદી સ્વાતંત્ર્ય મળ્યું છે, ખરૂં?

સા.-આ બધો ઉપદેશ આપે આપના દેશના સીન્ફીન્સ પક્ષને કેમ ન આપ્યો? અને મને હત્યા અને ખૂન પ્રિય છે એવું આપને કોણે કહ્યું?

આ.-ઠીક ! રાજ્યારણની ચર્ચા મે તમારી સાથે કરી એજ નિયમથી વિરૂદ્ધ વર્તન મે કર્યું છે. પરંતુ તમારી રજા આપવાથી જ મેં તે પ્રમાણે કર્યું છે. મારે તો ફકત એટલુ જ જોવાનું છે કે તમે જેલના નિયમો બરોબર પાળો છો કે નહિ ? તે સિવાય મારે કાંઇ લેવા દેવા નથી. તમે જો નિયમ વિરૂદ્ધ કાંઇ પણ કરશો તો મોટી તમને શ્ક્ષ્તસમ કરવી પડશે. જુઓ, અહિંથી ભાગી જવાની કોશીશ કરતા નહિ, કરશે તો મોટી ઉપાધીમાં આવી પડશો એ નિશ્ચય માનજો. આ કેદની ચારે દિશામાં જંગલી લોકો વસે છે, અને તમારા જેવો કુમળો માનવી તેમને મળી જાય તો તેને કાકડીની માફક એ જંગલી લોકો કરડી ખાય છે.

સા -આપે કહી તે વાત હું સારી રીતે જાણું છું કારણ કે મને અટકમાં લેવામાં આવ્યો કે તુરત જ મેં આંદામાનનો સરકારી રિપોર્ટ વાંચી કાઢયો હતો. પોર્ટબ્લેઅર માર્સેલ્સ નથી એ મારી ધ્યાનમાં છે !

સાવરકરને ૭ મા નંબરની ચાલીમાં ત્રીજા મજલાની એક ઓરડીમાં પુરી દેવામાં આવ્યા હતા. સાવરકરને એકાંતથી ગભરાવી નાખવા માટે આખી ચાલી ખાલી કરાવવામાં આવી હતી. ઓરડી તરફ લઈ જતાં રસ્તામાં સાવરકરને સિપાઇઓએ કહ્યુ કે "પેલા હોજમાં નહાઇ લો !" નણ ગોટાં લોટા જેટલા પાણીમાં નહાવાનું હોવાથી સાવરકરને લંગોટી વાળવી પડી હતી. લંગોટી પાતત તેમને ઘણી શરમ આવી હતી, પરંતુ જેલ જીવનમાં આવા અનેક અનુભવો પચાવવા પડશે, એમ ધારી જલ્દી સ્નાન પતાવી લીધું.

નહાવા માટે સમુદ્રનું જ પાણી આપવામાં આવતું હતું. સાવરકરની ઓરડી પર ત્રણ બદમાસ જેવા પઠાણોનો પહેરો રાખવામાં આવ્યો હતો. બીજે દિવસે બારી સાહેબ તેના અંગ્રેજ મિત્રો સાથે સાવરકરની ઓરડીમાં આવ્યા હતા અને ૧૮૫૭ ના ક્રાંતિકારી બળવા વિષે તથા એ બળવા વિષેના સાવરકરનાં પુસ્તક વિષે લંબાણથી ચર્ચા કરી હતી

સાવરકરે કહ્યુ હતું કે—આ વિષય પર મેં ઘણા પુસ્તકો વાચ્યા છે એ વાત ખરી છે. બારી સાહેબે માત્ર દંતકથા જ સાંભળી છે, અને તેની પરજ મદાર બાંધીને ચર્ચા ચલાવી રહ્યા છે એ વાત પણ સાવરકરે સિદ્ધ કરી આપી હતી. બારી સાહેબના એક ગોરા મિત્રે નાના સાહેબ પેશ્વા, તાત્યારાવ ટોપી

પર ટીકા કરી હતી. ઐતિહાસીક ચર્ચા માટે પોતાને સ્વતંત્રતા છે એવી ખાત્રી લઇ લીધા પછી સાવરકરે કહ્યું હતું કે, 'અંગ્રેજ સ્ત્રીઓ પર થએલા સિતમોની હકીકત અસત્ય છે એ વાત અંગ્રેજોએ જ નિમેલા એક સરકારી મિશનનો મત છે. નાના સાહેબ અને તાત્યાને સ્વાર્થી કહેવામાં આવે, તો ક્રાંતિ યુદ્ધમાં ભાગ લેનાર દરેક દેશના નેતાઓ પર પણ તેજ આક્ષેપ કરી શકાય.'

કાનપુરમાં અંગ્રેજ સ્ત્રીઓની કતલ કરવામાં બંડખોરોએ અત્યંત અમાનુષિ વર્તન કર્યું હતું એમ ટીકા કરતાં સાવરકરે તુરતજ જવાબ આપ્યો હતો કે, 'આ અંગ્રેજ સ્ત્રીઓ જાસુસી કરવાનું કામ કરતી હતી. એટલે એમ સમજો કે તેમને તેમના પાપનું ફળ મળી ગયું. નિર્દયતા એ જો દૂષણ હોય— પાપ હોય તો તે એક પક્ષને માટે નહિ પરંતુ બંન્ને પક્ષ માટે છે!

લખવા કાગળ નહિ—કલમ, નહિ વાંચવા પુસ્તક નહિ—ઓપાનીયાં નહિ, અને કોઈ પણ જાતનું કામ સોંપવામાં આવ્યું ન હોવાથી, સાવરકરે આ એકાંતનો સદઉપયોગ કર્યો. 'કમલા' નામનું સુંદર મહાકાવ્ય તેમણે તૈયાર કર્યું—અને પુરું પણ કર્યું. મુખેથી કાવ્ય રચવાં અને તેને મુખપાઠ કરી લેવાં —એ શક્તિ એમણે કેળવી લીધી હતી.

આમ ચાર પાંચ દિવસ પસાર થઇ ગયા. એક દિવસ બપોરે બેના સુમારે સાવરકર પોતાની ઓરડીમાં શાંત ચિત્તે બેઠા હતા તે સમયે એક નાનો પત્થર તેમની ઓરડીની બારીની જાળીને અથડાઇને પાછો નીચે પડ્યો. અવાજ થતાં સાવરકરે જોયું, તો પત્થર બારણા પાસે આવી પડ્યો હતો તેમ બારી બહાર નજર નાખી તો નીચેથી કોઇ વોર્ડરને પત્થર લઇ લેવાની ઇશારત કરતો નિરખ્યો. સાવરકરે તે ઉંચકી લીધો પત્થર સાથે એક નાની સરખી ચબરખી બાંધેલી તેમને મળી આવી. એવામાંજ 'બૂમાબૂમ' થઇ. આ પ્રમાણે ઇશારત કરનાર હિંદુ વોર્ડરને પઠાણોએ જોયો હશે તો તેની શી દશા થશે, તેનો વિચાર સાવરકરને આવ્યો ચિટ્ઠી ફાડીને ફેંકી દેવાનું તેમને યોગ્ય લાગ્યું નહિ. તેમણે યુક્તિથી ચિઠ્ઠીને સંતાડી દીધી. ઝડતી વખતે આ ચીઠ્ઠી મળી આવી ન હોતી. ઝડતીની ભાંજગડ પૂરી થયા બાદ સાવરકરે તે ચીઠ્ઠી કાઢી અને વાંચી. આ ચીઠ્ઠી સાવરકર આંદામાનમાં દાખલ થયા પહેલાં ત્યાં વસતા તેમના એક બંગાળી મિત્ર શ્રી. હેમચંદ્રદાસે લખેલી હતી.

થોડા દિવસ બાદ ૭ મા નંબરની ચાલીના ચોગાનમાં કેદીઓને કામે કરવા લાવવાની શરૂઆત થઇ હજારો નાળીયેરો ફોડીને તેની વ્યવસ્થા કરવાની હોવાથી હજારો કેદીઓ ત્યાં ભેગા થયા હતા નાળીયેર છોલવા, ફોડવા, તેમાંનું પાણી પીપમાં ભરી લેવું, કાચલીઓ ખમણવી, કોપરાના કટકા કરવા.. આ બધા કામમા લગભગ ૨૦૦ કેદીઓ કામ કરતા

નાળીયેર ખાવાની લાલચમાં સાવરકરના પઠાણ પહેરેગીરો નીચે ઉતરી પડયા હતા. નાગાપ્પા અને ચિનાપ્પા નામના બે મદ્રાસી કેદીઓ પાસે જઇ પઠાણોએ નાળીયેરની માગણી કરી, પરંતુ મદ્રાસી કેદીઓએ ' ઇલ્લે સ્વામી ઇલ્લે ' કહ્યું અર્થાત કે એમની પાસે નાળીયેર નથી પઠાણ આથી ચિડાયો અને ગાલ પર જઇને તેણે મદ્રાસી કેદીની ચોટલી જોરથી ખેંચી કેદીએ સામનો કર્યો પઠાણે સેંગી મદ્રાસીને લગાવી દીધી મદ્રાસીની ચોટલી લગભગ ખેંચાઇ ગઇ હતી, છતાં પણ ' કાફર, સાલા કાફર ' કહી પઠાણની મારપીટ ચાલુ હતી. આખરે મદ્રાસીએ પઠાણની દાઢી પકડી નાચે પટકી દીધો

આખરે મદ્રાસે પઠાણની દાઢી પકડી ગુલાટ મારી નીચે પટકી દીવો. પઠાણની છાતી પર મદ્રાસી ચડી બેસી મારવા લાગ્યો,' બસ, બસ હુવા, માફ કરો, " એમ પઠાણ કગરવા લાગ્યા મદ્રાસી હિંદુસ્તાની ભાષા જાણતો ન હોવાથી 'માફ' પરથી તેણે કલ્પના કરી ' માબેન ' સમાણી ગાળો દે છે. એટલે જેમ જેમ પઠાણ માફ કહેતો ગયા તેમ તેમ મદ્રાસી ખિજાઇને પઠાણને વધારે ને વધારે ગડદા પાટુ મારવા લાગ્યો પઠાણનો ગુન્હો હોવાથી તે જાતે કરાને ફરીઆદ કરી શકે તેમ નહતું મારામારીને લીધે કપડાં ફાટી ગયાં હતાં અને ચૂથાઈ ગયાં હતા તેને ઠીક ઠીક કરીને પઠાણ પોતાની જગ્યા પર આવ્યો ગયો. આ બધો બનાવ સાવરકરે બારી પાછળથી જોયો હતો. છતાં પણ જાણે જાણતા નથી. એમ દેખાવ કરીને નિમત્તે વોર્ડરને પૂછયું "શું થયું ભાઇ?"

વોર્ડરે નિર્લજ્જતાથી કહ્યું', વો ચોર સાલા હરી નાળીએર ચોરી કરના મંગતાથા વો સાલા ખુબપીટાગયા નહિ.

સાવરકરે તેના તરફ અર્થ ભરી દ્રષ્ટિ નાખતા કહ્યું 'એક ચોર સાલા દુસરો નાળીએર ચોરના મંગતાથા વો સાલા, ખુબ પીટા ગયા નહિ"

પહેલા એક માસ સુધી સાવરકરને નાળીએરનાં છોડાં છૂટાં કરી કાથી કુટવાનું કામ સોંપવામાં આવ્યું હતું. આ કામથી સાવરકરના હાથ લોહી-લુહાણ થઈ ગયા હતા. સાવરકરે આ બાબતની ફરીયાદ કરી એમની ફરિયાદની અરજી બાબતમાં એવો હુકમ કરવામાં આવ્યો કે તેમને ફક્ત એકજ રતલ કાથી કુટવાનું કામ સોંપવું. તા. ૧-૮-૧૯૧૧ના રોજથી સાવરકરને કાથી કુટવાને બદલે કાથીના દોરડાં દોરડી વણવાનું કામ સોંપવામાં આવ્યું હતું.

સાતમા નંબરની ચાલીમાં કામે આવનાર કેદીઓ પાસેથી તેમને રાજદ્વારી કેદીઓ અને તેમાંય ખાસ કરીને તેમના મોટાભાઇની માહિતી તેમને મળવા લાગી. મોટા ભાઇને આધાશીશી અને મરડાની પીડા લગભગ કાયમની હતી, અને છતાં પણ તેમની પાસે ' કોલુ ' પર કામ લેવામાં આવતું હતું. અને એ રીતે સરકાર તેમની પાસેથી ' સખ્ત ' શિક્ષા ' વસૂલ કરતી હતી, ઉપરાંત રાત્રે કુદરતી હાજતો માટે પણ કેદીઓને કોટડી બહાર લઇ જવામાં આવતા નહોતા એવી બધી વાતો સાંભળીને સાવરકર ખૂબ આકુળવ્યાકુળ બની જતા આ ' સખ્ત સજા ' માં ગણાતી ' કોલુ ' અને ' તેલની ઘાણી ' નું કામ કેટલું કષ્ટપ્રદ છે એનું સ્વાનુભવ વર્ણન કરતાં આંદામાનથી છૂટી આવેલા શ્રી. ભૂપેન્દ્રનાથ બેનરજીએ જણાવે છે કે,

" ઉલ્હાસકરને રાઇનું તેલ કાઢવાની ઘાણીએ જોડવામાં આવ્યો હતો. આ ઘાણી સામાન્ય તેલની ઘાણી જેવીજ હોય છે. હેમચંદ્ર શ્રી. ર. ઇન્દુભૂષણ વગેરેને જે ઘાણી આપવામાં આવી હતી તેની ધુંસરી હાથે ફેરવવી પડતી હતી. દરેકને રોજ દસ શેર રાઇનું તેલ અથવા ત્રીસ શેર કોપરેલ કાઢવાની ફરજ પાડવામાં આવતી. અલમસ્ત પહેલવાન પણ આ કામ પાસે નરમ ઘેંસ બની જતા. ખભા ઉપર સવા ૧ શુ કોપરાંની વાટકીઓ અને એક હાથમાં ડોલ લઈ ઘાણીએ વળગવું પડતું. આઠ કે, દસ કલાકમાં જ માણસ હાંફી જતો, ગળે' રાચકી બાઝી જતી, અને એક કલાકમાં તો હાથ પગની કડીએ કડી તુટી જતી.

સાવરકરને પોતેજ આ ' કામ ' નું વર્ણન કર્યું છે કે " તેલની ઘાણી ખેંચવાનું ૨ સ્કેલ 'કામ' રાજ કેદીઓને સોંપાયું; અને સતત બે માસ આ કામ કર્યા પછી એક માસ સુધી નરિયેલના છૂચા કુટવાનું કામ અપાતું, અને એ રીતે તૈયાર થયા બાદ ઘાણીએ જોતરવામાં આવતા. સવારે ઊઠતાં વાર જ

'લંગોટી' પહેરી લઈ એ ઠીમાં પૂરાઈ જવાનું. ઘાણીની દાંડી અંદર રાખવામાં આવતી, અને તેમાં બહાર પણ એવી વ્યવસ્થા કરવામાં આવી હતી. આ લોખંડી દાંડી લઈને બળદની માફક જ ગોળ ગોળ ફર્યા કરવાનું. આ ઘાણીમાં જ્યારે જ્યારે નવાં કોપરાં ઉમેરવામાં આવતાં ત્યારે ત્યારે એ લોખંડી દાંડી લઈને ફરવાનું ખૂબ જ મુશ્કેલ બની જતું. ત્રીસેક ફેરામાં તો તે ગમે તેવો હૃષ્ટપુષ્ટ માણસ પણ રડું રડું થઈ જતો. આ દાંડીને હાથથી ઉંચકી અર્ધ વર્તુળ ફર્યા બાદ જરા ઉંચી કરી ફેરવવી પડતી, બાકીનું અડધું ફેરવવા હાથમાં બળ નહિ હોવાના કારણે બીજાઓને પણ તે અર્ધો ફેરો પૂરો કરવો પડતો. આવી રીતે સતત સવારના દસ વાગ્યા સુધી કામ કરવાથી કેટલાક તો ચક્કરી ખાઈને પણ પડતા.]

રાજકેદીઓમાં નંદગોપાળ નામના એક ગૃહસ્થ હતા. તેમને જ્યારે કોલુ ફેરવવાનો પ્રસંગ આવ્યો ત્યારે તેમણે બારીને પૂરી રીતે ફજેત કર્યો. પહેલે દિવસે દસ વાગ્યા સુધી તેમણે શક્ય તે તમામ પ્રયત્નો કર્યા. ત્યાર પછી તેમણે સ્નાન ભોજન વિધિનો કાર્યક્રમ શરૂ કર્યો. નંદગોપાળ એક એક કોળિયો બરાબર ચાવીને જમવા લાગ્યા. હવાલદાર અને બીજાઓ તેમની આસપાસ ટોળે વળી તેમને ગાળો દઈ દઈને ઝડપથી જમી લેવાનું કહેવા લાગ્યા. નંદગોપાળજીએ તેમને ઉત્તર આપ્યો કે, "દરેક કોળિયો સારી રીતે ચાવી, એક રસ કરી પેટમાં ઉતારીએ તો જ તે પચે, અને બરાબર ન ચાવીએ તો પેટ બગડે." આ ઉદ્ધત જવાબ સાંભળી હવાલદાર પહોંચ્યો બારી પાસે અને તેને બોલાવી લાવ્યો. તેણે પણ પેટ ભરીને ગાળો દીધી, છતાં પણ નંદગોપાળ તો એ જ રીતે શાંત જ રહ્યા. તેમણે બારીને પણ જણાવી દીધું કે "વૈદક શાસ્ત્રનો મત એવો છે કે દરેક કોળિયો નિદાન દસ વખત ચાવીને ખાવો જોઈએ."

"તમને સખત શિક્ષા કરવામાં આવશે" બારીએ ચીઢાઈને જણાવ્યું.
"દસથી બાર સુધીનો વખત આરામનો હોય છે" નંદગોપાળે શાંતિથી કહ્યું.

"સાંજ સુધીમાં તેલ પૂરૂં નહિ થાય તો ચામડું ઉતરડી લઈશું" બારીએ ધમકી આપી.

જમ્યા બાદ નંદગોપાળ કામે લાગશે એવી હવાલદારની માન્યતા હતી. તેમને ઓરડીમાં પૂરવામાં આવ્યા બાદ તેઓ તો નિરાંતે એક કામળો પાથરી અને એક કામળો ઓઢીને ઊંઘી ગયા. જમાદાર હવાલદારે ફરી ફરીને બૂમો

પાડી ત્યારે નંદગોપાળે જવાબ આપ્યો કે, "જમ્યા પછી તરત ઘાણી ફેરવવામાં આવે તો અન્ન હજમ થાય નહિ, અને જમ્યા બાદ વામકુક્ષી કરવી એવો વૈદકશાસ્ત્રમાં નિયમ છે જ."

બપોરે નંદગોપાળે ઘાણી ફેરવી અને પંદર શેર તેલ જોતાં જ કામ કરવું બંધ કર્યું, અને જવાબમાં કહ્યું કે, "મારે શું આખા દિવસ સુધી ઘાણી જ ચલાવ્યા કરવી ? હું તે કાંઇ ઘાણીનો બળદ છું ? ત્રીસ શેર તેલ જોઇતું હોય તો જેલર સાહેબ બીજી ઘાણી જોડાવું જોઇએ."

નંદગોપાળજી શિક્ષા તરીકે તો કોઇ કામ કરશેજ નહિ એમ જાણી તેમને આખરે કોટડીમાં પૂરી દેવામાં આવ્યા. અવિનાશચંદ્ર ભટ્ટાચાર્યને પણ આજ અરસામાં મોટી ઘાણીએ જોડવામાં આવ્યા હતા. દસ વાગ્યા પછી કાર્ય કરવુ અશક્ય થઇ પડતું. ઇન્દુ ભૂષણ સશક્ત હોવાથી તે અવિનાશને મદદ કરતો. નંદગોપાળે એક માસની શિક્ષા ભોગવી, તે છતાં પણ તેમના વલણમાં સહેજ પણ ફેરફાર થયો નહિ. છેવટે બારીએ તેમનો તોડ એવો કર્યો કે જો નંદગોપાળ ચાર દિવસ તે કામ કરે તો પછી તેમને તે કામ સોંપવામાં નહિ આવે. નંદગોપાળે તે પ્રમાણે કબૂલ કર્યું. થોડાક દિવસ સુધી તો તેમને બીજા કામે જોયા અને વળી પાછા ફરીથી તેમને ઘાણીએ જોતરવામાં આવ્યા. નંદગોપાળે તો ઘાણી ખેંચવાની ચોકખી ના સુણાવી દીધી, અને એ 'નકાર' બદલ તેમને ફરીને શિક્ષા કરવામાં આવી એમનું જોઇને બીજા રાજકેદીઓએ પણ કામ કરવાની ના પાડી. બધાએ એકત્ર મળીને સંપ કર્યો. પહેલેથીજ આવા પ્રકારનો સંપ તો હતો જ, પરંતુ તે ગાઢતર બને તેવા અરસામાં આંદામાનમાં નાનીગોપાળ, કુલિન બાબુ, વિગેરે નવા રાજકેદીઓ આવી પહોંચ્યા.

પોતાને જે કામ સોંપવામાં આવે તે પતાવી દઇ, બાકીનો સમય 'કમલા કાવ્ય' રચવામાં અને તેને ...[illegible] કરવામાં જ સાવરકર હંમેશાં વ્યતીત કરતા. તા. ૧૪ ઓગસ્ટ ૧૯૧૧ ને દિવસે સાવરકરને સરકાર તરફથી એક પત્ર મળ્યો હતો. તેમાં જણાવેલું હતું કે નાસિક કેસના આરોપીઓ સાવરકર, ખરે, ભટ્ટ વિગેરેને મુંબઇ વિદ્યાપીઠે આપેલી બી. એ. ની ઉપાધિઓ વિદ્યાપીઠના અધિકારીઓએ રદ કરી છે,' સાવરકરે તો દેશની બાબત સર્વસ્વ

ન્યોછાવર કર્યું હતુ, તેમને તો આ પત્રે બહુ મોટી રમુજ પૂરી પાડી હશે સાવરકર સરખા તેજસ્વી યુવક પોતાની વિદ્યાપીઠના પદવીધર છે એનુ ગૌરવ રાખવાને બદલે એ ઉપાધિ ઝુંટવી લેવામાં જે હડહડતો અન્યાય થયો છે, એને પહેલામાં પહેલી તકે સુધારી લઇ સાવરકરને L L D. ની પદવી આ પી આ યુનિવર્સીટિએ પોતાનું ગૌરવ ઓર વધારી લેવુ જોઇએ

બહુ બહુ પ્રયત્નો કર્યા બાદ આજ અરસામાં સાવરકર તેમના વડીલ બંધુને જોઇ શક્યા સંધ્યાકાળે જે વખતે તમામ કેદીઓને તેમના હસ્તકનાં કામો ખતમ કરાવી દઇ તેમની ઓરડી તરફ જ્યારે લઇ જવામા આવે ત્યારે દૂરથી જ મોટાભાઇનાં દર્શન થાય એવી વ્યવસ્થા સાવરકરે એક વોર્ડર મારફતે કરી હતી 'તાત્યા' ને જોતાજ 'બાબા' ને અનહદ માનસિક ત્રાસ પહોંચ્યો, અને એ આવેશના વેગમાં જ તેઓ "તાત્યા, તમે અહિં કેવી રીતે આવ્યા?" એમ તેઓ બોલી ગયા તતજ બન્ને ભાઇઓને છૂટા પાડવામાં આવ્યા કારણકે જો એમ બાતમી મળી જાય કે આ બે ભાઇઓનો આ પ્રમાણે મિલાપ કરાવી આપવામા કોઇએ વગર પરવાનગીએ વ્યવસ્થા કરી છે તો બધાને અત્યત નિર્દય સજાના ભોગ થવુ પડશે એની સઘળાને જાણ હતી 'બાબા' હમેશાં એમજ માનતા આવ્યા હતા કે 'તાત્યા' એક ઇશ્વરી અંશ છે, અને તેઓ જ્યાં સુધી છૂટા છે ત્યાં સુધી 'ભારતીય સ્વતંત્ર પક્ષ' ને ઉની આંચ પણ આવનાર નથી', તેથી 'તાત્યા' ને જેલમાં જોતાં જ ક્રાંતિકારી પક્ષને કેટલું પારાવાર નુકસાન પહોંચ્યુ હશે તેનો 'બાબા' ને ખ્યાલ આવી ગયો થોડાક દિવસમા જ 'બાબા' તરફથી આવેલી એક ચિઠ્ઠી પણ સાવરકરને મળી, આ ચિઠ્ઠીનો જવાબ આપી મોટાભાઇના મનને શાંતવન આપવાનું અતિ કઠિન કાર્ય પણ સાવરકરે મુશ્કેલીથી પાર ઉતાર્યું હતુ

આંદામાનના સૌ કેદીઓ સાવરકરને 'બડા બાબુ' ના નામથી બોલાવતા હતા કોલુની શિક્ષા અસહ્ય બની જવાથી જે અરસામાં સાવરકર આંદામાનમાં આવ્યા તેજ સમય દરમિયાન તમામ રાજકેદીઓ હડતાલ પર ઉતર્યા હતા અને આ હડતાળ આઓને સાવરકરનુ ઉત્તેજન અને પ્રોત્સાહન મળે છે એવી બાતમી બારીના ગુપ્તચરોએ તેમને આપેલી, તેથી તા ૧૫-૮-૧૯૧૧ને દિવસે બારીએ સાવરકરને પોતાની ઓફિસમાં બોલાવ્યા, અને જણાવ્યુ કે 'આવતી કાલથી ચૌદ દિવસ સુધી તમો કોલુ ફેરવવાની શિક્ષા ઉપના જેલ અધિકારી

ઓએ ફરમાવી છે, અને બીજાઓની માફક તમે પણ આ કામ કરવાની ના પાડશો તો તમારી મુશ્કેલીઓ ખૂબ વધી જશે, કારણ કે તમારે યાદ રાખવું જોઈએ કે તમારે અહિં જ પચાસ વર્ષની શિક્ષા ભોગવવાના છે."

બીજા દિવસે સવારે સાવરકરને કોલુ ઉપર લઇ જવામાં આવ્યા. એક બલ્લી કેદીને તેમની મદદમાં આપવામાં આવ્યો. આ અતિ કષ્ટપ્રદ કામના અનુભવનું વર્ણન કરતાં સાવરકર જણાવે છે કે "સવારે લંગોટી પહેરી દસ વાગ્યા સુધી કામ કરવું પડતું. એક સરખી રીતે ગોળગોળ ફર્યા કરવાથી ચક્કર આવતાં; અને શરીરના સાંધેસાંધા તૂટી જતા. રાત્રે ઉંઘ પણ આવતી નહિં; અને મહેનતને લીધે જીર્ણ જ્વર આવવાથી ઉંહકારા મારતા આખી ગત પથારીમાં આળોટયા કરવું પડતું. હમણાં રાત પૂરી થઇ જશે, અને સવાર થતાં જ ફરીને ધાણીએ જોતરાવું પડશે એ ખ્યાલે કમકમા આવી જતાં એવી રીતે જેમ તેમ કરીને છ સાત દિવસ તો પૂરા કર્યાં; જો કે રોજ રોજ મુકરર કરેલુ કામ મારાથી પૂરૂં થઇ શકતું નહોતુ."

એક દિવસ બારી સાહેબ ત્યાં આવ્યા, અને કહેવા લાગ્યા કે, "જૂઓ, તમારી સાથેના કેદીએ ૩૦ પાઉન્ડ તેલ બપોરના બે વાગ્યા પહેલા જ કાઢી નાખ્યું, અને સાંજ પડી છતાં પણ તમે તમારૂં કામ પૂરૂં કરી શક્યા નથી તે બદલ તમારે શરમાવું જોઇએ" મે જવાબ આપ્યો કે "જો મેં નાનપણથી મજૂરનો ધંધો કર્યો હોય તો મને આમાં શરમ લાગવી જોઇએ. તમારી ઓફીસમાં તમે અભણ અને બેકુલ ગુનેગારોને લખવાનું કામ સોંપો છો ત્યારે તેઓ પણ ઝડપથી તે કામ ઉકેલી શકતા નથી, તેમજ તેઓ અમારા જેવું અંગ્રેજી પણ બોલી શકતા નથી. તે બદલ તેઓ તો જરાક પણ શરમાતા નથી તેવીજ રીતે મેં છેક નાનપણથી શારીરિક મહેનતનું કામ કરેલું નથી. અને તેથીજ હું મુકરર કરેલું કામ આપી શકતો નથી, તેમાં મને જરાક પણ શરમ આવતી નથી." +

પોતાનાં કપડાં ધોવાં અને વાસણો માંજવાનું કામ સાવરકરને જાતે કરવું ન પડે તે માટે તે કામ બીજા રાજકેદીઓએ ઉપાડીલીધું હતુ અને કોલુનું કામ કરવામાં પણ તેમને સાથીદારો મદદ કરતા હતા.. પણ એ કામ જ

---

+ 'મારી જન્મટીપ' પૂર્વાર્ધ પાન ૧૨૭, ૧૨૮

હિંદુસ્તાનની રાજધાની દિલ્હી થશે તે વાત સાવરકર કયારથીય જાણી ગયા હતા. દિલ્હી દરબારના પ્રસંગે બંગાળના ભાગલા રદ થયાની જાહેરાત કરવામાં આવી; તે જાણી સાવરકરને ઘણોજ આનંદ થયો; કારણ કે એમની ધારણા એવી જે ઘટના કદિ પણ ફરી શકે તેવી (Settled fact) નહોતી તે કેવળ પ્રજાની ચળવળને કારણેજ ફરીગઈ એ જાણીને પ્રજામાં આત્મવિશ્વાસ વધારવાના પ્રયત્નો થઇ શકશે. પોતાની આસપાસના રાજદ્વારી કેદીઓને આ પ્રસંગની સમજૂતિ આપતાં સાવરકરે કહ્યું પણ હતું કે," બંગાળના ભાગલા રદ થયાં અને અર્થ તાવ મટી ગયા છે એવો નથી. દર્દીના શરીરમાં તાવ તો હજી છે જ, પરંતુ આ તાવ કોઇપણ રીતે ઉતરનાર નથી, અને આ તાવ ઉપર કોઇ પ્રકારની દવા કામે લાગી શકે તેમ નથી, એમ લોકોની જે માન્યતા બંધાઇ ગેઇ હતી, તેના પડકાર રૂપે હવે તાવ જરાક ઉતરી ગયો છે, અને કઇ દવા કામે લાગી છે તે પણ નક્કી થઇ શકયું છે !"

શ્રી. હોતીલાલ વર્મા, ઇન્દુભૂષણરાય વિગેરે કેદીઓ શરીરે મજબુત હતા તે છતાં પણ તેઓ કોલુની શિક્ષાથી કંટાળી ગયા હતા. આ અપમાનકારક શિક્ષા ભોગવી જીવન ઢસેડવે જવું ઈન્દુભૂષણરાયને મન અત્યંત અસહ્ય બની ગયું. તે સંબંધમાં સાવરકર અને તેમની વચ્ચે થયેલા વાર્તાલાપની હકીકત આપતાં સાવરકર જણાવે છે કે,' સાંજે તેલ લઇને તે જતા હતા ત્યારે છાની રીતે હું તેમને મળ્યો. હું તો માત્ર ચાર જ શબ્દ બોલી શકયો. તે હંમેશ કહેતા કે આ માનહાની સહન કરીને જીવતા રહેવું તેના કરતાં મરી જવું હજારગણું બહેતર છે." મે એમને શાંત પાડવાની કોશિષ કરતાં કહ્યું, " પ્રાણનો ત્યાગ કરી દેવાનું જેમ તમને કર્તવ્ય લાગે છે તેની જ રીતે માનાપમાનની કલ્પના પણ ભુલી જવાનું તમારૂ કર્તવ્ય છે કારણ કે આપણે એ બધું એટલા માટે સહન કરી રહ્યા છે. કે એક દિવસ આપણ સૌ છુટ શું, અને દેશમાતાની વધુ ને વધુ સેવા બજાવી શકીશું."

રોજે રોજ પરસેવાથી ભીના થયેલા પગથી માથા સુધી આખા શરીરે. ખોળની રજકણથી રંગાએલા, ઉઘાડા શરીરવાળા બોડા ગામે જતા ઇન્દુભૂષણ રાયનું દૃશ્ય હજુ મારી આંખ આગળ તરવરે છે."

આખરે ૨૯-૪-૧૯૧૨ ની કાળ મધ્યરાત્રીએ ઇન્દુભૂષણરાયે ફાંસો ખાઇને આપઘાત કર્યો. આંદામાનના રાજકેદીઓમાં આ પહેલીજ આત્મહત્યા

હતી. અન્ય કેદીઓ પૈકી બે ત્રણ જણે આવી રીતે આપઘાત કર્યો હતો. ફાંસો ખાઈ ને મરતી વેળાએ તેમણે પોતાના ગળામાં ચિઠ્ઠી લટકાવી રાખી હતી. પણ એ ચિઠ્ઠી બારીએ સંતાડી દીધી. અને તેણે એવું જાહેર કર્યું કે, થિઓસોફીની ચોપડીઓ વાંચવાથી ઇન્દુનું મગજ ખરાબ થઈ ગયું હતું; અને તેથી જ તેણે આપઘાત કર્યો હતો.

ઉલ્હાસકર દત્તે પણ આ જ રસ્તામાં જ કોલુનું કામ કરવાની ના પાડી હતી; તેથી તેમને હાથકડીની શિક્ષા ફરમાવવામાં આવી હતી. આ શિક્ષા તેઓ ભોગવતા હતા તે દરમિયાન તેમને સખત તાવ ચઢયો હતો. તેમના જ્ઞાનતંતુઓ ક્ષીણ થઈ ગયા હતા. તેમને વાયુના ઝાટકા આવતા હતા. દત્ત ઉમરાવ દિલનો અને વિનોદી યુવાન હોવાથી તે દરેક રાજકેદીઓને ગમતો, સાવરકરને પણ આ તરુણ માટે ખાસ મમત્વ હતું એ પણ આખરે ગાંડો થઈ ગયો. એ બાદ તેને મદ્રાસના ગાંડાના દવાખાનામાં દાખલ કરવામાં આવ્યો.

ઉલ્હાસકર ગાંડો થઈ ગયા પછી એક દિવસ બારી સાહેબ સાવરકરને મળવા તેમની ઓરડીમાં આવ્યા, અને પૂછયું, "તમે ક્યારે ગાંડા થવાના?"

સાવરકરે સીધો જવાબ આપ્યો. "તમે પહેલા ગાંડા થાવ, પછીથી કદાચ મારો વારો આવશે."

સન ૧૯૧૨ ના સપ્ટેમ્બર માસમાં જેલખાનાના શિસ્ત વિરુદ્ધ કોઈ મિત્રને સાવરકરે પત્ર લખેલો તે પકડાઈ ગયો. તેથી તેમને એક અઠવાડિયા સુધી હાથ કડીની શિક્ષા કરવામાં આવી. આ હાથ કડીની શિક્ષા કેવા પ્રકારની હોય છે તેનું વર્ણન ઉલ્હાસકરે કર્યું છે. "એક ઓરડીમાં આશરે એક માણસ પૂર ઊંચે આંકડીયો નકુચો ગોઠવેલો હોય છે. તેને લોખંડની એક હાથકડી (બેડી) લટકાવી રાખેલી હોય છે આ બેડીમાં હાથ ભેરવી આકાશ તરફ મોઢું ઊંચું રાખી કેદીને સવારના ૭ થી સાંજના ચાર સુધી અધ્ધર લટકાવી રાખવામાં આવે છે દસ વાગે ફક્ત જમવા પૂરતો તેને છૂટો કરવામાં આવે છે"

હવે સાવરકરને આંદામાનમાં આવ્યે લગભગ સવા વર્ષ વીતી ગયા એટલે તેમણે પોતાને જેલની અંદર વસાહતમાં રહેવાની પરવાનગી મળવી જોઈએ એવી માગણી કરી, પણ તે નામંજૂર થઈ. વસાહતમાં રહેવામાં કોઈ ખાસ ફાયદો નહોતો, તેમજ કષ્ટ પણ કોઈ રીતે ઓછું થાય તેમ નહોતું.

પરંતુ એ બહાને પોતાને મોટાભાઇની સાથે રહેવાનું મળશે એ આશાએ સાવરકરે આ અરજી કરી હતી.

જ્યારે તમામ રાજકિય કેદીઓ એક સામટી હડતાળ પર ઉતરવાની તૈયારી કરી રહ્યા હતા તે દરમિયાન જ સાવરકર પાસેથી ઉપરોક્ત ગુપ્ત કાગળ મળી આવતાં તેમને હાથ કડીની શિક્ષા કરવામાં આવી હતી. આ પત્ર 'મોડી' ભાષામાં લખાયો હતો, છતાં પણ બારીએ એવું ખોટેખોટું જાહેર કર્યું કે કાગળ બંગાળીમાં લખેલો હતો, અને તે બાબતનું નિવેદન તેમણે ઉપલા અધિકારીઓ ઉપર મોકલી પણ આપ્યું હતું. પરંતુ પાછળથી ખરી હકીકત જાહેર થતાં બારીની પૂરી ફજેતી થઇ. જેલમાં જ્યારે આ બીજી હડતાળ પાડવામાં આવી ત્યારે કેદીઓની કયી કયી માંગણીઓ હતી તે વિષે એક લેખિત નિવેદન ઉપરી અમલદારોને કરવામાં આવ્યું હતું કે, એક પ્રસંગે વાતચીતમાં સાવરકરે બારીને કહી પણ દીધું હતું કે "જો તમે કેદીઓને નિષ્કારણ ગાળો આપી હેરાન કર્યા કરશો તો કેદીઓ તમારી સામે વિફરશે અને તમારે માટે કદાચિત માર ખાવાનો પણ પ્રસંગ ઊભો થશે."

સાવરકરને વર્ષમાં એક વખત ઘેર લખવાની છૂટ મળી હતી. આ કાગળ તેઓ તેમના નાના ભાઈ ઉપર મોકલતા તેમાં રાજકારણ અંગે કાંઈ પણ વિચારો દર્શાવી શકાતા નહોતા, તે છતાં જુદા જુદા વિષયો પર પોતાનાં મંતવ્યો અને વિચારસરણીઓ તેઓ આવા પત્રોમાં અંગ્રેજી ભાષા દ્વારા વ્યક્ત કરતા એ બધા પત્રો જોઇ, અને બારીકાઇથી તેનો અભ્યાસ કરતા એટલું તો ચોક્કસ જણાઇ આવેશે કે સાવરકર એક ઉચ્ચ કોટિના કવિ, રાષ્ટ્રભક્ત, અને સામાજિક વિષયોના પ્રખર અભ્યાસી છે. પોતાના નાનાભાઇને વૈદકનો અભ્યાસ કરવા માટે સાવરકરે એક કાગળમાં લખ્યું હતું કે Please follow it up not only as a Profession but as a Pursuit! It opens an inexhaustable field for charity and benevolence It is respected all over The world. The study of body—a temple wherein the son lives is next to the study of the soul itself.

("વૈદકિય ધંધો કેવળ વેપારની દ્રષ્ટિથી કરવાનો હોય નહિ પણ તે એક પ્રેમનો વ્યવસાય છે; તે તરફ ખાસ લક્ષ રાખજે પરોપકાર અને ઔદાર્યની

દષ્ટિએ આ ધંધામાં વિશાળ ક્ષેત્ર છે. જગતની તમામ પ્રજા એના તરફ માનની નજરે જુએ છે. માનવ શરીર એ આત્માને રહેવા માટે નિર્માણ કરેલું મંદિર છે. આ વિષયનો અભ્યાસ કરવો એ આત્મ વિષયક અભ્યાસના જેટલો જ મહત્વનો છે.)

બીજા એક પત્રમાં તેમણે આંતર પ્રાંતિય લગ્ન અંગેના પોતાના વિચારો નીચે પ્રમાણે જણાવ્યા છે.

I am strongly in favour of these inter-provincial marriages among the hindus as I am deadly opposed to the practice of marrying European girls at this stage of our national life

( હિંદુ હિંદુઓમાં આંતર પ્રાંતિય લગ્ન થાય એમ હું ઇચ્છુ છુ. પણ આપણા રાષ્ટ્રીય જીવનના આ તબક્કે યુરોપિયન તરુણીઓ સાથે લગ્ન કરવાની પદ્ધતિનો હું પ્રખર વિરોધી પણ છુ )

સાવરકરે તેમને લખેલા બીજા એક પત્રમાં તેમની કાવ્ય પ્રતિભાની પ્રતિતી થાય છે. my sweet friends, in a passion one weeps and weeps and vainly wails for some one to come to wipe the tears, to speak a word of affection and love (બાંધવો, ઘોર કારાગારમાં પુરાએલા કેદીને ડૂસકે ડૂસકે રડવાના અનેકાનેક પ્રસંગો આવે છે, અને ત્યારે પોતાના આંસુ લુંછવા કોઇ આવે, કોઇ પોતાની સાથે મમતા અને પ્રેમભરી વાતો કરે તે માટે તે વલખાં મારે છે, પણ આખરે તે સઘળુ અરણ્ય રૂદનજ રહે છે.

કેદીઓને જ્યારે કાગળ લખવાની પરવાનગી મળતી ત્યારે તેમને ઘણો આનંદ થતો. સાવરકર તો આ દિવસને 'પડી પડવા'નો દિવસ કહેતા. તે સંબંધમાં સાવરકરે પોતાના વિચારો દર્શાવ્યા છે કે, In fact, the day of a letter to Home is to me always the real પાડવા, my new year day; I count my year from that day, for I get a stock of and enthusiasm from the communition with my chosen few which enables me to breath and live and laugh a year further over.

( જેલ કાગળ લખવાનો જે દિવસ મુકરર થતો તે મારે મન ખરેખર પડવાનો દિવસ જ થતો, તે દિવસથી હું નવા વર્ષની ગણતરી કરું છું કારણ કે તે દિવસે મારા ખાસ અંગત સ્નેહીઓ સાથે તદાત્મ્ય સાધવાથી મારી કાર્યશક્તિ અને ઉત્સાહમાં મારા જેવો ઉમેરો થતો અને આવતું વર્ષ વધુ આનંદ પૂર્વક ખેંચી નાખવાનું બળ મારામાં ઉત્પન્ન થાય છે. )

આ 'પડવા' નો પ્રથમ વાર આનંદ ભોગવ્યા બાદ સાવરકર તુરતજ હડતાલમાં સામિલ થઇ ગયા હોય તેમ લાગે છે, કારણ કે તા. ૧૩-૧૨-૧૯૧૨ અને ૧-૧-૧૯૧૩ના રોજ સાવરકરે સંપૂર્ણ અન્ન ત્યાગ કર્યાની નોંધ તેમની History Ticket માં જણાઇ આવે છે. સાવરકર અને બીજા રાજકીય કેદીઓ તરફ હિંદ ઉપેક્ષા સેવે એવી બ્રિટિશ સરકારની ઘણી ઇચ્છા હતી, અને તે માટે તેણે કેટલાક પ્રયત્નો પણ કરેલા, પણ તેમ ન બન્યું, અને હેરેલ્ડ ઓફ ઇંડિયા' વિગેરે અગ્રેજી વર્તમાન પત્રોમાં સાવરકરના આંદામાનીય જીવનને લગતી કેટલીક હકીકતો પ્રગટ થવા પામી હતી. આંદામાનના કેદીઓને આ બધી માહિતી, અને હિંદમાં બનતા બનાવોની ખબરો ત્યાં નવીન 'ભરતી' થતા હિંદી કેદીઓ તરફથી મળતી હતી. અને આ કેદીઓ પોતાની હકીકતો ના બયાનો છૂપી રીતે ત્યાંના કેદીઓ સાથે મોકલી આપતા. હિંદી રાજદ્વારી કેદીઓ આ અદ્‌ભુત યુક્તિ કેવી રીતે પાર ઉતારતા તે વિષે લખતાં સાવરકર એક સ્થળે જણાવે છે કે " મને પંજાબના એક વખત એક મહાન પુરૂષના તરૂણ પુત્રે પંજાબ જેલમાંથી કેદીની છાતી પર જે બિલ્લો રાખવામાં આવે છે તેની પાછળની બાજુએ લખેલો કાગળ મોકલ્યો હતો. પંજાબના જે કેદીઓ સાથે આ પત્ર મોકલવામાં આવેલો, તેમના શરીરની અનેકવાર જડતી લેવામાં આવી હતી; પણ તેની છાતી પર લટકતા બિલ્લા પાછળજ કાગળ લખાયેલો હશે એવી શંકા કોઇને પણ ન આવી. બિલ્લાની પાછળનું લખાણ કોઇ પણ રીતે નકામું ન જાય તેની આ કેદીએ બહુ કાળજી રાખી હતી; અને આંદામાનમાં દાખલ થતાં જ તેણે પહેલી તકેજ એ કાગળ મને સોંપ્યો ગો' તે કાગળ વાંચ્યો અને તે સારી રીતે ભૂસી નાખી બિલ્લો તેને પાછો સોંપ્યો "

હિંદમાં બનેલા બનાવોની ખબર તુરતજ કેવી રીતે આંદામાનમાં પહોંચી જતી તેનું મૂળ ૧૯૧૨ ના ડિસેમ્બર માસમાં પકડાયું. લોર્ડ હાર્ડિંજ

દિલ્હીમાં દાખલ થયા ત્યારે તેમના ૫૭ ક્રાંતિકારીઓએ કે કતા ઓગમની હકીકત કેદીઓથી ગુપ્ત રાખવાનું જેલ અધિકારીઓએ ઠરાવ્યુ હતુ પરંતુ કેદીઓ કોઇ પણ રીતે એ વાત જાણી ગયા છે એની બાતમી અધિકારીઓને મળી ગઇ.

બારી સાહેબને ઓફીસમાં કામ કરતા કારકુને જ આ વાત ફોડી છે એવો શક જતાં બારીએ તેને ખૂબ ધમકાવ્યો પણ આ ધમકીનું કોઇ પણ પરિણામ આવ્યુ નહિ. આ બાબતમાં પોતાના નાનાભાઇને હકીકત કઢાવવા માટે ત્રાસ આપવામાં આવે છે એવી માહિતી સાવરકરને મળતા તેમણે તે ખરી છે કે ખોટી તેની કેવી,રીતે તપાસ કરી તે અંગે જણાવતાં સાવરકર જણાવે છે કે,

"એક વખત બપોરે બારીએ મને પૂછ્યુ," તમારો નાનોભાઇ એકનો નહાર છે ને?" અને ખાસ જવાબની રાહ પણ જોયા વિના તે એકદમ બોલી ઊઠયો," તે પણ હવે અહિંયા જલદીથી આવી પહોંચશે '

મે ગુસ્સાથી જ કહ્યુ "અરે મારો તો ભાઇ તો શુ, સારા હિંદુસ્તાનનો ગમે તે માણસ અહિ આવી શકે છે, કારણ કે ખુદ હિન્દુસ્તાનજ એક પ્રચંડ કેદખાનુ છે.'

સુપ્રિટેન્ડન્ટે જણાવ્યુ કે "તમારા નાનાભાઇ અહિ આવશે કે તેની મને ચોક્કસ માહિતી નથી પણ એક વાત નક્કી કે તે બહુ બીકણ છે "

મે પૂછ્યુ "તે તમે શા ઉપરથી કહો છો ?"

તેણે કહ્યુ," દિલ્હીના બનાવની ખબર પડતાં તે બહુ ગભરાઇ ગયો, અને ઉતાવળમાં જ પોલિસને તારથી જણાવ્યુ કે તે કલકત્તા છે, અને પોલિસ ભવિષ્યમાં આરોપ ન લાવે તે માટેજ તેણે તારથી પોતાની માહિતી આપવાનુ ઉચિત માન્યુ છે "

મે કહ્યુ કે," જો તમે કહો છો તે વાત ખરી હોય તો પછી આખા કલકત્તામાં તે એકજ હોશિયાર માણસ છે, કારણ કે તેણે બોટમ તો કે કયે નથી જ એ વાત તો દીવા જેવી સ્પષ્ટ છેજ, પરંતુ કદાચિત તેણે એ એ

કૃત્ય કર્યું હોય તો પણ તેણે એવી રીતેજ તાર કરીને પોલિસને આપવી જોઇએ, અને તેને છેતરવી જોઇએ, જે માણસ શત્રુ પર ઘા કરીને ચાલાકીથી છટકી જાય તેજ ખરો શૂરવીર છે, કાયર નહિ.. "*

આંદામાનના કેદીઓની હડતાલ અંગે સને ૧૯૧૨ ની શરૂઆતમાં સર્જન જનરલ સર સી. પી. લ્યુકીસને તપાસ કરીને એક નિવેદન હિંદી સરકારે આંદમાન મોકલ્યા હતા. તેમણે તપાસ કરીને એક નિવેદન હિંદી સરકારને સોંપેલું, પરંતુ તે નિવેદન સરકારે પ્રસિદ્ધ કર્યું નથી. આ હડતાળ તા. ૧૮–૩–૧૯૧૨ સુધી ચાલુ હતી.

આ હડતાળમાં ૧૭–૧૮ વર્ષના નાની ગોપાળ નામના કુમળા બંગાળી કુમારે અપ્રતિમ ધૈર્ય બતાવ્યું હતું. જ્યાં સુધી પોતાને રાજદ્વારી કેદી ન ગણવામાં આવે ત્યાં સુધી પોતે કાંઇ પણ કામ કરવા તૈયાર નથી. એવો મક્કમ નિશ્ચય તેણે જાહેર કર્યો. અમલદારોએ એ માટે તેના પર આકસ્માં માં આ કરી અનેક પ્રકારની સજાઓ ગુજારેલી, પણ તે અડગ જ રહ્યો. ૭૨ ૭૨ દિવસ સુધી અન્નનો દાણો કે પાણીનો છાંટો પીધો નહિ. જેલ અમલદારોએ તેને નાક વાટે ખવડાવવાનો પ્રયત્ન કર્યો, અને નાકની વાટે દાણો ન જાય' એ કહેવતની ખોટી ઠરાવવાની હિંમત નાની ગોપાળ ના હિસાબે અને જોખમે બીડી તેને કેદીનાં રોજ બ રોજ નાં સામાન્ય કપડાં ઉતારી શણની ગુણપાટનાં કપડાં પહેરવાનું ફરમાવ્યું. પણ તેણુ તે પણ નકાર્યું. અને નગ્નાવસ્થામાં જ રડી રહ્યો. આ માટે તેને 'હાથકડી' ની શિક્ષા કરવામાં આવી, અને તેની શિક્ષાની મુદતમાં પણ એક વર્ષનો વધારો કરવામાં આવ્યો. અને તેની આવી સ્થિતિમાં પણ નાનીગોપાળને નેતરની સોટીથી ફટકાવવાનો છે એવી વાત બારી સાહેબે સ૨કારને કરી ત્યારે તેમણે કહ્યું કે, "એ છોકરાને આ વખતમાં જો સોટીથી મારશો તો કેદીઓમાં વાતાવરણ બહુ ભયંકર બની જશે, અને જો તેઓ પોતાના સાથીદારનુ લોહી પડેલું જોશે તો તેનો બદલો તમારાજ લોહીથી લેતાં બિલકુલ અચકાશે નહિ."

નાનીગોપાળને નેતરથી મારવાની તમામ પ્રાથમિક તૈયારીઓ થઇ પણ તેનો અમલ કરવા કોઇ તૈયાર થયું નહિ, આખરે તે સજા રદ કરવામાં

---

* મારી જન્મ ટીપ

આવી અને તેને એક જૂના કેદખાનામાં પૂરવામાં આવ્યા નાની ગોપાળનું શૌર્ય અને ધૈર્ય જોઇને મિરઝાખાન પઠાણ જેવા જેલ અમલદારો પણ કેટલા બધા ખુશ થયા તેનું વર્ણન કર્યું છે –

એક વખત છોટાબારી' ના નામે ઓળખાતો પઠાણ વોડર મિરઝા ખાન મારી પાસે આવ્યો. અને મને એકાંતમાં લઇ જઇને કહ્યું, " એ બડા નાની ગોપાલ, તુમાના અચ્છા શિષ્ય હૈ, એનું સાહસ એ ! હિંદુ કહેવડાવવા માટે પૂરતું નથી, તે પઠાણના છોકરા જેવો મજબુત છે "

મે કહ્યું " બોરે જમાદાર, તમારી ભુલ થાય છે તમારા પિતા પઠાણ હતા તમારા જેવો જો તે પઠાણનો છોકરો હોત તો આજે સ્વાતંત્ર્ય માટે અહિ મરતા ન પડતા, બારીની હાજીમાં હા નાખી તેની ખુશામત કર્યા કરતો હોત તે હિંદુ છે માટે જ તે આટલો બધો શૂરવીર છે જૂઓ જમાદાર સાહેબ, પઠાણ જાતિની વીરતા અને બુધ્ધિમાટે મને માન છે પણ જો બધાજ પઠાણો શૂરવીર હોત તો અને જો બધાજ હીંદુઓ શૂરવીર ન હોત તો તમારૂ પઠાણી મુસ્લીમ રાજ્ય હીંદુઓ શી રીતે છીન્ન ભીન્ન કરી નાખત !'

આખરે નાની ગોપાળનું મન મનાવવા સાવરકરે ખૂબ પ્રયત્ને કર્યા પરંતુ તેની અસર થઇ અને તેણે અન્ન લેવાનું શરૂ કર્યું અને ૧૯૧૩ના નવેમ્બર માસમાં હીંદી સરકારના ગૃહમંત્ર સર રેજીનાલ્ડ ક્રેડાક આંદામાનની પરિસ્થિતિ જોવા સરકારના ફ માનથી ત્યાં આવ્યા કેદીઓએ તેમની સમક્ષ બારી વીરૂધ્ધ અનેક ફરિયાદો કરી બારીએ જણાવ્યું કે એ તમામ ફરિયાદે જૂઠી છે એ વેળાએ એક સાર્જન્ટે એ કહ્યું કે Men tell lies circumstances do not ( માણસો ખોટું બોલે પણ સંજોગો ખોટું બોલતા નથી) અને એ કથન ની સાબિતી રૂપે તેણે દર્શાવી આપ્યું કે કેદખાનાની કોટડીઓમાં કેદીઓને એક અરખી પૂરી રાખવાથી તેમને કુદરતી હાજતે રોકવી પડે છે અને તેને પરિણામે તેમને ભયંકર યાતનાઓ ભોગવવી પડે છે અને તે છતા પણ અસહ્ય બનતા તમને આખરે કોટડીઓની બાજુમાં જ કરાજ કરવી પડે છે તા૧૬ ૨– ૩ના રોજ સર રેજીનાલ્ડે સાવરકરની મુલાકાત લીધી

---

+ મારી જન્મ ટીપ પૂર્વાર્ધ પાન ૨૩૧

મુલાકાત લીધી. તેમણે સાવરકરની શ્રેષ્ઠ બુધ્ધિમતા માટે પ્રશંસા પણ કરી. વાતચીતમાં તેમણે સાવરકરને જણાવ્યુ કે, "હરદયાળ જેવા ક્રાંતિકારી તેઓ તેમને હજી પણ ભૂલ્યા નથી. અને હાલ પણ તેઓ હિંદમાં અને અમેરિકામાં ક્રાંતિકારી પ્રચાર કરી ચળવળને આગે બઢાવવા પ્રયાસો કરી રહ્યા છે." આ વાત સાંભળીને સાવરકરને ખૂબ આનંદ થયો. ગૃહમંત્રીએ , એને જણાવ્યું કે જો તેઓ પોતાના સાથીદારોને ક્રાંતિ અને વિપ્લવનો માર્ગ ત્યજી દઇ શાંતિમય પ્રવૃત્તિઓ આચરવાનું સમજાવી શકે તેમ હોય તો સરકાર તેમને પત્ર લખવાની પરવાનગી આપી શકે તેમ છે. આ બાબતમાં સાવરકર અને સર રેજીનાલ્ડ વચ્ચે તે નીચે મુજબ છે. સંવાદ થયો હતો.

સાવરકર–કાગળ તો હું આનંદપૂર્વક લખુ, પરંતુ તે તમારી દ્વારા જવો ન જોઇએ. તે મારી રીતે અને સ્વતંત્ર જવો જવો જોઇએ. અને તોજ તે સાર્થક થાય તેમ છે.

સર રેજ્નાલ્ડ–પત્ર તો અમારી મારફતે જ જવો જોઇએ

"જો આપની મારફતે જાય તો એ કાગળ મેં સરકારના દબાણથીજ લખ્યો છે. એવી માન્યતા નહિ બંધાય ?"

" તો તો હુ એવી રીતે પરવાનગી ન અપાવી શકું."

તો પછી સરકાર મારફતે કાગળ મોકલવામાં કોઇ ખાસ સરે એમ હુ માનતો નથી."

સને ૧૯૧૩ ના ડિસેમ્બર માસમાં રાજકેદીઓ ફરીને હડતાલ પાડી, ઘેરથી કાગળ મળવાનો સમય નજીક આવતો હતો. એટલે સાવરકરે જણાવ્યું કે એ કાગળ મળ્યા બાદ હું હડતાળમાં જોડાઇશ એમ સાવરકરે જણાવ્યું. સાવરકરના ન્હાનાભાઇએ આ વખતે જે કાગળ લખેલો તેમાં ઘરખાનગી અંગની બાબતો ઉપરાંત રાજકારણ સાથે સમ્બધ ધરાવતી બે ત્રણ બાબતોનો તેમાં ઉલ્લેખ કરાયેલો હતો. તેમાં એક બાબત એવી હતી કે નાસિક કાવતરા કેસમાંનો એક કેદી સખારામ દાણ્ગીરી તા. ૧૨–૧–૧૩ ના રોજ ઉમરખાની જેલમાં મરણ પામ્યો હતો. અને બીજી બાબત એવી હતી કે ૧૯૧૨ ના ચોમાસામાં બ્રિટિશ પાર્લામેન્ટમાં ચાલેલી ચર્ચામાં મિ. કેરહાર્ડીએ સાવરકર જેવા હિંદી ક્રાંતિકારીઓ અને

આયર્લૅન્ડના ક્રાંતિકારોઓની તુલના કરી હતી અને સાવરકરને થયેલી શિક્ષા કેવળ જંગલી સ્વરૂપની હતી એમ જણાવ્યું હતું તેનો ઉલ્લેખ હતો.

આ બન્ને બાબતોને લઈને જેલના અમલદારો તે કાગળ સાવરકરને આપવા માટે આનાકાની કરવા લાગ્યા આ વાતની તેમને જાણ થતાં જ તેઓ તત્કાળ હડતાળમાં જોડાઈ ગયા. તેમને તુરત જ ૧૭-૧૨-૧૯૧૩ ના રોજ એક માસ માટે એકાંત કોટડીની સજા ફરમાવવામાં આવી. તેમની પાસેથી તમામ પુસ્તકો આંચકી લેવામાં આવ્યા અને આ શિક્ષા ભોગવ્યા બાદ પણ તેમને સાતમા નંબરની ઓરડીમાં પૂરી રાખી દોરડાં વણવાનું કામ સુપ્રત કરવામાં આવેલું. આ હડતાળ ચાલુ હતી તે વખતે પણ સાવરકરને હાથકડી દંડાબેડી વિગેરે અમાનુષી શિક્ષાઓ ભોગવવી પડતી. સને ૧૯૧૪ ના ઓગસ્ટ માસમાં યુધ્ધ શરૂ થતા સુધી આ હડતાળ ચાલુ રહી હતી. આખરે રાજકીય કેદીઓની નીચે મુજબ ત્રણ માગણીઓનો સરકારે સ્વીકાર કર્યાથી તેનો અંત આવ્યો.

(૧) જે રાજ કેદીઓને જન્મટીપની સજા થઈ ન હોય તેમને હિંદની જેલોમાં મોકલવામાં આવશે, અને તેઓ જેલના ધારા ધોરણ પ્રમાણે શિક્ષા માંથી છૂટ મેળવી શકશે (૨) જન્મટીપના રાજકીય કેદીઓને ચૌદ વર્ષ સુધી આંદામાનની જેલમાં રાખવામા આવશે અને ત્યાર બાદ જો તેમનું વર્તન સંતોષકારક હોય તો તેમને જેલ બહારની વસાહતમાં રહેવા દેવામાં આવશે. અને વસાહતમાં મોકલ્યા બાદ તેમની પાસેથી મજૂરીનું કંઈ પણ કામ લેવામા આવશે, નહિં (૩) રાજકીય કેદીઓ જેટલી મુદત કેદખાનામાં રહે તે દરમિયાન તેમને પહેલાં વર્ગના કપડાં આપવામાં આવે પાંચ વર્ષની સજા પૂરી થાય બાદ એવા કેદીઓને હાથે રસોઈ કરવાની છૂટ આપવામાં આવે, અને દર માસે એક રૂપિયા સુધીની હાથખર્ચી આપવામાં આવે

રાજદ્વારી કેદીઓને રાજકીય શૈક્ષણિક અને બીજું ઔપચારીક જ્ઞાન મળે તે હેતુસર સાવરકરે આ ત્રણ વરસો દરમીયાન સતત પ્રયત્ન કર્યા હતા એવા પ્રયત્નોમાં એક ચીરસ્મરણીય રહે તેવો છે. કેદખાનાની ધોળેલી ભીંતો પર ત્યારની ચૂંક વડે તેમણે મીલ સ્પેન્સર વગેરે વીદ્વાન લેખકોના મંતવ્યો

સિદ્ધાંતો અને પોતે લખેલું મહાકાવ્ય કમળા આખું તેમણે લખી નાખ્યું હતું સાવરકરે લખેલાં આ મંતવ્યો અને વ્રતોની ચર્ચા ગત્રે કેદીઓ એક બીજાના દ્વાર આગળ આવીને કરતા અને એવી ચર્ચાઓ લગિ સુધી ચાલ્યા કરતી આ પ્રમાણે એમની મહેનત કેક અંશે સફળ થઇ પરંતુ એથાં એક વિઘ્ન આવ્યું. કેદીઓનો એમની કોટડીઓમાં જ બેડીઓમાં હાથ પગ જકડી ગોંધાઇ રહેવાની ફરજ પાડવામાં આવી પરીણામે ઉપરની સગવડ દૂર થઇ પરંતુ મુશ્કેલીઓમાં જ અનેક માર્ગ સૂઝે છે એ ન્યાયે સાવરકરે બેડીની થતી હલનચલન અને તેથી ઉત્પન્ન થતા અવાજ પરથી કેલીગ્રાફી (સાંકેતિકભાષા) શોધી કાઢી અને તેમના મોટાભાઇએ તેનું દેવનાગરી લિપિમાં રૂપાંતર કર્યું આંદામાનમાં મુસલમાન વોર્ડરોના હાથમાં કેક વીશેષ સત્તા હતી અને તેથી આવા વોર્ડરો કેદીઓને વટલાવી મુસલમાન બનાવી દે છે એવી શંકા જતાં સાવરકરે તે પ્રથા સામે વિરોધી ઉઠાવ્યો; અને જેલમાંજ આવી વટલાએલાઓ માટે વિશુધ્ધિની ગોઠવણ કરી. મુસલમાન કેદીઓ અને વોર્ડરોને સાવરકરની આ વિશુધ્ધિકરણ ચળવળ ગમી નહિ, તેથી એક વેળાએ એક મુસલમાન કેદીએ ગણેશપંથ સાવરકરના માથામાં ફારો માર્યો અને ના કારણે તેમને લાંબો વખત સુધી માંદગી પણ ભોગવવી પડી હતી.

સાવરકરને તા. ૧૫-૨-૧૪ના રોજ પોતાના મોટાભાઇને પત્ર લખવાની તક મળી. આ પત્રમાં લખેલા વિચારો અત્યંત હૃદય વિદારક હોવાથી તેની નકલો પેરિસમાં માદામ કામા વગેરે તરફ મોકલવામાં આવી હોવી જોઇએ એવું બે આસારઅલિતું માનવુ છે કેદીયા ઘેરથી આવેલો પત્ર વાંચવો કેટલો બધો આલ્હાદક લાગે છે તે બાબતનુ વર્ણન કરતા સાવરકર લખે છે કે,

Only those who have been in a jail can fully appreciate what a soul—entrancing blessing it is to hear from home, to write to home, Sweet—sweet, something like the sweetness of conversation in the moonlight by the seabeach with one who loves and adores.

ઘરના માણસોને કાગળ લખવામાં અને તેમના તરફથી આવેલા કાગળો વાંચવામાં કેટલું તાદાત્મ્ય સધાય છે તેની કલ્પના તો જેણે નં લ ભોગવી હોય તેને જ આવી શકે. એ કેવળ અવર્ણનીય જ છે ચાંદની રાતે સમુદ્ર કિનારે બેસવું અત્યંત આનંદપ્રદ છે, પરંતુ તેમાંય જો તે વેળાએ પોતાના પ્રેમીજનનો સહવાસ પ્રાપ્ત થાય તો એ આનંદમાં બમણો વધારો થાય છે. તેવીજ રીતે પત્ર મોકલવા અને મેળવવામાં પણ આવો જ આનંદ સમાયેલો છે.

પોતાની પ્રિય પત્ની અને પૂજ્ય ભાભીના મનમાં આશા ઉત્પન્ન થાય એ હેતુથી કેટલીક વાતો લખ્યા પછી આ કાગળમાં તેમણે પોતાના જુના સાથીદાર અને મિત્ર સ્વ. સખારામ બાપુને તેમણે સ્મૃતિ પુષ્પો અર્પ્યાં હતાં

તમામ સ્નેહીઓને પત્ર લખ્યા બાદ માદામ કામામેનને ઉદ્દેશીને સાવરકરે જે વાક્યો લખ્યાં છે તેમા કૃતજ્ઞતા પ્રેમ અને બુદ્ધિની પ્રતિભા ઝળકે છે. આ કાગળમા સાવરકરે વેદાંત માટે નીચે પ્રમાણે અસ્મરણીય વિચારો દર્શાવ્યા છે

The Americans need Vedanta philosophy and so does England, for, they have developed their life to that fulness, richness and manliness-to Kshatriyahood anb so stand on the threshold of that Brahminhood wherein alone the capacity to read and realise such philosophy can co-exist But India has not We are at present all Shudras and cannot claim access to the Vedas and Vedanta.

That is the underlying idea why Shudras were not allowed to read the Vedas, not, certainly not, for cruelty nor for narrow or vested interests otherwise, Puranas would not have been written by the very Brahmins, expounding the same philosophy more lucidly We, as a nation, unfit for these sublime thoughts, for it is well known that Bajirao II was a great Vedantist and that is why perhaps he could note see the difference between a kingdom and a pension.

અમેરિકા અને ઇંગ્લાંડને વેદાંત તત્વજ્ઞાનની જરૂર છે. 'ક્ષત્રિયત્વ, શબ્દમાંથી પૂર્ણતા, સંપન્નતા અને પૌરૂષનો ધ્વનિ ઊઠે છે. અહિં સુધી તો આ બે રાષ્ટ્રોનું જીવન વિકાસ પામ્યું છે, અને હવે તે 'બ્રાહ્મણત્વ'ના ઉબર સુધી આવી પહોંચ્યા છે. આ જીવન વિકાસ અને વેદાંત તત્વજ્ઞાન વાંચવાની અને ગ્રંથસ્થ કરવાની યોગ્યતા પણ અહિં સ.થોસાથ જ ણાઇ આવે છે. માત્ર હિંદમાંજ જીવન વિકાસ આ મર્યાદા સુધી આવ્યો નથી. હાલ આપણે બધાજ શૂદ્રો છીએ. વેદ અને વેદાંતના વિષયોમાં પ્રવેશ કરવાની માગણી કરવાનો આપણને અધિકાર નથી. શુદ્રો વેદાધ્યયન કરવાને અપાત્ર છે એવું લખવામાં આવ્યું છે તે ઉપરનાજ ધોરણે છે, અને નહિ કે સંકુચિત દૃષ્ટિથી; કારણકે જો તેવુ હોત તો એ ઉપરનુ તત્વ સમજાવવા માટે તેમણે અનેક પુરાણો લખ્યાં ન હોત. વેદોમાંના ઉદ્દામ તત્વોનું ગ્રહણ કરવા આપણે અપાત્ર છીએ. બીજા બાજીરાવ પેશ્વા મોટા વેદાંતી હતા; એ જાણીતી વાત છે. અને કદાચિત એજ કારણે રાજ્ય તથા નિર્ગુન ચેતન એ બેમાંનો ભેદ તેમના ખ્યાલમાં આવ્યો ન હોય.

---

# પ્રકરણ ૧૪ મું.

## ગત મહાયુદ્ધ અને આંદામાન.

When the Berlin committee of Indian Revolutionaires leaded by Lala Hardayal, Raja Mahendra Pratap, Dr. Bhuperdra Datta and others negotiated with the Kaiser and planned a national insurrection in India with German assistance, Andamans was assigned a definite place in the scheme of action

( લાલા હરદયાળ, રાજા મહેન્દ્રપ્રતાપ, ડૉ. ભૂપેન્દ્ર દત્ત વગેરેની આગેવાની નીચે બર્લિનમાં આવેલી ક્રાંતિકારીઓની સમિતિએ કૈસર સાથે કેટલીક વાટાઘાટો કરી જર્મનીની મદદથી ભારતમાં રાષ્ટ્રીય બળવો ઉઠાવવાની જે યોજના નક્કી કરવામાં આવી હતી તે વખતે આંદામાન માટે એક ચોક્કસ સ્થાન નક્કી કરવામાં આવ્યું હતું. )

ગયા મહાયુદ્ધની શરૂઆત ૧૯૧૪ ના ઓગસ્ટ માસના પ્રારંભમાં થઇ હતી. યુદ્ધ ચોક્કસ આવનાર જ છે એ ગણતરીએ જર્મન કૈસર અને તેના સાથીદારો, સને ૧૯૦૭–૮ થી યુદ્ધ અંગેની તૈયારીઓ કરી રહ્યા હતા. અંગ્રેજો એમની ભેદનીતિ પર મુસ્તાક હતા, અને તેમને એવી ગણતરી કરી કે તેમને જર્મન સામે યુધ્ધમાં ઉતરવાનો પ્રસંગ નહિ આવે. ગયા મહાયુધ્ધ વખતે જે કાંઇ નિકાલ થયો હોય તે ખરો, પણ આ મહાયુધ્ધની પૂર્વ યોજના અંગે કેટલીક બાબતો ખાસ લક્ષમાં રાખવા જેવી છે. જર્મન મુત્સદ્દીઓને એવો ચોક્કસ ખ્યાલ હતો કે હિંદમાં ૧૯૦૭–૮ દરમિયાન અંગ્રેજ વિરોધી

જે આંદોલન જ ચાલી રહ્યું હતું તેનો લાભ ઉઠાવી લેવો. સને ૧૯૦૮-૯ ની સાલથી બર્લિનમાં પારિસ અને ઇગ્લાંડના ક્રાંતિકારીઓની સારી જેવી જમાવટ થવા માંડી હતી, જોકે જર્મનો ખુલ્લા ખુલ્લા અંગ્રેજો સાથેની અદાવત જાહેર કરતા નહોતા, પરંતુ હિંદી વિપ્લવવાદીઓને સંપૂર્ણ મદદ આપવાનો તેમણે નિશ્ચય કર્યો હતો. વળી જર્મનીની બીજી માન્યતા એ હતી કે અમેરિકા આ યુદ્ધમાં ભાગ નહિ લે. કેપ્ટન બોરિડ મારફતે અમેરિકામાં અનાજ વગેરે ખરીદી રાખી તે જર્મની મોકલવાની યોજના પણ ઘડી રાખવામાં આવેલી અને તે માટે 'હેમ્બર્ગ અમેરિકા કમ્પની' નામની પેઢી પણ ખોલવામાં આવી હતી.

દક્ષિણ અમેરિકા, દક્ષિણ આફ્રિકા, ચીન, સિઆમ વગેરે દેશોના અધિકારીઓને જર્મનીએ વશ કરી રાખ્યા હતા., અને એવામાં હિંદમાં જે અસંતોષ ફેલાયો તેથી જર્મનીના આનંદમાં વધારો કર્યો. સને ૧૯૧૧ ની આખરે બર્નહાર્ડીનું ' Germany and the naxt war ' નામનું પુસ્તક પ્રસિધ્ધ થયું. બંગાળના હિંદુઓમાં ક્રાંતિકારક મનોવૃત્તિનું બીજારોપણ સારા પ્રમાણમાં થયેલુ છે. અને ઇંગ્લાંડને દુનિયામાં જે ઉચ્ચ સ્થાને પ્રાપ્ત થયુ છે. તે પરથી તેને ગબડાવી દેવા માટે બંગાળીઓની આ મનોવૃત્તિનો ઉપયોગ કરી શકાશે એમ ભાવિ બર્નહાર્ડીએ એમા ભાખ્યું હતુ ×

જર્મન ગ્રંથકાર હાર્ડમને લખેલું ' અંગ્રેજોનો નાસ ' નામનું પુસ્તક સને ૧૯૧૪ ના અરસામાં પ્રગટ થયેલુ. તેમાં અગ્રેજો વિરુદ્ધ હિંદી સેનામાં ઉશ્કેરાટ ફેલાવવાનો પ્રયત્ન કરવામા આવ્યોહતો. + 'Borliner Tayeblatt' નામના અખબારના તા. ૬-૩-૧૯૧૪ ના અંકમા હિંદની ગુપ્ત સસ્થાઓનું વર્ણન આપવામાં આવેલુ, અને અમેરિકાના કેલિફોર્નિયા સંસ્થાનમાં હિંદુસ્થાનની સશસ્ત્રક્રાંતિ માટે તૈયારીઓ કરવાની પણ સૂચના આપવામાં આવી હતી ઽ કેલિફોર્નિયામાં ચાલતી ચળવળીઆ શાળાઓની અનેક ઠેકાણે શાખાઓ હતી, અને મહાયુધ્ધ શરૂ થયા પછી ઘણા દિવસો સુધી આ ચળવળના સૂત્રધાર લાલા હરદયાળ હિંદના સ્વાતંત્ર્ય માટે અથાગ શ્રમ વેઠી

× Sedition commihec Report p. 119

+ કેસરી ૧૭-૧૧-૧૯૧૪ ઽ city sedion committce report pase 119

રહ્યા હતા. આ ચળવળનું ખરૂં સ્વરૂપ જાણવા માટે તેની કેટલીક બાબતો જાણવી ખૂબ રસપ્રદ થઇ પડે તેમ છે.

લાલા - હરદયાળને અટકમાં લેવાથી તેઓ અત્યંત નિરાશ થયાં, અને ૧૯૦૯થી લાલાજી માંદા હતા. સાવરકર પકડાયાથી ભારતની આઝાદી માટે ગોઠવેલાં તમામ વ્યૂહો ભાગી પડ્યા છે એવું લાગવાથી લાલાજી રાજકારણમાંથી નિવૃત્તિ લઇ પારલૌકિક અને આધ્યાત્મિક અભ્યાસ તરફ વળ્યા. અને એ નિરાશાના ઝોકમાં જ તેઓએ રાજસંન્યાસ લઇ એક નવીન ધર્મ સંસ્થા સ્થાપિત કરવાના હેતુથી તેમણે માર્ટીનિક બેટમાં જઇ એકાંત સેવવા માંડ્યું. ભાઇ પરમાનંદ તેમની પાસે જઇ પહોંચ્યા, અને ઘણી ખરી સમજાવટ બાદ આખરે તેમણે હાર્વર્ડ વિદ્યાપીઠમાં કામ કરવાનું તેમણે કબૂલ કર્યું. ત્યાં થોડોક વખત રહ્યા પછી પણ તેમનામાં ફરીને એક વખત સંન્યસ્ત વૃત્તિ ઉભરાઈ આવવાથી તેઓ કેટલોક વખત હોનોલુલુ બેટમાં જઇને રહ્યા. અને ૧૯૧૨ ના માર્ચ માસમાં સ્ટેન ફોર્ડ વિદ્યાપીઠમા તેમણે સંસ્કૃત ભાષાના અધ્યાપક તરીકેની નોકરી સ્વીકારી. અહિં કેટલીક સ્થિર થતાંજ તેમનો મૂળ સ્વભાવ ફરી જાગૃત થવા માંડયો. તા. ૧૪-૫-૧૨ ના રોજ લાલા હરદયાળે રાણાજીને નીચે પ્રમાણે જે કાગળ લખેલો છે તે ઉપરથી તેમની મનોવૃત્તિમાં થયેલો ફેરફાર જણાઇ આવશે.

We have formed here the Indian friends assosiatson of American sympathisers with the cause. So kindly ask madam cama to send me as much literature as she can spare and also, at least two volumes of Savarkar's book

(અત્રે કેટલાક અમેરિકન લોકોની સહાનુભૂતિથી ' ભારત મિત્ર સંઘ' નામની સંસ્થા સ્થાપી છે. અને તે માટે માદામ કામાને માગવતી વિનતિ કરી કહેશો કે તેઓ આ તરફ તેમનાથી બને તેટલું પ્રચાર સાહિત્ય મોકલી આપે, અને તેમાંથી સાવરકરના પુસ્તકની ઓછામા ઓછી બે નકલો તો મોકલેજ.)

અને એમ રોજ-બરોજ લાલાજીનું મન હિંદમાંના ક્રાંતિકારીઓ તરફ વળતું ચાલ્યું, અને તેની પ્રતિતી તેમણે તા. ૮-૭-૧૨ના રોજ રાણાજીને લખેલા પત્ર પરથી થાય છે. તેજ કાગળમાં તેમણે જણાવ્યું હતું કે તેમને ભાઈ પરમા-

નંદનો સંપર્ક સાંપડ્યો છે અને તેમની સાથે ચર્ચા કરી તેઓ ભવીષ્યના કાર્યક્રમ નક્કી કરી રહ્યા છે. વળી તેમણે લખ્યું હતું કે તેઓ અભીનવ ગીતા નામનું ભગવત્ ગીતાના કદનું એક પુસ્તક લખી રહ્યા છે અને તે । અઢારે અધ્યાય પ્રશ્નોત્તરીના રૂપમાં લખવાનું નક્કી કર્યું છે અને ભારતીય ક્રાંતિ અંગેનું તમામ વીવેચન તેમાં કરવાનો તેમણે મનસૂબો કર્યો છે

I am writing a book of the size of ' Bhagvat Gita ' in eighteen chapters in form of Questions and Answers, dealing with all matters relating to the revolution in India

। તા. ૬-૫-૧૯૧૩ના રોજ કેલીફોર્નીયા સંસ્થાના બરકલી નામના ગામથી લાલાજીએ રાણાજીને લખેલા પત્ર પરથી જણાઇ આવે છે કે તે અરસામાં લાલાજીએ ઉપાડેલી ચળવળ પૂર જોસમાં હતી

Just now I am lecturing among Hindus near Portland. These people had invited me to do something practical. so; I have laid the plan of a press ( Urdu Gurumukhi etc. and a house before them and our appeal has been very successful within these months, We shall start weekly and monthly papers in Urdu and Gurumukhi and monthly Pamphlet too, I shall name the house Anandmath, the press will be named Yuganter Press, The paper will be named Cadar.

, હાલ હું પોર્ટલેન્ડની પાસે રહેતા હીંદુઓ સમક્ષ વ્યાખ્યાન આપું છું તેમના આમંત્રણથી જ હું અહી આવ્યો છુ કંઇપણ નક્કર કાર્ય કરવાની તેમની નેમ છે અને તે હેતુસર મે તેમની સમક્ષ ઉર્દુ અને ગુરૂમુખી ભાષાઓમાં સામયિકો ચલાવવાની અને વ્યવસ્થા કરવાની યોજના મુકી ને તેમણે તેને ઘણોજ ઉત્સાહ જનક ટેકો આપ્યો છે. નજીક માસના ગાળામાં અમે ઉર્દુ અને ગુરૂમુખી ભાષાઓમાં સાપ્તાહીક અને માસીકો પ્રગટ કરી શકીશુ. દરમાસે કેટલાક પ્રચાર પત્રી ઓ પણ પ્રસિદ્ધ કરવાની અમારી મુરાદ છે. અમારા

મકાનને આનંદમઠ, પત્રનું નામ ગદર અને પ્રેસનું નામ યુગાન્તર રાખવાનું પણ અમે નક્કી કર્યું છે.

ગદર પત્ર તા૦ ૧૧-૧૯૧૩ ના રોજ પ્રગટ થયું અને એના પર હિંદી વીરો હથિયારો અને શસ્ત્રો ધારણ કરો એવો મુદ્રાલેખ મૂકવામાં આવ્યો હતો. આ વર્તમાનપત્રનું ધોરણ કયા પ્રકારનું હતું તેનું વર્ણન નીચેનું અવતરણ કરી જાય છે.

It was a violent anti British nature playing on every passion which it could possibly excite, preaching murder and mutiny in every sentence and urging all Indians to go to India with the express object of committing murder, causing *revolution and expelling the British Government by* any and every means. It constantly *preached the formation* of secret associations.

આ પત્ર બ્રિટીશ વિરોધી હતું અને તેમાં ઉદ્દામ ભાવનાઓ પ્રચાર કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. ખૂન અને બંડની ઉશ્કેરણીએ તે લીટીએ લીટીએ જણાઇ આવતી હતી અને એમાં ખૂનથી ક્રાંતિથી અને છેવટે ગમે તેવા ઉપાયો વડે પણ અંગ્રેજોને હીંદમાંથી હાંકી કાઢવા સ્પષ્ટ હીંદીઓએ હીંદ ગમન કરવું જોઇએ એવો સ્પષ્ટ આદેશ એમાં કરવામાં આવ્યો હતો. ગુપ્ત સંસ્થાઓનું સંચાલન કેવી રીતે કરવું તેની દોરવણી પણ તેમાં આપવામાં આવતી હતી*

અમેરિકામાં જૂદે જૂદે સ્થળે વસવાટ કરતા હિંદુ શીખોની સભા પણ લાલાજી વારંવાર બોલાવતા, અને એ રીતે ભાવિ ક્રાંતિ માટે નાણાંના ફંડ પણ ઉઘરાવતા. તા. ૩૧-૧૨-૧૯૧૩ ના રોજ સેક્રેમેન્ટો ગામમાં મળેલી આવી એક સભામાં હરદયાળજીએ એવું સૂચન કર્યું, કે "જર્મની અને ઇંગ્લાંડ વચ્ચે યુદ્ધ ખેલાવાનો પ્રસંગ નજીક આવતો જાય છે; અને તેથી હિંદમાં ક્રાંતિ જગવવા માટે હિંદ પાછા ફરવાનો સમય પણ નજીક આવ્યો છે."

---

*। મારીના સાક્ષીદાર જ્વાલાસિંગની જૂબાની કેસરી તા-૧૮-૫-૧૯૧૫

* Sedition committee report p 145–46.

૧૯૧૪ ના જુલાઇ માસના અરસામાં કેનેડા, મેક્સિકો અને અમેરિકાના સંયુક્ત રસ્થાનોમાં રહેતા હિંદીઓની એક જંગી સભા બોલાવવામાં આવી હતી. અને તેમાં ખુલ્લે ખુલ્લા જાહેર કરવામાં આવ્યું કે, "હિંદમાં જઇ બળવો પૂકારવાનો જેમણે નિશ્ચય કર્યો હોય તેમણે હિંદ જવા તૈયાર થઇ રહેવું," લાલા હરદયાળની આ પ્રવૃત્તિ હવે દિન પ્રતિદિન અસહ્ય બનતી જવાથી અમેરિકન સરકાર પર ખાસ દબાણ લાવીને તેમની ૧૯૧૪માં ધરપકડ કરવામાં આવી.

આ બધી હકીકત બારીએ સાવરકરને કહી, એની પાછળ કોઇ આશય જરૂર છુપાયેલો હતો. આ વાત સાંભળી પોતાની મનોસ્થિતિનું વર્ણન કરતાં સાવરકર 'મારી 'જન્મટીપ'માં લખે છે કે કોઇક ખૂન કર્યાનું તહોમત મૂકીને લાલા હરદયાળની ધરપકડ કરી તેમને મુંબાઇ લાવવામાં આવ્યા છે; એમ બારીએ મને છાની રીતે કહ્યું. સાંભળતાંજ હૃદયમાં ચિરાડો પડયો। અમારા સૌ સાથીદારોના અગ્રણી, અને તે વખતના ક્રાંતિકારીઓના આગેવાન આમ એકાએક પકડાઇ જવાથી તેની જિંદગીની દશા પણ અમારા જેવીજ થવાની' એ વિચાર ખૂબજ દુ:ખદાયક થઇ પડયો: મારૂં મગજ ધમધમી ઊઠ્યું.

મારી સાથેના રાજદ્વારી કેદીઓએ મારા માથા પર ઠંડુ પાણી રેડી મને શાંત કર્યો. એવામાં જ સુપરીન્ટેન્ડન્ટ સાહેબ મારી પાસે આવી પહોંચ્યા અને મને સવાલ કર્યો, "શું લાલા હરદયાળ તમારા મિત્ર હતા?"

મેં જવાબ આપ્યો કે "હા, તેમની સાથેની મૈત્રીનું મને અભિમાન છે. સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબે કહ્યું,' કોઇ ખૂન કેસના તહોમત નીચે તેમને પકડવામાં આવ્યા છે વળી તેઓ દિલ્હીના બોંબ કેસમાં સામેલ હતા."

મેં જવાબ આપ્યો હશે ' અને હોય તો પણ મને જે તેમને માટે 'માન છે, તે કોઇ પણ રીતે ઓછું થવાનું નથી'

અમેરિકન સરકારે લાલજીને જેલમાં રાખ્યા હતા, પરંતુ અટકમાં રાખવાથી અમેરિકન સરકારનો કોઇ હિત સંબંધ સરતો નહોતો એ કારણથી જ્યારે લાલાજી જેલમાંથી ભાગી ગયા ત્યારે અમેરિકન સરકારને જરાપણ ચિંતા રહી નહે ?

અમેરિકાથી ભાગી લાલાજી યુરોપમાં આવ્યા તે સમયે મહાયુદ્ધની શરૂઆત થઈ ચૂકી હતી. સને ૧૯૧૪ ના ઓગસ્ટ સપ્ટેમ્બર માસના અરસામાં લાલાજી ૨વી ટ્ઝરલેંડ અને તુર્કસ્તાનમાં થોડો સમય રહી બર્લિન જઈ પહોંચ્યા.

તા ૩૦-૮-૧૯૧૪ ના રોજ લાલાજીએ જીનીવાથી શ્યામજીને એક પત્ર લખ્યો હતો તે પત્રમાં તેમના તે સમયના વિચારો પ્રતિબિંબિત થએલા માલમ પડે છે-

"—ઔર મેરા વિચાર જલદી ટર્કી જાનેકા હૈ, ક્યોંકી યહાંસે સબ તો કુછ પ્રચાર યા ઔર કામ નહી હો સકતા ટર્કીમેં ગરતા ખરતા હૈ, ઔર વહાં ખર્ચા ભી બોત કમ હૈ રસ્તા ખુલા હૈ સો, સ્વાસ્થરક્ષા અચ્છી હોગી, ઔર હજકે લીયે જો મુસલમાન આતે હૈં ઉનમે અખબાર ફેલાઉંગા અમેરિકાસે ટર્કીકી ડાકભી ખુલી રહેગી."

જર્મની જઈ પ્રચાર વિગેરેનું જે કામ કરવાનું હતું તેને માટે હવે અનુકુળ સમય અને સંજોગો તુર્કસ્તાનમાં છે, એવું લાલાજીને લાગવાથી પ્રસન્ન ચિત્તે તા. ૨૨-૯-૧૯૧૪ ના રોજ શ્યામજીને નીચે મુજબ પત્ર લખ્યો હતો.

યહાં કાર્ય જીસકે લીયે મે આયાથા બહુત અચ્છી તરહ હો રહા હૈ. આશા હૈ કે અપને દેશ તરફની કુછ કામ શુરૂ હોગા. યહાં મૈં મિસરી ઔર ટરકીશ દેશભક્તોસે મિલા હૂં મૈ, કામકો પુરા કરકે લોટુંગા, પહેલે નહીં આ સકુંગા અભી કુછ સમય પછે ઔર કાર્ય યહાં હોગા જીસસે ભારત-વર્ષકો અત્યંત લાભ હોગા સો મેરા રહેના જરૂરી હૈ મગર સબ કર્તવ્ય કરને પર ફીર સ્વીટઝલેંડમેં આઉંગા અભી એસાહી વિચાર હૈ

મહાયુદ્ધ શરૂ થયું હતું તે અરસામાં રાજા મહેન્દ્રપ્રસાદ હિંદથી યુરોપ આવી પહોચ્યા હતા શહીદ શ્રધ્ધાનંદજીના પુત્ર હરિશ્ચંદ્ર પણ તેમની સાથેજ હતા રાજા હરદયાળ મહેન્દ્ર પ્રતાપ વિગેરે સૌ એક બીજાને મળ્યા બર્લિનમાં ભારતિય સ્વાતંત્ર સમિતીના પ્રમુખ તરિકે શ્રી. ચંપકરમણને ચૂંટી કઢવામાં આ યા હતા આ સ્વાતંત્ર સમિતિમાં નીચેના દેશભક્તો પણ હતા.

શ્રી. ચટોપાધ્યાય, અબ્દુલ હફીઝ, બરકતુલ્લા, ડૉ. પ્રભાકર અને સ્વામી વિવેકાનંદજીના ભાઈ ભુપેન્દ્ર દત્ત વિગેરે હતા

श्रीमन्। वन्दे मातरम्। आपका प्रेमपत्र मिला। जैसा मैं ने लिखा था दरवा
जा न खुलने के कारण मैं न मिल सका। यहां काम जिस के लिये मैं आया
था बहुत अच्छी तरह हो रहा है। आशा है कि अपने देश की तरफ भी
कुछ काम शुरू होगा। यहां मैं मिस्री और टर्किश देशभक्तो
ं से मिला हूं। सब बहुत अच्छे हैं। यहां की राजनीति देख कर मन
प्रसन्न हुआ। मैं काम को पूरा करके लौटूंगा। पहले नहीं आसक्
ूंगा। अभी कुछ समय पीछे और काम यहां होगा जिस से
भारतवर्ष को प्रत्यक्ष लाभ होगा। सो मेरा ठहरना जरूरी है।
मगर सब कर्तव्य करने पर फिर स्विटजरलैंड ही मे आऊंगा।।
अभी ऐसा ही विचार है।। श्रीमती जी को वन्देमातरम् और नमस्कार
पहुंचे।। भवदीय हरदयाल

Boite Poste Centrale 173
Stamboul (Turquie)

Bien le bonjour à vous et Mme Shymaji.

—Bhtt

September 22, 1914

આ સ્વાતન્ત્ય સમિતિની કાર્ય યોજના નીચે પ્રમાણે હતી.

મુસ્લિમ પ્રદેશમાંથી કાવત્રાંની. યોજન કરવી અને વાયવ્ય તથા સરહદ પ્રાંતમાં એકદમ ઝુ મેસ ઉઠાવ ી. બીજી બાજુએ અમેરિકાના પ્રશાંત મહાસ્રાગરના નજીકના પ્રદેશમાં કાવત્રાંની ગોઠવણ કરી મલાયા, ઇન્ડોનેસીયા, બ્રહ્મદેશ સિયામ વિગેરે પ્રદેશોમાંથી હિંદની પૂર્વ સરહદ પર ઝુબેસ તથા કાર્ય શરૂ કરવુ.

મહાયુદ્ધ ચાલતું હતુ તે સમયે લાહોરમાં કાવત્રાં કેસ નામના ત્રણ કેસો ચલાવવામાં આવ્યા હતા અને ૧૯૧૬ ની શરૂઆતમા બનારસ કાવત્રા કેસ પૂર્ણ થયો અને ૧૯૧૭ના એપ્રિલ માસના અન્સાર મ ડાળાનો કાવત્રા કેસ ચાલુ હતો આ કેસના પુરાવા અને જુબાનીઓથી એ વાત સિદ્ધ થઇ કે હિદના અનેક યુવકો આંગ્લ સત્તાને દફનાવવા માટે અત્યત ક ષ્ટ વેઠી રહ્યા હતા આ યુવકોને તેમના કાર્યમા જર્મન સરકાર આર્થીક મદદ પણ કરતી હતી હિદની આઝાદી માટે તડપના આવા હિદી ક્રાંન્તીકારોને પોતાના પક્ષમા લઇને જર્મન સરકાર અગ્રેજ સરકારને હ ફાવવા અનેક પ્રયત્નો કરતી હતી તેની વિગતવાર સપૂર્ણ વિગત Sedition committee report નામના જાહેરનામામા આપવામા આવી હતી મહાયુદ્ધ ચાલતુ હતુ તે સમયે જેટલીયામાંથી મેવ્હેરીક, એનીલાર્સેન વિગેરે જહાજો દ્વારા શસ્ત્રો પુરાં પાડવામા આવતા હતાં +

તે ઉપરાત ગદર પાર્ટીના વિદ્યાર્થીઓને જર્મનીએ પોણોલાખ ગોળ ફેલો પણ આપવાનુ વચન આપ્યુ હતુ. +

આ પ્રમાણે તિમિરમા હથીયારો ભેગાકરી પ જાબમાં છૂપી રીતે મોક વાની યોજના તૈયાર કરવામા આવી હતી –

---

+ કેસરીના તા ૧૬ ૧ ૪૭નો અ ક જુઓ

+ લાહોર કાવત્રા કેસના માફીના સાક્ષીની જુબાનીમાંથી-કેસરીના તા ૧૮ ૧ ૧૯૧૬ નો અ ક જુઓ

– Sedition Committee report Page 121–124

આ બધા બનાવો પરથી વાંચકોને સ્પષ્ટ રીતે ખ્યાલ આવ્યા સિવાય રહેશે નહી કે ચરિત્ર નાયકના ચરિત્ર સાથે વિશેષ સંબંધ નહિ હોવા છતાં પણ જર્મની બ્રિટીશ સામ્રાજ્યને હંફાવવા માટે કેવા ભુગર્ભના છૂપા પ્રયત્નો કરતું હતું તેનો અંદાજ લગાવી શકાય તેમ છે, અને જર્મનીના આ આશયને આધારે પોતાનું કાર્ય પાર પાડવા માટે હરદયાળે કેવા કેવા પ્રયત્નો કર્યા હતા તેની કલ્પના લગાવવી મુશ્કેલી નથી. સાવરકર અને તેમના સાથીઓની કર્તવ્ય પરાયણતા તથા કાર્ય પદ્ધતિનો એની પરથી ખ્યાલ આવી શકે ખરો!

જર્મની ને બ્રિટન વચ્ચે યુદ્ધ ફાટી નિકળ્યુ અને તેજ સમયે પોતાને પોતાના દિવસો આંદામાનના કારાવાસમા વ્યતિત કરવા પડે તે વિચાર સાવરકરને અત્યંત ડખવા લાગ્યો. જો કે તેમને ખાત્રી હતીકે હરદયળ અને એમના સાથીઓ ક્રાન્તિના પ્રયત્નો કર્યા સિવાય રહેનાર નથી. આ વિષયમાં પ્રસગ આવે પોતે શુ કરવુ તેની યોજનાઓ ઘડવામા સાવરકર મસગૂલ હતા. આ યુદ્ધમાં તુર્કિની નીતિ જર્મની તરફ ઢળતી હોવાથી ભારતના ભવિષ્યની ચિંતામાં તેઓ ઘણા લાંબા સમય સુધી વિચારો કર્યા કરતા હતા. જ્યારે બીજી બાજુએ આંદામાનના મુસ્લિમ રાજદ્વારી કેદીઓ તુર્કિના આ વલણને આધારે હિંદમાં મુસ્લિમ રાજ્ય અવશ્ય સ્થપાસે એવાં સ્વપ્નો સેવતા હતા અને આ સ્વપ્નોના ખ્યાલને આધારે એવી અફવા પણ ઉડાડવામાં આવી કે હિંદમાં મુસ્લિમ રાજ્ય સ્થપાતા માત્ર મુસ્લિમોને જ આંદામાનમાંથી છૂટા કરવામાં આવશે. આથી હિંદી કેદીઓને વટલાવવાની પણ કોશીષ કરવામાં આવી. પરંતુ સાવરકરે આ કોશીષને સફળ ન થવા દીધી. એમણે જોરશોરથી માથુ ઉચકી સામનો કર્યો.

યુદ્ધ શરૂ થતાંની સાથેજ આંદામાનના કેદીઓ પ્રત્યેનો જુલ્મ અને સિતમ પણ ઘટી જવા લાગ્યો. એનુ કારણ એ હતું કે જો કેદીઓ પર વધુ ત્રાસ ગુજારવામાં આવશે તો કદાચ તેઓ હડતાલ વિગેરેથી ધાંધલ મચાવશે, એવો ખ્યાલ જેલના વોર્ડનનો હતો.

તા ૧૪-૯-૧૯૧૪ ના રોજ સાવરકરે હિંદી સરકાર પર એક નિવેદન પત્ર મોકલ્યો હતો. જે નિચે મુજબ છે.

" આ મહાયુદ્ધમાં હિંદની રાજકીય સ્થિતિ અત્યંત ચિંતાજનક છે. તેમાં પણ ખાસ કરીને હિંદના ક્રાંન્તીકારો શું કરશે? કેવાં પગલાં લેશે? એ

વિષે જાણવાને સરકાર ઉત્સુક હોય એ સ્વાભાવિક છે. મારા જેવા રાજકીય કેદીઓ તરફે મારા વિચાર સરકાર સમક્ષ મૂકવાનું હું મારું કર્તવ્ય સમજું છું હિંદને સ્વતંત્ર રાષ્ટ્રોની હારોળમાં સ્થાન અપાવવાનું ધ્યેય અમારું હતું અને આજ પણ છે. પરંતુ આ સિધ્ધી પ્રાપ્ત કરવા માટે શસ્ત્ર કે રક્તપાત એકજ માત્ર ઉપાય છે એમ માનતા નથી. અને રક્તપાત અગર શસ્ત્ર ધારણ કરવાના અમે સોગંદ પણ ખાધા નથી. પરંતુ બીજા અન્ય ઉપોયોગી અમારા ધ્યેયની સિધ્ધિ સંભવિત હોત તો અમે શસ્ત્રો ધારણ પણ કર્યા ન જ હોત! જે આદર્શ સાધન માટે છે તેજ આદર્શ સાધનને ધારણ કરનાર સાધ્યની છે. સમસ્ત માનવજાતિનું રાજકીય અને સમાજીક સંગઠન કરવું એ અમારૂ અંતિમ ધ્યેય હોવાથી અમે એવા સમાન ધ્યેયની હરેક સંસ્થાઓને અને તેના સિધ્ધાંતોને ગ્રાહ્યજ માનીએ છીએ. તે ઉપરાંત બ્રિટીશ સામ્રાજ્યમાં હિંદ જેવા અન્ય જે દેશો છે તેમને પણ તેમની યોગ્યતા પ્રમાણે સ્વતંત્રતા મળે, એવી અમારી નેમ છે અને બ્રિટીશ સામ્રાજ્ય જો આ માન્યતાને અમલમાં મૂકશે તો અમે એ સામ્રાજ્ય સાથે રહેવાનું અમારૂ કર્તવ્ય સમજીશું. આર્યલેન્ડથી માંડી હોંદ, સુધીના બધા પ્રદેશોને ત્યારબાદ બ્રિટીશ સામ્રાજ્ય નામ આપી શકાય નહીં પરંતુ બીજુ કોઇ યોગ્ય નામ ન શોધી શકાય ત્યાં સુધી તેને આર્ય સામ્રાજ્યના નામે સંબોધવામાં આવે એમ અમારી મનષા છે. બ્રિટીશ સામ્રાજ્યના સર્વ અમલદારોએ હિંદને એક સ્વતંત્ર રાષ્ટ્ર ગણવું જોઇએ, અને તે પ્રમાણે હક્ક આપવા જોઇએ, અને વર્તન પણ દાખવવું જોઇએ. જો કે યુદ્ધના આ કપરા સમયમાં આ બધુ તાત્કાલીક ન બની શકે પરંતુ કામ ચલાઉ રીતે હિંદને ઓપનિવેશિક સ્વતંત્રતા (colonial self government) આપવામાં આવે, અને તે સાથે પરિષ્ટ વિધિ મંડળમાં હિંદી પ્રતિનિધીઓને નિરપવાદ બહુમતિ આપવામાં આવશે તો અમે ક્રાન્તીકારી ચળવળ મૂકી દઇને બ્રિટીશ સામ્રાજ્યને જર્મની સામેના યુદ્ધમાં મદદ કરીશું. અમારા આ કથન પર બ્રિટીશ સામ્રાજ્યને વિશ્વાસ હોય અને એ પ્રમાણે કરવાની તથા વર્તવાની તેની સાચા દિલની ઇચ્છા હોવાને પ્રથમ પગલા રૂપેજ મારા જેવા સર્વ રાજદ્વારી કેદીઓને તુર્તજ મુક્ત કરી દેવા જોઇએ. અમને જો મુક્ત કરવામાં આવશે તો હિંદ પર ચઢી આવેલાં અફઘાન, તુર્કી વિગેરે મુસ્લિમ ધાડોનો સામનો કરવા માટે અમે લશ્કરમાં ભરતી થઇશું સા-

પરંતુ આન્દામાન રાજદ્વારી કેદીઓ જેઓ આન્દામાનમાં, હિન્દમાં અને દેશ પરદેશમાં એક યા બીજા આરોપસર અટકાયતમાં રખાયામાં આવ્યા છે તેમને તો મુક્ત કરવા જ જોઈશે, ”

ઉપર પ્રમાણેનું નિવેદન સાવરકરે હિન્દી સરકાર પર મોકલી આપ્યું તે અરસામાં એક બનાવ એવો બનવા પામ્યો કે જેથી આન્દામાનના રાજકેદીઓની જીંદગી પર મોટી અસર થવા પામી. સને ૧૯૧૪ ના સપ્ટેમ્બર માસની શરૂઆતમાં એમ્ડન નામનું જર્મન જહાજ બંગાળાના ઉપસાગરમાં મોટી ધમાલ મચાવી રહ્યું હતું. એમ્ડને બંગાળ ઉપસાગરમાં ફરતા એક બ્રિટિશ જહાજ ને પકડયું, પરંતુ તેને ડૂબાડી ન દેતા છોડી મૂકવામાં આવ્યું. પરંતુ લગભગ એજ અરસામાં એમ્ડને બ્રિટિશના પાંચ વેપારી જહાજો ડૂબાડી દીધાં હતા. તા ૨૨–૯–૧૪ ના રોજ મદ્રાસ શહેર પર અગ્નિ વર્ષા કરવામાં આવી. સપ્ટેમ્બર માસની આખર સુધી આ જહાજ સુમાત્રાના કિનારે કિનારેથી આંદામાન નિકોબાર બેટમાં આસપાસના સમુદ્ર ભાગ થી બંગાળના ઉપસાગરમાં ઘુમરી ખાતુ હતુ. તા ૯–૧૧–૧૪ ના રોજ આખરે એમ્ડન જહાજના નાશ કરવામાં આવ્યો. આ એમ્ડન જર્મન વહાણ બંગાળ ઉપસાગરમાં શા હેતુથી ફર્યા કરતુ હતુ તેની ચર્ચા આંદામાન અને હિન્દમાં ચાલતી હતી. તે વિષે સાવરકર લખે છે કે, × —‘ જર્મન જહાજ એમ્ડનનું આ પરાક્રમ સાંભળી સાંભળીને આંદામાનની મુઠી ભર સેના ચિંતામાં પડી ગઈ હતી. આંદામાન એટલે દુનિયાનો નાનામાં નાનો માટીનો ટેકરો ! આખર તેની કિંમત શી ? આંદામાનમાં અંગ્રેજોની સંખ્યા ઘણા જુજ પ્રમાણમાં હતી અને જે હતા તે પણ લગભગ સિપાઈઓનાજ હતા. આવા પ્રસંગોમાં એકાદ જર્મન મનવાર અગર વિનાશિકા ત્યાં આવી પહોંચી હોત તો આંદામાન તેના સામનો કેવો કેટલો ને કયી રીતે કરી શકત, એ એક વિચારવા જેવો પ્રશ્ન હતો.

આ જર્મન એમ્ડન જહાજ શા માટે મોકલવામાં આવ્યુ હશે તેનો અંદાજ સાવરકરને આવી ગયો હતો. આંદામાનમાં પૂરાએલા હિન્દી રાજદ્વારી કેદીઓને મુક્ત કરવાનો આશય તેમાં હતો, એમ એમ્ડન જહાજ પરથી મળી આવેલા કાગળો પરથી જાણવા મળે છે. જર્મનીની નાવિક શક્તિ માટે લોકે

× મારી જન્મટીપ ઉતરાર્ધ પાન ૧૬

સાવરકરને શંકા હતી, પરંતુ જર્મની ધારે તો આંદામાન જેવું બંદર તાબે કરી ત્યાંના કેદીઓને તે અવશ્ય મુક્ત કરી શકે તેમ હતું. એ વાતમાં સાવરકરને જરા પણ શંકા ન હતી. જોકે સાવરકર જાણતા હતા કે આ બધા બનાવોથી બ્રિટિશ સરકાર ગભરાઇ છે અને આંદામાનના બચાવની તૈયારીઓમાં પડી છે.

આ બધી પરિસ્થિતિ નિરખી સાવરકરનું મન ઘણા વિચારોમાં ઘુમરી ખાઇ રહ્યું હતું +

"આપણાથી શું થવાનું છે? અગર કાંઇ થઇ શકવાનું નથી એવા નામર્દના વિચારો લાવવા યોગ્ય નથી. હિંદી ક્રાંતિકારોની યોજના હતી કે જર્મન બોટ આંદામાન પર આક્રમણ કરી, તેને તાબે કરશે અને ત્યાંના રાજદ્વારી કેદીઓને અવશ્ય મુક્ત કરશે. એ વાત ચોક્કસ સંભવિત હતી જ. એક બે વખત તો આ વાત સિદ્ધ પણ થવાની અણી પર હતી. એક વખતે જર્મન ડુબક-કિસ્તીએ આંદામાનને ઘેરી પણ લીધું હતું. જો કે પ્રયત્ન તે સમયે ફળીભૂત ન થયો પરંતુ ભવિષ્યમાં પણ ફરીથી કયારે ઘેરી લેશે તે બિલકુલ અનિશ્ચિત હતું. અને આવા સમયે આમારે શું પગલું લેવું જોઇએ એ અમે નક્કી કરી ન રાખ્યું હોત તો અમે તદ્દન મૂર્ખજ ગણાત! તે ઉપરાંત આવી સોનેરી તકને છોડી દેવાનું પાપ પણ અમને લાગત, એમાં શંકા ન હતી."

એમ્બડન જહાજની આ પ્રમાણે વાતો ચાલતી હતી તે સમયે એક વખતે કેટલાક કેદીઓએ બારી સાહેબને જણાવ્યું હતું કે સાવરકરને ઉપાડી જવા માટે જર્મનથી હવાઇ જહાજ આવવાનું છે! આ બધી અફવાથી બારી સાહેબ અતિ ચિંતાતુર બની ગયાં, અને દરેક સ્થળે અંગ્રેજ સિપાઇઓનો પહેરો ગોઠવી દીધો હતો. સાવરકરને તેમના સ્થાનેથી ખસેડી આંદામાનના મધ્ય ભાગના ટાવરમાં લાવવામાં આવ્યા હતા.

જર્મન જહાન એમ્બડનની બાબતમાં સાવરકરની કલ્પના સત્ય હતી એમ અન્ય લખાણ તથા કાગળો પરથી પુરવાર થાય છે.

તા: ૧૫-૨-૧૯૧૫ ના રોજ સિંગાપુરના પાયદળ પલટણના સિપાઇઓએ બળવો કર્યો હતો. પાંચ દિવસ સતત બંદુકની ગોળીઓ ઉછળ્યાં પછી બંડખોર સિપાઇઓને શરણે આવવું પડયું. આમાંના અનેક બંડખોર સિપાઇ-

+ મારી જન્મટીપ

ઓને આંદામાન મોકલી દેવામાં આવ્યા છે એવી ખબર જર્મનીને પડી હોવી જોઇએ. કારણ ૧૯૧૫ મા આખુ જર્મની શું શુ કપટ કરી રહ્યું હતું તેનું વર્ણન Sedition committee report માં આપવામાં આવેલું છે

A third steamer was to sail to Andaman, shiping a cargo of arms at sea and Raid port blair, pick up Anarchists convicts and men of the mutinous Singapore Regiment, who, it was thought, were interned there, and then proceed to Rangoon and raid it

[ રસ્તામા શસ્ત્રો પુરા પ્રમાણમા એગ કરી એક ત્રીજુ જર્મન જહાજ આંદામાન તરફ જાતુ હતુ પોર્ટ બ્લેયર પર હલ્લો કરી ત્યાંના કેદીઓને મુક્ત કરવા અને સિગાપુરના બંળવામા સામેલ થનાર સિપાઇઓનો પણ છુટકારો કરવો, અને આ પ્રમાણે બધા મુક્ત કેદીઓને લઇને રગુન શહેર પર હલ્લો કરવે એવી આ જહાજની યોજના હતી ]

રાજ્યનૈતિક ઇતિહાસના બીજા ખડના પાન ૧૨૪ પરથી એવું જણાઇ આવે છે કે આ જર્મન બોટનો ઉદ્દેશ રાજદ્વારી કેદીઓને મુક્ત કરવાનો હતો. પરતુ આ બાબતમા બ્રિટિશરોને યોગ્ય સમયે બધી માહિતી મળી જવાથી આ યોજના સફળ થઇ પામી, નહોતી

બંગાળ નો ઉપસાગર જા–આવ માટે ખુલ્લો હોવાથી 'ચવાન' બધ કરવામા આવ્યુ હતુ. આંદામાનની પ્રજાની જરૂરીયાતની સર્વ ચીજો, ખાદ્ય ખોરાકી વિગેરે હિંદમાંથી આ સત કરવાપ આવતી હતી હવે જો આ માર્ગ બધ થઇ જાયતો આંદામાનની પ્રજાને જીવન નિર્વાહનો પ્રશ્ન ભયકર બની જાય એમાં શંકા નહતી

તા–૧૯–૨–૧૫ના રોજ હિંદનાં દેશભક્ત અને પૂનાના રહીશ શ્રી ગોપાળ કૃષ્ણ ગોખલે જે સ્વર્ગવાસ થયો છે, એવી ખબર સાવરકરને મળી શ્રી. ગોખલેના મૃત્યુ સમાચારથી સાવરકરનુ મત અત્યત વ્યાકુળ અને શોકગ્રસ્ત બની ગયું આ સમયના પોતાના દુ:ખનું વર્ણન તેમની જન્મ ટીપના પાન ૧૬૨–૬૩માં વર્ણવ્યું છે

"હું વાળું કરતો હતો. તે સમયે બારી સાહેબે આવીને જણાવ્યું કે, શ્રી. ગોપાળ-કૃષ્ણ ગોખલેનો સ્વર્ગવાસ થયો છે. તમને હરહમેશ કંઇ પણ સમાચાર સાંભળવાની ઇચ્છા રહ્યા કરે છે. તો લો આ સમાચાર"

ક્ષણભર તો મને આ સમાચાર સત્ય પણ ન લાગ્યા. મને દુઃખી થતો નિરખી બારીએ મને કહ્યું," ગોખલે તો તમારી વિરૂદ્ધ હતા ને ?"

મેં જવાબ આપ્યો," ના ! હું તેથનીજ કોલેજમાં ભણેલ. તેમનો વિદ્યાર્થી છું. તેમની સાથે મારે મતભેદ હતો—નહિં કે વિરોધ ! હિંદની તવારીખમાં તે એક મહાન દેશ ભક્ત હતા, એમાં શંકા નથી."

બારીએ પૂછ્યુ," તમારા કેસમાં તમે તેમના વિરૂદ્ધ ભયંકર કાવત્રુ કર્યાનો પુરાવો આપ્યો હતો તેનો તો પછી અર્થ શું ? અટક કર્યા સિવાય ક્રાંતિ હિંદમાં શક્ય નથી એમ પણ તેમણે તમને કહ્યું, હતું ખરૂં ને ?

બારી સાહેબને જવાબ આપવાર [ મેં કહ્યું, " એ કેવળ દંતકથા છે ! અને દંતકથાપર વિશ્વાસ રાખવાનો કોઇ અર્થ નથી હું તેમને અનેકવાર મળ્યોછું અને મને ખબર છે ત્યાં સુધી અમે એક બીજા તરફ માન ધરાવીએ છીએ દેશની ઉન્નતીની દ્રષ્ટિએ તેમને કદાચ મારો માર્ગ યવા યોગ્ય ન લાગતો હોય, પરંતુ તેથી કરીને તેમની દેશભક્તિનીનું મહત્વ ઘટતું નથી તેમના વિરૂદ્ધના કાવત્રા માટે મને પૂછશો તો કહીશ કે ગોખલેના આપણથી ઉશ્કેરાઇને 'અભિનવ' ભારતમાંના કેટલાક સભ્યો હુમલો કરવાની વાતો કરતા હતા, પરંતુ તેવો ઠરાવ મે 'અભિનવ ભારતમા' લાવવા દીવો નહી,

તા.૯-૩-૧૯૧૫નારોજ સાવરકરે એકપત્ર પોતાને ઘેર લખ્યો હતો તેમાં જણાવ્યું હતું કે, 'ગોખલેએ પોતાની સારી જીંદગી દેશસેવામાં ખર્ચી નાખી છે તેમની દેશસેવા નિસ્વાર્થ' અને પ્રમાણીક હતી.' આ પત્રમાં સાવરકરે પૂછાવ્યું હતું કે " Did you get the poems on Guru and Ravi ? (ગુરૂ.રવી પરની કવિતાઓ તમને મળે શી ? આ ગુરૂ રવીની કવિતાઓમાં ગુરૂ ગોવિંદસિંહના જીવનમાં બનેલી ઘટનાઓનું કાવ્ય હતું. આ કાવ્ય સરસ રીતે આંદામાનની બહાર મોકલવામાં આવ્યુ હતું. પાંચ વર્ષની સજા પામીને કેટલાક કેદીઓ આંદામાનમાં આવ્યા હતા તેમની છુટવાની ઘડીએ તેમને આ

કરીને મુખપાઠ કરાવવામાં આવ્યું હતું. હીંદમાં જઇને તેણે આ મુખપાઠ કરેલા કાવ્યને પ્રસીદ્ધમા મૂકવાનું હતું સાચેજ કેટલી સરસ તરકીબ.

૧૯૧૫ની સાલના વાર્ષિક હેવાલમાંથી સાવરકરના વિચારો આપણેને જાણવા મળે છે. હીંદી સૈન્યને યુરોપના મોરચે મોકલવામાં આવ્યું તે જાણી હું અત્યંત ખુશ થયો છુ એવી લખી તેમણે પ. નીચે મુજબ સંદેશો હતો.

'It sent a thrill of delight in my heart to hear that Indian troops were allowed to go to Europe in their thousands, to fight against the best military power in the world! ... Thank God! manliness after all is not dead yet in this land! And what a funny thing! We have been trying our best to encourage foreign travel and used *to congratulate* ourselves if a dozen could be sent a year! *And now* providence had done what we could not .thousands of *Hindus*... have crossed the sea, and under the Government patronage! And let our Pandits sit hatching over the eggs of શાસ્ત્રાર્થ ,to if foreign is travel is permissible to the Hinds have crossed the sea and in crossing it thay have crossed an epoch! what the Crusades have done *for Europe* by bringing it in continent what the *superior civilization of Asia.* The *conflict with the Europeans of our Hindu troops across the seas* will do for India—for Asia

[ સંપૂર્ણ લશ્કરી તાલીમ પામેલા પાશ્ચાત્ય સૈનીકો સાથે યુદ્ધમાં ઉતરવાની તક હિંદી સીપાઇઓને પ્રાપ્ત થઇ જાણી હું અત્યંત ખુશ થયો છું. આપણા દેશનું, પૌરૂષત્વ હજી પરવારી ગયું નથી એ પરમ ત્માની કૃપા છે! ખરી ખુબી તો એ છે કે અત્યાર સુધી આ દેશનાં પરદેશ ગમ ( અર્થાત ) દરિયો પાર કરવો એ પાપ ગણાતું ! શાસ્ત્રથી નિષધ છે એમ મનાતું ! તેવે સમયે એમ થતું કે ચિપદર માનવીઓ એવા નિ'જે કે જેઓ આ માન્યતાને તોડીને

પણ પરદેશ જાય તો કેવું સારૂં ! પરંતુ હવે પરદેશ ગમન—આ દરિયા પાર કરવાના પાપથી જરા પણ ન ગભરાતા ! હજારો હિંદી સિપાઇઓ યુરોપ ગએલા જાણી મને ઘણોજ હર્ષ થાય છે ! અમે જે પ્રયત્ન કરતા પણ ન કરી શકયા તે આમ અચાનક અને અનાયાસે માત્ર કુદરતી રીતેજ બની જવા પામ્યું. પરદેશ ગમન શાસ્ત્રોક્ત છે કે નહિં તેની ચર્ચા ભલે ધર્મના શાસ્ત્રીઓ કર્યા કરતા, પરદેશગમન સત્ય છે કે નહીં તો પણ આ રૂઢીનું ખંડન થયું એ વાત તો ચોકકસ... ]

હિંદમાં હિંદની અલગ અલગ જાતિઓને નિશ્ચિત કરતી સંસ્થાઓનો નાશ થવો જોઇએ, એવી સાવરકરની માન્યતા હતી, તે નીચેના તેમના શબ્દો પથી સમજાય છે.

" Amorg the social institutions, the greatest curse of India is the system of castes. The mighty current of Hindu life is being threatened to perish in logs and sand. It is not good saying, ' we shall reduce it to four caste system first It must be swept away root and branch... the only care to be taken being not to pay so much attention and not to create so much fuss in this sideissue, and our internal relation as to forget and hamper and Thwart the Issue-our relation with the world-but for the right adjustment of which no internal questions can be satisfactorily solved or solved to any substantial purpose.

દરેક કોમ અને જાતિના વિભાગ અને પેટા વિભાગ પાડતી સંસ્થાઓ ભારતને શ્રાપ રૂપ છે. આવી સંસ્થાઓનો નાશ થવો જરૂરી છે. હિન્દુ જીવનનો "પ્રબળ આત્મા આ બેજવાળા રેતીના કુવામાં દફનાઇ જશે કે કેમ એવી શંકા ઉત્પન્ન થયા શિવાય રહેતી નથી " પેટા જ્ઞાતિઓનો નાશ કરી માત્ર ચાર આશ્રમની ચાર જાતિઓ રાખીશું,' એમ કહેવાનો ઝાઝો કોઇ અર્થ નથી જાતિ સંસ્થાઓનું નિકંદન જડમૂળથી કાઢી નાખવું જોઇએ. પરંતુ જાતિય સંસ્થાઓનો પ્રશ્ન ગૌણ હોઇ તે અ પણી જાતેજ પતાવી લેવો યોગ્ય છે. જો કે હાલરત જગત સાથે કેવો સબંધ રાખવો એ અલબત્ત મહત્વનો પ્રશ્ન છે.

એટલે આ મુખ્ય પ્રશ્ન હાથપર ધરવો જોઈએ અને ગૌણુ પ્રશ્નને બાજુ પર મૂકી દેવોજ હિતાવહ છે. તે બાબતમાં આપણે ભવિષ્યમા કાળજી રાખીશું ]

ભારતના જુદા જુદા પ્રાંતોમાં વસતી જનતા જો પોતાના પ્રાંતના જાતિના કે ભાષા અભિમાનના ઝગડા ચાલુ રાખશે. તો અત્યંત અનિચ્છનીય બનાવો ઉત્પન્ન થશે અને મહાન વિકટ પરિસ્થિતિ ઉભી થયા સિવાય રહેશે નહિ. આ દિશામાં સાવરકરે પોતાના વિચારો માર્મિક રીતે અને દૂરંદેશી પણાથી વ્યકત કર્યા છે =

The Andra Sabha is a great and grand movement but the question of ge ing that province separa'ed from the Tamil one is not enno ling In this litt'e thing and straw, we see the direction of an ominous wind to come This is one of *the unhealthy reaction of the grand swadeshi movement and* *must* be corrceted *before it is too* late.

The swadeshi conrected in Bengal, with the little partion question, brought in this relation Every province wants to be separated and shouts and invokes long life to it self. But how can the province live unless the nation lives? They all-Maharastra, Bengal, Madras,–are great will live long but through India All provinces, and petty larguages, instead of Asking to be separated should try to get amalgamated and remove the barriors that yet remain and destory the confusion of tounges and not hug to it. Smaller Nationalists! Is not sutticent Belgium warning! The greatest good that the British Government has done without meaning it is to melt and mould the disintegrating factiors of our motherland Hammer us into one people

---

+ An Echo from Andamans page 36–37

[આંધ્રમાં હાલ એક જોરદાર ચળવળ ચાલી રહી છે, પરંતુ આંધ્ર પ્રાંતને તામિલ પ્રાંતથી અલગ કરવાની પ્રવૃત્તિ સારી ન જ ગણી શકાય. એક પ્રાંતને બીજા પ્રાંતથી અલગ પાડવાનો વિચારજ વિષબીજ સમાન છે. હાલ જોકે વિષબીજ તે નાનું છે પણ આગળ જતાં તે મોટું થતાં વાર લાગશે નહી માટે તેની અત્યારથીજ તકેદારી રાખવી હિતાવહ છે! બંગાળમાં સ્વદેશી અને બંગાળાના ભાગલા જોડી દેવાથી પ્રતિક્રિયા નિર્માણ થઇ દરેક પ્રાંત અલગ થવાની ભાવના સેવી રહ્યા છે! પરંતુ આખા રાષ્ટ્રને જીવંત રાખ્યા સિવાય પ્રાંતો કેવી રીતે જીવંત રહી શકવાના છે. તે એમને કોણ સમજાવે! બંગાળ વગેરે પ્રાંતો મોટા છે. અને ચિરકાળ સુધી જીવંત રહી શકે તેમ છે. પરંતુ એ વાત તો નક્કીજ છે કે તેમનુ ચિરકાળનું જીવન સકલ ભારતના ચિરકાળ જીવન સાથે સંકળાએલું છે! દરેક પ્રાંતે અલગ થવાની ઘટનામાં પોતાની શક્તિ વાપરવા કરતાં તમામ પ્રાંતો ક્યા એક સુત્રથી એક બની રહી શકે-તેમાં વાપરવી જરૂર છે. સમસ્ત ભારતના ઐક્યમાં જે જે વિઘ્નો આવતાં હોય તેનો તાત્કાલીક નાશ કરવો જોઇએ. ભાષાના કારણથી નિષ્કારણ ઝઘડા ઉત્પન્ન થતા હોય તો તેને દૂર કરવા એ પ્રથમ ફરજ છે. કોઇ પણ સંજોગોમાં તે ઝઘડાને વધવાનો અવકાશ આપવો ન જ જોઇએ. ભાષાના ખોટા મોહને ચિટકી રહેવું યોગ્ય નથી! નાનાં નાનાં રાષ્ટ્રો! શું એ વિચાર માટે બેલ્જીયમનો દાખલો પુરતો નથી! બ્રિટનને તેમ કરવા ન દીધુ. પરંતુ ઐક્યની જ ભાવના જીવંત રાખી એ એક અવશ્ય સતકાર્યજ લેખાવું જોઇએ! તમામ નાના પ્રાંતોને એકત્ર કરી એક રાષ્ટ્ર બનાવવાનો તેમનો ઉદ્દેશ અને પ્રયત્ન સાચેજ તારીફ યોગ્ય છે.]

રાજકીય કેદીઓની મુક્તિ માટે પંજાબે જે શક્તિશાળી લડત જગાવી હતી તેને મારેનો ઉલ્લેખ આ પત્રમાં કૃતજ્ઞતા પૂર્વક કરવામાં આવ્યો હતો. યુદ્ધ સંપૂર્ણ થયા પછી રાજકૃપા જાહેર થવાનો પૂરો સંભવ હતો, પરંતુ લોકમતના પીઠબળ સિવાયની આ રાજકૃપાનો કોઇ અર્થ નથી. આ વિચારોના અનુસંધાનમાં સાવરકરે પોતાના ભાઇને લખ્યું હતું કે તમણે પોતાની (સાવરકરની) મુક્તિ માટે અરજી કરવી અને તે અરજી પર હજારો સહીઓ પ્રજામાંથી મેળવી લેવી. પ્રજાની પણ એવી ઇચ્છા હતી કે રાજકીય કેદીઓની મુક્તિ કરાવવી, અનેપ્રજાને પોતાનો છૂટકારો કબુલ ન હોય તો પોતે સારી ફરજ આંદામાનમાં કેદી તરીકે રહેવા તૈયાર છે. સાવરકરે આ પત્રમાં મારામ ફંડનો ઉલ્લેખ ખૂબ આદરથી કર્યો છે. *

---

* An ceho from Andamans page 35.

*It was much afraid that owing to the invasion of France you would be unable to hear from Madam Cama, who has been ever since my coming here, a second mother to you and who had so nobly and faithfully stood by us in the darkest hour of life. But I was very glad to be assured that she even in the midst of this world hubbub, remembered you and had regularly been sending letters to you. At the touch of one such faithful, noble, unshaken loving hand, one's heart relives its belief in humanity*

" હું આંદામાન આવી પહોચ્યો તે દરમીયાન માદામ બહેને તમારી સંભાળ એક માતાની માફક રાખી છે. કામા બહેને આપણા જીવનના અતિ વિષમ દિવસોમાં આપણુ પક્ષે અને આપણી સાથે રહીને આપણી અપાર સેવા કરી છે. એમાં શંકા નથી. ફ્રાંસ યુદ્ધમાં જોડાયું છે અને ફ્રાંસ પર આક્રમણ થયુ હોવાથી માદામ કામા બહેન તમને સમાચાર મોકલી નહી શકે એમ મને લાગેલુ, અને તેથી મને અપાર ચિંતા રહ્યા કરતી હતી. આટલા સમયના ચિંતાભર્યા સમયમાં પણ તને એ ભૂલી ન શક્યા અને નિયમીત પત્રો લખે છે તે જાણી મારા મનમાં અતિસુખ વ્યાપી ગયુ છે વિશ્વાસ, ઉમદાપણું અને અચળ પ્રેમ આ બહેનમાં સમાએલા જોઈને મનુષ્યનું ઓછું મુલ્યાંકન કરવા પ્રેરાએલુ મારૂ મન તેનામાં ફરી વિશ્વાસ રાખવા પ્રેરાય છે."

ચાર વર્ષના આંદામાનના લુખા અને ત્રાસમય જીવનથી એટલા બધા કંટાળી ગયા હતા કે તે તેમના નીચેના શબ્દો પરથી જણાશે. +

" જેલમાં પ્રથમ દિવસે નક્કિ થયેલી દિનચર્યા આખરના દિવસ સુધી કાયમ રહે છે, એમાં કોઇ કરતાં કોઇ પણ ફેર પડતો નથી. જો ફરક પડતો હસે તો એટલોજ કે દુ:ખ અને સજામાં વધારો થયા કરે છે. જેલ જીવનની એક વિશિષ્ટતા છે કે એના કાર્યક્રમમાં, એની સ્થિરતામાં કોઇ જાતનો ફરક પડવો ન જોઈએ. દવાવાળાની દુકાનમાં અગર

દવાખાનામાં ગોઠવેલી બાટલીઓને ઓળખવા માટે જેમ લેબલ લગાવવામાં આવે છે તેમ જેલમાં પણ અમને ઓળખવા માટે નક્કી

---

+ An Echo from Andaman

ટીકડીઓ અમારી છાતી પર લગાડવામાં આવે છે આ આટલીઓ પર, ઓછી વત્તી ધૂળ ચઢે એટલોજ માત્ર ફરક છે? તેવીજ રીતે કેદીઓનાં માનસ પર વિસ્મૃતિની ધૂળ ચઢી જાય છે. મનમાં ઠીક લાગે તે કરવા અગર બોલવા માટે કેદીઓને સ્વતંત્રતા હોતી નથી, પરંતુ તે ઉપરાંત મનોસૃષ્ટિમાં સ્વપ્ન વિહાર કરવા ની પણ પરવાનગી કેદીઓને આપવામાં આવતી નથી"

સને ૧૯૧૨ ના ડીસેમ્બર માસમાં લૉર્ડ હાર્ડિંજે જ્યારે દિલ્હીમાં પ્રવેશ કર્યો હતો ત્યારે તેમને સીધાજ સ્વર્ગમાં પહોંચતા કરી દેવા માટે બોંબ ફેંકવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. આથી સરકારે ગુસ્સે થઈને પંજાબના ક્રાંતિકારક બળને કચડી નાંખવાનો પૂરો પ્રયત્ન કર્યો હતો. રાસ વિહારી બસુ પર સરકારને પૂરે પૂરો શક હતો પરંતુ સરકારની તકેદારી તથા તપાસની આંખમાં ધૂળનાખીને રાસ વિહારી પોતાના પ્રયત્નો ખૂબ જોરથી અમલમાં મૂકતા હતા.

સને ૧૯૧૪ ના નવેમ્બર માસમાં મહારાષ્ટ્રય ક્રાંતિકાર વિષ્ણુ ગોપાળ પિંગળે અમેરિકાથી હિંદ આવ્યા હતા. આવીને એમણે રાસ વિહારી સાથે ક્રાંતિના પ્રયત્નો કેવી રીતે અમલમાં મૂકવા તેની ચર્ચા કરી હતી.

પરંતુ તુરતજ દિલ્હી કાવત્રા કે ની શરૂઆત થવા પામી અને તપાસમાં અનેક પ્રકારની હકિકત બહાર આવવા લાગી. પરિણામ એ આવ્યું કે ક્રાંતિકારોને બહુજ સાચવીને ચાલવું પડતું ક્રાંતિના પ્રય ન ખોરંબે પડયા હતા. તા. ૫-૧૦-૧૯૧૪ ના રોજ દિલ્હી કાવત્રા કેસનો ચૂકાદો બહાર પડયો હતો. ચૂકાદામાં અમીરચંદ, અવધ બિહારી, બાલમુકુંદ, વગેરેને ફાંસીની કામી સજા ફરમાવવામાં આવી હતી.

ભાઈ પરમાનંદજીના સમા કાકાના પુત્ર બાલમુકુંદજીના પૂર્વજ ભાઈ મતિદાસને ઔરંગ ઝેબે કરવતથી વહેરીને મારી નાખ્યા હતા. જે જગ્યાએ મતિદાસને કરવતથી મારી નાંખ્યા હતા તેજ સ્થળે બાલમુકુંદને ફાંસીએ ચઢાવામાં આવ્યા હતા. તેમના પતિના મરણ પછી તેમના પત્ની શ્રી. રમરખીએ અન્ન ત્યાગ કર્યો અને તેમના પાછળ ઝુરતી ઝુરતી ૫ દરથી સત્તર દિવસમાં તેમણે ણુ જાણે પતિને મળવા માટે જતાં નહોય તેમ મૃત્યુ પામ્યાં.

પંજાબના આધુનિક ઇતિહાસના આ પ્રસંગ * અને સને ૧૯૧૫ ના

* The story of my life by Bhai parmanand pase 77 to 87

સપ્ટેમ્બર માસના શરૂઆત દિવસોમાંજ લાહોરના કાવત્રા કેસનો પ્રથમ ચૂકાદો આપવામાં આવ્યો. આ કેસના આરોપીઓ માંથી કરતારસીંહ, જયસિંહ પિંગળે વિગેરેને ફાંસીને ત્રિકે ચઢાવી દેવામાં આવ્યા. ભાઇ પરમાનંદને પણ પ્રથમ તો ફાંસીનીજ સજા ફરમાવવામાં આવી હતી, પરંતુ દેશભક્ત પંડીત મદન મોહન માલવીય જી, સર અલી ઇમામ વિગેરેની મહેનત અને ખટપટથી ભાઇ પરમાનંદની સજાને રૂપાંતર આપવામાં આવ્યું. ફાંસી ને બદલે કાળા પાણીની સજા જાહેર થઈ.

સને ૧૯૧૬ ના ફેબ્રુઆરી માસમાં બનારસના કાવત્રા કેસ પણ ચલાવવામાં આવ્યો હતો. તેના ચૂકાદામાં રાસ બિહારીના જમણા હાથ સમા સહકાર્ય કર્તા સચિંદ્રનાથ સન્યાલ વગેરે ક્રાંતિકારોને આંદામાનની કાળાપાણીની સજા ફરમાવવામાં આવી હતી.

આંદામાનની સજા પામીને આવેલા નવિન કેદીઓમાં ભાઇ પરમાનંદ પણ હતા, પરંતુ તેમની સાથે તો સાવરકરને પ્રથમથીજ પરીચય હતો જ આ નવીન કેદીઓ પાસેથી સાવરકરે હિંદની પરિસ્થિતિ અને સંજોગો જાણી લીધા.

1 આ નવિન કેદીઓ આવતાની સાથેજ બારી તેમને કોલુની સજા ફરમાવવાની ધમકી આપવા લાગ્યો. પરંતુ તે તેમ ન કરી શક્યો આ મનના વિચાર મનમાંજ રહ્યા. કારણ કે આવો હુકમ થતાંની સાથેજ ભાઇ પરમાનંદના નામથી જાણીતા થયેલા બીજા એક કેદીએ કામ કરવાની ના પાડી. બારીએ ચિડાઇને તેને પોતાના ઓરીમાં બોલાવ્યો, અને ખૂબ દમ કેદીને આપવા લાગ્યો. જવાનની એનફેલ વતથી કેદીનો મિજાજ ગયો અને બારીના આશ્ચર્ય વચ્ચે તેણે બારીને એક તમાચો ચોપડી દીધો બારી ખુરસી પરથી ઉથલી પડ્યો, હેટ દૂર ફેંકાઇ ગઇ! સુપરિન્ટેન્ડન્ટને ફોન કરવામાં આવ્યો.

આ યુવાન કેદીને બારીએ તથા તેના તાબાના માણસોએ ચિડાઇને વેર લેવાના આશયથી ખૂબ માર માર્યો તે એટલે સુધી કે તેનું આખું શરીર લોહી લુહાણ થઇ ગયું. સુપરિન્ટેન્ડન્ટ પણ આવી પહોંચ્યો અને તેણે પણ ક્રોધથી ધુવાંપુવાં થઇને કેદીને ગાળો દેવા માંડી કેદીથી આટલા દુઃખમાં પણ અપશબ્દો સહન ન થતાં તેણે પણ તેના જવાબ આપવા માંડ્યા. ઉદ્ધત

વર્તન માટે આ કેદીને ૩૦ ફટકાની સજા ફરમાવવામાં આવી, હતી તે કેદીએ શાંત ચિત્તે સહન કરી લીધી.

આ તોફાનનું કારણ બારી હતો અને તેની ગાળોથી ભરેલી જબાન ! આ તોફાનની વાત જાણવામાં આવતાંજ કેટલાક રાજકીય કેદીઓ હડતાલ પર ઉતર્યાં. આથી મેજર મેરીએ બારીને બરોબર ઉધડો લીધો. બારી આથી ગભરાઇને અને પોતાનો વાંક સમજીને શાંત થઇ ગયો. કેદીઓ પર વધારે કામનું નાંખવાનો મનસુબો તેના મનમાં રહી ગયા.

આ બનાવ બન્યા પછી વળી એક બનાવ બનવા પામ્યો. ચતરસિંહ નામનો કેદી પોતાની સજાથી અત્યંત ત્રાસી ગયેલો હતો. કેદીઓના વજનના દિવસે તેને સુપ્રીટેન્ડન્ટના સમક્ષ ખડો કરવામાં આવ્યો. તેનાથી ન રહેવાતાં તેણે સીધો સુપરીન્ટેન્ડન્ટ ઉપરજ હુમલો કર્યો. વોર્ડર વિગેરેએ તેને પકડી લીધો અને તેને એ સુમાર માર મારવા લાગ્યા. એટલો બધો માર માર્યો કે જેના પર હુમલો થયો હતો તેજ સુપરીન્ટેન્ડન્ટે કંટાળીને કેદીને છોડી દેવાનો હુકમ કર્યો. જો આ પ્રમાણે તેને માર ખાતાં છોડવવામાં ન આવ્યો હોત તો કદાચ તે તેજ સ્થળે મરણ પામત ! હુમલાના ખરાબ વર્તન માટે ચતરસિંહને અનેક સજાઓ કરવામાં આવી.

આ બન્ને બનાવો ઉપરથી બારીને એમ મનમાં વસી ગયું કે આ બધી ઉશ્કેરણી સાવરકર ભાઇઓની જ છે, અને સાબિત કરવા તેણે અનેક ધમપછાડા માર્યા પણ સફળ થયો નહિ.

તા. ૮-૮-૧૬ ના રોજ સાવરકરની સજાના આંદામાનમાં પાંચ વરસ પૂરાં થયાં હતાં. તેથી તેમણે પોતાની જાતે પોતાનો ખોરાક પકાવી લેવાની પરવાનગી માગી. પરંતુ તેમને પરવાનગી આપવામાં આવી નહોતી.

સાવરકરનું શરીર વ્યાયામથી કસાએલું હતું, તેથી શરૂઆતના પ્રથમ પાંચ વર્ષના કષ્ટ અને ત્રાસ વેઠી શક્યા પરન્તુ ત્યાર બાદ સને ૧૯૧૬ માં તેમના દેહે વધુ કષ્ટ સહન કરવાની ના પાડી, અને તેમને તાવ લાગુ પડયો. તાવને લીધે તબિયત બિમાર રહેવા લાગી. જેલમાં મળતો ખોરાક સત્વહીન અને નિર્માલ્ય હોવાથી તેમના શરીરને પોષણ મળતું નહી તે ઉપરાંત પુરો રાંધ્યા વગરનો કાચો ખોરાક, રોટીએ તેમની પાચન શક્તિને કમજોર બનાવી

કીધો. ઘઉંની રોટલી કાચી આવતી હોવાથી સાવરકરે રોટલી ખાવાની છોડી દીધી હતી. તે ઉપરાંત જેલની દાળનો પણ તેમને કંટાળો આવી ગયો અને તેને પણ પોતાના ભોજનમાંથી દૂર કરી ભાતમાં માત્ર પાણી નાખી ખોરાક લેવા માંડ્યો. પરિણામ એ આવ્યું કે તેમને મરડો થઇ ગયો. પરન્તુ તેમણે આખરે એક ઉપાય શોધી કાઢ્યો.

રાવ કરના ભાઈ તથા બીજા એક કેદી કે જેમનું નામ જોશી હતું તેમને જેલના નિયમ આધારે જુદી રસોઇ બનાવવાની પરવાનગી આપવામાં આવી હતી. આ લોકો જે રસોઇ બનાવતા એમાંનું થોડુંક સાવરકરને પણ મોકલવા લાગ્યા. તેથી તબીયત કાંઇક ઠીક થઇ, પરન્તુ ત્યાર બાદ ગણેશપતને આદાશીશીનો પુરાણો રોગ લાગુ પડ્યો. આમ ધીમે ધીમે બન્ને ભાઇઓની પ્રકૃત્તિ બગડવા લાગી. શરીરનું દુઃખ માનસીક દુઃખ અને આજુબાજુ પથરાએલા સંજોગોનું દુઃખ ઘેર લખાતા પત્રોમાં નિર્દેશ થઇ શકે તેમ ન હતું.

તા. ૬-૭-૧૯૧૬ ના રોજ સાવરકરે એક પત્ર પોતાને ઘેર લખ્યો હતો, એ પત્ર વાંચતા સૌ કોઇને પ્રથમ ખ્યાલ એજ આવે કે સાવરકર કેટલા મહાન છે કે આટલા યાતનાભર્યા દિવસોમાં પણ આટલી મનની સ્થિરતા રાખી શકે છે! આ પત્ર તેમણે પોતાના નાના ભાઇ તથા તેમના પત્નીને ઉદ્દેશીને લખ્યો હતો. પોતે ભલે દુઃખ ભોગવતા હોય, પરન્તુ પોતાનો નાનો ભાઇ તો સારી રીતે સંસારીક સુખ ભોગવી શકે છે, તે જાણીને પ્રસન્ન થતાં નાના ભાઇને પત્રની શરૂઆતમાં તેમણે ધન્યવાદ પણ આપ્યા છે.

આ સંસારની ગૃહિણી પદને ધારણ કરનાર હરેક યુવતીએ એ પત્ર વાંચવો ખૂબજ અવશ્યક છે. કારણ તેનાથી તેમની જીંદગીમાં અનેક ફાયદા થયા સિવાય રહેશે નહી. *

The first and foremost consideration of a young lady should be her health. It is... a debt she owes to generations not yet born. Every atom of health that a young lady disputes

* An Echo from Andamans

so much that is taken away from the strength of souls that are yet to rise she is a golden link that joins the yesterday to the morrow. Therefore the first care of a wife should be health that would harmonise the buties of her body and mind and soul So neither study nor pleasure should be entire her away so as to take her energy too much but both should be indulged in only so far as to render that health perfect and that beauty transperantly pure.,

"જેણે ગૃહિણી જેવું જવાબદારી ભર્યું અને માનભર્યું પદ પ્રાપ્ત કર્યું છે તે યુવતીની પ્રથમ ફરજ એ છે કે તેણે પોતાના આરોગ્યની, પોતાની તંદુરસ્તીની સારી કાળજી રાખવી જોઇએ. ગૃહિણીની તંદુરસ્તી એ તો ભવિષ્યમાં જન્મનાર બાળકની એ સંપત્તિ છે—બાળકનું એ ઋણ માતાએ અદા કરવાનું છે! માતા પોતાના સ્વાસ્થ્યમાં એક બુંદ પણ નિષ્કારણ જવા દે એનો અર્થ તો એક જ થાય કે તે પોતાના ભાવિ બાળકના સ્વાસ્થ્યને શકિતહિન કરી રહી છે. ભૂતકાળ અને ભવિષ્ય કાળની જોડનાર એ એ સોનેરી આકડા એટલે આજની તરુણ ગૃહિણી! શરીર મન અને આત્માને એક રાગ બનાવનાર પોતાના આરોગ્યની પ્રથમ કાળજી રાખવાનું આથીજ મુખ્ય કારણ છે વાચન અગર વિલાસ એ માંથી એકની પણ છાપ ગર્ભમાં છૂપાએલા આત્મા પર પડવી જોઇએ નહી. તેમણે બન્નેનું સુખ અનુભવવું જોઇએ. સંપૂર્ણ આરોગ્યનું રક્ષણ થાય ને અભાવિમાં જન્મ ધારણ કરનાર બાળક પર સારી છાપ પાડે તેવું સરસ વાંચન ગૃહિણીઓએ વાંચવું જોઇએ."

સાવરકર આગળ લખે છે કે—"I was glad to know the whereabout of my dear Rushi. Is he still in the service? Holds the same office?"

[મારા પ્રિય રૂષીની ખબર જાણી મને અત્યંત આનંદ થયો પ્રથમનીજ નોકરી પર અને તેજ ઓફીસમાં હજુ છે?]

ઉપરના વાક્ય પરથી એમ લાગે છે કે સાવરકરે કદાચ સાંકેતિક ભાષામાં અય્યર વિષે કંઇક લખ્યું હશે. તેમણે પોતાના ભાઇને જણાવ્યું હતું કે

ત્યાંસુધી યુદ્ધ પુરૂ થતા સુધી તેમણે પોતાને મળવાની કોશીષ કરવી નહી. અને પોતાને મુકત કરવાની ખટપટ કરવી હોય તો તે રીપી હિંદ સરકાર સાથે જ કરી લેવા. તેમના ભાઇ મુંબઇ રહેતા હતા તે તેમને પસંદ નહોતું. સાવરકરે એકાદ વખત સુચન કરેલુ કે તેમણે મુંબઇને બદલે વડોદરા જઇને રહેવું અને ત્યાંજ રહી થવું.

બારી સાહેબે પરમાનંદના હાથનો માર ખાધા પછી થોડા દિવસ સુધી શાંતિ રાખી ખરી પરંતુ બારી પોતાની જાતને કાબુમાં રાખી શકયો નહી. જુલમ અને સિતમ કરવા તેણે ફરીથી શરૂ કરી દીધા. સુપરીન્ટેન્ડન્ટને ખતમ કરવા માટે કેદીઓ જંગ તૈયાર કરાવી રહ્યા છે એવી અફવા બારીએ કેદીઓને બદનામ કરવા માટે ફેલાવી હતી. સાવરકરને પોતાની જાળમાં ફસાવી પાડી ખરાબ કરવાના અનેક ધમપછાડા બારીએ માર્યા પરંતુ તેમાં બારી ફાવી ફાવ્યો નહી.

સને ૧૯૧૭ ની શરૂઆતમાં બારીએ શ્રી. આશુતોષ લાહેરીને દરરોજ એ રતલ છોડાં કુટવાનો હુકમ કર્યો, પરંતુ આશુતોષે આ શિક્ષાને તાબે થવાની ચોખ્ખી ના સુણાવી દીધી. એનું પરિણામ એ આવ્યું કે તેમની પર અનેક જાતના જુલમ શરૂ કરવામાં આવ્યા. એટલે સુધી કે નેતરની સોટીથી તેમને માર મારવામાં આવ્યો હતો. પરંતુ તેમણે આ કઇસઇ રજા સહન કરી પરંતુ અપમાનભરી શિક્ષાને તાબે ન થયા તે નજ થયા. આ માહિતી હિંદના 'બંગાળ' વિગેરે અખબારોમાં સને ૧૯૧૮ના જુન માસમાં પ્રસિધ્ધ થવા પામી અને તપસ્વી સ્વર્ગવાસી સુરેન્દ્રનાથ બેનરજીએ વાઇસરોય કાઉન્સીલમાં તે અંગે કેટલાક પ્રશ્નો પૂછ્યા હતા. બારીએ આશુતોષને થોડીક લાલચ અને આશ્વાસન આપ્યું હતુ અને તે આશાભર્યા અરસામાં આશુતોષે આઠ માસ સુધી કેદની આઠ માસની દુઃખ ભરી જીંદગી વિતાવી નાંખી. પરંતુ બારીએ પોતાનું વચન પાળ્યુ નહિં અને બોલેલુ ફરી ગયો તેથી આશુતોષને ઘણો ક્રોધ ચઢયો અને તેમણે કોઇ પણ પ્રકારનું કામ કરવાની ના પાડી દીધી. શ્રીયુત આશુતોષ લાહેરી અત્યારે તો હિન્દુમહાસભાના સર ચિટણીસ તરીકે કામ કરી રહ્યા છે.

શ્રી, માનસિંહ નામના એક કેદીને પણ સજા ફરમાવેલી હતી પરંતુ તે પ્રમાણે કરવા માનસિંહ ના પાડતા બારીએ એના સ્વભાવ પ્રમાણે ગુસ્સે થઇને માનસિંહને ખૂબ માર માર્યો. આથી જેલના અન્ય કેદીઓના મન

અસ્વસ્થ બની ગયાં અને તેઓએ ખાનીના આ વર્તન વિરૂદ્ધમાં હડતાળ પાડવાનો નિશ્ચય કર્યો.

આ પ્રમાણે આંદામાનમાં રાજકીય કેદીઓ જ્યારે દુઃખ અને જેલ ઓફીસરોના અઘટીત હુકમોનો જુલમ સહન કરી રહ્યા હતા ત્યારે બહારના જગતમાં અનેક બનાવો બની રહ્યા હતા. અને એ બનાવો તવારીખને અન્ય સ્વરૂપ આપી રહ્યા હતા.

સરકારના પ્રયત્નો અને તૈયારીઓ તરફ દ્રષ્ટિ નાંખતાં એમ સ્પષ્ટ પણે જોઈ શકાતુ હતું કે સરકારે ક્રાંતિ, ક્રાંતિકારો અને તેનાં સર્વબળોને નામશેષ કરવાનો નિશ્ચય કર્યો છે. પંજાબના અને યુક્ત પ્રાંતોના કેસો પુરા થઇ જતાં સરકારે બ્રહ્મદેશમાં પકડાએલા ક્રાંતિકારો પર કામ ચલાવ્યું અને એ કેસમાં સજા પામેલા કેદીઓને આંદામાન પણ મોકલી આપવામા આવ્યા. આ સમય ૧૯૧૭ નો મધ્ય કાળ હતો.

યુરોપના યુધ્ધની સ્થિતિ અતિ ચિંતા જનક હતી. તે અરસામાં એટલે તા. ૨૮–૭–૧૯૧૭ના રોજ ઇગ્લેન્ડના વડા પ્રધાન શ્રી. લોઇડ જ્યોર્જે સામ્રાજ્ય સ્થિરતા માટે હિન્દમા સહકાર્ય અને સુમેળની કેટલી આવશ્યકતા છે એ મુદ્દાને સ્પષ્ટ કરતું એક નિવેદન કર્યું; આ નિવેદને બ્રિટીશ સામ્રાજ્યમાં અને ખાસ કરીને હિન્દમાં આશા પ્રગટાવી હતી. આ આશા રાખનારા દેશ ભક્ત શ્રીમાન લોકમાન્ય તિલક પણ હતા.

તા. ૧૫-૫-૧૭ના રોજ નાસીક મુકામે મુંબઇ પ્રાંતિક પરિષદ ભરવામાં આવી હતી. તેના પ્રમુખ ના. શાસ્ત્રીએ રાજકીય કેદીઓની મુક્તિનો ઠરાવ પોતે ફરી મંજુર કરાવ્યો હતો. ત્યાર પછી તા. ૨૦-૮-૧૯૧૭ના રોજ આસ્ત મંત્રી મી મોન્ટેગ્યુએ પાર્લામેન્ટમાં મહત્વની જાહેરાત કરી હતી. આ જાહેરાત એવા પ્રકારની હતી કે બ્રિટીશ સામ્રાજ્યને એક સંપૂર્ણ ઘટક માનવામા આવશે અને ધીમે ધીમે તેનો વિકાસ કરવામાં આવશે અને આ પ્રમાણે વિકાસ થતા હિંદને પણ ક્રમે ક્રમે જવાબદાર પદ્ધતિનો અને સ્વય શાસનનો અનુભવ પ્રાપ્ત થશે. તે ઉપરાંત લશ્કરી મોટા અમલદારોની જગ્યાઓ પણ શક્ય હોય ત્યાં સુધી હિંદીઓથી પુરવામા આવશે. ત્યારબાદ આ હિંદી સુધારાનો કાચો ખરડો જોઇને મી મોન્ટેગ્યુ હિંદમા આવવા નીકળ્યા હતા.

ઉપર પ્રમાણેની ઘોષણા થતાં આંદામાનના રાજકીય કેદીઓ આ બતમાં પણ કાંઈક સ્પષ્ટતા કરવામાં આવશે એવી આશા આંદામાનના રાજકીય કેદીઓ હતી. માનસિંહને મારપીટ થવાના કારણે કેદીઓએ જે જંગી હડતાલ પાડી હતી, તેમાંએ આશય કેદીઓ તરફે છૂપાએલા હતા પહેલો આશય એ કે પોતાની તકરારનો, પોતાની માગણીઓનો, પોતાની ફરીયાદોનો સારો નિકાલ કરાવવો અને બીજો આશય એ હતો કે નવીન સુધારાની ચર્ચા હિંદમાં ચાલુ થાય ત્યારે તેમાં આંદામાનના રાજકીય કેદીઓનો પ્રશ્ન પણ તેમાં લેવાય અને કાંઈક આખરી અને સારો સુધારો આંદામાનના કેદીઓને પ્રાપ્ત થાય. આંદામાનના કેદીઓ આવાજ પ્રકારના સુખની સંભાવના સેવી રહ્યા હતા

હડતાલ અંગે કેદીઓએ એવી પદ્ધતિ અખત્યાર કરી હતી કે આંદામાનમાં આવનાર નવાં કેદીઓ હડતાલની આગેવાની લે અને સાવરકર જેવા જુના કેદીઓ હડતાલનું બુદ્ધિપૂર્વક સંચાલન કરે અને તેને પ્રસિદ્ધિ પણ આપે. એટલે સાવરકર એમ પ્રત્યક્ષપણે હડતાલમાં ભાગ લેતા નહિં પરંતુ પરોક્ષપણે સર્વ કાંઈ મદદ કરતા. તેમણે આ અરસામાં પોતાને ઘેર એક પત્ર લખ્યા હતો. તેમાં તેજ સાલમાં સ્વર્ગવાસ થએલાં તેમનાં ભાભી સૌ. યશોદાબેનનો ઉલ્લેખ તેમણે આ પત્રમાં કર્યો હતો. તે ઉપરાંત હમેશ મુજબ માદામ કામાની તેમણે મુક્ત કંઠે પ્રશંસા પણ કરી હતી. પોતાની પ્રકૃતિ માટે વિશેષ કાંઈક ન કરવાની સુચના કરવાનો એમનો આશય એવો હતો કે પોતાની તબિયત હાલ ચિંતાજનક રહે છે વળી કોંગ્રેસ રાજકીય કેદીઓના સંબંધમાં કેમ કાંઈ પગલાં લેતી નથી તેનું પણ તેમણે સુચન કર્યું હતું. પોતાના ભાઈને લખ્યું હતું કે યુદ્ધ ખતમ થતાની સાથેજ તેમણે પોતાની મુક્તિ માટે હિંદી સરકારને એક અરજ કરી. આવું કંટમય પરિસ્થિતિમાંથી જીવનની નાની આનંદમય ક્ષણો પણ કેવી રીતે મેળવી લેવી એનું વિવેચન સારી રીતે આવ કરે આ પત્રમાં કર્યું હતું. ગુલામ દેશની દરેક વ્યક્તિએ આનું મનન કરવું આવશ્યક છે. તે પત્ર નીચે મુજબ હતો.

[ અપાર દુઃખ સહન કર્યા પછી થોડુંક સુખ અને થોડોક આરામ મળે એનાથી આપણે વધારે પડતા વિશ્વાસિત બની જવાની જરૂર નથી. શિયાળો ગયો પૂરું થ' વસંતના આલ્હાદક પવનની લહેરોમાં શિયાળાની

કાળજાં થીજાવી દે તેવી ઠંડીને વિસરી જવી એ મૂર્ખતા છે. વસંતકાળનો ઉન્માદક પવન લહરીઓના સુખ પર વિશ્વાસ મૂકી નિર્ભય રહેવાનો કોઈ અર્થ નથી. ગુલામ હિંદની પરિસ્થિતિ અવલોકતાં એમ કહેવું યથાયોગ્યજ છે કે હિંદને નસીબે તો દાસ શિયાળોજ કાયમનો સાથી છે !—નહી કે ઋતુરાણી વસંત ! આપણા ગુલામ દેશનું જીવન અફાટ સહરાના રણ જેવું અમાપ દુઃખથી ભરેલું છે. એ રણમાં દુઃખનો તાપ અસહ્ય છે છતાં પણ સહન કર્યા સિવાય અન્ય કોઈ માર્ગ નથી, આ વાત હિંદ ! કોઈ ભૂલથી કેમ કરી વિસરી શકાય તેમ છે ? ]

સાવરકરે આ પત્ર લખ્યો હતો તે સમયે આંદામાનમાં ચાલતી હડતાલ છ માસ સુધી ચાલી હતી. બંદીવાનોએ પોતાની લેખી માગણીઓ લખી તે પૈકી એક શીખ પંજાબી કેદીએ આ લેખી માગણીઓનો કાગળ જેલ અમલદારને આપી દીધો હતો. આ હડતાલમાં રામરક્ષા નામનો કેદી મરણ પામ્યો. કેદીઓની માગણીઓ એવી હતી કે કેદીઓમાં જે જનોઈ ધારણ કરત. કેદીઓ ટોપ તેમનો એ અધિકાર માન્ય રાખવે અને માન્ય ન રાખે તો અન્નનો ત્યાગ કરવો. આ માગણીઓ માન્ય રાખવામાં આવી નહીં. આખરે અન્ન પાણી વિના ઝુરી ઝુરીને કેદીએ પોતાનો પ્રાણ છોડી દીધો. પણ નિશ્ચય ન છોડ્યો.

અત્યારે આંદામાનમાં દરેક કેદીને પોતાના ધર્મનું ચિન્હ રાખવાની પરવાનગી આપવામાં આવી છે, અને તેનું કારણ રામરક્ષાનો દેહત્યાગજ જવાબદાર છે ! એમાં શંકા નથી. આ હડતાલમાં જ્યોતિષચંદ્ર નામનો એક બંગાળી કેદી પાગલ પણ થઈ ગયો હતો. હડતાલના સામાન્ય પ્રવૃત્તિ પર સાવરકરને પૂરતું લક્ષ આપવું પડતું હતું. તેમની તબીયત દિવસે દિવસે વધુ પ્રમાણે બગડતી જતી હતી. તેથી તેમના મનમાં એવી નિરાશા વ્યાપી ગઈ હતી કે પોતે આંદામાનમાં વધારે સમય જીવી શકશે નહિં. પ્રથમના પાંચ વર્ષોમાં તો તેઓ કાવ્ય પણ રચતા હતા, પરંતુ હવે તે શોખ પણ મૂકી દીધો હતો અને નિરાશા ભર્યા વિચારોમાં દિવસ પર દિવસ વ્યતિત કરતા હતા. તેવામાં ઓગષ્ટની ૨૦ મી તારીખે ભારત મંત્રીનું નિવેદન તેમના જાણવામાં આવ્યું. તમામ કેદીઓની સલાહ તથા સંમતિ લઈને સાવરકરે તા. ૨-૧૦-૧૯૧૭ ના રોજ હિંદ

સરકારને એક પત્ર લખ્યો. તેમાં ખાસ કરીને ત્રણ મુદ્દાઓ ચર્ચવામાં આવ્યા હતા.

"હિંદને સાચા સ્વતંત્રતાના હક્કો આપવાના ચોક્કસ પણે નિર્ણય કરવામાં આવે તો હિંદના ક્રાંતિકારોને સશસ્ત્ર લડત ચાલુ રાખવાને કોઇ કારણ નથી. આ મુદ્દો મુખ્ય હતો. સુધારણા વિષયક હક્ક અને રાજદ્વારી કેદીઓની મુક્તિ એ પ્રશ્નો એક બીજામાં સંકળાએલા છે એ વાતનું પ્રતિપાદન કરવામાં આવ્યું હતું. રાજકીય હક્કો આપવામાં આવે અને રાજકીય કેદીઓને મુક્ત ન કરતાં કેદમાંજ પૂરી રાખવામાં આવે તો જુના જખમો ચાલુ રાખવા સમાન થઇ પડશે, અને કેદીઓને મુક્ત કરવામાં આવે અને રાજકીય હક્કો આપવામાં ન આવે તો કેદીઓને તે માન્ય પણ ન હોય એ સ્વાભાવિક જ છે.

તા ૪-૮-૧૯૧૮ ના રોજ સાવરકરે પોતાના ભાઈને એક પત્ર લખેલો, તેમાં તેમણે જે પોતાની તબિયતનું વર્ણન કર્યું છે તે અત્યંત હૃદય વિદારક છે અને કરૂણ છે! પત્ર નીચે મુજબ લખવામાં આવ્યો હતો. +

[ સતત આઠ આઠ વર્ષો સુધી અનેક કષ્ટો અને યાતનાઓ મૂંગે મોંએ સહન કર્યાં. પારાવાર મુશ્કેલી અને આપત્તિઓમાંથી મહા મહેનતે હું પસાર થયો. જેલ અધિકારીઓમાં ઉતરી અપેક્ષા અને વિવેક પીધા જેવા કાર્યા જોઇ જોઇને આ લાંબા દિવસો પસાર કર્યાં. તેમની ધમકીઓ અને જોહુકમીઓ સહન કરી, અત્યંત મનની ભર્યાં, નિશ્વાસ ભર્યાં ચિંતાજનક દિવસો નિર્ગમન કર્યાં. માનવીની ઉન્નતિને, આત્માને રૂંધી નાખનાર નિરુત્સાહી અને દુર્ગંધીભર્યું વાતાવરણ ચારે દિશામાં પૂર જોસમાં પથરાએલું હતું ! માનવીનો આત્મા મૃત્યુ પામે એમાં કાંઇ આશ્ચર્ય નહોતું !

પરમ કૃપાળુ પરમાત્માનો હું પૂર્વક આભાર માનું છું કે તેણે મને આઠ વર્ષ સુધી અસહ્ય આ યાતનાઓ સહન કરવાની શક્તિ આપી અને મે જેમ તેમ પણ અત્યંત ધૈર્યથી એ વર્ષો પૂર્ણ કર્યાં —પરંતુ હવે મુક્ત દિલે મારે કબૂલ કરવું પડે છે લખવું પડે છે કે મારાથી હવે આ યાતનાઓ, આ દુઃખ અને આ મુશ્કેલીઓ સહન થઇ શકતી નથી. રોજબરોજ મારો દેહ શક્તિ ગુમાવી રહ્યો છે. અણુએ અણુ શક્તિહિન બનતું જાય છે ! ]

+ An Echo from Andamans Page 69—72

સને ૧૯૧૮ના સપ્ટેમ્બર માસમાં આ પત્રનો મહત્વનો ભાગ વર્તમાન પત્રોમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. ન.મદાર કામીન કુમાર અને નામદાર સુરેન્દ્રનાથ વગેરે વરિષ્ઠ કામદાર મંડળીના સભ્યોએ અનેક પ્રશ્નો પૂછ્યા હતા તે વખતના મંત્રી મી. વિન્સેન્ટે આના જવાબો ઉદ્ધતાઈથી આપ્યા હતા કે આંદામાનના સર્વ કેદીઓ સુખ અને આરામમાં છે, તેમને કોઈ ત્રાસ નથી, કોઈ ફરિયાદ નથી, આંદામાનનાં કેદીઓની તપાસ માટે બિન સરકારી સભ્યોની સમિતી નિમવાની સરકારે ચોખ્ખી ના પાડી.

તા. ૧૯-૯-૧૯૧૮ ના રોજ લોકમાન્ય તિલક ચીરોલ કેસ માટે વિલાયત જતા હતા તે વખતે તેમણે સાવરકરની અત્યંત ખરાબ તબીયતની ખબર જાણી. તેમને અત્યંત ખેદ થયો. આંદામાનમાં સાવરકરને સહન કરવાં પડતાં કષ્ટ માટે તેમણે જાણ્યું ત્યારે તેમના દુ:ખમાં અત્યંત વધારો થવા પામ્યો. શ્રી. ન. મ. નામજોષીએ "લોકમાન્યનાં સ્મૃતિ ચિત્રો" ના ગ્રંથમાં આ પ્રસંગ વિષે સવિસ્તર વર્ણન આપવામાં આવ્યું છે. +

"પોર્ટ સૈયદમાં અમારો મુકામ ત્રણ ચાર દિવસનો હતો. આ અરસામાં ચીરોલ કેસના કાગળીયાં જોવાની ઇચ્છા અને થઇ અને તેમાં દાદાની (લોકમાન્ય તિલકે) પોતાની વિગતવાર પરંતુ ટુંકી નોંધ જોવા મળી. તેમજ સાવરકર બંધુના કેસનાં કાગળીયાં પણ જોવા મળ્યાં. થયેલી અમાનુષી શિક્ષાને યાદ કરતાં તે લગભગ સ્વયં (આત્મગત) ભાષણ કરવા લાગ્યા. તે બોલ્યા કે "રાષ્ટ્રના કલ્યાણ માટે જે નરવીર પ્રયત્ન કરે છે તેને જન્મટીપની સજા કરવા કરતાં સીધો એકજ ગોળીથી તેને ઠાર કરી નાંખવો વધુ યોગ્ય છે ! જેલમાં કેટલું અમાનુષી જીવન જીવવું પડે કે તે કલ્પના કરવી મુશ્કેલ છે !

સાવરકરની મુક્તિ માટે નેશનલ યુનીયને અનેક જોરદાર ખટપટો ચલાવી હતી. તેમણે એવો પણ ઠરાવ કર્યો કે મુંબઇ સરકારે સાવરકરને તેમની નાદુરસ્તી તબીયતના કારણે આંદામાનથી ખસેડી હિંદના કોઇ સારી હવાવાળા સ્થળે લાવવા.

સને ૧૯૧૮મા બ્રિટનના વિજયના ચારે દિશાએ જયજયકાર થયા. વિજય દુંદુભી બજ્યાં. બ્રિટનમાં સર્વ દિશામાં, સર્વ અંગ્રેજોમાં આનંદ આનંદ વ્યાપી ગયો

આ અવસરે તમામ રાજદ્વારી કેદીઓની મુક્તિની ઝુંબેશ ઉઠાવવામાં આવી. દિલ્હીની કોંગ્રેસે ઠરાવ પણ પસાર કર્યો યુધ્ધનો વિજયી અંત આવતાં યુદ્ધમાં અને તે પહેલાં ભારતની આઝાદી માટે અથાગ પ્રયત્ન કરતા લાલા હરદયાળના મનને કારમો ઘા લાગ્યો. તેમણે સને ૧૯૧૫થીજ પોતાનું તમામ બુદ્ધિબળ, તમામ શક્તિ બ્રિટન વિરૂદ્ધ કાવત્રાં કરવામાં ખરચી નાખ્યાં હતાં તેમણે જર્મની સાથે એવો કરાર પણ કર્યો હતો કે- હિંદને સ્વતંત્ર કરવું' આથી યુધ્ધનું પરિણામ જાણી લાલા હરદયાળ અનંત દુઃખ પામ્યા.

તેમણે લખેલા કાગળો વર્તમાન પત્રોમાં પ્રસિધ્ધ થતા હતા તેની કાપલીઓ કાપીને એક કાગળ પર ચોંટાડીને આગીએ સરકારને દેખાડી હતી. બધા કેદીઓને અત્યંત આશ્ચર્ય થયું પણ સરકારને જરા પણ અસર થવા પામી નહિ

ભારતના ભાવી માટે Hardayals confession of faith આ હેડીંગ વાળા પત્ર પરથી જણાય છે. યુરોપના ક્રાંતિકારો સાથે પોતાને કોઇ સંબંધ નથી એવું હરદયાળે સાબિત કર્યું હતું. આ પત્રમાં છેવટના ભાગમાં ભારત પર જ્યારે સરહદ પરથી આક્રમણ કરવામાં આવશે ત્યારે ભારતની માથે જે સંકટો અને દુઃખો પડશે તેનું વિવેચન કરતાં લાલાજી લખે છે કેઃ—

" આ હેતુ સિધ્ધ કરવા માટે એક ખાસ શરતનું પાલન કરવાની આવશ્યકતા છે. ભારતના વાયવ્ય સરહદના આક્રમણ સામે બચાવ કરવો એ બ્રિટિશ અધિકારીઓ તથા તેના લશ્કર વિના શક્ય નથી. એકલા હિંદથી બચાવ થવાનો નહિં. બ્રિટિશ સામ્રાજ્ય જ એક માત્ર આ કાર્ય કરવા શક્તિમાન છે, સમર્થ છે. પરિસ્થિતિમાં ભલે તે ફેર પડે પરંતુ વાયવ્ય સરહદની અખંડતા સચવાવી જ જોઇએ આનો મોટો લાભ પ્રાપ્ત કરવા માટે આપણે પણ કુરબાની કરવા તૈયાર થવું જોઇએ.

ભારતીય દલિતોને હિંદ જો આપણે વિસરીએ તો આપણા પૂર્વજોને અને તેમની ઓલાદની યાતના એને લાંછન લાગ્યા વિના રહે નહી. અને યાતનાઓ ભોગવેલી નિરર્થક ગઇ એમ સાબિત થશે.

યુદ્ધનો અંત નજીક જણાતાં ગ્રેજ મુસાફરોએ 'પાપાડી ફેરવી' અને નરમાસ તથા આર્યસમાજી ભારતક બેઠી ક્રાંતિકારોની સ્વાતંત્ર્યની

શકતને દાબી દેવા શા શા ઉપાયો યોજવા જોઈએ તેની વિચારણા ચલાવવામાં આવી હતી. બળવાખોર કાવત્રાંની તપાસ કરી તથા ક્રાંતિકારોની પણ તપાસ ચલાવી તે બંન્ને રીતે કામનો બંદોબસ્ત કરવા માટે ન્યાયમૂર્તિ રવલેટના અધ્યક્ષપણા નીચે એક સમિતિ નિમવામાં આવી. આ સમિતિએ પોતાની તપાસ બાદ એક નિવેદન બહાર પાડવામાં આવ્યું હતું, જેને 'રવલેટ એક્ટ' નામથી ઓળખવામાં આવે છે.

સને ૧૯૧૮ માં યુદ્ધ સંપૂર્ણ થયું. સાવરકરની પ્રકૃતિ આંદામાનમાં દિનપ્રતિદિન બગડવા લાગી. આંદામાનમાં આવીજ રીતે રહેવું પડશે તો ક્રમેક્રમે મરવું પડશે, એમાં શંકા નહોતી. તે પછી એમને એવો વિચાર આવ્યો કે જેલમાં રહેવું પડે તો પણ અહીંના કરતાં બીજે જરા સારે સ્થળે રહેવું વધારે સારું થઈ પડશે. ધિરજ નહીં ત્યાગ કરવાનો નિયમ કર્યા છતાં તેઓ ઘણીવાર નાસીપાસ થઈ જતા એમ તેમના નીચેના ઉદ્ગારો પરથી લાગે છે.*

"અવાર નવાર કંઈને કંઈ માંદગી ભોગવવી પડતી હોવાથી કોઈ વખત એવો પણ વિચાર આવતો કે આ દેહ વધારે સહન કરી શકશે નહીં. કદાચ પ્રકૃતિ ભવિષ્યમાં સુધરે પણ ખરી ? પરંતુ એને માટે થોભવું પણ કેટલું ? છેવટે સાવરકરને એ વિચાર પણ આવ્યા કે કારાવાસમાંથી પોતે છૂટી શકનાર નથી અને તબીયત પણ સારી થનાર નથી. એટલે આ દેહ કોઈ સારા કામ માટે ઉપયોગ થશે એ આશાએ જીવન લંબાવવું એ તદ્દન ગલત છે ! તો પછી શા માટે આ શરીરનો ત્યાગ ન કરવો અને અહીંની પારાવાર યાતનાઓ નાદુરસ્ત તબિયતે સહન કર્યા કરવી ?

આંદામાનમાં અનેક કવત્રાં રચાતાં એવું ભાઈ પરમાનંદના આત્મવૃતાંત પરથી માલમ પડે છે. સાવરકર આંદામાનના હિન્દુ રાજકીય કેદીનું સંગઠન સાધી શકયા હતા. આ સંગઠનમાં આંદામાનની બહારના હિન્દુઓ પણ સામેલ થયા હતા. આમ સંગઠીત અને એકત્ર થયેલા લોકે જાણે સત્તાવિરૂદ્ધ બળવો કરવાનો પ્રયત્ન ન કર્યો હોય એમ સંભવિત નથી. આંદામાનના રક્ષણ માટે લશ્કર રાખવામાં આવ્યું હતું ખરું પરંતુ સંગઠીત થએલા આ લોકોની સંખ્યા વધારે હતી અને તેમનું બળ પણ વધારે હતું. એકદમ બળવો

* મારી જન્મટીપ પાન ૧૭૫

કરી પહેરેગીરો, સિપાઇઓ અને લશ્કરના માણસો પાસેથી હથીઆરો પડાવી લઇ લેવાં, તે ઉપરાંત ટાવરનો કબજો કરી ત્યાંનાં શસ્ત્રો પણ કબજે કરી લેવાં અને એમના જ શસ્ત્રોથી આંદામાનનાં અધિકારીઓ પર હુમલો કરવો આંદામાનમાં નિષ્કારણ સડી જવા કરતાં આવો માર્ગ અખત્યાર કરી મુક્તિ મેળવી લેવી. આવા પ્રકારના કાવત્રાની યોજનાની રૂપરેખા સાવરકર પાસેથી મળી હોય અગર પોતાનામાંથી કોઇના સ્વય તૈયાર કરેલી હોય. આ યોજના 'ગદર' ચળવળમાં ભાગ લેવા માટે આંદામાન મોકલવામાં આવેલા યુવાન રાજકેદીઓના મનમા તૈયાર હોય એ સભવિત છે આવી યોજનાની ખબર બારી સાહેબના જાસુસો બારી સાહેબને પહોચાડતા હો। એ પણ સંભવિત છે ટુકમાં, આ બધી ઘટનાઓ ઉપરથી એમ કહી શકાય કે કાવત્રુ ન થયુ હોય એમ ખાત્રીથી કહી શકાતુ નથી કારણકે બારી કેદીઓને ખૂબ હેરાન પરેશાન કરી રહ્યો હતો, એટલે અતિ દમનનુ પરિણામ આજ સુધી ઇતિહાસમાં બનતુ આવ્યુ છે તે પ્રમાણે, બળવો અગર ક્રાંતિ।

એટલે બળવો કે ક્રાતિ થઇ હોય તો આશ્ચર્ય પામવાને કોઇ કારણ નથી.

મહાયુદ્ધ ચાલતુ હતુ તે સમય દરમીયાન 'કમળા' નામના કાવ્ય સાવરકરે સંપૂર્ણ કર્યું હતુ અને તેમણે 'ગોમાંતક' નામના નવા કાવ્યની શરૂઆત કરી હશે એમ લાગે છે. કારણ છેલ્લા બે વરસથી તેમની હંમેશ અસ્વસ્થ રહેતી તબિયતે તેમને કાંઇ પણ લખવાજ દીધુ ન હોતુ

# પ્રકરણ ૧૫ મું.

## જેલમાંથી મૂક્ત થવાનો પ્રયત્ન અને મૂક્તિ !

સને ૧૯૧૮ ના ઓગસ્ટ માસથી સાવરકરની પ્રકૃતિ ખરાબ હાલતમાં છે એ વાત જાહેર થવાથી આંદામાનના કેદીઓ તથા સાવરકર તરફ બધાનું ધ્યાન ખેંચાયું. આંદામાનના ભાઇને સાવરકરને આંદામાનમાં મળવાની પરવાનગી આપવામા આવી હતી અને તેઓ પોતાના ભાઇને મળવા આવવાના હતા તે અરસામાજ એક અનિચ્છનીય બનાવ બની જવા પામ્યો !

" સાવરકરના મોટાભાઇના સ્ત્રી સૌ. યશોદાબાઇનો એકાએક સ્વર્ગવાસ થયો ! સાવરકરને પોતાનાં વડીલ ભાભી માટે કેટલો ભાવ તથા કેટલો સ્નેહ હતો તે તો વાંચકોને પાછલા પ્રકરણોમાં આવી ગએલી હકિકત પરથી જણાઇ આવ્યા સિવાય રહેશે નહી.

સને ૧૯૦૯ થી ૧૯૧૮ સુધી સ્વર્ગસ્થ યશોદાબાઇની પોતાના પતિદેવને મળવાની આશા પૂર્ણ ન થઇ શકી. એ આશામાં ને આશામાં આખરે તેમની આશા અધુરીજ રહી અને તેમણે આ નશ્વર દેહનો ત્યાગ કરી સ્વર્ગે સિધાવ્યાં.

સાવરકર પોતાની ભાભીને માતાતુલ્ય માનતા. તેમના સ્વર્ગવાસ પછી તેમણે લખેલા પત્ર પરથી આ વાત સપૂર્ણપણે જાણવા મળે છે.

(જેલમાંથી મૂકત થઇને ઘેર પાછા જઇ પહોચીશ પરંતુ સૌ. યશોદાભાભી મારૂ સ્વાગત કરવા ઘેર નહી હોવાથી જેલ મૂક્તિનો આનંદ પણ

ચડી ગયો હતો. મન ઉદાસ થઈ ગયું હતું. હૃદય ભિન્ન બની ગયું હતું. મારા ભાભીને હું દેવી માનતો હતો. મારા ભાભી મારે મન મારા મિત્ર હતાં, વ્હાલસોયા બહેન પણ હતાં, મારા સહકાર્યકર્તા હતાં, અને મારી માતા પણ હતાં, મારાં પૂજ્ય ભાભીનું મૃત્યુ એટલે આ સંસારની એક સતિનું મૃત્યુ. શહીદ પોતાની માતૃભૂમિ માટે પોતાના દેહનું બલિદાન કરે છે તે પ્રમાણે પૂજ્ય ભાભીએ પણ દેશને માટે પોતાનો પ્રાણ અર્પણ કરી દીધો. વિયોગની અસહ્ય વેદના સહન કરતો એમનો દેહ કેટલાય સમયથી મૃત્યુ પહેલાં પિડાતો હતો. છતાં પણ તે હરહંમેશ પોતાના પતિદેવના આગમનની રાહ ઉત્કટતાથી નિરખ્યા જ કરતાં. જો કે તેમને છેવટે છેવટે ખાત્રી થઈ ચૂકી હતી કે પોતાના પરમપૂજ્ય પતિદેવનું મિલન થવાનું નથી, અને એ નિરાશાનું દુઃખ તેમના કાળજાને કોરી ખાતું હતું. આવી અનેકાનેક આર્યરમણીઓ પોતાની માતૃભૂમિની અજાણપણે સેવા કરી રહી છે. પરંતુ નથી જનતા આ સતિઓને જાણતી, કે નથી તેમની સેવાઓને જાણતી. આવી દેવીઓ હિંદ મૈયાની સેવા કરતી કરતી આખરે પોતાના દેહનું બલિદાન આપી દે છે.)

ડોકટર સાવરકરને સરકારે મળવાની પરવાનગી આપવાથી આ ત્રણે ભાઈઓ સને ૧૯૧૯ના મે માસમાં આંદામાનમાં બાર તેર વર્ષના લાંબા સમય-પછી મળી શક્યા. વિનાયકરાવ સાવરકરનું વજન ઘટતું જતું હતું તેઓ જેલના દવાખાનામાં ૭-૮ માસ પથારીવશ રહ્યા હતા અને ત્યાંજ તેમને મૂકત કરવામાં આવ્યાં હતા. એમના મૂકિત વખતે જો કે તેમની તબીયત સંપૂર્ણ સારી થઈ નહોતી પરંતુ પહેલાં કરતાં સાધારણ ઠીક હતું.

સને ૧૯૧૯ના મે માસમાં ત્રણે ભાઈઓ મળ્યા ત્યારે પણ શંકાશીલ જેલ ઓફીસરો પોતાની વૃત્તિ દાખવ્યા સિવાય રહી શકયા નહી.

આ મેળાપ સમયે સુપ્રિન્ટેન્ડન્ટ હાજર હતા. છતાં પણ તેમણે પડદા પાછળ એક મરાઠી જાણકાર વોર્ડરને બેસાડી રાખ્યો હતો. જો સાવરકર બંધુઓ મરાઠીમાં કાંઈ ગુપ્તવાત અગર કાવત્રા માટે વાતચિત કરે તો તુરત તેમની ખબર પડી જવા પામે અને પગલા ભરવાનું સુગમ પડે. મળવા આવનારમાં સૌ. યશોદાબહેન ન જણાતા 'બાબા' અને 'તાત્યા' ના હૃદયમાં ધ્રસ્કો પડયો અને હૃદય ઘડીભર કંપી ઉઠયા. સૌ. યશોદાભાભીના મૃત્યુ



દે. ભ. બાબારાવ સાવરકરના પત્ની સૌ. યશોદાભાભી

સમાચાર સાંભળી બંન્ને ભાઈઓ ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યા. ધીમે ધીમે ભાભીના અનેક સ્નેહ સ્મરણો આવતાં ગયાં અને આંસુની ધારા અખંડીત રીતે બંને ભાઈઓના નયનોમાંથી વહેવા લાગી. બંને મોટાભાઈને રડતાં જોઈ સાવરકરના નાનાભાઈ ડૉકટર સાવરકર તથા સાવરકરના પત્નીને સૌ. યશોદા બહેનની યાદ તાજી થવાથી તેમની આંખમાંથી પણ અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો. વધુ સમય આપવામાં આવ્યો ન હોતો. મુલાકાત માત્ર બે કલાકમાં પૂરી કરવાની હતી. એટલે હૃદયને દબાવી પણ સૌને આંસુ રોકવાં પડયાં હતાં. સૌ. માઈ અને તાત્યાને મળવા માટે સ્વતંત્ર રીતે અડધો કલાક વધારે આપવામાં આવ્યો હતો. ડોંગરીની જેલમાં પતિપત્ની સને ૧૯૧૦માં મળ્યાં હતાં ને આજ સાડાનવ વરસ બાદ મળી શકયાં હતાં. પોતાના પતિદેવની દિન પ્રતિદિન લથડતી જતી તબિયત નિરખીને એના પત્નીને કેટલો કારમો ઘા લાગ્યો હશે તેતો આર્ય ગૃહિણી શિવાય કોણ સાચી રીતે સમજી શકે તેમ છે. ? એક કલાક પૂરો થતાંની સાથેજ ડૉકટરને તથા સૌ. માઈને બહાર ચાલ્યા જવાની સૂચના કરવામાં આવી, અને બેરીસ્ટર સાવરકર તથા તેમના ભાઈને ફરીથી જેલમાં પૂરી દેવામાં આવ્યા હતા. આંદામાનના આસપાસના સ્થળો જોવાની ડૉકટર સાવરકરે માગણી કરી પરંતુ તેને નકારવામાં આવી હતી.

ગયા આઠ નવ વર્ષથી બારી સાહેબ પોતાને આંદામાનના અધિષ્ઠાતા દેવતા સમજી બેઠા હતા અને આ માન્યતાના કેફમાં રાજકીય કેદીઓને અનેક પ્રકારે હેરાન કરતા હતા. જો કે કેદીઓ હડતાલો વિગેરેથી પોતાનો વિરોધ દાખવતા અને બારી સાહેબને રંજાડતા અને ફજેત પણ કરતા હતા. જો કે પાછળથી બારી સાહેબ થોડા દબયા હતા ખરા અને વર્તનમાં પણ નરમ બન્યા હતા. જેલના પઠાણોને પણ બદનામી તથા ઉપલા અમલદારના ઠપકા સહન કરવા પડયા હતા. આ બધા કારણોથી જેલની મહત્વની જગાઓ પર હિંદુ કેદીઓની નિમણુંક કરવામાં આવી હતી. જેલના તમામ રાજકીય કેદીઓ પર સાવરકરનો કાબુ હોવાથી જેલની અંદરનુ કેટલુંક કામકાજ તથા સત્તા બારીએ સાવરકરને સોંપી હતી પરંતુ સાવરકરની તબિયત દિન પર દિન ખરાબ અને વધુ ખરાબ થવા લાગી, તે એટલે સુધીકે ડૉકટરોને તથા સાવરકરને લાગ્યું કે કદાચ પોતાને ક્ષય લાગુ પડી જશે, અને ક્ષયની વાત નજર સમક્ષ આવતાંજ સાવરકરનું હૃદય ખેદથી ભરાઈ ગયું. આ માનસિક અસ્વસ્થ દશામાં સાવરકર પોતાના દિવસો દવાખાનાની પથારી પર વ્યતિત કરવા લાગ્યા

હતો. જીવવાની આશા દિવસે દિવસે ક્ષીણ થતી જતી હતી, શરીર પણ મળી ગળીને પાતળું બની ગયું હતું. આવા દુ:ખના સમયમાં સાવરકરે અતિ હૃદયદ્રાવક કાવ્યો લખ્યાં. આ વાચનાંર લોકોના મન પીગળી જાય છે. અને હૃદય અનુકંપા ધારણ કરી લે છે.

સને ૧૯૧૯ની આખરમાં સાવરકરની તબિયત સાધારણ સુધારા પર આવી પરંતુ તે સાથેજ ગણેશપંત સાવરકરની તબીયત ઘણીજ બગડી ગઇ. પોતાના ભાઇની તબિયત બગડવાનું કારણ જેલ અમલદારોની નિષ્કાળજી હતી. અને તેનું વર્ણન સાવરકરે યથાયોગ્ય શબ્દોમાં નીચે પ્રમાણે કર્યું છે.+

"મારી માંદગીની પથારી ઉઠાવવાનો જ્યાં સમય આવ્યો કે તુરત મારા ભાઇને માટે એજ પથારી પાથરવી પડતી...મારા મોટાભાઇને કાળા કામળાનો જાડો કોટ પહેરેલા અને પિત્તાશય બગડવાથી એટલી બધી વેદના થતી હતી કે તેમને કમરમાંથી નીચા વળી પેટ દબાવી ચાલતા હું જોતો ત્યારે મારા મનમાં અપાર વેદના થતી, અને ચિંતાથી મન વ્યગ્ર બની જતું હતું.

દવાખાનામાં પણ મૂકતાજ ત્યાંના મદ્રાસી ડૉક્ટરે અત્યંત ઉધ્ધતાઇથી મારા મોટાભાઇને પૂછ્યું કે "કયા દુ:ખે છે ? આ બધી તમારી લુચ્ચાઇ છે."

આવા અપમાન તથા બેદરકારી ભરેલા શબ્દો સાંભળી મોટાભાઇને ખૂબજ માઠું લાગ્યું અને મોટાભાઇએ નિશ્ચય કર્યો કે ફરી કોઇ વખત આ દવાખાનામાં પગ મૂકવો નહીં. મોટાભાઇ આમ દવાખાનેથી પાછા ફર્યા હતા અને તેમને એટલી સખત ખાંસી આવતી હતી કે ખાંસી ખાતાં ખાતાં તેમને બેવડ વળી જવું પડતું હતું. આવી સ્થિતિમા તેમને આરામની સખ્ત જરૂર હતી, છતાં પણ જેલના અમલદારોએ તેમને પુન: જેલમાં પૂરી દીધા હતા, એ દ્રશ્ય, એ ઘટના હજુ પણ યાદ કરતા કંપારી છૂટે છે'.'

યુદ્ધમાં બ્રિટનનો વિજય થવાથી રાજદ્વારી કેદીઓની મૂક્તિનો પ્રશ્ન જોરોએ હિંદમાં ચર્ચાવા લાગ્યો. હજારો અને લાખોની સહી સાથે સાવરકરની 'મુક્તિ માટે એક અરજી હિંદી સરકારને કરવામાં આવી હતી.

---

+ મારી જન્મ ટીપ ઉત્તરાર્ધ પાન ૧૮૯

પૂનામાં સાર્વજનિક સભા ભરવામાં આવી હતી. તેના પ્રમુખ પ્રોફેસર શિવલાલ મહાદેવ પરાંજપે હતા. તેમના ભાષણમાં તેમણે જણાવ્યું હતું કે, "આ વિજયોત્સવ સમયે અર્જિન દિવાઓ પ્રગટાવવા જોઈએ, એવું સરકારી ફરમાન છે. તેથી સરકારને અમે પણ વિનંતિ કરીએ છીએ કે રાજ્યનીતિનો એક કલંકિત ડાઘ જે પડ્યો છે તે દૂર કરશો તો અમારા દરેક ઘેર આનંદોત્સવ ચ્યારો અને દિપમાળા પ્રગટશે. એ કાળો ડાઘ છે. રાજકીય કેદીઓનું બંધન એમ મુક્ત કરી અમારો આનંદ વધારો."

રાજકીય કેદીઓની મૂક્તિ માટેના પ્રયત્નો હિંદમાં આમ ચાલુ હતા ત્યારે આંદામાનમાં ભાઇ પરમાનંદને જેલ અમલદારો સાથે ઝઘડો પડતાં અન્ન ત્યાગનો પોતાનો નિર્ણય તેમણે જાહેર કર્યો. આ પહેલેથી ભાઈ પરમાનંદ જેલના આવા ત્રાસમય જીવનથી કંટાળી ગયા હતા, અને આ બનાવે તેમાં વધારો કર્યો. તેમને ખૂનજ ઉદ્વેગ થયો. અન્ન ત્યાગ કરી તે પોતાની કોટડીમાં એક અઠવાડીયા સુધી ભરાઇ રહ્યા. પાછળથી તેમને સખ્તાઈથી ભોજન લેવાના પ્રયત્નો કરવામાં આવ્યા હતા. આમ તે આમ લગભગ બે માસ વિતી ગયા.

આખરે જેની સૌ આશા રાખી બેઠું હતું અને સૌ પ્રયત્ન કરી રહ્યું હતું તે રાજકીય કેદીઓની મુક્તિનું જાહેરનામું સરકારે તા. ૨૪-૧૨-૧૯ ના રોજ પ્રસિધ્ધ કર્યું.

આ પહેલાંજ સાવરકર ભાઇ પરમાનંદને અન્ન ત્યાગ બંધ કરવાનું સમજાવી રહ્યા હતા. આમ જાહેરનામું બહાર પડ્યું એટલે ભાઇ પરમાનંદને પણ એથી મુક્તિ મળવાની છે એમ નિશ્ચિત થતાં તેમણે ઉપવાસ બંધ કર્યો.

સરકારી જાહેરનામું પ્રસિધ્ધ થતાંની સાથેજ તેનો પ્રથમ અમલ કરનાર બ્રહ્મદેશના ગવર્નર સર રેજીનોલ્ડ ક્રેડોક હતા. બ્રહ્મદેશના બધાજ રાજકીય કેદીઓને મુક્ત કરીને ગવર્નરે સુયશ પ્રાપ્ત કરી લીધો. બંગાળામાં કુલ ૨૭૩ રાજકીય કેદીઓ હતા તેમાંથી સને ૧૯૨૦ ની શરૂઆત સુધીમાં માત્ર ૨૧૯ નેજ મુક્ત કરવામાં આવ્યા હતા. જ્યારે મુંબઈ ઈલાકામાં કુલ ૫૦ કેદીઓ હતા તેમાંથી માત્ર ચારને જ છૂટા કરવામાં આવ્યા હતા. સરકારી જાહેરનામાનો લાભ પોતાના ભાઇને પણ મળવો જોઇએ એવી માગ ડૉક્ટર સાવરકરે કરી હતી પરંતુ તેમની માગણી સ્વીકારવામાં આવી નહી

સાવરકરની મૂક્તિ માટે માગણીઓ થતી હતી તે સમયે સર એલેક્ઝેન્ડરના પ્રમુખપણા નીચે એક તપાસ સમીતિ આંદામાનના કારાગૃહની વ્યવસ્થાની તપાસ માટે આવી પહોંચી. કેદીઓને આંદામાન મોકલવા બંધ કરવા કે કેમ? એ પ્રશ્ન પણ આ સમીતિને સોંપવામાં આવ્યો હતો. તા.૨૪-૧-૨૦ના રોજ બેરીસ્ટર સાવરકર આ સમીતિના સભ્યોને મળ્યા. સાવરકરે પોતાના લેખી નિવેદનમાં જણાવ્યું હતું કે આંદામાનનો વસવાટ બંધ કરી દેવો જોઇએ નહી - કારણ કે ભારતના સંરક્ષણ માટે આંદામાનની ખાસ વિશિષ્ટતા છે. કેદીઓની હાલત ખૂબજ સારા પ્રમાણમાં સુધારવી જોઇએ એવો આગ્રહ સાવરકરે આ નિવેદનમાં કર્યો હતો. સાવરકરની આ વિચારમાં કેટલી લાંબી દિર્ધદ્રષ્ટિ હતી તે બીજા વિશ્વયુધ્ધમાં જણાઇ આવે છે. આંદામાને આ યુધ્ધમાં ખાસ ભાગ ભજવ્યો છે. સાવરકરે આ બાબતમાં લખ્યું છે કે.

" આંદામાન એ હિન્દનો બંગાળાના ઉપસાગરમાં એક અભેદ્ય કિલ્લો છે. ભવિષ્યમાં આંદામાનમાં વિમાન માટે અગર વહાણો માટેનું એક ખાસ સ્થાન બની જશે. પૂર્વ તરફથી જો કોઇ અન્ય સત્તાનું આક્રમણ થશે તે પ્રથમ આંદામાનનેજ હુમલો સહન કરવો પડશે, અને ત્યાર બાદની હિન્દની ભૂમિનો વારો આવશે. *

સરકારી જાહેરનામાનો લાભ આંદામાનના રાજકીય કેદીઓને પણ મળશે એમ ત્યાંના કેદીઓને લાગ્યું હતું. પંજાબ અને બ્રહ્મદેશના કેદીઓનો છૂટકારો થવા પામ્યો. ભાઇ પરમાનંદને પણ છૂટા કરવાનો હુકમ આંદામાનમાં આવી પહોંચ્યો હતો. જે દિવસે ભાઇ પરમાનંદ આંદામાન છોડવાના હતા, તે દિવસે જ્યારે ભાઇ પરમાનંદ સાવરકરને મળવા આવ્યા ત્યારે અતિ સ્નેહથી બન્ને ભેટી પડ્યા હતા. સાવરકરે ભાઇ પરમાનંદને છૂટા પડતાં અતિ ભાવુકતાથી કહ્યું હતું કે, " ભલે, અમારો છૂટકારો ન થયો. પરંતુ તમારી મૂક્તિ થતાં મને પારાવાર આનંદ થાય છે મને મારો છૂટકારો ન થયો તેનું દુઃખ તમારા છૂટકારાના આનંદથી ધણું ઓછું છે.

ભાઇ પરમાનંદને પોતાના મિત્રોને તથા સહકાર્યકર્તાઓને આંદામાનમાં મૂકીને જવું પડ્યું તેથી તેમને ધણું દુઃખ થયું હતું તે પોતાના આત્મવૃતાંતમાં લખે છે કે :—

* મારી જન્મ ટીપ ઉતરાર્ધ પાન ૨૦૬ થી ૨૦૫

There was also a pang of retret at the separation from those with thore lot had been cast for sometime our own fortunes—life and death, pleasure and pain, hope and despair. The thought they would now be left behind brought tears in my eyes; I could not bear to look at them.

[ જે કેદી મિત્રો સાથે આશા નિરાશા અને સુખ દુઃખ ભર્યાં દિવસો ખરાબમાં ખરાબ સ્થિતિમાં ગુજાર્યાં છે તેમની સાથે છૂટા પડતાં મારૂં હૃદય ખૂબજ ખીન્ન અને વ્યાકુળ બની ગયું હતું. આ મારા સુખ દુઃખના સાથી સમા મિત્રોને આંદામાનમાં જ હજુ પણ રહેવું પડશે એ જાણી મારી આંખમાં આંસુ આવી ગયાં. વિયોગ સમયે મારાથી તેમની સામું આંખ ઉઠાવીને નજર પણ નાખી શકાતી નહોતી, એટલો બધો મારા હૃદયમાં દુ.ખનો ડૂમો ભરાઈ આવ્યો હતો. ]

આંદામાનના પોતાના સાથી મિત્રો માટે બહાર જઈને પોતે અવશ્ય અડીખમ પ્રયત્ન કરશે એવો નિશ્ચય કરી તેમણે આંદામાન છોડયુ.

સાવરકરના આમ લોક માગણીથી છૂટકારો થતો નથી એમ જાણવાથી હિંદના સર્વ શ્રેષ્ઠ દેશ ભક્તો જેવા કે સ્વ. શ્રી વિઠ્ઠલભાઈ પટેલ, દાદાસાહેબ ખાપરડે, સ્વ લોકમાન્ય તિલક વિગેરે પુષ્કળ અનેક વિધ પ્રયત્નો કર્યાં પરંતુ પરીણામ સફળતાપૂર્વક ન આવ્યું. સાવરકરે પોતે પણ જેલમાંથી અનેક નિવેદનો તથા પત્રો સરકારને મોકલ્યાં હતા, પરંતુ તેની કોઈપણ જાતની અસર સરકાર પર થવા પામી ન હતી.

મહાત્મા ગાંધીજી એ 'યંગ ઇન્ડીઆ'માં તા. ૨૬-૫-૨૦ ના રોજ 'સાવરકર ભાઈઓ'ના શિર્ષક હેઠળ એક લેખ લખ્યો હતો તેમાં હકીકત એવી જણાવવામાં આવી હતી કે સાવરકર સને ૧૮૮૪ માં જન્મ્યા હતા અને તેમને ત્યાં સને ૧૯૦૯ માં પુત્ર જન્મ થયો હતો. આ હકીકત સત્ય નથી તે ઉપરાંત તેમાં જણાવવામાં આવ્યુ હતું કે '૧૮૫૭ની સાલના બળવા વિષે સાવરકરે એક પુસ્તક લખેલું તેનું નામ 'Histoy of the sepoy revolt of 1857' છે. આ પુસ્તકનું આ નામ પણ અસત્ય છે. મહાત્માજીએ નિં'દા રજુ આ લેખમાં લખ્યું હતું કે :—

What is more, I think it may be safely stated that the event of violence has, at the present moment, no folloing in India.

( મારું એવું સ્પષ્ટ માનવું છે કે હાલ હિંદમાં પ્રતિકાર પક્ષના અનુયાયી બિલકુલ રહ્યા નથી. )

આ લેખમાં કેટલાક દોષો અવશ્ય છે પરંતુ સાવરકર ભાઈઓનો, તેમના કાર્યોનો જે બચાવ કરવામાં આવ્યો છે, જે તરફેણ કરવામાં આવી છે તે બહુજ સરલ અને સફળ છે.

હિંદી પ્રધાન મી. મોન્ટેગ્યુએ બ્રિટિશ પાર્લામેન્ટમાં એવું જાહેર કર્યું હતું કે, " સરકારથી સાવરકરને મુક્ત કરી શકાય તેમ નથી. તેથી સાવરકરે પોતાનું કોઈપણ પ્રકારનું નિવેદન સરકાર પર મોકલવું નહિં.

આ વાત આમ સ્પષ્ટ થઈ હતી એ વાતનું સુચન મહાત્મા ગાંધીજીએ એમના ઉપર્યુક્ત લેખના અંતમાં કર્યું હતું. સરકારી જાહેરનામાને બારીકાઈથી વાંચીને, સ્પષ્ટ કરીને તેમણે સરકારને જણાવી દીધું હતું કે– જાહેરનામાની બહોળી શબ્દ રચનાનો વિચાર કરતાં સાવરકર ભાઈઓ નિર્વિવાદ રીતે માત્ર રાજકીય કેદીઓજ છે. આ વાત પુરવાર થવા છતાં સરકારે આ બાબતમાં મૌન રાખવું એ સરકાર પક્ષને શોભાસ્પદ નથી, તેમજ તેમની જવાબદારી પૂર્ણ થતી નથી, તેમ છતાં પણ સરકારની એવીજ ઈચ્છા હોય કે સાવરકરને મુક્ત ન કરવા તો પોતાની માન્યતાનું વિસ્તૃત સમર્થન કરી જનતા સમક્ષ એક નિવેદન કરવુ જોઈએ, જેથી પ્રજાને સર્વ ઘટનાની જાણ થવા પામે જનતાને ખાત્રી આપવાનું કામ સરકારનું છે. "

સને ૧૯૨૦માં સાવરકરને કારકુની કરવાની તક પ્રાપ્ત થઈ હતી. સાવરકરને ખાત્રી થઈ ગઈ કે પોતાનો છુટકારો હવે થવાનો નથી. એટલે તેમણે ઉપરા ઉપરી જોરશોરથી થાક્યા વગર સરકાર પર નિવેદનોનો મારો શરૂ કરી દીધો કોઈ વખતે છાપખાનાના અધિકારી તરીકે પોતાને નિમવાની માગણી તેઓ કરતા તો વળી કોઈ વખતે પોતાની મૂક્તિ શક્ય ન હોય તો પોતાને સહ કુટુંબ રહેવાની પરવાનગી આપવાની માગણી કરતા. ખારી

સાહેબનો રાજ્ય અમલ હવે ખતમ થઇ ચૂક્યો હતો. આંદામાનના કેદીઓને શિક્ષણ વિગેરે આપવાની પણ સાવરકરને તક મળવા લાગી.

તા. ૧-૮-૨૦ ના રોજ લોકમાન્ય તિલકનું અવસાન થયું. હિંદનો એક સિતારો બુઝાઇ ગયો. માતાની આઝાદી કાજે પ્રાણ પાથરનાર એ વિરનર સ્વર્ગે ચાલ્યો ગયો. સારાએ હિંદમાં શોક વ્યાપી ગયો.

સાવરકરને લોકમાન્ય તિલકના સ્વર્ગવાસના સમાચાર બીજાજ દિવસે આંદામાનમાં મળ્યા. આ દુઃખભર્યા સમાચારથી સાવરકરને ખૂબ લાગી આવ્યું અને એમણે નિશ્ચય કર્યો કે આંદામાનના કેદીઓએ લોકમાન્ય તિલકનો મૃત્યુશોક પ્રદર્શિત કરવા આખો દિવસ ઉપવાસ કરવો. આંદામાનથી રાસુબેટ સુધી આ સંદેશો પહોંચાડવામાં આવ્યો, અને આંદામાનથી રાસુબેટ સુધીના સર્વ કેદીઓએ વીર લોકમાન્ય તિલકના શોકમાં આખો દિવસ ઉપવાસ કર્યો.

ત્યાર બાદ એમ માલમ પડે છે કે સાવરકરે પોતાના ભાઇને તા. ૬ જુલાઇ ૧૯૨૦ના રોજ એક પત્ર લખ્યો હતો. તેમાં એ મુદ્દો ખાસ કરીને ચર્ચવામાં આવ્યો હતો કે સારીએ માનવ જાતિપર પ્રેમ ધરાવનાર ભારતીય દેશભક્તોને શા કારણે ક્રાંતિ કારક માર્ગનું અવલંબન કરવું પડ્યુ—માનવ જાતિના એક નાનો સમુહ તેનાજ જાતિના મોટા સમુહનો આક્રમણ તમામ જાતિને જીવન ભર દુઃખમાં નાખી દીધુ છે એમ જણાયું ત્યારેજ ક્રાંતિકારોને કડક ઉપાયો અને યોજનાઓ યોજવી પડી હતી. તે સિવાય એમને માટે એક પણ માર્ગ ખૂલ્લો ન હતો. આ બાબત પર સાવરકર લખે છે કેઃ—+

It was the very principle that...forced us to take to the surgeons knife and feel that severity for the moment would certainly be merry in the long run. But even while combating force with force, we hearily abhorred and do yet abhor—all violence, for violence is force aggressively used, force that is like killing...Thus we were revolutionists under necessity, and not by choice.

---

+ An Echo from Andamans page 89–90.

(શસ્ત્ર ક્રિયા કરનાર સર્જન પાસેથી આજ કારણથી અમે ક્રાંતિકારો હથીયાર ઝુંટવી લેવા તૈયાર થયા હતા. અમારો માર્ગ જો કે એવો હતો કે અમા ઠોકર લાગે અને અમે પડી જઇએ પરંતુ પરીણામ જે આવવાનુ છે તે તો તો અંતિ કલ્યાણકારીજ છે પછી અમને એ માર્ગ ગ્રહણ કરવામાં વાંધો શો હોઇ શકે ! જોકે તે સાથે પણ આ શક્તિ, જોર, જુલમનો સામનો હથીયારો આ શક્તિથી કરતા પણ અમોને અત્યાચારનો માર્ગ કદી પણ રૂચ્યો નથી અને આજ પણ રૂચતો નથી, એ નિશંક વાત છે. કારણ પ્રાણ ઘાતક પધ્ધતિથી કરવામાં આવેલા શક્તિના ઉપયોગનેજ અત્યાચાર ગણી શકાય, ટુંકમા મારૂ કહેવું એ છે કે અમે સ્વેચ્છાથી નહી પરંતુ અમારો કોઇ ઇલાજ ન રહેવાથી જ અમે ક્રાંતિકારો બન્યા છીએ )

આંદામાનમા મુલાકાતે અગર પ્રવાસે આવતા ઘણા મોટા અમલદારો સાવરકરને કહેતા હતા કે :—

" ધારો કે તમે દેશી રાજાઓ વિરૂધ્ધ બળવો કર્યો હોત અને તમે પકડાયા હોત તો તેઓ તમને હાથીના પગ નીચે જ છુંદાવી નાખત ! અંગ્રેજ સરકાર સારી છે કે એવા ઘાતકી પગલાં લેતી નથી. "

સાવરકરે આ લુચ્ચાઈ ભરી ધમકી અને દલીલનો જવાબ નીચે પ્રમાણે એમના એક પત્રમા આપ્યો હતો

Speaking relatiyely to barberian times, it is true that I have a fair trial and a just sentence and the Gove rnment is at liberty to derive what ever satisfaction they can from the compliment that they give a fairer trial and juster sentence to do their captives than the cannibals used to But it should not be forgotten that if, in olden days the rulers flayed their rebels alive, then, the rebels too, when they got the upper hand, flayed alive the rulers as well. And if the British people treated me or other rebels mere justly, i. e less barbarously, than they may rest as ured that they too would be as lniently treated by the Indian rebels, if ever the tables are turned.

( જંગલી રાજ પદ્ધતિ સાથે સરખામણી કરતાં મારા પર મૂકવામાં આવેલા તહોમતની તપાસનું કામ સારી રીતે અને ન્યાયાધીશો સમક્ષ ચલાવવામાં આવ્યું હતું, તથા મને ફરમાવેલી સજા પણ ન્યાયાધીશોએજ કામ ચલાવી તથા જુબાનીઓ વિગેરે લઇને આપી હતી, એ વાત પણ સત્ય છે. જંગલી નરમાંસ ભક્ષક લોકોના શત્રુ જ્યારે તેમના કબજામાં આવે છે ત્યારે તેઓ તેમને જે અમાનુષી અને ક્રુર વર્તન આપે છે અને શિક્ષા ફરમાવે છે તેના કરતાં સારી રીતે બ્રિટીશ સરકાર શત્રુ પક્ષની ન્યાય પૂર્વક તપાસ કરીને અને ન્યાયના ધોરણેજ શત્રુ પક્ષને સજા ફરમાવે છે, એવું જો એ માની પોતાના મનમાં રાજી થતી અગર અભિમાન લેતી હોય તો અમારે કાંઇ હરકત નથી. પરંતુ ઉપરના નરમાંસ ભક્ષકોના ન્યાય કરતાં બ્રિટિશરોનો ન્યાય કોઇ પણ રીતે ઉંચી કક્ષાનો નથી. તે ઉપરાંત એક વાત માત્ર સરકારે ન જ વિસરવી જોઇએ. પહેલાંના જંગલી લોકો પોતાના શત્રુને પકડી તેના શરીરની ચામડી ઉતારી નાખી તેને રીબાવીને મારી નાખતા એ વાત સાચી છે ખરી, તેવી જ એ લોકો તેમના શત્રુના હાથમાં સપડાય ત્યારે તેમની પણ ચામડી ઉતારી નાખવામાં આવતી અને સદેહે અપાર યાતનાઓ ગુજારવામાં આવતી હતી. એટલે બન્ને પક્ષ સજા કરવામાં આટલો ક્રુર અને ઘાતકી હતો ખરો, એ વાત ચોક્કસ, પરંતુ એમાંથી એક પણ સામા પક્ષના હાથમાં જતો તો ઉપર દર્શાવેલી સદેહે સ્વર્ગારોહણની સજાને પામતો. મારી તથા અન્ય ક્રાંતિકારો સાથે સરકારે જો સારો વર્તાવ રાખ્યો છે એમ તે માનતી હોય તો અમે પણ બરોબર 'એવોજ સારો અને એવોજ ન્યાય પૂર્ણ સરનો' વર્તાવ પરમાત્માની કૃપાથી ભવિષ્યમા વિજયી થઇશું ત્યારે અંગ્રેજો સાથે રાખીશું એમાં શંકા નથી )

સને ૧૯૨૦ના ઓક્ટોબર માસમાં કર્નલ વેજવુડ હિંદમાં આવેલા તે સમયે ભાઇ પરમાનંદ તેમને મળ્યા હતા અને આંદામાનના કેદીઓની મુશ્કેલીઓ તેમને જણાવી હતી. તથા તેમની પાસે સાવરકર અને સાવરકરના જેવા અન્ય કેદીઓની માગણી તેમણે કરી હતી. કર્નલ વેજવુડે આંદામાન વિષે કેટલાક લેખો લખ્યા હતા. આ લેખો સને ૧૯૨૧ ના જાન્યુઆરી માસમાં ઇંગ્લેંડના અખબારોમાં પ્રસિદ્ધ થઇ ચુકયા હતા. તે ઉપરાંત રેવ્હ. સી. એફ. એન્ડ્રુએ પણ આંદામાન વિષે થોડાક લેખો લખ્યા હતા.

તે ઉપરાંત ફ્રેડોક સાહેબે સને ૧૯૧૪ મા આંદામાનના કેદીઓની સ્થિતિ પરત્વેના સુધારા સંબંધે જે સુચનાઓ કરી હતી તેને પ્રસિદ્ધિ આપવા

માટે પણ માગણીઓ કરવામાં આવી હતી. આ પ્રમાણે પુનઃ આંદામાન અને આંદામાનના કેદીઓના પ્રશ્નની ચર્ચા જોરશોરથી ચર્ચાવા લાગી

તા. ૨૮-૯-૨૦ ના રોજ સાવરકરને કારકુનની જગ્યાપર મૂકવામાં આવ્યા હતા, ત્યાર બાદ નવેમ્બર માસમાં તેમને તેલના ગોદામના ફોરમેન પણ બનાવવામાં આવ્યા હતા. આ જગ્યા કારકુની કરતાં વધારે મહત્વની હતી. સાવરકરની આ જગા પર નિમણુક થતાંની સાથે જ એમને જે જેલ વોર્ડરો ત્રાસ આપતા હતા તે તેમનાથી દબાવા લાગ્યા અને મેળમેળે વર્તાવ રાખવાની મનીષા સેવી રહ્યા હતા. કેદીઓને શિક્ષણ આપવાનું, હિંદી પ્રચાર કરવાનું અને શુધ્ધિ ચળવળ ચલાવવાનું, એમને ઘણુંજ સુગમ પડી ગયું. કહો કે, આ કામો માટે એમને સ્વતંત્રતા પ્રાપ્ત થઇ ગઇ.

સાવરકરે સરકારને જણાવી દીધું હતું કે, " જો તેઓ પોતાને હિંદમાં લઇ જતાંની સાથેજ મુક્ત કરવાના ન હોય તો પોતે ત્યાં હિંદમાં કેદમાં રહેવા કરતા અહીં આંદામાનમાં રહેવા વધારે ખુશી છે. માત્ર મને મારા કુટુંબ સાથે અગર સ્વતંત્ર ટીકીટ પર રહેવાની પરવાનગી મળવી જોઇએ. કારણ કે નિયમાનુસાર મે દશ વર્ષ જેલના સંપૂર્ણ કર્યાં છે. કારાગૃહમાંજ મને રાખવો હોય તો,મને હિંદમાં ન રાખશો, આંદામાનમાંજ રાખશો."

આ અરસામાં હિંદમાં ખિલાફત તથા અસહકારની ચળવળ જોરશોરથી ચાલતી હતી, આ ચળવળે સારાએ હિંદનું અને સરકારનું ધ્યાન ખેંચી લીધું હતું. આ ચળવળની ખબર આંદામાનમાં પણ આવી પહોંચી હતી, અને તેની ચર્ચા પણ થતી હતી. ગાંધીજી અને કોન્ગ્રેસની આ ખિલાફતની લડત માટે સાવરકર હંમેશાં કહેતા હતા કે, " આ ખિલાફત નથી, પણ એક આફત છે !" દેશસેવક, દેશગૌરવ લોકમાન્ય તિલક મૃત્યુ પામતા હિંદના રાજકારણમાં ખૂબજ અંધાધુંધી અને ગોટાળો પ્રવેશી જવા પામ્યો હતો. કોઈ એકજ પ્રકારની નીતિથી ચલાવાતું કામ થતું ન હતું. સૌ પોતપોતાની મરજી મુજબ પોતાનું ગાડુ હાંકયે જતા હતા. એક રીતે કહીએ તો હિંદનું રાજકારણ-બુધ્ધિ ભ્રષ્ટ બની ગયું હતું અને ભળતીજ કલ્પનાઓ અને વિચારો વહેવા માંડયા હતા. આ પ્રમાણે હિંદના રાજકારણની સ્થિતિ નિરખીને

સાવરકરને ઘણુંજ દુઃખ થવા પામ્યું હતું. સાવરકર પોતાનું દુઃખ નીચે પ્રમાણે વ્યક્ત કરે છેઃ—

" લોકમાન્ય જેવા લોકાગ્રણીનો સ્વર્ગવાસ થતાંની સાથેજ ખિલાફતની અનાવશ્યક ચળવળ શરૂ કરવામાં આવી. તે ઉપરાંત માત્ર ચરખા ફેરવી એકજ વર્ષમાં સ્વરાજ મેળવનારાઓની તથા અહિંસક રહી ચળવળ કરનારાઓની નિર્માલ્ય, તેજોનાશક સંખ્યા દિન પર દિન વધવા લાગી. આમ સ્વરાજ્ય પ્રાપ્ત કરવાના નિર્માલ્ય પ્રયત્નો થવા લાગ્યા. જાણે નિર્માલ્યતાના ઉન્માદરૂપી વંટોળીઓ વાવો શરૂ થયો હતો."

સહકાર અને અસહકાર ચળવળ વિષે સાવરકરે પોતાનો અભિપ્રાય નીચે મુજબ જણાવ્યો છેઃ—

" સાચુ રાજકારણ સંપૂર્ણ રીતે સહકારી પણ હોતું નથી, પરંતુ હોય છે કેવળ પ્રતિસહકારી ! સહકારથી આપણું કાર્ય પતતું હોય તો સહકાર અવશ્ય કરવો જોઇએ. સહકાર અશક્ય હોય તોજ અસહકાર ગ્રહણ કરવો જોઇએ. આ અસહકાર સશસ્ત્ર પણ સંભવી શકે. એનો આધાર પ્રસંગ અને સમય પર રહેલો છે અસહકાર એક તત્વ નથી પરતુ માત્ર એક તાત્કાલિક ઉપાય છે. સર્વેએ સહકારનુંજ ધ્યેય રાખવું હિતાવહ છે. શક્ય હોય ત્યાં સુધી સહકાર ! પરિસ્થિતિ પ્રતિકૂળ બની જાય તો પછી અસહકાર રાખવાના ધોરણનેજ પ્રતિસહકાર કે પ્રતિયોગ કહેવાને કોઇ હરકત નથી.

સને ૧૯૨૦ ના નવેમ્બર માસમાં પોતના ભાઇઓને આંદામાનમાં મળી આવ્યા પછી બાબા સાવરકરને હાજર કરવાની પરવાનગી નહીં આપવામાં આવે તો. તેમની માંદગી નિશ્ચિત રીતે ક્ષયનું સ્વરૂપ ધારણ કરી લેશે એવુ લાગવાથી ડૉ. સાવરકરે આ વાતને જનતામાં પ્રસિધ્ધ કરી. ડૉક્ટર સાવરકર જ્યારે આંદામાનમાં મળવા ગયા હતા ત્યારે વિનાયકરાવ સાવરકરે તેમને કહ્યું હતું કે, ' બાળ ખરી વસ્તુસ્થિતિ તારાથી રાખવાનો કોઈ અર્થ નથી. મટે તું અમારા બંન્નેના જીવન પત્વે છુપી ખરાબમાં ખરાબ અને છેલ્લા ખબર સાંભળવા હંમેશ તૈયાર રહેજે. હવે અમે બહુ દિવસો આ સંસારમાં કાઢી શકીશું એમ અમને લાગતું નથી. તો પણ એટલું ધ્યાન રાખજે કે સંસારમાં ઘણી વખત ન બનવાનું બની જાય છે,

અસંભવિત હોય તે સંભવિત બની જાય છે, પરંતુ તેનું બનવું પણ અમારે માટે હવે અશક્ય જ છે. અનંતા સુધી આપણું આ મિલન આખરનું જ છે, એમ માનશો. મનમાં શોક ધરશો નહીં, દુનિયા એમ જ ચાલે છે!"

નાગપુરમાં કોંગ્રેસ અધિવેશન ભરાયું હતું ત્યારે અસહકારી વૃત્તિનું રાજકારણ તેની આખરી સીમા સુધી પહોંચી ગયું હતું. આ અધિવેશનમાં રાજકીય કેદીઓની મુક્તિનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. જો કે તે ઠરાવમાં સાથે સાથે એવું સૂચન પણ કરવામાં આવ્યું હતું કે રાજકીય કેદીઓએ ધૈર્યથી દુઃખ સહન કરવું જોઈએ, આવતા સારા સમયની રાહ જોવી જોઈએ. અસહકારના આ વંટોળમાં જે દેશભક્તો સપડાયા ન હોતા તે સાવરકરની મુક્તિ માટે પ્રયત્નો કરી રહ્યા હતા.

સને ૧૯૨૧ ના માર્ચ માસમાં કાઉન્સીલ ઓફ સ્ટેટના સભાસદ શ્રી. રંગાસ્વામી અય્યંગારે પોતાના ભાષણમાં કહ્યું હતું કે, "સાવરકરને સરકાર જો મુક્ત કરે તો હું નથી ધારતો કે એથી કરીને કોઈ વિપરીત યા જોખમી પરિસ્થિતિ ઉત્પન્ન થાય! તે બાબત સરકારને જો જામીનની આવશ્યકતા હોય તો તે હું થવા તૈયાર છું અને કદાચ સરકાર જામીન તરીકે રોકડ રકમ માગતી હોય તો તે પણ આપવા હું તૈયાર છું"

હિન્દમાં જ્યારે આ પ્રમાણે ચળવળ ચાલતી હતી ત્યારે આંદામાનમાં સાવરકરની છાતી પર ભયંકર કેદી '(D-Tick t) દર્શાવતું ચેકડું રાખ્યું હતું તે ઉતારી લેવામાં આવ્યું હતું. પોતે મુક્ત થવાના નથી એવા નિરાશામય વિચારોમાં સાવરકર દિવસો પસાર કરતા હતા ત્યારે તેમને એક જેલ વોર્ડરે ગુપ્ત રીતે એક પત્ર લખી જણાવ્યું હતું કે, "મુંબઈની કોઈ એકાદ જેલમાં તમને મોકલવાનું નક્કી થઈ ચૂક્યું છે" આ સમાચારથી સાવરકરને જરા પણ આનંદ થયો નહીં કારણ કે મુંબઈ ગયા પછી પોતાના ભાઈ જે પોતાની સાથે જ અહિં કેદમાં છે તેને કદી પણ મળવાનું તથા રહેવાનું બનશે નહીં. તે ઉપરાંત સરકારે એમ ડોળ કરવાની તક સાંપડશે કે તેમણે સાવરકરને આંદામાનથી ખસેડ્યા છે. શક્ય તે કર્યું છે." આથી કદાચ સરકાર લોકોની આંખોમાં ધૂળ નાખવામાં ફાવી પણ શકે. આખરે સાવરકરને બેડીઓ પહેરાવ્યા સિવાય જેલ બહાર કાઢવામાં આવ્યા જેલ છોડતી વખતે તેમણે પોતાના એક વિશ્વાસુ કેદીને મંત્ર આપ્યો હતો કે—

"એક દેવ, એક દેશ, એક ભાષા, એક જાતિ, એક જીવ,"

આ પ્રમાણે પેલા પ્રમાણીક કેદીને મંત્ર આપીને સાવરકર બંધુઓ આટલા લાંબા સમય પછી જેલની બહાર નીકળ્યા. બહાર નીકળતાં જ વિનાયકરાવે ગણેશપંતને કહ્યું, "બાબા, આ ઉંબર જેની પરથી આપણે પસાર થઇએ છીએ તે આપણા જીવન મરણની સીમા ચિન્હ સમાન છે! આ ઉંબર આજે આપણે ઓળંગ્યો એ વાત નિશ્ચિત છે! મૃત્યુના વાતાવરણમાંથી જીવનની ખુશનુમાં હવામાં આવવા માટે આ વેંત જેટલી ઉંચાઇનો ઉંબર આજે ઓળંગી રહ્યા છીએ. ભવિષ્યમાં પછી જે થવાનું હોય તે થાય પરંતુ અત્યારે તો આપણે નવી જીન્દગી તરફ જઇ રહ્યા છે, એમાં શંકા નથી!"

સાવરકર બંધુઓના પ્રસ્થાન સમયે બધા કેદીઓ તેમના દર્શન માટે એકત્ર ન થાય તેનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. પરંતું કેદીઓ આ હુકમને વશે ન થયા. હુકમનો ભંગ કરીને તેમને પ્રિય એવા સાવરકર બંધુઓને આખરી વેળા મળવા માટે દોડી ગયા. જમાદારનું કામ કરનાર એક બંદીએ આગળ આવી નિડરતાથી ચંપાના ફુલનો હાર સાવરકરને પહેરાવી દીધો.

મહારાજા બોટમાં હિંદ પાછા ફરતાં સાવરકર ભાઇઓને પ્રવાસમાં ગાંડાની ઇસ્પિતાલનો પણ અનુભવ મળ્યો. કારણ કે જે પાંજરામા તેમને પુરવામાં આવ્યા હતા તે પાંજરામા લગભગ બધા ગાંડાઓને પુરી રાખવામાં આવ્યા હતા. આ સાવરકરભાઇઓને અન્યાય હતો. કેટલી ખટપટ અને ફરિયાદ પછી તેમને ત્યાંથી ખસેડવામાં આવ્યા હતા. ઉતારૂઓને સાવરકર બંધુઓ માટે એટલો બધો સ્નેહ થઇ ગયો હતો કે તેમને માટે સારા અને સ્વચ્છ ખોરાકની તેમણે વ્યવસ્થા કરી હતી. ત્રણ દિવસની સતત મુસાફરી પછી ચોથા દિવસના બપોરે હિંદના કિનારાના દૂરથી દર્શન થવા લાગ્યાં જે પરમ પ્રિય માતભૂમિના ઉદ્ધાર માટે સાવરકરે અનેક પ્રકારના સંકટો અને દુઃખો વેઠયા, અનેક પ્રયત્નો કર્યા, અને ખુદ મૃત્યુંને પણ ભેટી આવ્યા, તેના દર્શન આજ આટલા વરસ પછી થતાં, તેમના મનમાં કેવા વિચારો ઉદ્દભવતા હશે, શું શું લાગણીઓ જન્મ ધારણ કરતી હશે તે તો વાંચકોએ જ કલ્પના કરી લેવી હિતાવહ છે. સને ૧૯૨૧ ના મે માસના અરસામાં સાવરકર બંધુઓને કલકત્તા લાવી અલિપૂર જેલમાં ખસેડવામાં આવ્યા હતા.

સાવરકરના જીવનનો ઘણો મોટો ભાગ આંદામાનમાં જ પસાર થયો હતો. તે સમય અહિં સંપૂર્ણ થતો હોવાથી તેમના જીવનકાર્યનું કંઇક વિશેષ તાનું આ સ્થળે વર્ણન કરવું યથા યોગ્ય છે.

આંદામાનનું દુઃખભર્યું જીવન ભોગવીને આવેલા ઘણા દેશભકતોએ માતૃભૂમિમાં આવી રાજકારણને તિલાંજલિ આપી શાંતિનું જીવન જીવવાનું પસંદ કર્યું હતું. આંદામાનના કારાએ સાવરકરના આરોગ્ય પર તથા માનસ પર કાયમની ખરાબ અસર પહોંચાડી હતી. સાવરકરને આ અસરના કારણેજ એકાંત પ્રિયતા વધારે ગમતી, બાહ્ય જગતના શિષ્ટાચારનું વિસ્મરણ પણ થઇ ગયું હતું, અવાર નવાર માંદગી પણ ઉપડી આવતી હતી. આ પરિણામો કાયમનાં હતાં. આમ છતાં પણ દેશ સેવા કરવાની ધગશ તેમનામાં જરા પણ ઓછી થવા પામી નહતી. સમય, સંજોગ અને સ્થિતિ પ્રમાણે જે કાંઇ પોતાનાથી દેશ સેવા બની શકે તે અવશ્ય કરવી, એમ સાવરકર માનતા હતા. દેશ સેવા એ સાવરકરનું મહાનવ્રત હતું.

રાજકીય પ્રશ્નોની ચર્ચા કરતી વખતે સાવરકરનું બુદ્ધિતેજ હમણાં પણ જણાઇ આવ્યું હતું, ત્યારે હાલના વાઇસરોય સાહેબે તથા અન્ય ભારતીય મુત્સદીઓએ આશ્ચર્ય પ્રગટ કર્યું હતું. સાવરકરના મનમાં પોતાને જીંદગીમાં શું કરવાનું છે. તેનું ધ્યેય પ્રથમથી નિશ્ચત થએલું હતું.

આંદામાનમાં સાવરકરે બારી સાહેબને અનેક વખતે સંકડામણમાં મૂકેલા, બદનામ પણ કરેલા અને કેદીઓના જીવનની મુશ્કેલીઓ દૂર કરવા માટે અનેક પ્રયત્ન પણ કરેલા હતા. આંદામાનમાં તેમણે તમામ કેદીઓનો સ્નેહ સંપાદન કર્યો હતો. એ પરથી એમનો સ્વભાવ કેટલો ઉમદા હતો તે જણાઇ આવે છે. આવા સ્નેહભર્યા અનેક દાખલાઓમાંથી એક દ્રષ્ટાંત અહિં નોંધવું ઠીક થઇ પડશે, જે આપણને સાવરકરના જીવનની બીજી બાજુ સમજવામાં ઘણી મદદરૂપ થઇ પડશે.

અલ્લાહાબાદના એક અખબારના ત્રણ સંપાદકોને તેમના રાજદ્રોહ સાવરકર પહેલાંજ આંદામાન મોકલવામાં આવ્યા હતા, આ ત્રણમાંથી એક સંપાદક તો સાવરકર સાથે એટલો હળી ગયો હતો કે એમ કહીએ તો ચાલે કે તે સાવરકરનો ભકત બની ગયો હતો આ સંપાદકને જન્મટીપની

સજા ફરમાવવામાં આવી હતી. તેથી તેને છૂટવાનો સમય નિશ્ચિત હતો આ સંપાદક જે દિવસે મૂક્ત થાય તે દિવસે પોતે જેટલાં કાવ્યો રચ્યાં હોય તે બધાંજ આ સંપાદક સાથે બ્હાર હિંદમાં મોકલી દેવાનો સાવરકરે નિશ્ચય કર્યો હતો. આ બાબતમાં સાવરકરે જે બુદ્ધિપૂર્વક પ્રયત્ન કર્યો તે સાચેજ પ્રસંશાને પાત્રજ છે. તેમણે માણસની શક્તિ પારખવામાં અજબ બુદ્ધિ દોડાવી હતી. સંપાદકજીને મરાઠી ભાષા આવડતી નહોતી કારણ એમની માતૃભાષા હિંદી હતી. જ્યારે સાવરકરનાં કાવ્યો મરાઠી ભાષામાં રચાતાં હતાં. તેથી સાવરકરે મરાઠી ભાષાનું જ્ઞાન સંપાદક—ને આપવા માંડ્યું. ભાષાને જાણકાર હતો અને પત્રકાર હતો તેથી તેને મરાઠી ભાષાના કાવ્યો મુખે પાઠ કરવા જેટલુ મરાઠી ભાષાનુ જ્ઞાન મેળવતાં ઝાઝો સમય લાગ્યો નહીં. તે ઉપરાંત સાવરકરની ધગશ અને શક્તિ તથા સંપાદકના સાવરકર પરનો સ્નેહ જ આ બાબતમાં વધારે કાળ આપી ગયો. સંપાદકે સાવરકરનાં બધાંજ મરાઠી કાવ્યો કંઠસ્થ કરી લીધાં, અને જ્યારે તે ૧૯૧૮ ના અરસામાં કેદમાંથી મૂક્તિ પામીને હિંદ ગયા ત્યારે તે સાવરકરના ભાઈ ડૉક્ટર સાવરકરને તુરત મળ્યા અને પોતે કંઠસ્થ કરી રાખેલાં સર્વ કાવ્યો તેમને સંભળાવી દીધા. ડૉક્ટર સાવરકરે બધાજ કાવ્યો લખી લીધાં. સાવરકરનાં કાવ્યોની સેંકડો કડીઓ વરસો સુધી કંઠસ્થ રાખનાર સંપાદકને તથા તે માટેનો પ્રયત્ન કરનાર સાવરકરને સાચેજ ધન્ય છે ! સંપાદકની શક્તિ માટે સાચેજ માન થાય છે. સાવરકરની સેવા તેમણે અપાર નિષ્ઠાથી બજાવી એમાં શંકાને સ્થાન નથી.

અલિપુર જેલમાં પ્રવેશ કરતાં વી સાથેજ બંન્ને સાવરકર ભાઇને છૂટા પાડવામાં આવ્યા. બંન્ને ભાઇઓ ફક્ત પંદર દિવસજ સાથે રહી શક્યા હતા. ત્યાર પછી ગણેશપંતને વિજાપુર જેલમાં અને સાવરકરને રત્નાગીરી જેલમાં મોકલવામાં આવ્યા હતા. તે અરસામાં એટલે તા. ૨૬–૫–૧૯૨૧ ના રોજ કેપીટલ નામના અખબારમાં સાવરકર બંધુઓ વિષે કેટલીક હકીકત પ્રસિદ્ધ કરવામાં આવી હતી. Ditcher's Diary આ શિર્ષક હેઠળ કેટલીક ઉપર જણાવ્યા પ્રમાણેની રાજ્કીય હકીકત પ્રસીદ્ધ કરવામાં આવી હતી. એ લેખના અંતમાં લખ્યું હતું કે :—

"Government of India by no means unreasonable in refusing to release the Savarkar brothers, who Mr. Gandhi himself confesses, are frank revolutionaries.

( સાવરકર ભાઈઓને સરકાર છોડી મૂકની ાગી, એ કોઈ રીતે ગેર વાજબી નથી કારણ કે બન્ને ભાઈઓ ક્રૂર ક્રાંતિવાદીઓ છે અને આ વાત ગાંધી પણ કબૂલ કરે છે. )

આ પ્રમાણે ટીકા કરતા લેખકે જે દલીલ કરી હતી તે અત્યંત સ્પષ્ટ અને તદ્દન નિરર્થક હતી. આ લેખકે આગળ ૧૯૧૯માં લખ્યું હતું કે —મહાયુદ્ધ શરૂ થયેલું તે પહેલાં સાવરકર ભાઈએ એ આસમાનના અધિકારી વર્ગને પોતાની હિંમતદ્દતાથી તથા નમ્રથી જીતી લીધા હતો અને આજ કારણને લીધે તેમને અને તેમા પણ ખાસ કરીને ગણેશપંત સાવરકરને આંદામાનમાંના બીનતારી યંત્રનો ઉપયોગ કરવાની પરવાનગી આપવામાં આ ી હતી

મહાયુદ્ધ શરૂ થયા પછી આ બીન તારી યંત્રનો સુમાત્રા બેટમાંના જર્મનીના બીન તારી યંત્ર સાથે અનુસંધાન બાંધવાથી આંદામાનની આજુ બાજુ શત્રુપક્ષની અનેક નૌકાઓ દાખલ થએલી વિગેરે અનેક બીન પાયાદાર હકીકત મોટા સ્વરૂપમાં ચિતરી પ્રસિદ્ધ કરવામાં આવી હતી +

પોતાના ભાઈઓ આંદામાનથી હિંદમાં આવતાંની સાથે જ આવા ભયંકર અને સત્યથી વેગળી હકીકત રજુ કરતો લેખ પ્રસિદ્ધ થવાથી ડૉક્ટર સાવરકરને અપાર ચિંતા થવા લાગી તેમને એમ લાગ્યું હતું કે કદાચ આ લેખ પોતાના ભાઈની મૂક્તિની આડે આવશે તેથી તેમણે કાયદેસર પગલા લેવાનું નક્કી કર્યું મુંબઈ જઈ સોલીસીટર મણીલાલ એ ડ ખેરની સલાહ લીધી અને 'કેપીટલ' વર્તમાન પત્રના સંપાદક પર અને વ્યવસ્થાપક પર તેમણે નોટીસો કઢાવી હતી આ નોટીસમા એમ જણાવવામાં આવ્યું કે આ લેખના લેખકનુ નામ પ્રસિધ્ધ કરવુ અને એમના અખબારમાં પ્રસિધ્ધ થએલા એ લેખ માટે બીન શરતી માફી માગવી ઘણી લખાપટ્ટી ચાલ્યા પછી આખરે 'કેપીટલ' પત્રે પોતાના અખબારમાં નીચે પ્રમાણે હકીકત પ્રસિધ્ધ કરી ત્યાર બાદ આ ચિંતાયુક્ત પ્રકરણનો અંત આવ્યો ×

---

+ Life of Bari er Savarkar by Chitra Gupte Page 142–144

× Life of Baristar Savarkar by Chitra Gupte page 144

" The Editor and Publisher of the 'Capital' deeply regret having published the defamatory remarks which appeared in the Ditchers Diary in the issue of the 'Capital', dated 26th may 1921 and here by tender him an unconditional apology.

The Editor and publisher withdraw the remarks made in respect of both the Savarkar brorhers and deeply regret that they should have been pnblished, however innocently."

( 'કેપીટલ' અખબારના તા. ૨૬ મે ૧૯૨૧ માં 'ડીચર્સ ડાયરી'ના શીર્ષ નીચે પ્રસિદ્ધ થએલા બદનામી ભર્યા લખાણુ માટે તથા તેની ખોટી હકીકત માટે આ પત્રના સંપાદક અને પ્રકાશક સાચા દિલથી બીન શરતી માફી માગે છે.

સંપાદક અને પ્રકાશક સાવરકરભાઈઓ પર ટીકકા, ટીપ્પણુ અને આક્ષેપો પાછા ખેંચી લે છે અને અંતઃકરણુ પૂર્વક ઉંડી દીલગીરી આથી જાહેર કરે છે. આ લખાણુ કોઈ દુષ્ટ હેતુથી નહી પણુ નિર્દોષ રીતે પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું. )

ગણેશપત સાવરકર સને ૧૯૨૨ ના જાન્યુઆરી માસ સુધી વિજાપુર જેલમાં રહ્યા હતા. આ કારાગૃહમાં તેમને એક એકાંત અને નિર્જન કોટડીમાં પૂરી દેવામાં આવ્યા હતા. પ્રથમ કારણુ તો એ હતુ કે તેમની તબિયત ખરાબ હતી તે ઉપરાંત આમ નિર્જન અને એકાંત વાસ તેથી તેમની તબિયતને સાત આઠ માસ સુધી ખૂબ સહન કરવું પડયું હતુ.

સને ૧૯૨૧ ના ડીસેમ્બર માસમાં ડોકટર સાવરકર પોતાના ભાઈને વિજાપુર જેલમાં મળવા ગયા હતા ત્યારે તેમણે ખાદીનો પહેરવેશ પહેર્યો હતો. ખાદીનો પહેરવેશ જોઈને જેલના અમલદારો ખૂબ ચિડાઈ ગયા અને તેમને તેમના ભાઈને મળવાની પરવાનગી આપવામાં આવી નહીં. પરંતુ ડોકટર સાવરકર આમ પાછા જાય તેવા હતા નહી. તેમણે તકરાર ઉઠાવી અને છેક

ઉપરી અમલદાર સુધી ગયા એ અમલદારે તેમને પરવાનગી આપી અને ડૉક્ટર સાવરકર તેમના ભાઈને આખરે મળી શકયા.

સને ૧૯૨૨ ના જાન્યુઆરી માસમા ગણેશપત સાવરકરને વિજાપુરમાથી અમદાવાદની સાબરમતી જેલમા ખસેડવામાં આવ્યા હતા. આંદામાનમાતો કોઈપણ જાતની સગવડ મળવા જ પામી નહોતી તે ઉપરાંત અહી હિંદમાં પણ તેમની તબિયત માટે ખાસ કોઈ સગવડ આપવામા આવી નહી, તેથી તેમને ક્ષય લાગુ પડશે એવાં ચિન્હો જણાવા માડયાં હતા. ગણેશપતની તબીયત અત્યત ખરાબ પરિસ્થિતિએ પહોચી ગઈ છે, એ વાત ફ્રીપ્રેસ ઑફ નામના એક રાજકીય કેદીએ પ્રસિધ્ધ કરી હતી તેથી હિંદી સરકારને છેવટે સને ૧૯૨૨ ના સપ્ટેમ્બર માસમા મુબઈ સરકારને ગણેશપતનો છૂટકારો કરવાનો હુકમ આપવો પડયો.

વિનાયકરાવ સાવરકર સને ૧૯૨૧ પછી લગભગ બે વર્ષ રત્નાગીરી જેલમાં રહ્યા. અહિ તેમને એકાંત ઓરડીના પૂરી દેવામાં આવ્યા હતા. આંદામાનમા અપાર કષ્ટ વેઠી સાવરકરે કેટલાક વિશેષ હકકો પ્રાપ્ત કર્યા હતા તે બધી નકામા ગયા કારણ અહિના જેલના અમલદારો તેમને નવા જ કેદી ગણતા હતા એમને આંદામાનના કોઈ હક્ક આપવામાં આવ્યા નહીં. સાવરકરની તબિયત ખરાબ રહેતી હોવાથી તેમને આંદામાનમા દુધ પણ આપવામાં આવતુ હતુ. પરંતુ અહિ તેમને નવા કેદી ગણવામા આવતા હોવાથી આમાની એક પણ સગવડ આપવામા અવી નહીં તેથી સાવરકરને ખુબજ ત્રાસ પડવા માડયો, અને જીવનનો પણ કંટાળો આવી ગયો હતો. તેમને સુતરનુ કામ આપવામા આવ્યુ હતું આ અરસામાં એટલે સને ૧૯૨૧ ના જુન માસમાં સાવરકરનુ જીવન અત્યંત કષ્ટમય બની જવા પામ્યુ હતુ આંદામાનની માફકજ પુન તેમને વિચારો આવવા લાગ્યા કે આ જીવન કરતા બહેતર છે કે જીવનનો અંત લાવી નાખવો.

એક દિવસની વાત છે તેઓ આ વિચારથી એટલા બધા દોરવાઈ ગયા હતાં કેઆત્મ હત્યા કરવા પર તૈયાર થઈ ગયા હતા પરંતુ આત્મહત્યાનો નિર્ણય કર્યો તે સમય દિવસનો હોવાથી તે પોતાના નિર્ણયને અમલમાં મુકી શકયા નહી સાધારણ રીતે આત્મહત્યા માટે રાતનોજ અંધકાર પસંદ

કરવામાં આવે છે. ધીમે ધીમે મનનો ઉદ્વેગ શાંત પડ્યો અને હૃદયમાં સ્થિરતા પ્રાપ્ત થતી ગઇ. શાંત ચિત્ત વિવેકસીલ બની તે વિચાર કરવા લાગ્યા કે:—

"આંદામાનમાં એક વખતે બધાંજ કેદીઓ જેલ જીવનથી કંટાળી ગયા હતા તે એટલે સુધીકે આત્મહત્યા કરવી એ કર્તવ્ય છે એમ બધા સમજવા લાગ્યા હતા. આ કેદીઓમાં ઇન્દુભુષણથી માંડી પ્રોફેસર આનંદ સુધીના જે અનેક બંગાલી, પંજાબી અને શીખ કેદીઓનો સમાવેશ થતો. હતો. બધા ૪ કેદીઓ આત્મહત્યાના નિર્ણય પર આવી ગયા હતા; ત્યારે એક માત્ર સાવરકર સજાગ હતા. તેમણે બધાને દલીલ કરી સમજાવ્યા અને આવેશમાં ઘેરાઈ ગએલી તેમની બુદ્ધિ પર પ્રકાશ નાંખ્યો હતો. આજ એજ સાવરકર જાતે પોતે પર્દાને—અન્યને બચાવનાર સાવરકર આવ અંધકારમય વાતાવરણમાં જવાનો નિશ્ચય કરે એ કેટલું મોટું આશ્ચર્ય હતું. તેમણે પોતાની જાતને કહ્યું "પાછા વળો શાંતિ રાખો!'

આમ આખરે મનમાં શાંતિ વ્યાપી ગઇ અને આત્મહત્યા કરવાનો વિચાર મુલતવી રાખ્યો. ત્યાર બાદ તેમણે જેલ જીવનના પોતાના અનુભવો લખવાનું નક્કી કર્યું અને તેને યોગ્ય પ્રસંગે, ટીકાઓ, ટીપ્પણો, ટાંચણો મનોમનમાં એકત્ર કરવા લાગ્યા. લેખન સામગ્રી તો હતીજ કયાં ? એટલે લખવાનો પ્રશ્ન રહેતોજ નહોતો. છેવટે તેમણે ખાસ ઇંકામુદ્દા પાણીના લાલ માટલા પર લખવા માંડ્યા. કષ્ટમય જીવનમાં મુક્તિ શોધી કાઢવા મટે સાચેજ સાવરકર માટે આપણને માન થાય છે. આ સુબંધો પરથી ભવિષ્યમાં તેમણે ' મારી જન્મટીપ ' નામનો ગ્રંથ તૈયાર કર્યો હતો. સને ૧૯૨૨ ની શરૂઆતમાં તેમણે 'હિન્દુત્વ' નામનો એક લેખ જેલમાં જ લખ્યો હતો.

કોંગ્રેસી ચળવળમાં સંડોવાએલા કેટલાક કેદીઓને રત્નાગીરી જેલમાં મોકલવામાં આવ્યા હતા. આ લોકોની મદદથી સાવરકર લખવાની સામગ્રી મેળવી શકયા. લેખન સામગ્રી મળતાંની સાથેજ તેમણે ' હિન્દુત્વ ' પર લેખ લખી નાંખ્યો અને તુરત ગમે તેમ કરીને બહાર પ્રસિધ્ધ થવા માટે મોકલી આપ્યો હતો. આ લેખ પ્રથમ "Maratha" એ નામથી પ્રસિધ્ધ થવા પામ્યો હતો.

રત્નાગીરી જેલમાં ઉપર જણાવ્યા પ્રમાણેના કેદીઓ કોંગ્રેસની ચળવળમાં પકડાઇને આવ્યા હતા. તેમની તથા કોંગ્રેસી મનુષ્યોની હિન્દુ મુસ્લીમની ઐક્યની ભ્રામક અને દેતરપીંડી ભરી કલ્પના તથા વિચાર જોઇને સાવરકરને ખૂબ લાગી આવતું અને સાવરકર આ મુદ્દા પર લાંબા સમય સુધી તેમની સાથે ચર્ચા કર્યા કરતા. તે ઉપરાંત તેમની એવી માન્યતા બંધાઇ ગઇ હતી, કે સત્ય, અહિંસા, અસહકાર વિગેરે, અત્યંત ભૂલભરેલી છે અને હિન્દને કોઇપણ જાતની કામની નથી વિગેરે ક્લીબ આ દેશભક્તો સાથે સાવરકર કરતા હતા. કોંગ્રેસવાળા એ પ્રમાણે દલીલ કરતા કે આપણે સત્યના આગ્રહી છીએ અને આપણે આપણા કોઇ કૃત્યને છૂપાવવું ન જોઇએ સત્ય છૂપાવવું એ અસહકારના તત્વજ્ઞાનથી તદ્દન વિરૂધ્ધ છે આ દલીલને સાવરકર દંભી અને ભ્રામક કહેતા. પરંતુ આજ દેશ ભક્તો પોતાને માટે સારો ખોરાક મેળવવા માટે તથા વર્તમાન પત્રો મેળવવા માટે ગુપ્ત જે પ્રયત્નો કરતા તેનાથી સાવરકર ચિઢાતા અને દલીલ સમયે બતાવતા.

જાણે આવા લોકો માટે પોતાની સગવડતાનું, પોતાની જરૂરીઆતનું તત્વજ્ઞાન જુદુ અને હિંદનું—રાષ્ટ્રનું તત્વજ્ઞાન જુદુ એમ માનતા હોય. આવા દંભી અને સત્યને નામેજ અસત્ય બોલનાર દેશભક્તોને ઉઘાડા પાડવાનું કામ પણ સાવરકરને કરવું પડતું હતુ.

સાવરકર કેદખાનામાં રહ્યા રહ્યા પણ સેવા બજાવી રહ્યા હતા. કેદીઓનું સંગઠન કરતા, તેમની ફરીયાદો રજુ કરાવતા, તેમને શિક્ષણ આપતા, તેમજ વટલાઇ ગએલા હિન્દુઓનું શુધ્ધિકરણ પણ કરતા. આમાંથી જેટલા અને જ્યારે શક્ય બનતા ત્યારે સાવરકર પ્રયત્ન કરતા હતા.

મુસ્લીમ તથા ખ્રિસ્તિ કેદીઓને તેમના ઉપવાસ સમયે અમલદારો ખાસ સગવડ કરી આપતા હતા પરંતુ હિન્દુ અધિકારીઓને તેવા હક્ક આપવા માટે સરકાર તૈયાર નહોતી. આ બાબત સાવરકરને ખુબજ ખુંચી તેમણે આ બાબત પર વિચાર કરી ચળવળ ઉપાડી આખરે આ લડત સફળ નીવડી અને જેને પરિણામે આજે હિન્દી કેદીઓને વર્ષમાં પાંચ પ્રસંગે એટલે, અષાઢી તથા કાર્તિકી એકાદશી, મહા શીવરાત્રી, રામનવમી અને ગોકુળ અષ્ટમીના રોજ ઉપવાસને યોગ્ય ખોરાક આપવામાં આવે છે.

સાવરકર જ્યારે રત્નાગીરી જેલમા હતા ત્યારે તે તેમના સગાં વહાલાંને મળી શક્યા હતા. તેમને વાંચવા માટે પણ પુષ્કળ સામગ્રી મળી હતી.

મહાત્મા ગાંધીજીની સંચાલિત અહિંસક ચળવળ જોરશોરથી ચાલતી હતી તથા ચળવળમાં મોટા અને પ્રતિષ્ઠિત લોકોએ જેલમાં જવું એ દેશભક્તિ ગણાવા લાગી હોવાથી અનેક મોટા અને આબરૂદાર માણસો જેલમાં આવવા લાગ્યા હતા. આ વખતે રાજકીય કેદી એ સ્વતંત્ર વર્ગ છે એમ સરકારે માન્ય રાખ્યું હતું.

સને ૧૯૨૩ ના ફેબ્રુઆરી માસમાં વિનાયકરાવ સાવરકરને તેમના ભાઇ ડોકટર સાવરકર મળવા ગયા હતા. ત્યારે વિનાયકરાવની તબિયત સાધારણ સ્થિતિમાં હતી.

સને ૧૯૨૨ ના મે માસના અરસામાં રત્નાગીરી શહેરમાં ત્રીજી મહારાષ્ટ્રીય પ્રાંતિક પરિષદ ભરાઇ. આ પરીષદમાં પણ સાવરકરની મુક્તિ માટે ઠરાવ થયો હતો. બેરીસ્ટર જમનાદાસ માધવજી મહેતા, નાગપુરના વિશ્વાસરાવ કેળકર, મુંબઇના વિઠ્ઠલભાઇ પટેલ વિગેરે અનેક મોટા મોટા નેતાઓ સાવરકરની મુક્તિ માટે અડીખમ પ્રયત્નો કરી રહ્યા હતા.

એવામાં સાવરકરને યરોડા જેલમાં લાવવામાં આવ્યા. એમને આવ્યે થોડા દિવસ નહી થયા હોય અને જેલના નવા સુપ્રીનટેન્ડેન્ટ આવ્યા. તેમનું નામ મેજર મરે હતું. તેમણે પોતાની નવી જગા પર આવતાંની સાથેજ સાવરકરને કમીનાઇન વેચાણના મુખ્ય અધિકારી નિમ્યા. આથી કરીને સાવરકરને અત્યંત લાભ થયો. સગવડ મળી, અને જરા સગવડતાથી દિવસો પસાર થવા લાગ્યા. આ જગા પર આવવાથી કેદીઓના શિક્ષણ ગ્રંથનો સુધારો તથા શુદ્ધિની ચળવળ વિગેરે સાવરકર સહેલાઇથી સમાલી શકતા હતા. મહાત્મા ગાંધીજીને પણ આ અરસામાં આ જેલમાં રાખવામાં આવ્યા હતા ગાંધીજીની અસહકારી ચળવળનો અને ખિલાફત લડતનો સાવરકર ઉગ્રતાથી વિરોધ કર્યા કરતા હતા. ક્રાન્તિકારો પૈકી જે લોકો પોતાની માતૃભૂમિની સેવા કરતાં કરતાં ફાંસીને માચડે હસતા હસતા ચડી ગયા હતા અને જે ક્રાંતિકારો જેલમાંજ સજા ભોગવતાં મૃત્યુ પામ્યા હતા, તેમની કોઇપણ માહિતી, હકીકત યા ચરિત્ર રાજકીય કેદીઓને ખબર નહોતું. તેથી સાવરકરે આવા નરવીરોની ચરિત્ર-કથાનો ગ્રંથ તૈયાર કરવાનું કાર્ય શરૂ કરી દીધું.

મુંબઇના ગવરનર સર લોઇડ જ્યોર્જે યરવડા જેલની મુલાકાત લીધી અને સાવરકરને કઇ શરતોથી અને કયા સંજોગોમાં મુક્ત કરી શકાય તેમ છે

તેની ખુલ્લા દિલથી સંપૂર્ણ ચર્ચા કરી હતી આ વખતના યરવડા જેલના અધ્યક્ષ મેજર મરેએ આ હકીકત આંધીજીને જણાવી દીધી હતી

ત્યારબાદ કેટલોએ સમય પસાર થઇ ગયો એક દિવસે સાવરકર ૫૦-૬૦ રાજકીય કેદીઓની સભાને ક્રાન્તિકાર મદનલાલ ધિંગારાના જીવનની ચમકભરી હકીકતનું બ્યાન કરતા હતા તે સમયે જેલની ઓફીસમાંથી એક સાર્જન્ટ સાવરકરને બોલાવવા આવી પહોચ્યો, હતો સાવરકર જેવા ઓફીસમા પહોંચ્યા કે તરતજ અધ્યક્ષકે સાવરકરને મુબઇ સરકાર તરફથી આવેલુ એક લખાણ આપ્યુ. આ લખાણમાં સાવરકરે કેટલાક સુધારો કર્યો પહેલો સુધારો ખૂબજ લાંબો હોવાથી અધ્યક્ષકે તેમાં કાપકુપ કરી નાખી હતી ત્યારપછી એ નવા સુધારા માટે સાવરકર તથા જેલ સુપ્રિન્ટેન્ડન્ટ સમત થતાં એ ખરડો મુબઇ સરકારને મોકલી આપવામા આવ્યો ત્યારબાદ થોડા દિવસ પછી તા ૬-૧ ૨૪ ને રવી વારના રોજ તેમને છુટા કરવાનો હુકમ આવી પહોંચ્યો અને તેમને મૂક્ત કરવામા આવ્યા તા ૫-૧-૨૪ના રોજ ડોક્ટર સાવરકર પોતાના ભાઇને મળવા આવેલા ત્યારે બંનેને કલ્પના પણ નહોતી કે બીજેજ દિસે સરકાર સાવરકરને મૂક્ત કરી દેશે. મુક્તિ માટે બે શરતો નક્કી કરવામાં આવી હતી. પહેલી શરતએ હતી કે પાચ વર્ષ સુધી સાવરકરે રાજકારણમાં કોઇ પણ જાતનો ભાગ લેવો નહી બીજી શરત એ હતી કે પાચ વર્ષ સુધી સાવરકરે રત્નાગીરી જીલ્લાની સરહદની બહાર જવુ નહી

વર્ષો સુધી યાતનાઓ, દુખો, અને ત્રાસ ભોગવી આખરે સાવરકર મૂક્ત પામ્યા ! જેની વરસોથી પોતે અને પોતના સગાં તથા પોતાના અન્ય કાર્યકર્તાઓ કાગની ડોળે રાહ જોઇ રહ્યા હતા, તે મુક્તિ આખરે સાવરકરને પ્રાપ્ત થઇ ! હિંદના અગ્રગણ્ય નેતાઓ અને સગાઓ ઇ. માગણીઓના પ્રયત્નનુ આજ સફળ પરીણામ આવ્યું.

પોતાની મુક્તિ થતાંની સાથેજ સાવરકર નરસીંહ ચિંતામણ કેળકર, પ્રોફેસર અન્નાસાહેબ પરાંજપે, ડોક્ટર બહુ વિગેરે ઘણા સમય બાદ મળા આવ્યા ચાર પાંચ કલાક પૂના રહી તુરત તે મુબઇ આવવા બપોરની ગાડીમાંજ નીકળી પડ્યા. મુબઇમાં એક બે દિવસ રહી રત્નાગીરી

પહોંચી ગયા. ઘણા લાંબા સમય પછી, અનેક વર્ષોના બહાર વસવાટ પછી સાવરકર પોતાની માતૃભૂમિમાં આવી પહોંચ્યા.

સાવરકરની મુક્તિ અંગેનો એક લેખ 'ટાઇમ્સ ઓફ ઇન્ડીઆના' તા. ૧-૧-૨૪ ના અંકમાં current Topics માં પ્રસિદ્ધ થયો હતો. એ લેખમાં નીચેનું અશુભ અને નકામુ વાક્ય પણ લખવામાં આવ્યું હતું.

" At Ratnagiri, he will have a predecessor of a very different stamp. After the third Burmese war, king Thiban was esciled to Ratnagiri and it was that he died. "

( સાવરકર જે રત્નાગીરી પ્રદેશમાં જાય છે ત્યાં પ્રથમ એક તદ્દન જુદાજ પ્રકારના એક આદમીને સ્થાનબધ્ધ કરીને રાખવામાં આવ્યો હતો. ત્રીજા બ્રહ્મી યુધ્ધ પછી થીબા નામના રાજાને નિર્વાસીત કરી રત્નાગીરીમાં રાખવામાં આવ્યો હતો અને ત્યાંજ તેનું અવશાન થયું હતું. )



# પ્રકરણ ૧૬ મું.

## ઉપસંહાર.

સાવરકર જેલમાંથી મુક્ત થયા તે સમયે તેમની ઉમર લગભગ ૪૧-૪૨ વરસની હશે. સને ૧૯૨૪ પછી સાવરકરે લગભગ સાડાતેર વર્ષો રત્નાગીરીમાં વ્યતીત કર્યાં હાલ છ વર્ષથી સાવરકર મુંબાઇ રહે છે. સાવરકર જેવા દેશ ભક્તનું સંપૂર્ણ વિગતવાર પુસ્તક લખવું મુશ્કેલ છે તેમાં પણ આ ૧૯ વરસના સમયનું બ્યાન કરવું અતિ કઠીન છે છતા પણ મતિ અનુસાર કેટલીક મહત્વની હકીકતો તથા પ્રસંગો વર્ણવી આ મહાન દેશનેતાને ગ્રંથ પૂર્ણ કરીશ

સને ૧૯૨૪ની વર્ષા ઋતુમાં સાવરકર સરકારની પરવાનગી મેળવી ને નાસીક રહેવા ગયા હતા તે સમયે મહારાષ્ટ્રીય જનતા તરફથી ડોકટર મુંજેના હસ્તે તેમને રૂ—૧૨૦૦૦ની એક થેલી ભેટ ધરવામાં આવી હતી. પાંચ વર્ષ પુરા થયા છતા સાવરકર પર મૂકાએલા પ્રતિબંધો રદ કરવામાં આવ્યા નહોતા આથી શ્રી બાળાસાહેબ ખેર તથા વીર નરીમાન વિગેરે તેમાંથી સાવરકરને મુક્ત કરવા માટે અનેક પ્રયત્નો કર્યાં હતા પરંતુ એમનો એકે પ્રયત્ન પણ સફળ થવા પામ્યો નહી સાવરકર રત્નાગીરીમાં રહેતા હતા તે દરમ્યાનમાં તેમણે પોતાનો સમય હિંદુ સંગઠન, શુધ્ધિ કાર્ય તથા અસ્પૃશ્યતા નિવારણના કાર્યોમાં પોતાનો સમય પસાર કર્યો હતો જેટલી અને જ્યારે બની તેટલી તેમણે દેશ સેવા અવશ્ય કરી છે કયારે પણ સાવરકર એવી તક ચૂકયા નહી. હિન્દુ સમાજને એકત્ર કરવાના તેમના પ્રયત્નો અથાગ અને અવિરત હતા,

એમા શંકાને સ્થાન નથી. રત્નાગીરીમાં હિન્દુ સભાની સ્થાપના કરવામાં આવી. હિન્દુ સભા વિગેના સાવરકરના વિચારો સમસ્ત ભારતમાં પ્રસરવા લાગ્યા,

હિન્દુપદ પાદશાહી નામનો અંગ્રેજી ગ્રંથ તેમણે આજ અરસામાં લખ્યો હતો. તે ઉપરાંત મારી જન્મટીપનો અતિ વિખ્યાત થએલો ગ્રંથ પણ આજ અરસામાં સાવરકરે સંપુર્ણ કર્યો. ભાઇ પરમાનંદ, બારીન્દ્રકુંવર ઘોષ તથા ઉપેન્દ્રનાથ બેનરજી વિગેરેએ પોતાના જેલ જીવનના અનુભવોના નીચોડ સમા અનેક પુસ્તકો લખ્યાં છે ખરાં પણ ' મારી જન્મ ટીપની ' તોલે એક પણ ગ્રંથ મુલ્યાંકનમાં આવી શકે નહી, એ સત્ય છે. આ ગ્રંથને સમસ્ત ઉચ્ચ જગતના ગ્રંથમાંનો એક ગ્રંથ મનુએ તો જરાપણ અતિશયોક્તિ કે આત્મપ્રશંસા જેવું નથી. ખરેખર 'મારી જન્મટીપ' એ સર્વોત્તમ ગ્રંથ છે ! સાવરકર સને ૧૯૨૬ થી ૧૯૩૦ સુધી વગર નામથી ' શ્રધ્ધાનંદ ' તથા ' કીર્લોસકર ' નામના મારીકોમાં લેખો લખતા હતા. પોતાના ક્રાન્તિપક્ષના વિચારોને જનતા સમક્ષ વહેતા મૂકતા અને પોતાના સહકાર્યકર્તાઓને તથા પોતાના કાર્યને જનતા સમક્ષ ધરી દેતા હતા. આમ પોતાનો પ્રચાર કરતા હતા.

સાવરકર જો કે રત્નાગીરીમાં સ્થાન બધ્ધ હતા તેથી તેમનાથી રત્નાગીરી છોડીને બહાર જઇ શકાતું નહી પરંતુ બહારથી હિન્દના ઘણા દેશભકતો તેમને મળવા તથા રાજકીય ચર્ચા કરવા આવતા હતા. બેલગાંવ કોંગ્રેસ અધિવેશન પછી શ્રી વી. વી. આય્યર રત્નાગીરી મળવા આવ્યા હતા. અને સાવરકરને મળીને મદ્રાસ ચાલ્યા ગયા હતા. અંદામાનમાં જેમનો પરિચય થયો હતો તે શ્રી. ગોપાળ હાલમાંજ અવસાન પામ્યા હતા. જબલપુરના શ્યાનચંદ વર્મા, તેમજ સચ્ચીન્દ્રનાથ સન્યાલ વગેરે મહાશયો સાવરકરને મળવા માટે ખાસ રત્નાગીરી ઉતરી આવ્યા હતા. મહાત્મા ગાંધીજી જો કે સાવરકરને મળવા માટે ખાસ રત્નાગીરી ગયા નહોતા પરંતુ કોમ પ્રસંગે જ્યારે તેમને સને ૧૯૨૭ માં આવવાનું થયું હતું ત્યારે તેઓ સાવરકરને મળ્યા હતા.

આ બન્ને દેશભકતો અને ભારત માતાના લાડીલા સપુતો વચ્ચે લગભગ પોણો કલાક સુધી હિન્દુ સંગઠન વિષે મહત્વની અને અતિ રસપ્રદ ચર્ચા ચાલી હતી. સંને ૧૯૨૪ માં જ્યારે સાવરકર નાસીકમાં હતા ત્યારે તેમને લોક નાયક બાપુજી અણે સાથે પરીચય થયો હતો. સાવરકર રત્નાગીરી રહેતા

તે સમયમાં તેમનાં પુરાણા મિત્રો આ નશ્વર દેહ છોડી ચાલ્યા ગયા હતા. નાસીકના કરી ગોવિંદ, શ્રી વી વી. એસ. અય્યર, લાલા લજપતરાય, પ્રો. અણ્ણા સાહેબ, પરાંજપે, પંડીત શામજી, કૃષ્ણવર્મા, શ્રીમની કામાબહેન વિગેરેનાં મૃત્યુ આજ અરસામાં થવાથી આ મહાન દેશ વિભૂતિઓ માટેના પોતાના વિચારો તેમણે 'શ્રદ્ધાનંદ' નામના માસીકમાં પ્રસિધ્ધ કર્યા છે.

સને ૧૯૨૫ મા સાવરકરને ત્યાં પુત્રીનો જન્મ થયો હતો. તેનું નામ પ્રભાતાઇ રખવામાં આવ્યુ હતુ. ત્યાર બાદ થોડા સમય પછી એક બીજી કન્યાનો જન્મ થયો પરંતુ તે દોઢ–બે વર્ષમાજ મરણ પામી. ત્યાર પછી સને ૧૯૨૮ ની સાલમા રત્નનો જન્મ થયો તેનું નામ વિશ્વાસ રાખવામાં આવ્યું હતુ.

સાવરકર રત્નાગીરીમા રહીને હિન્દુ મહાસભાનું કાર્ય તથા શુધ્ધિ કાર્ય કરી રહ્યા હતા તે અરસામાં શ્રીમંત ભાગોજી શેઠકીરની મદદથી રત્નાગીરીમાં અખિલ હિન્દુઓ માટે પતિત પાવન નામનું મંદિર બંધાવ્યું હતુ. અત્યારે પણ હિન્દુ મહાસભામાં જે ધ્વજ ગીત ગવાય છે. તે ધ્વજગીત તથા તે પ્રકારની અન્ય સુંદર કવિતાઓ સાવરકરે તે સમયે લખી પ્રસિધ્ધ કરી હતી. પંજાબના દેશભક્ત અને પોતાની ફાસીથી ભારત વિખ્યાત બનનાર યુવાન ભગતસીંગના ફાંસીએ ચઢયા બાદ સાવરકરે એ શુરવીરના ચરિત્રનું વર્ણન કરતું એક ખુબજ સુંદર કાવ્ય લખ્યું હતું.

સને ૧૯૩૭ ના મે માસમાં સાવરકર પરના સર્વ પ્રતિબંધો સરકારે ઉઠાવી લીધા. આ પ્રતિબંધો દૂર કરવાનો સુયશ તે વખતના હંગામી મંત્રી મંડળના સભાસદ બેરીસ્ટર જમનાદાસ મહેતાને જાય છે. એ બાબતની ખાસ નોંધ દરેક વાંચક લે એવી મારી ઇચ્છા છે! અત્યાર સુધી જે કોઇ ન કરી શકયું તે એમણે તુરત જ કરી નાંખ્યુ. બેરીસ્ટર મહેતાએ સાવરકરના આ પ્રતિબંધો ઉઠાવી લેવા માટે જે સુંદર અને જોરદાર દલીલો કરી હતી તે ન કરી હોત તો સાવરકરને નિર્વાસિત કેદી તરીકે જીવન ગાળવુ પડયું હોત. આ માટે સાચેજ તેઓ અભિનંદને પાત્ર છે. સાથે સાથે બંધનમુક્ત થવાથી હિન્દુ મહાસભા દ્વારા જનતાની તથા હિન્દુઓની જે અમૂલ્ય સેવા, જે મહાન કાર્ય કરી શકયા તે કદાપી પણ પ્રતિબંધો નીચે રહીને ન કરી શકયા હોત. એ નિર્વિવાદ વાત છે! પોતાના પરનો પ્રતિબંધ દૂર થતાની

સાથેજ તેમની રાજકીય કારકિર્દીની શરૂઆત થવા પામી હિન્દુ મહાસભાનું કાર્ય હાથમાં લઇને સાવરકરે મતાન સિવાય મહારાષ્ટ્રના તમામ પ્રાંતોમાં ફર્યા હતા. સર્વ દેશભરે પ્રચાર કર્યો હતો સાચી વસ્તુ સ્થિતિથી લોકોને વાકેફ કર્યા હતા

સને ૧૯૩૭ ની સાલમાં હિન્દુ મહાસભાનું અધિવેશન અમદાવાદ ભરાયું હતુ તેમાં તેઓ અધ્યક્ષ તરીકે ચુંટાયા હતા ત્યાર બાદ નાગપુર, કલકત્તા, મદુરા, ભાગલપુર, અને કાનપુર વિગેરે ઠેકાણે જે જે હિન્દુ મહાસભાના વાર્ષિક અધિવેશનો ભરાયેલાં તે દરેક પ્રસંગે સાવરકરને જ પ્રમુખ તરીકે ચુંટી કાઢવામાં આવ્યા હતા

હિન્દુ મહાસભા તરફથી નિઝામ હૈદ્રાબાદમાં નિઃશસ્ત્ર ચળવળ શરૂ કરવામાં આવી હતી. તેવાજ પ્રકારની ચળવળ ભાગલપુરમાં પણ શરૂ કરવામાં આવી હતી આ બન્ને લડતની દોરવણી સાવરકર આપતા હતા.

આ લડત ઘણીજ પદ્ધતી અને સુંદર રીતે સંચાલન કરી હતી. બન્ને ચળવળો સારી રીતે ચલાવવાનો યશ સાવરકરના હસ્તક ગયો હિન્દુ મહાસભા તરફથી ચલાવવામાં આવતી નિઝામ સરકાર વિરૂધ્ધ ચળવળનો આખરે સાવરકરે અંત આણ્યો આ અંત લાવવામાં સાવરકરે અત્યંત મુત્સદ્દીગીરી વાપરી હતી એમાં શંકાને સ્થાન નથી આ લડત બંધ થયા બાદ તુરત એક માસમાંજ બીજા વિશ્વયુધ્ધની શરૂઆત થવા પામી, યુધ્ધ શરૂ થવાથી બ્રિટીશ સરકારને નિઝામ સરકારની જરૂર પડે એ તદ્દન સ્વાભાવિક છે તેથી બ્રિટીશ સરકાર નિઝામ સરકારને કોઇપણ રીતે નારાજ કરવા રાજી ન હોય એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી ઉપરની લડત બંધ કરવાનો સાવરકરનો આશય એ હતો કે યુધ્ધ શરૂ થતાં વિપરિત પરિસ્થિતિ ઉત્પન્ન થાય અને પોતાના સ્વયંસેવકો નિઝામ સરકારની જેલમાં સડી સબડી કરી દુખમય દિવસો વ્યતિત કર્યા કરશે તો પછી નિષ્કારણ શક્તિનો દુરૂપયોગ કરવાનો કોઇ અર્થ નહોતો આમ સાવરકરે સેંકડો સ્વયંસેવકોના દુખ કષ્ટ બચાવ્યાં એમ કહી શકાય ! લડત ક્યારે શરૂ કરવી અને ક્યારે બંધ કરવી એ જે માનવી જાણે છે તેજ નેતા બની શકે છે, તેજ લડત ઉપાડી શકે છે, તેજ લડતને સફળ બનાવી શકે છે. બાકી અડધી સમજના નેતાઓ જનતાને પારાવાર નુકશાનમાં માત્ર મૂકી દે છે અને આ રાજ્યનીતિનું એક મહાન

તત્વ છે ! સાવરકરની આ રીતે ભારતના મહાન નેતાઓમાં ગણના કરવામાં કોઇપણ પ્રકારની અતિશયોક્તિ નથી.

ભારતીય રાજકારણની ઉત્તમ ચિકીત્સા કરવા માટે બેરીસ્ટર સાવરકર અજોડ મનાય છે. તે નીચેના બેચાર પ્રસંગો પરથી જણાઇ આવે છે. વાઇસરાય સાથે જ્યારે તેમની મુલાકાત થઇ અને રાજકારણની ચર્ચા થવા પામી હતી ત્યારે. સર સ્ટ્રેફોર્ડ ક્રીપ્સ હિન્દના ભાગલા માટે પોતાની યોજના લઇને હિંદ આવ્યા હતા અને એમની સાથે ચર્ચા થઇ હતી ત્યારે તેમને બરોબર સજજડ જવાબો આપેલા તે સમયે તથા સર સપ્રુના અધ્યક્ષપણા નીચે સર્વપક્ષ પરીષદ ભરાઇ હતી અને રાજકારણની ચર્ચા થઇ હતી તે પ્રસંગે, સાવરકરની રાજકારણની ઉત્તમ ચિકીત્સા બુદ્ધિના ચમકારા જણાઇ આવ્યા હતા

ભારતના આધુનિક રાજકારણ યુગમાં જે થોડા ઘણા દેશ ભક્તો થઇ ગયા અને જે કેટલાક હજુ પણ આપણા સદભાગ્યે જીવત છે. તે બધાના ચરિત્રનો અભ્યાસ કરી વિચારીએ તો આપણને એમ લાગ્યા સિવાય રહેશે નહીં કે તેઓ કોઇ ખાસ પરિસ્થિતિને કારણેજ દેશભક્તિ તરફ વળ્યા છે આઇ. સી. એસ. પરીક્ષા પાસ થનાર અને નપાસ થનાર દેશનેતાઓની સંખ્યા ઓછી નથી. આઇ. સી. એસ. નપાસ થનાર દેશનેતા થાય એ સ્વાભાવિક છે. જ્યારે આઇ. સી. એસ. પાસ થનારને મોટી સરકારી નોકરી મળે પરંતુ તેનો ત્રાસ સહન ન થવાથીજ આ સરળ રસ્તા તરફ વળ્યા લાગે છે. આ લોકોએ દેશની અપાર અને કિંમતી સેવા કરી છે. એમણે ઘણાં બલિદાનો આપ્યાં છે. પોતાના સુખ સાધનો ત્યજ્યાં છે.

દેશભક્તિ કરતા કર્તા વકીલાત અને ડોકટરી સારા પ્રમાણમાં ચાલે અને ધૂમ પૈસો મળે એટલા માટે પણ તેઓ દેશસેવા તરફ વળ્યા. કેટલાકને જ્યારે વર્તમાનપત્ર ચલાવતાં ચલાવતાંજ દેશભક્તિનો નાદ લાગ્યો

પરંતુ આ સર્વથી નિરાળી હોય તો તે સાવરકરની દેશભક્તિ ! તે સમજણા થયા ત્યારથીજ તેઓ દેશભક્ત હતા. તેમને દેશ સેવા, દેશપ્રેમ અને આઝાદી નાનપણથી ખૂબ ગમતાં. સાવરકર એમ માનતા કે હિંદ એક અને અવિભાજ્ય છે. તેઓ સ્પષ્ટ રીતે માનતા અને કહેતા કે સમસ્ત જગતના

માનવ જીવનને સુખી કરવું હોય તો ભારતને પારકી સત્તાની બેડી નીચેથી છોડાવવું જોઈએ. ભારતની આઝાદી સિવાય જગતનું સુખ શકય નથી।

સ્વરાજ શી રીતે મેળવવું તે સંબંધમાં સાવરકર અતિ સ્પષ્ટ હતા.

વિજ્ઞાનિક શસ્ત્રોથી સજ્જિત રાજ્ય જ્યારે બીજા નિઃશસ્ત્ર રાજ્ય પર અમલ બજાવે છે ત્યારે તેમાંથી મુક્તિ મેળવવા માટે સશસ્ત્ર ક્રાન્તિજ આવશ્યક છે, અન્ય માર્ગ નહીં. આ વિચારમાં તે મક્કમ હતા અને સશસ્ત્ર સરકાર માથા પર હોય ત્યાં સુધી ખુલ્લી રીતે સશસ્ત્ર લડત ચલાવવી અગર તૈયારી કરવી અશક્ય છે। તેથીજ ગુપ્ત મંડળો સ્થાપવાની આવશ્યકતા ક્રાન્તિકારીને પડે છે. આની ચર્ચા સાવરકરે વિસ્તૃત રીતે મેઝીનીના ચરિત્ર ગ્રંથની પ્રસ્તાવનામાં તથા Indian war of Independence ગ્રંથમાં કરી છે. આ મંડળથી ખુલ્લી રીતે જે જે શસ્ત્ર વાપરતાં શીખી શકાય તેમ હોય તે અવશ્ય શીખી લેવાં, એમ સાવરકર ખાસ માનતા માટેજ આ બીજા વિશ્વ-યુધ્ધમાં દરેક હિન્દીઓએ જોડાઇ જવું જોઈએ એમ સાવરકર ઉપદેશ આપતા હતા, જેથી કરીને હિંદીઓ શસ્ત્ર વાપરતાં શીખી જાય અને ભવિષ્યમાં એ કામ લાગે. રાષ્ટ્ર આખુ આ પ્રમાણે શસ્ત્ર વાપરતાં તથા શસ્ત્રની બનાવટ જાણતું બની જાય તો ભવિષ્યમાં તે પોતાની આઝાદી હાંસલ કરવામાં જરૂર વાપરી શકે. તે ઉપરાંત નિર્માલ્ય અને શક્તિ વિહિન પ્રજા તુરતજ નાશ પામે છે. તે ઉપરાંત સ્વાતંત્ર્ય મેળવવા માટે શસ્ત્ર બનાવવાં) શસ્ત્ર વાપરવાં અને શસ્ત્ર વિજ્ઞાનનો સંપૂર્ણ અભ્યાસ આ ત્રણુ બાબત જાણતું રાષ્ટ્ર ગુલામ નજ રહી શકે. યાંત્રિક અને વૈજ્ઞાનિક શક્તિઓ પ્રત્યેનું આપણું દુર્લક્ષ આપણને ફાયદો નહીં પણ ગેરફાયદોજ આપનારૂં નિવડશે. આ બંન્નેનો ઉત્કર્ષ કરવામાંજ ભારતની આઝાદી છુપાએલી છે. એમ માનવાને કોઇ પ્રકારનો વાંધો નથી. વિજ્ઞાન તથા યંત્રો તરફ સમાજનું ભોળપણુ તથા તિરસ્કાર કાયમ રાખવો એટલે દેશને ઘાતક બનવા સમાન છે. આત્મીય બળનો ખોટો દંભ કરી તકલી રેંટીયાને જાપાનની અને લેંકેશાયરની સરખામણીમાં મૂકવા એ તદ્દન .અર્થ-હિન બાબત છે. અને તકલી અને રેંટીયાથી મીલોબંધ પાડવાનો તથા મીલો સાથે હરીફાઇમાં ઉતરવાનો વિચાર હાસ્યાપદ છે. ખાંડવા દળવાથી જો દેશોધ્ધાર થશે અને આઝાદી બારણું ઠોકતી ઘેર આવશે એ વાતને ઝાઝી લક્ષમાં લેવી એ નરી અજ્ઞતા છે.'